# स्वर्गनो प्रकाश



હરે રામ હરે રામ, રામ રામ હરે હરે;
હરે કૃષ્ણ હરે કૃષ્ણ, કૃષ્ણ કૃષ્ણ હરે હરે.

लेखक—स्वर्गस्थ अमृतलाल सुंदरजी पढियार
ચોરવાડ, (કાઠિયાવાડ)

सस्तु साहित्य वर्धक कार्यालय तरफथी
संपादक अने प्रकाशक: भिक्षु—अखंडानंद
અમદાવાદ અને મુંબઈ—૨

આવૃત્તિ ૨ જી, પૃષ્ઠ ૩૩૬, પ્રત ૫૫૦૦, સંવત ૧૯૯૬
મૂલ્ય રૂપિયો ૧।—, અન્યત્ર ૦)= વધુ

ના પ્રેમની એવી લયલીનતા હોય છે કે, એવી લયલીનતાનો આ જગતના માયિક લોકોને ખ્યાલ પણ આવી શકે નહિ; કારણ કે એ નવી દુનિયામાં જે પ્રભુપ્રેમી ભગતો છે, તેઓની આંખમાંથી પ્રેમ ઝરે છે, તેઓની વાણીમાંથી પ્રેમ ઝરે છે, તેઓના ચહેરામાં-થી પ્રેમ ઝરે છે, તેઓનાં મસ્તક ઉપર પ્રેમનાં કિરણો ફર્યા કરે છે, તેઓના શ્વાસમાંથી પ્રેમ વહ્યા કરે છે, તેઓના સ્વાભાવિક આ-નંદમાંથી પ્રેમ વહ્યા કરે છે. ટૂંકામાં એજ કે તેઓ પોતેજ પ્રેમ-ની પ્રતિમા જેવા બની ગયેલા હોય છે. આવા પ્રભુપ્રેમી ભગતો-નાં દર્શન થાય એ પણ બહુ દુર્લભ વાત છે; પણ નવી દુનિયામાં તો એવાં દર્શન ઠેકાણે ઠેકાણે થયા કરે છે.

હે હરિજનો! આવા આવા અનેક આનંદો આસ્તિક ભગતો-ની નવી દુનિયામાં હોય છે અને તે બધું શ્રદ્ધાળુ ભગતો અંદરની આંખોથી બહુ ખુલ્લી રીતે જોઇ શકે છે, તેથી તેઓના આનંદનો કાંઇ પાર રહેતો નથી અને તેમાં વિશેષ ખૂબી એ છે કે, આ બધા પ્રસંગોમાં અને નવી દુનિયાનાં દરેક સ્થળોમાં અનંત બ્રહ્માંડના નાથ સર્વશક્તિમાન પરમાત્મા પોતે હાજર હોય છે તથા તે પોતા-ના આશીર્વાદથી, પોતાની કૃપાથી, પોતાના પ્રેમથી અને પોતાના જ્ઞાનથી શ્રદ્ધાળુ ભગતોને ભીંજવી નાખે છે અને તેને ઉપરાઉપરી અનેક જાતની અદ્ભુત બક્ષિસો આપીને પોતાના ઉપકારના સમુ-દ્રમાં ડુબાવી દે છે. આવો આનંદ પોતાની શ્રદ્ધાની નવીન સૃષ્ટિમાં આસ્તિક ભગતો ભોગવે છે; માટે બંધુઓ અને બહેનો! અમે તમને વિનતિ કરીએ છીએ કે, જો ભગવાનના આવા અલૌકિક આનંદો ભોગવવા હોય અને શ્રદ્ધાના બળથી નવી દુનિયાના દર-વાજા ખોલી આવા મહાઆનંદોમાં દાખલ થવું હોય, તો જેમ બને તેમ સત્સંગમાં મચ્યા રહેજો અને ભગવાનમાંથી આવેલી સાચી શ્રદ્ધાનું બળ રાખજો, આત્મિક શ્રદ્ધાનું બળ રાખજો અને દિનપ્રતિ-દિન તેમાં વધારો થાય તેમ કરજો એજ અમારી પ્રાર્થના છે.



જ્યારે આપણો જીવ જાગે અને અંતરમાં ખરી તાલાવેલી લાગે; જ્યારે જગતની વસ્તુઓનું ખરું સ્વરૂપ સમજાઈ જાય ને તેનો મોહ ઓછો થઈ જાય; જ્યારે હું કોણ છું, અહીં શા માટે આવ્યો છું, મારે પાછું ક્યાં જવું છે અને હાલના વખતનું મારું કર્તવ્ય શું છે એ સમજાય; જ્યારે બ્રહ્માંડના નાથનો મહિમા સમજાય; તેની ખૂબી સમજાય, તેનું સર્વવ્યાપકપણું સમજાય, તેનું નિરાકારપણું સમજાય અને તે પોતેજ આપણા અંતરમાં રહેલો છે એમ સમજાય; જ્યારે તેનાં દરેક કામોમાં તેની દયા દેખાય અને તેથી સુખ વખતે તથા ખરેખરા દુઃખ વખતે પણ તેનો ઉપકાર મનાય; જ્યારે સંસારનું તથા આપણી જિંદગીનું બધું ચક્ર તેનાથી ચાલે છે એમ પ્રત્યક્ષ અનુભવાય, જ્યારે બીજાં બધાં તત્ત્વોને જુદાં પાડતાં આવડે અને છેવટના એક પરમતત્ત્વ સાથે એકતા અનુભવતાં આવડે, જ્યારે અંતરમાંથી બધી જાતના સંશયો મટી જાય, બધી જાતની વાસનાઓ બળી જાય અને બધી જાતની ઇચ્છાઓ પૂર્ણ થઇ જાય; જ્યારે એમ લાગે કે, આ જગતમાં જે મેળવવા લાયક તત્ત્વ છે તે મને મળ્યું, જે જાણવા લાયક તત્ત્વ છે તે મેં જાણ્યું અને આ જિંદગીનો જે હેતુ હતો તે પૂર્ણ થયો, હવે મારે કંઇ જાણવાનું કે કરવાનું બાકી રહ્યું નથી, એવી ખરેખરી છેક અંદરથી તૃપ્તિ થઈ જાય અને જ્યારે यत्र यत्र मनोयाति तत्र तत्र समाधयः એવી દશા થઇ જાય ત્યારે જાણવું કે, પરમ કૃપાળુ પરમાત્મા સાથે ખરી ઓળખાણ થઈ છે. હવે જે ભક્તને કે જે જ્ઞાનીને એવી ખરી ઓળખાણ થઈ ગઈ હોય, તેનાં લક્ષણો કેવાં હોય તે માટે મહાત્માઓ કહે છે કેઃ-

જેને પ્રભુ સાથે ઓળખાણ થઇ ગઈ હોય, તે ભક્તોનાં નેણવેણ બદલાઈ ગયેલાં હોય છે, તેના આચારવિચારમાં નિર્દોષતા, દઢતા તથા શાંતિ આવી ગયેલી હોય છે. તેની વાણીમાં સ્વાભાવિક રીતે શાસ્ત્રોના સિદ્ધાંતો ચાલ્યા આવે છે, તેના ચહેરા ઉપર એક જાતનું કુદરતી નૂર હોય છે, તેના અંતરમાં ઊંચા પ્રકારની કુદરતી શાંતિ હોય છે, વહેવારનાં મોટામાં મોટા સુખદુઃખના ધક્કાઓ પણ તેમને કાંઇ અસર કરી શકતા નથી. ગમે તેવા સંજોગો બદલાઈ જાય તોપણ તેઓના ઈશ્વરી જ્ઞાનમાં કાંઇ ખામી આવતી નથી. તે તો ઊલટું દિનપ્રતિદિન વધતુંજ જાય છે. મનુષ્યજાત સાથેની તથા જગતના જીવો સાથેની તેની બેહદ ભલાઈ હોય



# स्वर्गनो प्रकाश

હરે રામ હરે રામ, રામ રામ હરે હરે;
હરે કૃષ્ણ હરે કૃષ્ણ, કૃષ્ણ કૃષ્ણ હરે હરે.

लेखक--स्वर्गस्थ अमृतलाल सुंदरजी पढियार
ચોરવાડ, (કાઠિયાવાડ)

सस्तु साहित्य वर्धक कार्यालय तरफथी
संपादक अने प्रकाशकः भिक्षु-अखंडानंद
અમદાવાદ અને મુંબઈ-૨

આવૃત્તિ ૨ જી, પૃષ્ઠ ૩૩૬, પ્રત ૫૫૦૦, સંવત ૧૯૯૬
મૂલ્ય રૂપિયો ૧।=, અન્યત્ર ૦)= વધુ



# प्रकाशकनुं निवेदन

આ 'સ્વર્ગના પ્રકાશ'ની બીજી આવૃત્તિની ૫૫૦૦ પ્રત પ્રસિદ્ધ થાય છે.

આ ગ્રંથની પહેલી આવૃત્તિ સંવત ૧૯૮૧ માં "વિવિધ ગ્રંથમાળા"દ્વારા પ્રસિદ્ધ થઇ હતી. તે ઘણા વખતથી ખલાસ થઇ હતી અને તેની સતત માગણી છતાં અનુકૂળતાના અભાવે આટલા લાંબા ગાળે આ આવૃત્તિ પ્રસિદ્ધ થઇ શકે છે.

એ સિવાયનાં–સ્વર્ગનું વિમાન, સ્વર્ગની કુંચી, સ્વર્ગનો ખજાનો, સાચું સ્વર્ગ અને સ્વર્ગની જિંદગી, એ પુસ્તકોની નવી પુનરાવૃત્તિઓ અત્ર તરફથી તરતમાંજ પ્રસિદ્ધ થયેલી છે અને હાલ તે બધાં મળી શકે છે.

આ પુસ્તકની કિંમતમાં ચાલુ લડાઇની મોંઘવારીને લીધે થોડો વધારો કરવો પડત; પરંતુ વાચકવર્ગના પુણ્યયોગે કાગળોની ખરીદી માટેનો ઠરાવ એક વર્ષ સુધીનો લડાઇ અગાઉજ થઇ ગયેલો હોઇ તેની મોંઘવારીનો બોજો પડ્યો નથી; અને બીજું બોર્ડ, છીંટ, શાહી, ઇત્યાદિની મોંઘવારીને લીધે પૂઠું બોર્ડપટ્ટીનું રાખીને મોંઘવારીનો બોજો ઓછો કરી શકાવાથી આ ગ્રંથ અગાઉના મૂલ્યે પ્રસિદ્ધ થઇ શકે છે.

શુદ્ધિપત્ર પાન ૧૮ ઉપર છપાયું છે, તે પ્રમાણે ગ્રંથ સુધારીને વાંચવો ઘટે.

સ્વર્ગનાં પુસ્તકોની ઉપકારકતા ઇત્યાદિ વિષે આ પછીનાં પૃષ્ઠોમાં છપાયલા પહેલી આવૃત્તિના નિવેદનમાં જણાવેલું છે, તે તરફ વાચકબંધુઓનું ધ્યાન ખેંચવામાં આવે છે; અને અંતે એટલુંજ જણાવવાનું કે, સર્વકોઇ આવા ગ્રંથોનાં શ્રવણ, વાચન, મનનથી આગળ વધતા ચાલી સર્વેશ્વરની અધિક કૃપા પામવાને યોગ્ય થતા ચાલે અને ઉન્નતિ પ્રાપ્ત કરે, એવી ભાવનાપૂર્વક **हरिः ॐ तत्सत् ॥**

શ્રાવણ વદી ૫,<br>સંવત ૧૯૯૬

—ભિક્ષુ અખંડાનંદ

# आगली आवृत्तिनुं निवेदन

× × × ×

આગળ જણાવ્યું તેમ આ પુસ્તક પણ તેમનાં અપ્રસિદ્ધ પુસ્તકો-માંનુંજ એક હોઇને સ્વર્ગનું વિમાન, કૂંચી વગરેના ધોરણે લખાયલું છે. એમાં જુદા જુદા પ્રકારનાં ૬૭ દાખલા–દષ્ટાંતો તેમજ તે પછીના પાંચ ઉપયોગી લેખોદ્વારા ભક્તિમાર્ગના બોધદાયક વિચારો બહુજ સાદી છતાં હૃદયગ્રાહી ભાષાશૈલીથી સમજાવેલા છે. પઢિયારજીના એ પાંચ લેખો પણ એ દાખલા–દષ્ટાંતોના જેવાજ ઉદ્દેશવાળા અને તેને ટેકારૂપ હોવાથીજ આ પુસ્તક સાથે યોજ્યા છે.

પઢિયારજીનાં ઘણાંખરાં પુસ્તકોના નામમાં 'સ્વર્ગ' શબ્દ આવતો હોવાથી એકબીજા ગ્રંથો વચ્ચેનો ફરક વાચકબંધુઓના ખ્યાલમાં આવે તે સારુ એ વિષેનું સ્પષ્ટીકરણ તેમના પોતાના શબ્દોમાંજ અહીં આપીએ છીએ. તેઓ લખે છે કેઃ—

"આ લોકપ્રિય થઇ પડેલાં સ્વર્ગનાં પુસ્તકો જુદા જુદા અધિ-કારીઓ માટે લખાયેલાં છે. જેમકે મુશ્કેલીઓમાંથી કેમ આગળ વધાય અને સાધન વિનાની સ્થિતિમાંથી તથા અનેક પ્રકારની માનસિક અને સાંસારિક મુશ્કેલીઓમાંથી કેમ આગળ વધાય તે સમજાવવા માટે **"સંસારમાં સ્વર્ગ"** લખેલું છે. જમાનાને અનુસરતા નવીન વિચારોને કેમ ખીલવવા તથા પરમાર્થની ભાવનાઓને કેવી રીતે અમલમાં આણવી તે બાબત બહુ ચોખ્ખી રીતે સમજાવવા માટે **"સાચું સ્વર્ગ"** લખેલું છે. જિંદગી સુધારવામાં કામ લાગી શકે તેવા હિંદુધર્મના ઉત્તમ સિદ્ધાંતો સમજાવવા માટે તથા શ્રીમદ્ભગ-વદ્ગીતાનું રહસ્ય સમજાવવા માટે **"સ્વર્ગની સીડી"** નું પુસ્તક લખેલું છે, સ્ત્રીઓમાં જે સ્ત્રીપણું રહેલું છે, તેની મહત્તા સમજાવવા માટે તથા પતિપ્રેમ વધારવા માટે પ્રેમીલી સ્ત્રીઓ સારુ **"સ્ત્રીઓનું સ્વર્ગ"** લખેલું છે. આપણી બહેનો પોતાનાં ઘરમાં રહીને પણ પોતાનાં ભાઇબહેનોની જરૂરિયાતનાં પરમાર્થિક કામો કરી શકે તથા પોતાનું જીવન સુધારી અંતરનો સંતોષ લઇ શકે તે સારુ **"સ્વર્ગની સુંદરીઓ"** નું પુસ્તક લખેલું છે. આપણા ઊછરતા જુવાન બંધુ-ઓને શાંત રાખવા માટે, તેઓને પોતાનું કર્તવ્ય સમજાવવા માટે તથા તેઓને નવાયુગની નવી ભક્તિ બતાવવા માટે **"સ્વર્ગનાં રત્નો"** નું પુસ્તક લખેલું છે. એ સિવાય એક મહાત્માના સત્સંગ-

મંડળમાં અપાતાં ખાસ ચમત્કારિક અને અસરકારક દૃષ્ટાંતોમાંથી સ્વર્ગનાં બીજાં પાંચ પુસ્તકો લખેલાં છે. તેમાં પહેલું **"સ્વર્ગનું વિમાન"** છે; તેમાં પ્રભુનો પ્રેમ જગાડવા સારુ સૌ લોકોને ગમી જાય તેવા ટૂંકા ટૂંકા કીમતી દાખલાઓ છે. તે પુસ્તક લોકોને ભક્તિ-માર્ગમાં લાવવા માટે છે. એ પછી ભક્તિનું બીજું પુસ્તક **"સ્વર્ગની કૂંચી"** છે; તેમાં ભકતોનાં લક્ષણો, ભકતોનું કર્તવ્ય અને ઇશ્વરના મહિમાનું તથા ઇશ્વરના સ્વરૂપનું વર્ણન કરેલું છે. એ પુસ્તક પ્રભુપ્રે-મમાં જરા આગળ વધેલા હરિજનો માટે લખાયેલું છે. આ પછી ભક્તિમાર્ગનું ત્રીજું પુસ્તક **"સ્વર્ગનો ખજાનો"** છે; તેમાં ધર્મને લગતા ઘણી જાતના વિગતવાર ખુલાસાઓ છે. એ પુસ્તક ધર્મના તથા ભક્તિના ભેદો સમજવા ઇચ્છનાર હરિજનો માટે લખા-યેલું છે. એ પ્રમાણે જુદા જુદા અધિકારીઓ માટે જુદા જુદા હેતુ-ઓથી સ્વર્ગનાં જુદાં જુદાં પુસ્તકો લખાયેલાં છે. તેમજ **"સ્વર્ગની સડક"** તથા **"સ્વર્ગનો આનંદ"** આ બે પુસ્તકો એક પ્રકારના ખાસ ભકતો તથા હરિજનો માટે લખાયેલાં છે."

પઢિયારજીએ પોતાનો "સ્વર્ગ" શબ્દનો અર્થ પણ સ્વર્ગનાં રત્નોમાં પોતાની સાદીસીધી ભાષામાં નીચે પ્રમાણે લખ્યો છે.

"સ્વર્ગ એટલે મહાત્માઓ કબૂલ રાખે તેવું ઊંચામાં ઊંચી જાતનું સુખ, સ્વર્ગ એટલે અંતરાત્માની તૃપ્તિ થાય તેવી સ્થિતિમાં રહેવું તે અને સ્વર્ગ એટલે પ્રભુમય જીવન તથા પ્રભુ પોતે, એ મારા સ્વર્ગ શબ્દનો અર્થ છે."

આવું સ્વર્ગ—એટલે કે મોક્ષ—તેની પ્રાપ્તિને માટે વેદાંતના ગ્રંથોમાં અંતરંગ સાધન તરીકે અધ્યાત્મ વિદ્યાનું શ્રવણ, મનન અને નિદિધ્યા-સન; તેમજ બહિરંગ સાધન તરીકે વિવેક, વૈરાગ્ય, ષટ્‌સંપત્તિ અને મુમુક્ષુતાને વર્ણવેલાં છે; અને બહિરંગ સાધનચતુષ્ટયથી સંપન્ન એવા મુમુક્ષુનેજ અંતરંગ સાધન અથવા સાધનાનો અધિકારી માનેલો છે. એમાં શ્રવણરૂપી અંતરંગ સાધન મુમુક્ષુને તત્ત્વજ્ઞાન સુણાવે છે; મનન એ જ્ઞાનને સંશયરહિત અને દૃઢ બનાવે છે; તથા નિદિધ્યાસન એ જ્ઞાનની પુનરાવૃત્તિઓદ્વારા ઉચ્ચ આધ્યાત્મિક ભાવોથી ઊભરાતી અનેકવિધ ઊર્મિઓને ઊપજાવી અંતઃકરણમાંનાં શેષ આવરણોને ભેદે છે અને આનંદમય કોશની ખિલવણી કરીને જિજ્ઞાસુને કોઇ એવા અલૌકિક અદ્દ્ભુત જ્ઞાનાનંદનો ભોક્તા બનાવે છે કે જેની માત્રા વધતાં વધતાં છેવટે ભોક્તા, ભોગ અને ભોગ્ય અથવા તો ધ્યાતા, ધ્યાન અને ધ્યેયની ત્રિપુટી ગળી જઇને એક અખંડ અનુપમ અવિકૃત ગુણાતીત

સચ્ચિદાનંદ વિલસી રહે છે. એનેજ આત્મસાક્ષાત્કાર, અપરોક્ષ જ્ઞાન, નિર્વિકલ્પ સમાધિ, પરમપદાનુભવ વગેરે નામો અપાયાં છે; અને એ દશાને એક વાર ક્ષણમાત્ર પણ અનુભવનાર વ્યક્તિની બુદ્ધિમાંથી અનાત્મ દેહાદિ પ્રત્યેની અહંતામમતા સંપૂર્ણ ઊડી જઇને તે કૃતકૃત્ય બની રહે છે. શેકાયલું બીજ ઊગે નહિ, તેમ જ્ઞાનાગ્નિથી દગ્ધ થયેલો તેનો કારણદેહ પ્રારબ્ધ પૂર્ણ થતાં સ્થૂળસૂક્ષ્મ દેહો સહિત વીખરાઇ જાય છે અને આવાગમનનો ફેરો ટળી જાય છે. આવા મહાભાગ્યશાળી આત્માઓને જીવન્મુક્ત કહે છે અને તેમનાં તનમન પોતપોતાનાં ભિન્નભિન્ન પ્રકારનાં પ્રારબ્ધાનુસાર વર્તવા છતાં તેમની સર્વની બુદ્ધિ તો સદા એકજ નિશ્ચયવાળી, નિર્લેપ અને જીવભાવથી તથા કર્તૃત્વભોક્તૃત્વના અભિમાનથી રહિતજ બની રહે છે.

એ પરમગતિને પ્રાપ્ત થવા માટે કહેલી અંતરંગ સાધનાને યોગ્ય થવા સારુ જે ચાર બહિરંગ સાધન કહ્યાં છે; તેમાંનાં પ્રથમનાં ત્રણ જેમ જેમ સિદ્ધ થતાં ચાલે તેમ તેમ ચોથા સાધનરૂપ મુમુક્ષુતા અથવા મોક્ષની આકાંક્ષા પણ ખીલતી ચાલે છે. આ મુમુક્ષુઓ પણ **કૃતોપાસક** અને **અકૃતોપાસક** એમ બે પ્રકારના કહ્યા છે. નિર્મલ સાત્ત્વિક વિવેકવૈરાગ્યને પરિણામે ઉદ્દ્ભવતી ષટ્સંપત્તિ (શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, શ્રદ્ધા અને સમાધાન) પણ બળવાનજ હોય છે; અને તે સંપત્તિ માનવપ્રકૃતિને સ્વાર્થી અને રાજસજીવનમાંથી સાત્ત્વિકજીવન, નિષ્કામકર્મ અને પ્રભુભક્તિ તરફ વાળ્યા વિના રહેતીજ નથી. પ્રભુ-પ્રીત્યર્થે આ કર્મયોગ કે ભક્તિયોગ રૂડે પ્રકારે સધાઇને મળવિક્ષેપ-રૂપ દોષો નિવૃત્ત થયા હોય તો સર્વની આંતરબાહ્ય વ્યાપી રહેલા પરમાત્મા તેને અંદરથી (પ્રેરણાઓદ્વારા) તેમજ બહારથી (ગુરુ, સંત, શાસ્ત્ર ઇત્યાદિ) અનેક નિમિત્તોદ્વારા ઉચ્ચાતિઉચ્ચ સત્યો સમ-જાવી દઇને ઉપર જણાવ્યું તેવો આત્મસાક્ષાત્કાર અથવા પરમપદા-નુભવ સહેજે સહેજે પ્રાપ્ત કરાવે છે.

પરંતુ દેશની અનેકવિધ દુર્દશાઓને જન્મ આપનારી આધ્યાત્મિક અવદશા ભારતવર્ષમાં જ્યારથી પેસવા લાગી હશે ત્યારથીજ એવી કોટિના જીવન્મુક્તો અને જિજ્ઞાસુઓ ઘટતા ચાલીને અત્યારે તો લુખ્ખાં અકૃતોપાસક માનવોજ તેમને સ્થળે વધુ જણાય છે. કેટલાક લોલુપ વક્તાઓ તેમને વેદાંત કે ભક્તિનું શ્રવણ કરાવીને ધૂળ પરના લીંપણની પેઠે વગર અધિકારેજ 'તત્ત્વમસિ'નાં અથવા તો સર્વાર્પણ કે બ્રહ્મ–સંબંધ કરી ચૂકયાનાં સર્ટિફિકેટ આપી દે છે! બસ પછી ગમે તેમ વર્તો અને આત્માને અથવા તો અર્પણ થયેલા હરિજનને કશો

લેપ ન લાગે એમ કહ્યા કરે! જરા બહારથી જીભ મીઠી અને લાંબી રાખતાં આવડયું, એટલે પછી એમને પૂછે તેને પરમેશ્વર પૂછે! જિજ્ઞાસુ સાચો અકૃતોપાસક હોય તો બુદ્ધિબળથી પરોક્ષજ્ઞાન પામ્યા પછી પણ યોગ્યસાધના કરીને આગળ વધે, પણ આ તો ગધેડાએ વાઘનું ચામડું ઓઢી લીધેલું! મૂળેજ પામરતા અને વિષયલોલુપતા ભરેલી અને પછી વેદાંત સાંભળીને પકડી લીધું કે, એ તો બધું ઇન્દ્રિયો ઇન્દ્રિયોના વિષયોમાં વર્તે છે, અથવા તો પ્રભુને અર્પણ થઇ ચૂકેલી પ્રસાદી છે, એટલે એથી અમને કશું લેપન નથી!

અલબત્ત 'ભાગ્યું ભાગ્યું તોયે ભરૂચ' એની પેઠે મહાન ઋષિમુનિઓ અને દિવ્ય અવતારોની પદરજ ધરાવનાર અને જે સંયોગોમાં પૃથ્વી પરની કોઇ પણ પ્રજા કે સંસ્કૃતિ સજીવન રહી શકી નથી; તેવા સંયોગોમાં હજાર હજાર વર્ષ રહેવા છતાં, હાલની નિર્બળ હાલતમાં પણ જીવંત રહેવાવાળી આ ભારતીય પ્રજા અત્યારે પણ ઉચ્ચકક્ષ જીવન્મુક્તો અને જિજ્ઞાસુઓ વિનાની નથી અને કોઇ પણ કાળે પણ ન હતી. પહેલાં ગૌર ચામડીનાં ગપાષ્ટકો પ્રમાણે ભારતવાસીઓના ઉદ્ધાર માટે ઠેઠ યુરોપ સુધી ઉદ્ધારકો શોધવા જવું પડવાની અથવા તો પ્રાચીન અમર મહાત્માઓ પહાડોમાં પુરાઇ રહ્યા છે, એવાં ધતિંગ ચલાવીને તેમને મેળવી આપવા સારુ પોતાના પંડને પયગંબરની પેઠે પૂજાવવાનાં પાખંડો રચવાની કુદરતને કશીજ જરૂર પડે તેમ નથી. પ્રાતઃસ્મરણીય ભગવાન રામકૃષ્ણ પરમહંસ જેવા ઉચ્ચકક્ષ જીવન્મુક્ત અને દયાનંદ સરસ્વતી જેવા સમર્થ દેશદાઝવાળા સુધારક મહાત્માઓનાં સુપ્રસિદ્ધ નામો અને કામો એકાદ મૂર્ખ માણસના મનમાંથી પણ એવાં ગપાષ્ટકો હાંકી કાઢવાને પૂરતાં છે. ગોરી ચામડી અને ગોટપીટિયા ભાષા વિના પણ સમજુ ભારતવાસીઓએ તેમને પૂજ્યા છે. દિવ્ય મહાત્મા દયાનંદ અને વિવેકાનંદને પયગંબરમાં ખપાવવાની લાલચો મળવા છતાં પણ ગોરી ચામડીની જાળમાં તેઓ ન આવી શકયા અને હિંદના ઉદ્ધારને માટે ગોરી ચામડીની વિદેશી વ્યક્તિઓનીજ જરૂર હતી, એ વાતને પૂજ્ય વિવેકાનંદ અને રામતીર્થે યુરોપ, અમેરિકાના લોકોને ખરા આધ્યાત્મિક બોધના ભોક્તા બનાવીને જૂઠી પાડી આપી છે.

એવા અતિ પ્રસિદ્ધ પુરુષો ઉપરાંત આત્મનિષ્ઠામાં બહુજ આગળ વધેલા એવા અનેક નિવૃત્તિપરાયણ તેમજ પ્રવૃત્તિના પ્રારબ્ધવાળા જીવન્મુક્તો અને પુણ્યાત્મા જિજ્ઞાસુઓ તો વળી ભારતવર્ષમાં અત્યારે પણ અનેક છે. અલબત્ત, જ્યાંસુધી સાચી સાત્વિકતા, વિવેક અને ખોજ

ન હોય ત્યાંસુધી એવાઓનો મેળાપ અને ઓળખાણ મુશ્કેલ બનશે.

પરંતુ ત્યારે આ જ્ઞાનભક્તિને સાંભળ્યા કરનારાં હજારો અને લાખો મનુષ્યો દેશમાં પડયાં છે તે કેવાં ?

એક વૃદ્ધ મઠધારીને બહારગામથી કોઇ ગૃહસ્થે પોતાને ત્યાં ભાગવતની સપ્તાહમાં કથાશ્રવણ માટે પધારવા નિમંત્રણ મોકલ્યું હતું. ખાનપાન ઉપરાંત પાંચ પૈસાની ભેટ સ્વીકારવા માટે જવું તો જોઇએજ. તેમના બહારના વેશ અને વેદાંતની વાતોથી મોહી જઇને એક સાચો જિજ્ઞાસુ તરતનોજ ફસાયલો—ચેલો બનેલો હતો, તેના ઉપર મહંતજીનો વિશ્વાસ હોવાથી તેને મઠની ભાળવણી કરીને મહંતજી જવાને તૈયાર થયા.

બિચારો ભોળો ચેલો ! ભાગવતશ્રવણથી પરીક્ષિતના ઉદ્ધારની વાત એજ ગુરુને મોઢે તાજી સાંભળેલી અને બહારના ભપકાવાળા ભાગવત સપ્તાહના આડંબરોથી છેક અજ્ઞાત, એટલે એણે તો એમજ માની લીધું કે, ગુરુજી ભાગવત સાંભળીને કાં તો જંગલમાં ચાલ્યા જશે કે કાં તો વિદેહમુક્ત થઇ જશે ! આવા વિચારથી ગુરુદેવનો વિયોગ થતો જોઇને એ તો રડું રડું થઇ ગયો. ગુરુએ એવું જોઇને કારણ પૂછતાં તેણે કહ્યું કે, "કૃપા કરીને મઠમંદિર બીજા કોઇને સોંપો અને મને તો આપની સાથેજ લઇ જાઓ, એટલે ભાગવતશ્રવણથી આપની સાથે મારો પણ સાતજ દિવસમાં ઉદ્ધાર થઇ જાય, અથવા તો આપની સાથે હું પણ ચાલી નીકળીને આવા મઠમંદિરના ખટપટી જીવનથી છૂટું. મને ન તેડી જતાં આપ એકલાજ ઉદ્ધાર મેળવશો તો પછી મારી શી વલે ?" પણ ગુરુ મહારાજે તરતજ તેની ભ્રાંતિ ભાંગી નાખી અને કહ્યું કે, "અરે, તું તો ભોળો છે ભોળો ! એવી તો આ જિંદગીમાં એંશી સપ્તાહો સાંભળી કાઢી અને આ તો એકાશીમી છે, માટે એવી ફિકર જરાય ન કરતો.

અખાજીએ ઠીકજ કહ્યું છે કેઃ—

તિલક કરતાં ત્રેપન વહ્યાં, જપમાળાનાં નાકાં ગયાં;
કથા સુણી સુણી ફૂટ્યા કાન, અખા તોયે નાવ્યું બ્રહ્મજ્ઞાન.

આ દેશમાં જ્ઞાનભક્તિનું વાચનશ્રવણ કરનારા ભલે હજારો હોય, પણ ઉપર જણાવ્યું તેમ સાધનચતુષ્ટયને સાધ્ય કરીને કર્મભક્તિ વડે પોતાનાં અંતઃકરણ અને ચારિત્ર્યને પવિત્ર બનાવનારા તો વિરલજ હોય છે. પામર વિષયી જીવોનું વેદાંતશ્રવણ અને તેની સાથે કેટલીક વાર તો વક્તાનું પોતાનું વિષયલોલુપ ચરિત્ર પણ તેમને એવા વિષયી અને સ્વાર્થી બનાવી મૂકે છે કે, સાધારણ માણસો કરતાં પણ તેઓ વધારે શઠ બને છે. બાળકને અપાયલા ચાકુની પેઠે વિના અધિકારે

વેડફાયેલું વેદાંત ખરેખર આવુંજ પરિણામ આપી શકે. ગીતા તેમજ ઉપનિષદ જેવા મહાઉદાર ગ્રંથો એજ કારણથી અનધિકારીને બ્રહ્મવિદ્યા ઉપદેશવાની ના કહી ગયા છે.

ક્યાં માનવસમાજના મોટા ભાગની પામર અને વિષયલોલુપ સ્થિતિ અને ક્યાં વેદાંત તથા કૃષ્ણલીલાનાં કથનશ્રવણ ! વચમાંનું મનુષ્યત્વનું–સદ્‌ગુણોની ખિલવણીનું–ચારિત્ર્યબળના શિક્ષણનું અને નિષ્કામ કર્મભક્તિના આદેશનું પગથિયુંજ ગેપ ! જે પગથિયું માણસને પામરમાંથી વિષયી એટલે કે અનીતિ અને અધર્મને બદલે નીતિ અને ધર્મપૂર્વક વિષયો મેળવવા, ભોગવવા અને ખર્ચવાળો બનાવે અને દુઃખ ખમીને પણ સત્ય અને દયાદાનનું પાલન કરતાં શીખવે, તેજ બસ ગેપ ! તેમાં વળી આ ગોટપીટિયા શાળાપાઠશાળાઓ પણ બચપણમાં અને યુવાવસ્થામાં એવુંજ શિક્ષણ આપે કે જેથી તે વિષયલોલુપતા, મોજશોખ, નબળાઇ, સ્વાર્થ, દેશદશા તરફ દુર્લક્ષ અને દેશને વધુ દુર્બળ બનાવવાનુંજ શીખે ! સારું છે કે, દેશ હજી મોટે ભાગે એ શિક્ષણથી બેનસીબ છે; નહિ તો આખી પ્રજાજ મુડદાલ હાથહોજરીવાળી, ખાલીખમ ખોપરીવાળી અને પોચાપચ પગવાળી બની જઇને ક્યારનીએ રસાતળમાં પહોંચી ગઇ હોત અને ભારતવર્ષ મુડદાલોના ભારથી મુક્ત થઇને અમેરિકા તથા ઓસ્ટ્રેલિયાની પેઠે માત્ર ગૌરદેવોનુંજ લીલાક્ષેત્ર બની બેઠો હોત !

કહેવાનું તાત્પર્ય એજ કે ભારતીય માનવસમાજ માટે મનુષ્યત્વનું–એટલે કે સદ્‌ગુણ, સદાચાર, નિષ્કામસેવા અને પ્રભુપ્રીતિનું–અને તેના મુખ્ય સાધનરૂપ જે મનોબળ અને શરીરબળ તેને ખીલવીને તથા દેશસેવામાંજ જીવન ગાળે એવા મિશનરીપણાને શીખવવાવાળી શાળા, મહાશાળાઓ ખોલીને તથા દેશોદ્ધારને લાયક કામધંધાઓનું શિક્ષણ અને સાહિત્ય પૂરું પાડવાનીજ અત્યારે અધિક આવશ્યકતા છે.

પદ્મિયારકૃત ધાર્મિક અને સામાજિક પુસ્તકો એ તરફ વાળનારાં હોવાથીજ જનસમાજે તેનો બહોળો સત્કાર કર્યો છે અને કેટલાક વિચારોની તેમાં જુદે જુદે પ્રકારે પુનરાવૃત્તિ આવવા છતાં પણ તેને બાધક નહિ ગણતાં **आवृत्तिरसकृदुपदेशात्** એ સૂત્રને અનુસરીને સહાયક માની છે.

× × × ×

વાચકવર્ગ અને સર્વ કોઇ જ્ઞાનચારિત્ર્યમાં આગળ વધીને પરમાત્માની અધિકાધિક કૃપા લૂંટવાને સમર્થ થાય અને ઉત્તમ વાચન તેમાં તેમને અધિકાધિક સહાયભૂત થતું ચાલે, એ ભાવનાપૂર્વક **ॐ तत्सत्**

વિજયા દશમી–સંવત ૧૯૮૧; **ભિક્ષુ–અખંડાનંદ**

# अनुक्रमणिका

| ક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|
| | હોય, તો તે સમૃદ્ધિ તથા વૈભવોથી ઊલટી ખરાબી થાય છે | ૨૧ |
| ૧૦ | લાયકાત મેળવ્યા વિના ઈશ્વરી જ્ઞાન મળતું નથી ... ... | ૨૪ |
| ૧૧ | વ્યવહારી લોકો બહુ મોટી ઉપાધિ ભોગવે ત્યારે જરાક આનંદ મેળવી શકે છે; પણ ભકતો તો પોતાના અંતરમાંથીજ આનંદ ભોગવી શકે છે ... ... ... ... ... ... ... | ૨૬ |
| ૧૨ | ભક્તિ સૌથી થઇ શકે તેમ છે ... ... ... ... | ૨૯ |
| ૧૩ | ભગતો પાયમાલ થઈ જાય તોપણુ તેઓ ભગતજ રહે છે; અને મોહવાદી માણસો દુઃખ આવી પડે ત્યારે બદલાઇ જાય છે. ... ... ... ... ... ... ... ... | ૩૧ |
| ૧૪ | આપણી ઉન્નતિનો આધાર આપણા પોતાના મન ઉપરજ છે, એમ જો આપણી ખાતરી થઇ જાય તો જિંદગી બદલાઇ જાય છે ... ... ... ... ... ... ... | ૩૪ |
| ૧૫ | અંધારાને કાઢવા માટે સૂરજને કાંઇ તોપ કે બંદૂક વાપરવી પડતી નથી; તેમજ પાપને કાઢવા માટે પ્રભુપ્રેમવાળા ભગતોને કાંઇ મહેનત પડતી નથી ... ... ... | ૩૭ |
| ૧૬ | કોલસા વેચનારનાં કપડાં કાળાં થાય છે અને અત્તર વેચનારનાં સુગંધીવાળાં થાય છે; તેમ સત્સંગથી માણુસ સુધરે છે અને કુસંગથી બગડે છે ... ... ... ... ... | ૪૦ |
| ૧૭ | મોટી આગબોટ સાથે નાના મછવાને બાંધવાથી તે પણુ દોડવા લાગે છે, તેમ સત્સંગમાં જોડાનાર પણુ ધર્મના માર્ગમાં આગળ વધે છે ... ... ... ... ... | ૪૨ |
| ૧૮ | ભગત થવા સારુ કાંઇ પોતાનાં સગાંવહાલાંના હકો લૂંટી લેવાય નહિ ... ... ... ... ... ... ... | ૪૪ |
| ૧૯ | જો હીરાની ખરીદી કરવી હશે તો તે બેચાર આનામાં નહિ મળે, પણુ વધારે પૈસા જોઇશે; તેમજ જો પ્રભુને મેળવવા હશે તો મોટા ભોગ આપવા પડશે ... ... | ૪૬ |
| ૨૦ | તમે ભક્ત થાઓ તે કાંઈ સૌને ખરાબ સમજવા સારુ નહિ; એ વાત હમેશાં યાદ રાખજો ... ... ... | ૪૮ |
| ૨૧ | દૂધપાક ઉત્તમ છતાં પણુ જો તે શૌચ જવાના ઊલકામાં નાખેલો હોય તો કામ આવતો નથી, તેમ અભિમાનથી કરેલી પ્રાર્થનાઓ ધારેલું ફળ આપતી નથી ... ... | ૫૧ |

| ક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|

| ક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|

| ક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૦ | ૩૧ | જોવાતો | જોવાનો |
| ૧૨ | ૨૦ | मनोयाति | मनो याति |
| ૧૯ | ૩૨ | માણુર ને | માણુસને |
| ૨૨ | ૩૪ | सर्व भूतेषु | सर्वभूतेषु |
| ૨૫ | ૨૪ | થતે | થતો |
| ૩૨ | ૨૧ | દર | અંદર |
| ૪૩ | ૪ | એક સરખો | એકસરખો |
| ૬૯ | ૮ | ઢોંગધતુરામાં | ઢોંગધતૂરામાં |
| ૭૧ | ૨૬ | ઢીલા પોચાપણુામાં | ઢીલાપોચાપણુામાં |
| ૭૮ | ૧૫ | જ્ય રે | જ્યારે |
| ૮૪ | ૧૫ | ડૂબાઓ | ડુબાઓ |
| ૮૫ | ૧૪, ૧૯ | તુવરની | તૂવરની |
| ૮૯ | ૩૧ | તેવાને | તેના ને |
| ૯૩ | ૩ | જૂદીજ | જુદીજ |
| ૯૪ | ૭ | મુક્કિ | મુક્કી |
| ૯૮ | ૩૨ | ભાગતો | ભગત |
| ૧૦૧ | ૨૦ | જગનના | જગતના |
| ૧૦૧ | ૨૪ | લતા | લેતાં |
| ૧૦૬ | ૯ | કહી એ | કહીએ |
| ૧૦૯ | ૨૪ | જોઇઓ | જોઇએ |
| ૧૧૨ | ૬ | એમા | એમાં |
| ૧૧૫ | ૨૦ | પોષાકમાં | પોશાકમાં |
| ૧૧૬ | ૨૮ | ફ્યિાદો | ફરિયાદો |
| ૧૧૭ | ૯ | ઓચિંતુ | ઓચિંતું |
| ૧૨૦ | ૨ | ગયા | ગયાં |
| ૧૨૦ | ૪ | બાતતો | બાબતો |
| ૧૨૦ | ૨૮ | ઉતમ | ઉત્તમ |
| ૧૨૫ | ૧૧ | અવી | એવી |
| ૧૨૯ | ૧૩ | પરમાત્માનાં | પરમાત્માના |
| ૧૩૫ | ૫ | તેટલા | તેટલાં |
| ૧૩૫ | ૨૫ | ઠાઠામાઠ | ઠાઠમાઠ |
| ૧૪૬ | ૨૫ | દુખની | દુઃખની |
| ૧૪૭ | ૧૧ | રાજ્યોના | રાજ્યોને |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૪૮ | ૫ | કોઇને | કોઈ ને |
| ૧૪૮ | ૯ | રખજો | રાખજો |
| ૧૫૪ | ૩૧ | દુઃખને | દુઃખ ને |
| ૧૬૧ | ૨૫ | મેહેણું | મહેણું |
| ૧૬૨ | ૮ | એમને | એમ ને |
| ૧૬૨ | ૩૦ | તેના | તેની |
| ૧૬૩ | ૯ | ઉસેડતા | ઉસેડતો |
| ૧૬૭ | ૧૨ | મોટેરુ | મોટેરું |
| ૧૭૬ | ૧૯ | લવો | લેવો |
| ૧૮૨ | ૯ | ધણી | ઘણી |
| ૧૮૫ | ૧૪ | ખરોખરો | ખરેખરો |
| ૧૮૮ | ૨૫ | એમાં શું | એમાં શી |
| ૧૯૬ | ૧૧ | ઠેકણે | ઠેકાણે |
| ૧૯૮ | ૩૨ | સેવ ના શું | સેવાના શા |
| ૨૦૦ | ૪ | સંબધોમાં | સંબંધોમાં |
| ૨૦૭ | ૨૬ | ધર્મોમાં | ધર્મમાં |
| ૨૦૮ | ૨૪ | શસ્ત્રોમાં | શાસ્ત્રોમાં |
| ૨૨૪ | ૯ | બહુંં | બહુ |
| ૨૨૫ | ૩ | માણુસોનો | માણસનો |
| ૨૩૨ | ૨૫ | છાએ | છીએ |
| ૨૩૩ | ૨૪ | ઊખેડી | ઉખેડી |
| ૨૪૦ | ૯ | અપણું | આપણું |
| ૨૪૩ | ૩ | શ્રીમદ્‌ભવદ્‌ગીતાની | શ્રીમદ્‌ભગવદ્‌ગીતાની |
| ૨૪૪ | ૩૨ | બાચાવવા | બચાવવા |
| ૨૫૩ | ૫ | માહાત્માઓની | મહાત્માઓની |
| ૨૫૮ | ૨૬ | યાય | થાય |
| ૨૬૨ | ૧૯ | ભેસંને | ભેંસને |
| ૨૭૭ | ૩૨ | મહાત્માઓ | મહાત્મા |
| ૨૮૫ | ૪ | મ ટે | માટે |
| ૨૮૬ | ૭ | વાતોમાં | વાતમાં |
| ૨૯૧ | ૨૭ | શ્રીકૃષ્ણુ | શ્રીકૃષ્ણુઃ |
| ૨૯૩ | ૨૧ | પે તાના | પોતાના |
| ૨૯૫ | ૭ | પોતાના | પોતાની |
| ૨૯૯ | ૧૧ | પ તમાં | પતિમાં |
| ૩૦૨ | ૨ | જોઇએ | જોઇએ |



# ग्रंथसेवननो महिमा

**यस्यास्ति सद्ग्रंथविमर्शभाग्यं, किं तस्य शुष्कैश्चपलाविनोदैः ॥**

અર્થાત્ જેને સારા સારા ગ્રંથો વાંચવા–વિચારવાનું સદ્ભાગ્ય મળેલું હોય, તેને ચપળાના ( સ્ત્રીના–લક્ષ્મીના ) શુષ્ક વિનોદ શી ગણુતરીમાં છે ?

"પુસ્તકો પ્રત્યેનો સ્નેહ એ ઈશ્વરી રાજ્યમાં પહોંચવાનો પરવાનો છે."

"ખરાબ ચોપડીઓનું વાચન, એ તો ઝેર પીવા સમાન છે."

"મહેલોથી તથા ધનવૈભવના અખૂટ ભંડારથી જે સંતોષ તમને નહિ મળે, તે સંતોષ તમને ઉત્તમ પુસ્તકોથી પ્રાપ્ત થશે."

"લીલા વનમાં ભૂખે મરનાર પશુમાં અને આટલાં આટલાં વાંચવાનાં સાધન છતાં જ્ઞાનહીન રહેનાર મનુષ્યમાં શું તફાવત ?"

"ખોરાક વિનાના શરીરની પેઠે જ્ઞાન વિનાનું મન પણ નિર્માલ્ય છે. એ જ્ઞાનને મેળવવાનું સર્વોપરી સાધન વાચન હોવાથી જે ઘરમાં સારાં પુસ્તકો નથી તે ઘર, ઘર નહિ પણ નિર્માલ્ય તનમનવાળાં જીવતાં મુડદાંઓને રહેવાની ઘોરજ છે."

"ગ્રંથોની ઓરડીમાં ગયા પછી તમે એને હાથ નહિ લગાડો તોપણ એ ગ્રંથોજ માનસવાણીથી તમને કહેશે કે, 'અમારામાં પુષ્કળ જ્ઞાન ભર્યું છે તે લો અને વાપરો, એટલે તમારું કલ્યાણ થશે.' શું આ માનસવાણી ઓછી કીમતી છે ?"

"સહવાસથી જેમ માણસના ગુણુની અને પ્રકૃતિની પરીક્ષા થાય છે, તેમ જે પુસ્તકોનો તેને શોખ હોય છે તે ઉપરથી પણ તેના વિષે અનુમાન થાય છે."

"એકાદ ઉત્તમ ગવૈયો ઇચ્છે ત્યારે જેમ પોતાના વાજિંત્રમાંથી ચાહે તે સ્વર કાઢી આનંદ લે છે, તેમ એક વાંચનાર પણ જ્યારે ઇચ્છે ત્યારે એકાદ ઉત્તમ ગ્રંથમાંથી પોતાને મનગમતો અવાજ કાઢી આનંદમગ્ન થઇ શકે છે."

"અવકાશની એકાદ ક્ષણુનો પણ ઉપયોગ કરી લેવા માટે ગ્લેડ્સ્ટન જેવો પ્રતિભાશાળી પુરુષ પણ ગજવામાં સદાય એકાદ પુસ્તક લઇને ફરે; તો પછી આપણા જેવાઓએ તો ખુલ્લી વૃથા જતી કીમતી ક્ષણોને બચાવવા માટે શું ન કરવું જોઇએ ?"

"એક વિદ્વાન ઠીકજ કહે છે કે, 'વાંચવાની હોંશ છોડી દેવાના બદલામાં કોઈ મને આખા હિંદુસ્તાનની સંપત્તિ આપે, તોપણ હું તેને કદી છોડું નહિ."

"એક પાશ્ચાત્ય પંડિતનો તો એટલે સુધી મત છે કે, 'માણસને લૂગડાંલત્તાંની જેટલી જરૂર નથી તેટલી પુસ્તકોની છે.' તે પોતે પણ જરૂરનાં પુસ્તકો ખરીદી લેતા સુધી લૂગડાં લેવાનું મુલતવી રાખતો. તેને સિસેરોનાં પુસ્તકો બહુ ગમતાં. તે વાંચતો ત્યારે ત્યારે 'હું વધારે સારો થયો છું' એમ તેને લાગતું."

"સુખ, વિદ્યા અથવા પ્રમાણિકતાના પ્રેમીઓએ તો જરૂર પુસ્તકોનો શોખ રાખવો જોઇએ."

"તમે ગમે તેવી નવલકથાઓ અને બીજું જે આવ્યું તે વાંચવા મંડી પડો છો, પણ એવું તો તમે થોડું વાંચો તેમજ સારું. ગીતાજી વાંચો, વેદાંતનાં બીજાં પુસ્તકો વાંચો; કેમકે તેની આખા જીવન સુધી જરૂર છે." —સ્વામી વિવેકાનંદ

"મને પુસ્તકો વાંચવાથી જેવો આનંદ મળે છે તેવો આનંદ આ જગતમાં બીજા કોઇ પણ કામમાં નથી મળતો. × × × માતૃભાષામાં વિવિધ જ્ઞાન આપનારા ગ્રંથોનો પ્રચાર થયા વિના કોઇ પણ પ્રજા ઉન્નતિ પામી શકતી નથી અને જાતીય ભાવના (સ્વદેશપ્રીતિ) પણ મેળવી શકતી નથી. × × × બધી જાતની ઉન્નતિનું મૂળ જ્ઞાનની ઉન્નતિમાં છે. પશુ આદિના જેવી ઇંદ્રિયતૃપ્તિ સિવાયનું બીજું કોઇ પણ એવું સુખ તમે નહિ બતાવી શકો કે જેનું મૂળ જ્ઞાનની ઉન્નતિમાં રહેલું ન હોય. × × × સાહિત્ય-ઉદ્યાનના ચતુર માળી થવાનું સુભાગ્ય જેને પ્રાપ્ત થયું હોય અથવા જેનું મન સદૈવ સાહિત્ય-સરોવરનાં કમળોની મધુર સુગંધથી મસ્ત બનવા લાગ્યું હોય, તેને તો સાહિત્ય સિવાયનાં સ્વર્ગીય સુખો પણ તુચ્છજ લાગે છે."—બંકિમચંદ્ર

"ગરીબોને દરિદ્રતામાંથી છોડાવવાની, દુઃખીઓનાં દુઃખ દૂર કરવાની, શરીર તથા મનનો થાક ઉતારવાની અને માંદાઓનું દર્દ ભુલાવી દેવાની ગ્રંથોમાં જેટલી શક્તિ છે, તેટલી શક્તિ ઘણું કરીને બીજી કોઇ ચીજમાં નથી." —માર્ડન

"બંધુઓ! સારાં પુસ્તકો એટલે શું તે તમે જાણો છો? સારાં પુસ્તકોની કિંમત તમે સમજો છો? ભાઈ! હજી આપણે એ નથી સમજતા. જો સમજતા હોઇએ તો આપણી હાલત આવી ન હોય. મને તો લાગે છે કે, જ્ઞાન એ આકાશ છે અને પુસ્તકો એ

તેમાં શોભી રહેલાં ચળકતા તારાઓ છે; જ્ઞાન એ સમુદ્ર છે ને પુસ્તકો તે લાભ લઈ શકાય તેવાં વહાણો છે; જ્ઞાન એ સૂર્ય છે અને પુસ્તકો તે આપણા ઘરમાં આવી શકે એવો તેનો પ્રકાશ છે; જ્ઞાન એ સોનાની ખાણ છે અને પુસ્તકો તે તેમાંથી ઘડાવેલા આપણને બંધબેસતા થાય તેવા દાગીના છે; જ્ઞાન એ મોટામાં મોટી કીમતી નોટો છે અને પુસ્તકો તે આપણા રોજના ઉપયોગમાં આવી શકે એવા ચલણી સિક્કાઓ છે; જ્ઞાન એ વાયુ છે અને પુસ્તકો તે એ વાયુને ખેંચી લાવી ઠંડક આપનાર પંખાઓ છે; જ્ઞાન એ અગ્નિ છે અને પુસ્તકો તે એ અગ્નિથી પ્રકટાવેલા દીવા છે; જ્ઞાન એ પૃથ્વી છે અને પુસ્તકો તે આપણને રહેવાલાયક મકાનો છે; જ્ઞાન એ અનાજનો ભંડાર છે અને પુસ્તકો તે રોટલા છે; જ્ઞાન તે મેઘ છે અને પુસ્તકો તે આપણા ઘરમાં રહી શકે તેવાં પાણી ભરેલાં માટલાં છે; જ્ઞાન તે સર્વશક્તિમાન પરમાત્મા છે અને પુસ્તકો તે એનો રસ્તો દેખાડનાર પૂજનીય દેવો છે." —**સ્વર્ગસ્થ પઢિયાર**

"પુસ્તકોમાં હું ગૂંથાયેલો રહી શકતો, તેથી મને બે માસ વધારે જેલ મળત તોપણ હું કાયર થાત નહિ; એટલુંજ નહિ પણ મારા જ્ઞાનમાં ઉપયોગી વધારો કરી શકવાથી હું ઊલટો વધારે સુખચેનમાં રહેત. હું માનું છું કે, જેને સારાં સારાં પુસ્તકો વાંચવાનો શોખ છે, તે ગમે તે જગ્યાએ એકાંતવાસ સહેલાઇથી વેઠી શકે છે. × × એક પછી બીજું, એમ પુસ્તકો વાંચતાં છેવટે તમે અંતર્વિચાર પણ કરી શકશો." —**મહાત્મા ગાંધીજી**



# उत्तम चरित्रोना फायदा

## ( અનુભવીઓના ઉદ્ગાર )

" જીવનચરિત્ર એ એક પ્રકારનું દર્પણ છે. જેમ અરીસામાં મનુષ્ય પોતાની મુખાકૃતિમાં ખાંપણ જુએ છે, ત્યારે તે ખાંપણને કાઢી નાખવા અને કાંતિમાં વધારો કરવા પ્રયત્ન કરે છે; તેમ ચરિત્રરૂપી આરસી વડે પોતાના સ્વભાવમાં વળગેલાં ભૂષણદૂષણ—ગુણદોષ વગેરે તેના જોવામાં આવે છે અને તેમ થતાં દૂષણનો ક્ષય અને ભૂષણમાં વૃદ્ધિ કરવાને તે જાગૃત થાય છે. વળી જે કામ ઉપદેશ અથવા બોધ કરવાથી નથી બનતું, તે કામ જીવનચરિત્ર સહેલાઇથી પાર પાડી શકે છે. અતિ શ્રમ લઈ વિદ્યા ભણો, દેશાટન કરો, સ્વદેશહિતેચ્છુ થાઓ, પ્રેમ-શૌર્ય દાખવો, એવા એવા ઉપદેશો મુખે અથવા પુસ્તકદ્વારા કરવાથી જેવી અને જેટલી અસર થાય છે, તેના કરતાં એવા ગુણોથી અંકિત થયેલાં અસામાન્ય માનવીઓનાં ચરિત્ર વાંચવા—સમજવાથી ઘણીજ વધારે અસર થાય છે. અર્થાત્ અંતઃકરણમાં તેની આબાદ અને ઊંડી છાપ પડે છે અને પછી તે દિવ્ય માનવી બનવાને ઉત્તેજિત થઇ આગળ વધે છે."

× × × ×

" ચરિત્રોના વાચનથી આપણું ચૈતન્ય સતેજ થાય છે; આપણી આશામાં જીવ આવે છે; આપણામાં નવું કૌવત, હિંમત અને શ્રદ્ધા આવે છે; આપણે આપણા ઉપર તેમજ બીજાઓ ઉપર શ્રદ્ધા રાખીએ છીએ; આપણામાં મહત્ત્વાકાંક્ષા જાગે છે; આપણે રૂડાં કાર્યોમાં જોડાઇએ છીએ અને મોટાઓનાં કામોમાં તેમની સાથે જોડાઇ ભાગીદાર થવાને ઉત્તેજાઇએ છીએ. આ પ્રમાણે ઉત્તમ જીવનચરિત્રોના સહવાસમાં રહેવું, જીવવું અને તેમના દાખલાદષ્ટાંત જોઇને સ્ફૂર્તિમાન થવું, એ તે તે ઉત્તમ આત્માઓના સમાગમમાં આવવા બરાબર અને ઉત્તમ મંડળના સહવાસમાં રહેવા બરાબર છે."

× × × ×

" ઉત્તમ ચરિત્રો તેના વાચકને બતાવી આપે છે કે, એક સામાન્ય મનુષ્ય પણ પોતાનું જીવન કેટલે સુધી ઉત્તમ બનાવી શકે તથા કેવાં ઉચ્ચ કાર્ય કરી શકે અને જગતમાં કેટલી બધી સારી અસરો ફેલાવી શકે."

× × × ×

" મહાન્ સ્ત્રીપુરુષોનાં જીવનચરિત્રોનું ચિંતન કરાય છે, ત્યારે આ વાત બરાબર સમજી શકાય છે કે, મહત્તાનો દરવાજો સર્વને માટે ઉઘાડો છે."

# સ્વર્ગનું વિમાન

આવૃત્તિ પાંચમી કદ ૫×૯ નાં પૃષ્ઠ ૩૭૨,

મૂલ્ય માત્ર રૂપિયો ૧।=

'સ્વર્ગ' એટલે પ્રભુમય જીવન અથવા પ્રભુ પોતે. એ સ્વર્ગ મેળવવા માટે કાંઇ ખટારા કે ઘોડાગાડી કામ લાગે નહિ; એને માટે તો "વિમાન" જ જોઇએ. આ પુસ્તક એવાજ પ્રકારનું અને ભક્તિમાર્ગની પહેલી ચોપડી જેવું હોવાથી એનું નામ "**સ્વર્ગનું વિમાન**" રાખેલું છે. એમાં બહુ હોંશે હોંશે વાંચવા ગમે એવા ટૂંકા ટૂંકા અને રમૂજી ૩૨૫ દાખલાઓ છે; તથા ઠેકાણે ઠેકાણે પ્રસંગને અનુસરતાં બોધપ્રદ ભજનકીર્તન પણ આપેલાં છે. આ દાખલાઓ વાંચવાથી ધર્મનો મહિમા અને આવશ્યકતા સમજાય છે તથા ઇશ્વર એટલે શું? અને ઇશ્વિર કેવા હોય! તે જાણવા-સમજવાની ઇચ્છા થાય છે.

# સ્વર્ગનો ખજાનો

આવૃત્તિ ચોથી કદ ૫×૯નાં પૃષ્ઠ ૩૧૨,

મૂલ્ય રૂપિયો ૧।=

'કૂંચી'વડે દ્વાર ઉઘાડીને સ્વર્ગની અંદર પેઠા પછી 'સ્વર્ગનો ખજાનો' હાથ કરાવનારા આ પુસ્તકનું નામ 'સ્વર્ગનો ખજાનો' રાખ્યું છે અને તે ભક્તિમાર્ગની ત્રીજી ચોપડી છે. એમાં ઇશ્વિરનું સ્વરૂપ; મનને વશ કરવાના, જિંદગીમાં મીઠાશ લાવવાના અને પાપથી બચવાના ઉપાય; ભક્તોનો તડકડાટ, ભક્તિનું ખરું સ્વરૂપ, સત્સંગનો લાભ, ઇશ્વિરાર્પણ-કર્મ, શાસ્ત્રના સાચા અર્થ કેમ સમજવા? સાચો પરમાર્થ કેવી રીતે થઇ શકે? આચરણો કેમ સુધરે? એ વગેરે અનેક ઉપકારક વિચારોના ૧૨૫ અસરકારક દાખલાઓ જુદા જુદા ભક્તમહાત્માઓનાં ભજન, પદ વગેરે સાથે આપલા છે.

## સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય

ઠેઃ-ભદ્ર, સેશનકોર્ટ પાસે-**અમદાવાદ** અને કાલબાદેવી રોડ-**મુંબઈ-૨**



# સ્વર્ગનો પ્રકાશ

**૧–જેને મોટા રાજાના દરબારમાં જવાની રજા હોય તેને કેટલો બધો આનંદ હોય છે! ત્યારે જે અનંત બ્રહ્માંડના નાથની હજૂરમાં જઈ શકતા હોય, તેનો આનંદ કેટલો બધો હોય એ વિષે જરા વિચાર તો કરો!**

મહાત્માઓ કહે છે કે, જગતના બીજા સૌ આનંદો કરતાં ઈશ્વરનો આનંદ બહુજ શ્રેષ્ઠ છે ને બહુજ વધારે છે; કારણ કે દુનિયાનાં દરેક ધર્મશાસ્ત્રોનો એવો સિદ્ધાંત છે કે, ઈશ્વરી આનંદનો જે અખૂટ સમુદ્ર ભરેલો છે, તેમાંથી થોડાંક ટીપાં જેટલો આનંદ આ દુનિયામાં આવેલો છે અને એ બ્રહ્માનંદનાં ટીપાં જેટલા આનંદમાંથી અનંતકાળ થયાં અનંત જીવો અનેક પ્રકારના આનંદ લીધા કરે છે. હવે વિચાર કરવો જોઈએ કે જ્યારે બ્રહ્માનંદનાં એ ટીપાં જેટલા આનંદમાંથી પણ આટલો બધો આનંદ મળે છે, ત્યારે તેનો પોતાનો કેટલો બધો મહાન આનંદ હશે! કેવો અલૌકિક આનંદ હશે અને કેટલા લાંબા વખતનો હશે, એ વિચારવા જેવી વાત છે. પ્રભુનો આનંદ આવો અલૌકિક હોય ને એટલો બધો મહાન હોય એ વાત શું સાચી છે? એમ કેટલાક માણસોને લાગે એ સ્વાભાવિક છે. તેના જવાબમાં સંતો કહે છે કે, આપણે અલ્પજ્ઞ છીએ, આપણે અધૂરાં સાધનવાળા છીએ, આપણે દેશકાળનાં બંધનોવાળા છીએ, આપણે અજ્ઞાની છીએ, આપણે અનેક જાતનાં બંધનોમાં છીએ, આપણે અનેક

જાતના વિકારોવાળા છીએ, આપણે અનેક જાતના સારામાઠા સંસ્કારોને આધીન થનારા છીએ; આપણી આસપાસ અનેક જાતનાં વિઘ્નો રહેલાં છે, આપણી ઇન્દ્રિયોનું બળ અમુક હદમાંજ રહેલું છે, આપણી બુદ્ધિ પણ હજી સુધી એક ચોક્કસ મર્યાદામાંજ રહેનારી છે, આપણું મન પણ અનુભવેલા વિષયોમાંજ દોડનારું છે અને આપણો અહંકાર આપણને બાંધી રાખનારો છે; છતાં પણ એ બધાંની વચ્ચેથી પણ આપણે ઘણી જાતનાં સુખો મેળવી શકીએ છીએ અને ઘણી જાતના શારીરિક તથા માનસિક આનંદો ભોગવી શકીએ છીએ; ત્યારે જે ઈશ્વર અનંત બ્રહ્માંડનો નાથ છે, જે સર્વશક્તિમાન છે, જે ચાહે તે કરી શકે તેવો છે, જે પૂરેપૂરો સ્વતંત્ર છે, જેને જન્મ નથી, જેને મરણ નથી, જેને રોગ નથી, જેને ઘડપણ નથી, જે સૌંદર્યનું પણ સૌંદર્ય છે, જે પ્રેમનો ભંડાર છે, જે જ્ઞાનનો મહાસાગર છે, જે શાંતિનો મેરુ છે અને જેનું સ્વરૂપ આનંદરૂપ છે, તે મહાન ઈશ્વરનો આનંદ આપણા કરતાં અનંતગણો વધારે હોય તેમા નવાઈ શી? અને જે ભક્તો એવા મહાન પ્રભુની હજૂરમાં જઇ શકતા હોય, તેઓનો આનંદ પણ અલૌકિક હોય તેમાં નવાઈ શી? કારણ કે જે અગ્નિ પાસે બેસે તેને ગરમી મળે છે, જે સૂર્ય પાસે જાય તેની પાસે અંધકાર રહે નહિ, જે મહાન તળાવમાં પડે તે તરસ્યો રહે નહિ; તેમજ જે આનંદસ્વરૂપ ઈશ્વરની પાસે જાય તે આનંદરૂપ થયા વિના રહેજ નહિ. ઈશ્વરનો આનંદ એવો અલૌકિક હોય છે કે, તેની સરખામણી જગતના બીજા કોઇ પણ આનંદ સાથે થઇ શકતી નથી; છતાં પણ એ આનંદ સમજાવવા માટે ભક્તો કહે છે કે, કોઈ મોટા ચક્રવર્તી રાજા પાસે ચાલ્યા જવાની જેને છૂટ હોય તેને બેહદ આનંદ થાય છે; ત્યારે જેને પરમ કૃપાળુ પરમાત્માની હજૂરમાં ચાલ્યા જવાની છૂટ હોય, તેનો આનંદ મહાન અલૌકિક હોય તેમાં તો નવાઇજ શી? એમાં કાંઇ નવાઇ નથી; માટે હવે આપણે એ જાણવું જોઇએ કે, સર્વશક્તિમાન મહાન પ્રભુની હજૂરમાં તેનો અખંડ આનંદ ભોગવવા માટે કેવી રીતે જઇ શકાય? તેના જવાબમાં સંતો કહે છે કેઃ—

ભક્તિના બળથી, જ્ઞાનના બળથી તથા સેવાના બળથી ઈશ્વરની હજૂરમાં જઇ શકાય છે. એ માટે પ્રથમ આપણું પોતાનું ચરિત્ર સુધારવું જોઇએ. વિશ્વાસનું બળ રાખવું જોઇએ, સંતોની

સેવા કરવી જોઇએ, પરમાર્થમાં જિંદગી ગાળવી જોઇએ, ઈશ્વરના નામનો મહિમા સમજવો જોઈએ, પોતાના આત્માનું બળ સમજવું જોઈએ, મનને અંકુશમાં લાવવું જોઇએ, ઇન્દ્રિયોને વશ કરવી જોઇએ, બુદ્ધિને વિશાળ બનાવવી જોઇએ, મનમાંથી ખોટા ખોટા સંકલ્પવિકલ્પ કાઢી નાખવા જોઇએ, દુઃખના ધક્કા સહન કરી શકાય તેવું મનને બનાવવું જોઇએ, હમેશાં આનંદમાં રહેતાં શીખવું જોઇએ, અંદરથી જીવને ઊંડાણુમાં ઊતરવાની ટેવ પાડવી જોઇએ, મહાત્માઓને પગલે પગલે ચાલવું જોઇએ, જ્ઞાનનું બળ રાખવું જોઇએ, ભક્તિનો મહિમા સમજવો જોઇએ, ઈશ્વરી સ્નેહનું બળ અનુભવવું જોઇએ, મનમાં હમેશાં ઊંચી જાતની ભાવના રાખવી જોઇએ અને જેમ બને તેમ પોતાની ફરજો બજાવવામાં તત્પર રહેવું જોઇએ તથા અતિશય પ્રભુપ્રેમ રાખવો જોઇએ. જ્યારે એમ કરતાં આવડે, ત્યારેજ પ્રભુના રસ્તામાં જઈ શકાય છે અને તે માર્ગનો–સ્વર્ગનો આનંદ મેળવી શકાય છે; માટે જો એ અનંતકાળનો અખંડ આનંદ મેળવવો હોય, તો સદાચરણ પાળી જ્ઞાની ભક્ત થાઓ એટલે ઈશ્વરની હજૂરમાં જઈ શકશો ને અલૌકિક આનંદ ભોગવી શકશો; માટે એવો અલૌકિક આનંદ ભોગવવાની લાયકાત મેળવો, એવો અલૌકિક આનંદ ભોગવવાની લાયકાત મેળવો.

---

## ૨–સ્વર્ગનો પ્રકાશ મેળવવાનું મોટું સાધન શ્રદ્ધા છે; માટે પ્રભુમાં શ્રદ્ધા વધારતાં શીખો

એ સ્વર્ગનો આનંદ, એ પ્રભુના માર્ગનો આનંદ, એ અલૌકિક ઈશ્વરી આનંદ ભોગવવાની લાયકાત મેળવવી એટલે શું? એ લાયકાતના મુદ્દાઓ સમજાવતાં મહાત્માઓ શ્રદ્ધા ઉપર ઘણોજ ભાર મૂકે છે; કેમકેઃ—

### જેનામાં શ્રદ્ધા છે, તેનાથી દરેક ચીજ થઈ શકે છે

આ જગતમાં ફતેહ મેળવવી હોય તો તે શ્રદ્ધાથી મળી શકે છે, આત્માની ઉન્નતિ કરવી હોય તો તે શ્રદ્ધાથી થઈ શકે છે, મહાત્મા બનવું હોય તો શ્રદ્ધાથી બની શકાય છે, રોગ મટાડવા હોય તો તે શ્રદ્ધાથી મટી શકે છે, વિકારોને દૂર કરવા હોય તો તે શ્રદ્ધાથી થઇ શકે છે, મોટી ફતેહ મેળવવી હોય તો તે શ્રદ્ધાથી મળી શકે

છે અને ઈશ્વરી આનંદ ભોગવવો હોય ને પ્રભુ સાથે તન્મય થવું હોય, તો તે પણ શ્રદ્ધાથી થઈ શકે છે. મતલબ કે આ દુનિયાનું કે પરદુનિયાનું જે કાંઈ કામ કરવું હોય, તે બધું શ્રદ્ધાથી બની શકે છે; અને એવું શ્રદ્ધામાં બળ છે; માટે જેમ બને તેમ દરેક હરિજને અનંત બ્રહ્માંડના નાથ ઉપરની શ્રદ્ધાને વધારવી જોઇએ.

## વિશ્વાસથી દરેક બંધનો તૂટી જાય છે

આ જગતમાં જીવને બાંધી રાખનારાં ઘણી જાતનાં બંધનો છે. જેમકે લોકલાજનાં બંધનો, ખોટા વિવેકનાં બંધનો, વધારે પડતાં નાતજાતનાં બંધનો, વહેમનાં બંધનો, અજ્ઞાનતાનાં બંધનો, કામક્રોધનાં બંધનો, દેવદેવીનાં બંધનો અને માનસિક નબળાઇનાં બંધનો વગેરે ઘણી જાતનાં બંધનો છે. એ બંધનોને માણુસ સહેલાઈથી તોડી શકતાં નથી, એથી તેઓ પછાત રહી જાય છે; પણ બધી જાતનાં બંધનોને તોડવાની સહેલામાં સહેલી કૂંચી એ છે કે, શ્રદ્ધા રાખવી. ઈશ્વરી શ્રદ્ધામાં એવું અજબ જેવું બળ છે કે, તેથી બધી જાતનાં બંધનો બહુજ સહેલાઈથી તૂટી જાય છે; માટે જો બંધનમાંથી છૂટવું હોય ને આત્માને તેની સાચી કુદરતી સ્વતંત્રતા અપાવવી હોય અને બંધન વગરના બની મુક્ત થઇ ભક્તિ કરવી હોય, તો જેમ બને તેમ હરિજનોએ વધારેમાં વધારે શ્રદ્ધા રાખવી જોઇએ; કારણ કે શ્રદ્ધાથી સ્વાભાવિક રીતેજ ઘણી જાતનાં બંધનો તૂટી જાય છે, એટલુંજ નહિ પણ જે બંધનો તોડવાં બહુજ મુશ્કેલ લાગતાં હોય અને બીજી રીતે ન તૂટી શકતાં હોય, તે પણ શ્રદ્ધાના બળથી તૂટી જાય છે; માટે શ્રદ્ધા વધારવી જોઇએ, શ્રદ્ધા વધારવી જોઇએ.

## શ્રદ્ધા પ્રભુ સાથે મેળાપ કરાવી આપે છે

હે હરિજનો! આ જગતની અંદર જે મોટામાં મોટું કામ છે તે એજ છે કે, પોતાના પેદા કરનારને ઓળખી લેવો અને આ જિંદગીની અંદર જે ખાસ કરવા જેવું કામ છે તે એ છે કે, પ્રભુની સાથે જીવનો મેળાપ કરાવી દેવો; કારણ કે પ્રભુના મેળાપ વિના જીવનો તરફડાટ કદી પણ મટતો નથી. જીવને જે જાતની શાંતિ જોઇએ છે, તે શાંતિ પ્રભુમાં છે; જીવને જે જાતનો આનંદ જોઇએ છે તે આનંદ પ્રભુમાં છે; જીવને જે જાતનું ઐશ્વર્ય જોઇએ છે તે જાતનું ઐશ્વર્ય પ્રભુમાં છે; જીવને જે જાતનું મુક્તપણું જોઇએ છે તે જાતનું મુક્તપણું પ્રભુમાં છે; જીવને જે જાતનું અમરપણું

જોઇએ છે, તે જાતનું અમરપણું પ્રભુમાં છે અને જીવને જે જાતની તૃપ્તિ જોઇએ છે, તે જાતની તૃપ્તિ પ્રભુમાં છે, માટે જીવને પ્રભુનો મેળાપ કરવો ગમે છે; પણ યાદ રાખજો કે, શ્રદ્ધા વિના બીજાં કોઈ પણ સાધનોથી પ્રભુનો મેળાપ થઈ શકતો નથી; માટે જો આવા બધા આનંદ ભોગવવા હોય, તો પરમ કૃપાળુ પરમાત્માનો મેળાપ કરવો જોઇએ અને એ મેળાપ શ્રદ્ધાથીજ થઈ શકે છે; માટે સાચી શ્રદ્ધા રાખવી જોઇએ અને જેમ બને તેમ દિનપ્રતિદિન એ શ્રદ્ધાને વધારવી જોઇએ.

## શ્રદ્ધાથી આત્મામાં રહેલી અનહદ શક્તિઓ પ્રગટે છે

હે હરિજનો! તમે સમજી લેજો કે, આપણા આત્માની અંદર અનેક પ્રકારની શક્તિઓ રહેલી છે. દયા, પ્રેમ, પરોપકાર, પવિત્રતા, શાંતિ, આનંદ વગેરે અનેક મહાન ગુણો કુદરતી રીતેજ આત્મામાં રહેલા છે; એટલુંજ નહિ પણ એ સિવાય બીજી પણ ઘણી જાતની અજબ જેવી શક્તિઓ આત્મામાં રહેલી છે, પણ એ શક્તિઓ સંબંધી જેટલું જાણવું જોઇએ, તેટલું આપણે જાણતા નથી અને એ શક્તિઓને કેળવવાની કૂંચીની આપણને ખબર નથી, તેથી આપણે આપણી અંદર રહેલી શક્તિઓનો પણ લાભ લઈ શકતા નથી; પણ મહાત્માઓ તથા શાસ્ત્રો કહે છે કે, આત્મામાં રહેલી બધી જાતની પ્રગટ તથા ગુપ્ત શક્તિઓ શ્રદ્ધાથી ખીલી શકે છે અને પોતપોતાનાં કામો કરી આનંદ આપી શકે છે; તેમજ યાદ રાખજો કે, જેમ જેમ આત્માની દૈવી શક્તિઓ વધુ વધુ ખીલતી જાય છે, તેમ તેમ વધારે વધારે આનંદ ભોગવી શકાય છે; માટે આત્માની અંદર રહેલી અદૃશ્ય શક્તિઓને ખીલવવી તથા જે શક્તિઓ નાના રૂપમાં રહી ગયેલી હોય, તેઓને મહાન બનાવવી એ બહુજ મોટું કામ છે અને તે મહાન કામ સાચી શ્રદ્ધાથી થઈ શકે છે; માટે દરેક હરિજને જેમ બને તેમ સર્વશક્તિમાન અનંત બ્રહ્માંડના નાથ ઉપરની શ્રદ્ધા વધારવી જોઇએ; કારણ કે શ્રદ્ધાને વધારવી એ આત્મિક શક્તિઓને ખીલવવાની કૂંચી છે.

## ૩-શ્રદ્ધાળુ ભક્તો પોતાના અંતરમાં બીજી નવી દુનિયાઓ ખડી કરી શકે છે

શ્રદ્ધાના શાસ્ત્રમાં ઊંડા ઊતરેલા મહાત્માઓ એમ કહે છે કે, જે શ્રદ્ધાળુ માણુસ છે, તે કાંઇ આ દુનિયાના માણુસ નથી; તે તો નવીન દુનિયામાં રહેનારા છે અને નવીજ જિંદગી ભોગવનારા છે. આસ્તિક માણુસો જે અલૌકિક દુનિયામાં રહે છે, તે દુનિયાની ખરી વાતો પણ આપણે માની શકીએ નહિ; કારણ કે આસ્તિકોની દુનિયા અજબ જેવી હોય છે. એ દુનિયામાં તેઓ પોતાની શ્રદ્ધાના બળથી રહી શકે છે. તમારે એ દુનિયા જોવી છે? તો ચાલો અમારી સાથે, જરા સહેલ કરી આવીએ અને એ દિવ્ય દુનિયાની, એ ગુપ્ત દુનિયાની, એ ભેદી દુનિયાની મોટી મોટી વાતો જાણી લઇએ.

જ્યારે આ દુનિયાની ખટપટો મગજમાંથી નીકળી જાય છે, જ્યારે જિંદગીમાં સરળતા આવી જાય છે, જ્યારે અંતરમાં શાંતિ આવી જાય છે અને આપણો જીવ જ્યારે શ્રદ્ધાના બળથી ભગવાન સાથે જોડાઈ જાય છે, ત્યારે નવી દુનિયાનાં બારણાં ઊઘડી જાય છે. એ વખતે અનેક જાતની નવી નવી દિવ્ય સુગંધીઓ આવવા માંડે છે. એ વખતે અદ્‌ભુત દેખાવો દેખાવા લાગે છે અને એ વખતે અંતરમાં કાંઈક ઓરજ પ્રકારના આનંદના ઊભરાઓ આવવા માંડે તેવા અજાયબીભરેલા અવાજો ને મધુર વાજિંત્રો સંભળાવા લાગે છે. આ બધું તો નવી સૃષ્ટિનાં બારણાંમાંજ થાય છે. એ પછી જ્યારે અંદર આગળ વધીએ ત્યારે શાંતિના ફુવારા ફૂટે છે, પવિત્રતાના ઝરાઓ વહે છે અને આનંદના સમુદ્ર ઊછળ્યા કરે છે. કોઇ ઠેકાણે પ્રેમના સમુદ્રો માઝા મૂકી દે છે, કોઇ ઠેકાણે જ્ઞાનના દરિયામાં ડૂબકી મારી દેવાય છે અને તેમાંથી નવાં નવાં રત્નો મેળવી લેવાય છે; કોઈ ઠેકાણે ભગવાનની હજૂરમાં રહેનારા હરિજનોનાં દર્શનો થયા કરે છે અને તેઓ આસ્તિક ભક્તોને વધાવી લેવા માટે તૈયારી કરતા હોય એવા દેખાવ દેખાય છે. કોઈ ઠેકાણે પ્રભુની શક્તિઓ મૂર્તિમાનસ્વરૂપે પ્રત્યક્ષ ખડી રહીને શ્રદ્ધાળુ ભક્તોને વરવા માટે તલપી રહી હોય તેવા દેખાવો દેખાય છે; કોઈ ઠેકાણે એવા ભાગ્યશાળી ભક્તોના પુણ્યના ડુંગરો દેખાય છે, કોઇ ઠેકાણે ભક્તિનાં જવાહીરોના ઢગલાઓ દેખાય છે અને તેના ચોકીદારો દેવતાઓ આસ્તિક ભગતોને કહે છે કે, “આ બધું તમારે માટે છે;

એમાંથી જે મરજી પડે તે રત્નો ઉઠાવી લો." કોઇ તરફ શ્રદ્ધાના સમુદ્રમાં ડૂબેલા ને શ્રદ્ધાથી ભીંજાયેલા ભગતોને નજરે પડે છે અને તેઓ એવી પ્રાર્થના કરતા દેખાય છે કે, "હે પ્રભુ! હે પ્રભુ! હે પ્રભુ! અમને શ્રદ્ધાના દરિયામાંથી દૂર થવા દઈશ મા; એટલુંજ નહિ પણ હજી અમે વધારે ઊંડા, ઊંડા ને ઊંડાજ ઊતરતા જઇએ ને તમારામાંજ ગુમ થઈ જઇએ એવી અમારા ઉપર દયા કરજે." કોઇ ઠેકાણે તેઓ પ્રભુની સાથે વાતો કરતા હોય, પ્રભુ સાથે વિનોદ કરતા હોય અને પ્રભુ પોતે પોતાના ભગતોને રીઝવવા માટે નાચતા હોય, કૂદતા હોય, ખાતા હોય, દોડતા હોય, અનેક કૃપાદૃષ્ટિથી મીઠું મીઠું હાસ્ય કરી રહ્યા હોય એવા દેખાવ આસ્તિક ભગતોને દેખાય છે. કોઇ ઠેકાણે ભગવાનની કૃપાના વરસાદ વરસતા દેખાય છે; કોઇ ઠેકાણે પ્રભુના ભંડારમાં જે અલૌકિક રત્નો પડેલાં છે, તે રત્નો તેના અસલ સ્વરૂપમાં દેખાય છે અને તે રત્નોને વાચા આવે છે તથા તે કહે છે કે, "હે શ્રદ્ધાળુ ભગતો! અમે તમારે માટે છીએ; માટે તમે અમને લો એટલે અમારી સાર્થકતા થાય." કોઇ ઠેકાણે મહાન સિદ્ધિઓ હાથ જોડીને ઊભેલી હોય છે અને તેઓ શ્રદ્ધાળુ ભગતોને કહે છે કે, "હે ભક્તરાજ મહારાજ! કૃપા કરીને અમારા ઉપર કાંઈ હુકમ ફરમાવો, હુકમ ફરમાવો; અમે તમારી સેવામાં હાજર છીએ, અમે તમારી સેવામાં હાજર છીએ;" પણ શ્રદ્ધાવાળા ભગતો સિદ્ધિઓની સામે પણ જોતા નથી ને આગળ ચાલ્યા જાય છે. કોઈ ઠેકાણે ભગવાનની ઇચ્છાના લેખો લખેલા પડેલા હોય છે અને તે વાંચવાની આસ્તિક ભક્તોને રજા હોય છે; એટલે જ્યારે કોઈ ભગતો ભગવાનની ઇચ્છાઓ વાંચે છે, ત્યારે હર્ષથી તેમનાં રુવાંટાં ઊભાં થઈ જાય છે અને એ વખતે તેની આગળથી ઘણી જાતના ભેદના પડદા ઊંચકાઇ જાય છે. કોઇ ઠેકાણે ભગવાનનો મહિમા ગાતા દેવો દેખાય છે અને એ મહિમાનાં એવાં સુંદર અને એવાં અદ્ભુત વર્ણનો કરે છે ને એવા ભાવ બતાવે છે કે, તે મનુષ્યોની વાણીમાં કદી પણ ઊતરી શકેજ નહિ. એટલે એવી અવર્ણનીય વાતો માટે અમે કાંઈ વિશેષ કહી શકતા નથી. કોઇ ઠેકાણે ભગવાનના જ્ઞાનના ઝરા વહે છે. એ ઝરામાં જે શ્રદ્ધાળુ ભગત સ્નાન કરે તે ભગતનાં બધાં કામ પાર પડે છે; કારણ કે આખું બ્રહ્માંડ તેની હથેળીમાં આવી પડે છે અને ખુદ ભગવાનના હૃદયમાં તે ભગત પહોંચી જાય છે. કોઈ ઠેકાણે પ્રભુ-

## ૪–પ્રભુનું દર્શન કેવી રીતે થઇ શકે તથા પ્રભુને ઓળખનારા ભક્તોને શી રીતે ઓળખી શકાય?

બંધુઓ! જો સાચા ભગત થવું હોય તો સર્વશક્તિમાન મહાન ઈશ્વરને લગતી જરૂર જેટલી બધી વાતો સમજી લેવી જોઇએ; કારણ કે ધર્મનું મૂળ ઈશ્વરીજ્ઞાન છે. ભક્તિનો પાયો ઈશ્વરના સ્વરૂપ ઉપર રચાયલો છે અને મનુષ્યની જિંદગીમાં ઈશ્વરને ઓળખવા સારુ ઈશ્વરને લગતું જેટલું મળી શકે તેટલું જ્ઞાન દરેક હરિજને મેળવી લેવું જોઇએ; એટલુંજ નહિ પણ જ્યાંસુધી ઈશ્વરસંબંધી સાચેસાચું જરૂર જેટલું જ્ઞાન મળે નહિ, ત્યાંસુધી જીવ ઠરતો નથી અને ત્યાંસુધી સાચી ભક્તિ થઇ શકતી નથી; માટે ઈશ્વરને ઓળખવા સારુ ઈશ્વરને લગતી મુખ્ય મુખ્ય વાતો દરેક ભગતોએ જાણવી જોઇએ.

બંધુઓ! કેટલાક ગામડિયા ભગતો એમ સમજે છે કે, ભગવાનનું દર્શન થઇ શકે છે અને ભગવાનને આપણી આંખોથી જોઇ શકાય છે; પણ જે મહાન ભગતો છે, જે ખરા સંતો છે અને જે મહાત્માઓ છે તેઓ તો કહે છે કે, ભગવાનને ચર્મચક્ષુથી જોઈ શકાય નહિ. ભગવાનને જોવા માટે તો દિવ્યચક્ષુ જોઇએ. ચર્મચક્ષુથી કાંઈ ભગવાનને જોઇ શકાય નહિ; માટે ભગવાનને કેમ ઓળખવા તે જાણી લેવું જોઇએ. બંધુઓ! ભગવાનને ઓળખવાની ને ભગવાનને જોવાની ઘણીએ રીતો છે; જેમકે કોઇ ભગતો બુદ્ધિબળથી ઈશ્વરને જોઇ શકે છે, કોઇ યોગીઓ ધ્યાનથી ઈશ્વરને જોઇ શકે છે અને કોઇ ભગતો આત્મસ્વરૂપે તથા અંતર્યામીરૂપે પ્રભુને જુએ છે. આવી રીતે જે ભગતોનો પ્રભુની સાથે બહુ સંબંધ વધી ગયો હોય, તે બાબતમાંથી તેને પ્રભુ ઓળખાય છે. જેમકેઃ—

કોઈ મોટા વેપારીને જુદા જુદા દેશોમાં ઘણાએ આડતિયાઓ હોય, તે આડતિયાઓને તેણે પોતાની આંખે ન જોયા હોય, છતાં પણ તેઓની સાથે કાગળપત્રોનો વ્યવહાર હોય છે, તેથી તેઓનાં લખાણ ઉપરથી તથા બીજાં ઘણાં કારણો ઉપરથી પોતાનો આડતિયો કેવા પ્રકારનો માણસ છે, તે નજરે જોયા વિના પણ જાણી શકાય છે; તેમજ ભગવાનને નજરે ન જોયા હોય તેમ છતાં જે ભગતોએ તેની સાથે આડત બાંધેલી હોય, તેની સાથે સંદેશા ચલાવતા હોય અને તેનાં કામકાજોની ચોખ્ખાઈ તથા મોટાઇ

જોઈ રહ્યા હોય, તેવા ભગતોને પ્રભુ કેવા છે તે વાત સમજાઈ જાય છે ને એ પછી પ્રભુને જોયા વગર પણ પ્રભુ સાથે ઓળખાણ થઇ જાય છે; માટે જે ભગતોને પ્રભુની ઓળખાણ થઇ ગઇ હોય, તે ભગતો કેવા હોય તે જાણી લેવું જોઇએ; કારણ કે તે જાણવાથી પ્રભુને ઓળખવાની કૂંચી મળી જાય છે. એ માટે સંતો કહે છે કેઃ—

"જે ભગતોને ઈશ્વર સાથે બહુજ પ્રેમ હોય, જે રાતદિવસ પ્રભુનાં ગુણગાન કરતા હોય, જે હમેશાં તેના હુકમ પ્રમાણે વર્તતા હોય અને જેમ પ્રભુ રાખે તેમ રાજી થઇને રહેતા હોય, તે ભગતોએ ભગવાનને ઓળખ્યા છે એમ જાણવું. જે ભગતોના અંતરમાં ભગવાનનો આનંદ આવી ગયો હોય, જેના હૃદયમાંથી માયાનો મિથ્યા મોહ ઊડી ગયો હોય, જગતના વૈભવના પદાર્થોથી જેના મનમાં તૃપ્તિ આવી ગઈ હોય અને જે પોતાની સ્થિતિમાં સંતોષથી રહેતા હોય, તે ભગતોએ પ્રભુને ઓળખેલા છે એમ જાણવું. જે ભગતો ભગવાનનીજ વાતો કર્યા કરે છે, જે હમેશાં ઈશ્વરી સંબંધમાં જોડાયલાજ રહે છે, જેમનાં અંતરમાંથી કામ, ક્રોધ, લોભ, મોહ, અદેખાઇ, અભિમાન વગેરે દુર્ગુણો નીકળી ગયા છે અને જેઓ હમેશાં દરેક પ્રસંગે ને દરેક ઠેકાણે પવિત્ર રહી શકે છે, તે ભગતે ઈશ્વરને ઓળખ્યા છે એમ જાણવું. જે ભગતોએ પોતાની બધી ઇચ્છાઓ ઈશ્વરને સોંપી દીધેલી હોય, જેઓ જગતમાં દરેક જાતનાં કામો અર્પણબુદ્ધિથીજ કરતા હોય, જેઓ સુખદુઃખમાં સમતા રાખી શકતા હોય અને જગતના સૌ જીવોમાં જેમને આત્મભાવ આવી ગયો હોય, તે ભગતોએ ભગવાનને ઓળખેલા છે એમ જાણવું. જે ભગતો ભગવાનના ધ્યાનમાં ગુલતાન હોય, જે ભગતો પોતાના અંતઃકરણમાં કોઇ પણ જાતનું પાપ ન ઘૂસી જાય તે માટે ચોકી કર્યા કરતા હોય, જે ભગતો પ્રભુના પ્રેમમાં તરબોળ થઇ ગયેલા હોય અને જે ભગતોને ભગવાન સિવાયની બીજી બધી બાબતો તુચ્છ લાગતી હોય, તે ભગતોએ ભગવાનને ઓળખેલા છે એમ જાણવું."

બંધુઓ ! આ ઉપરથી હવે સમજવાનું છે કે, સર્વશક્તિમાન મહાન ઈશ્વરને કાંઇ આપણી આંખોથી જોવાતો નથી પણ તેનાં કામકાજો ઉપરથી તેને ઓળખવાનો છે અને તેના હુકમો પાળીને તથા તેના સાચા સેવક થઇને તેને ઓળખવાનો છે;

ખરી ઓળખાણ થઇ શકશે; માટે ભાઇઓ ને બહેનો ! હવે પરમ કૃપાળુ પરમાત્માની આવી સાચી ઓળખાણ કરતાં શીખો, સાચી ઓળખાણ કરતાં શીખો.

## ૫–રાજાનું ચિત્ર પોતાના ઘરમાં હોય અને રાજાની વાતો પણ કરે, છતાં પણ ઘણા માણસોને રાજાની સાથે ઓળખાણ હોતી નથી; તેમજ ઘણા માણસો પ્રભુની વાતો કરે, છે અને પ્રતિમા પૂજે છે, છતાં પ્રભુ સાથે તેઓને ઓળખાણ હોતી નથી

ઘણા લોકો એમ સમજે છે કે, પ્રભુની વાતો કરીએ, પ્રભુનાં નામ લઇએ, પ્રભુનાં ભજન ગાઇએ અને પ્રભુની મૂર્તિ ઘરમાં રાખીએ એટલે પ્રભુ રાજી થઇ જાય છે; પણ મહાન ભક્તો કહે છે કે, એ બધી બાબતો માત્ર શરૂઆતની છે, એમાં કાંઇ બહુ માલ નથી ને એટલાથીજ પ્રભુ કાંઈ રાજી થઇ જાય નહિ; કારણ કે એ બધી બાબતો અધૂરી છે અને એકડે એક જેવી છે. તથા જે અજ્ઞાની લોકો બીજું કાંઇ પણ ન કરતા હોય, તેઓને રસ્તે ચડાવવા માટે છે; એટલે ખરા હરિજનોથી કાંઇ એવી બાબતોમાં સંતોષ માનીને બેસી રહેવાય નહિ; કારણ કે ઘરમાં રાજાની છબી રાખવી એ જુદી વાત છે અને રાજાની સાથે ખાસ ઓળખાણ હોય એ જુદી વાત છે. છબી તો સૌ કોઇ રાખી શકે છે, પણ ઓળખાણ તો કોઇ ભાગ્યશાળીનેજ હોય છે; તેમજ પોતાને ગમે તેવાં કોઈકનાં બનાવેલાં ભજનો ગાવાં અથવા ઘરમાં મૂર્તિઓ–છબીઓ રાખવી અને નામ લીધા કરવું એમાં કાંઇ બહુ મોટી વાત નથી; જો કે એમ કરવું એ પણ વફાદારીની નિશાની છે અને એ પણ ધર્મનું એક ચિહ્ન છે, એમાં કાંઇ શક નથી; પણ એટલાથીજ કાંઇ રાજી થઇ જવું નહિ, એટલાથીજ કાંઇ સાર્થકતા સમજી લેવી નહિ ને એટલાથીજ કાંઇ પ્રભુ રાજી થઇ જાય નહિ; પણ એ બધું કરવા માટે તો પ્રભુની સાથે સાચી ઓળખાણ કરવી જોઇએ; માટે હવે આપણે એ જાણવું જોઇએ કે, પ્રભુની સાચી ઓળખાણ કેમ થઇ શકે ? અને જેને પ્રભુની સાચી ઓળખાણ થયેલી હોય તેનાં લક્ષણો કેવાં હોય તે આપણે જાણવાં જોઇએ. એ માટે મહાત્માઓ કહે છે કેઃ–

છે. તેઓને ઘણા પ્રકારની અનુકૂળતા હોય છતાં પણ બહુજ ટૂંકામાં તેઓ પોતાનો ગુજારો ચલાવી લે છે. તેઓની અંદર એક એવી જાતની સિદ્ધિ આવી જાય છે કે, ઘણી બાબતોમાં તેઓની ઇચ્છા મુજબ થઈ શકે છે. તેઓને પોતાનાં કામોમાં અણધારી મદદ મળ્યા કરે છે તથા જ્યાં કાંઇ સાધનો દેખાતાં ન હોય, તેવે ઠેકાણે પણ તેઓને ફતેહ મળી જાય છે. તેઓ જગતના વ્યવહાર ચલાવે અથવા ન ચલાવે, છતાં પણ તેઓનો જીવાત્મા પરમતત્ત્વમાંજ લાગેલો છે અને તેઓનો આનંદ એવો અલૌકિક હોય છે કે, તેનો ખરો ખ્યાલ વહેવારુ લોકોને આવી શકતો નથી. આવી સ્થિતિ થાય ત્યારે જાણવું કે, આ ભગતને પ્રભુની ઓળખાણ થયેલી છે અને જ્યારે એમ થાય ત્યારેજ જિંદગીની સાર્થકતા થાય છે; માટે માત્ર ગાવાબજાવવામાં કે વાતો કરવામાં તથા ઘરમાં મૂર્તિઓ કે ચિત્રો રાખવામાંજ રહી જાઓ મા; પણ અનંત બ્રહ્માંડના નાથની ઓળખાણ કરો—સર્વશક્તિમાન પ્રભુની ઓળખાણ કરો. છેવટમાં છેવટના મહાન તત્ત્વની ઓળખાણ કરો અને સચ્ચિદાનંદ સ્વરૂપની ઓળખાણ કરી તેના આનંદના ભાગિયા થાઓ અને પછી એ આનંદરૂપ બનો. એજ જિંદગીની સાર્થકતા છે, એજ મનુષ્યની પૂર્ણતા છે અને એજ જિંદગીનો અંતિમ હેતુ છે; માટે એ હેતુ પાર પાડી એવા પૂર્ણરૂપ તથા આનંદરૂપ થાઓ, એવા પૂર્ણરૂપ તથા આનંદરૂપ થાઓ.

---

## ૬—શરતના ઘોડા ઉપર બેઠેલો સવાર આસપાસ નહિ જોતાં પોતાને જ્યાં પહોંચવું છે, ત્યાં જલદી કેમ પહોંચાય એજ જુએ છે; તેમજ બીજાના દોષ જોવામાં ન રહી જતાં આગળ વધો

એક મહાત્મા એમ કહેતા કે, આ દુનિયા છે તે શરતના મેદાન જેવી છે અને તેમાં જે માણસો છે તે શરતના દોડતા ઘોડાઓ જેવા છે. એ ઘોડામાં કોઈ આગળ નીકળી જાય છે ને કોઈ પાછળ રહી જાય છે; તેમજ માણસોમાંથી પણ કોઇ પ્રભુના રસ્તામાં આગળ નીકળી જાય છે અને કોઇ પાછળ રહી જાય છે. આસપાસના સંજોગોને લીધે તથા કુદરતના બળને લીધે આગળ નીકળી જવાય કે પાછળ રહી જવાય એ જુદી વાત છે; પણ ઘણાં માણસો એવાં

જ્યારે આપણો જીવ જાગે અને અંતરમાં ખરી તાલાવેલી લાગે; જ્યારે જગતની વસ્તુઓનું ખરું સ્વરૂપ સમજાઈ જાય ને તેનો મોહ ઓછો થઈ જાય; જ્યારે હું કોણ છું, અહીં શા માટે આવ્યો છું, મારે પાછું ક્યાં જવું છે અને હાલના વખતનું મારું કર્તવ્ય શું છે એ સમજાય; જ્યારે બ્રહ્માંડના નાથનો મહિમા સમજાય; તેની ખૂબી સમજાય, તેનું સર્વવ્યાપકપણું સમજાય, તેનું નિરાકારપણું સમજાય અને તે પોતેજ આપણા અંતરમાં રહેલો છે એમ સમજાય; જ્યારે તેનાં દરેક કામોમાં તેની દયા દેખાય અને તેથી સુખ વખતે તથા ખરેખરા દુઃખ વખતે પણ તેનો ઉપકાર મનાય; જ્યારે સંસારનું તથા આપણી જિંદગીનું બધું ચક્ર તેનાથી ચાલે છે એમ પ્રત્યક્ષ અનુભવાય, જ્યારે બીજાં બધાં તત્ત્વોને જુદાં પાડતાં આવડે અને છેવટના એક પરમતત્ત્વ સાથે એકતા અનુભવતાં આવડે, જ્યારે અંતરમાંથી બધી જાતના સંશયો મટી જાય, બધી જાતની વાસનાઓ બળી જાય અને બધી જાતની ઇચ્છાઓ પૂર્ણ થઇ જાય; જ્યારે એમ લાગે કે, આ જગતમાં જે મેળવવા લાયક તત્ત્વ છે તે મને મળ્યું, જે જાણવા લાયક તત્ત્વ છે તે મેં જાણ્યું અને આ જિંદગીનો જે હેતુ હતો તે પૂર્ણ થયો, હવે મારે કંઇ જાણવાનું કે કરવાનું બાકી રહ્યું નથી, એવી ખરેખરી છેક અંદરથી તૃપ્તિ થઈ જાય અને જ્યારે यत्र यत्र मनोयाति तत्र तत्र समाधयः એવી દશા થઇ જાય ત્યારે જાણવું કે, પરમ કૃપાળુ પરમાત્મા સાથે ખરી ઓળખાણ થઈ છે. હવે જે ભક્તને કે જે જ્ઞાનીને એવી ખરી ઓળખાણ થઈ ગઈ હોય, તેનાં લક્ષણો કેવાં હોય તે માટે મહાત્માઓ કહે છે કેઃ-

જેને પ્રભુ સાથે ઓળખાણ થઇ ગઈ હોય, તે ભક્તોનાં નેણવેણ બદલાઈ ગયેલાં હોય છે, તેના આચારવિચારમાં નિર્દોષતા, દૃઢતા તથા શાંતિ આવી ગયેલી હોય છે. તેની વાણીમાં સ્વાભાવિક રીતે શાસ્ત્રોના સિદ્ધાંતો ચાલ્યા આવે છે, તેના ચહેરા ઉપર એક જાતનું કુદરતી નૂર હોય છે, તેના અંતરમાં ઊંચા પ્રકારની કુદરતી શાંતિ હોય છે, વહેવારનાં મોટામાં મોટા સુખદુઃખના ધક્કાઓ પણ તેમને કાંઇ અસર કરી શકતા નથી. ગમે તેવા સંજોગો બદલાઈ જાય તોપણ તેઓના ઈશ્વરી જ્ઞાનમાં કાંઇ ખામી આવતી નથી. તે તો ઊલટું દિનપ્રતિદિન વધતુંજ જાય છે. મનુષ્યજાત સાથેની તથા જગતના જીવો સાથેની તેની બેહદ ભલાઇ હોય

છે. તેઓને ઘણા પ્રકારની અનુકૂળતા હોય છતાં પણ બહુજ ટૂંકા-માં તેઓ પોતાનો ગુજારો ચલાવી લે છે. તેઓની અંદર એક એવી જાતની સિદ્ધિ આવી જાય છે કે, ઘણી બાબતોમાં તેઓની ઇચ્છા મુજબ થઈ શકે છે. તેઓને પોતાનાં કામોમાં અણધારી મદદ મળ્યા કરે છે તથા જ્યાં કાંઇ સાધનો દેખાતાં ન હોય, તેવે ઠેકાણે પણ તેઓને ફતેહ મળી જાય છે. તેઓ જગતના વ્યવહાર ચલાવે અથવા ન ચલાવે, છતાં પણ તેઓનો જીવાત્મા પરમતત્ત્વ-માંજ લાગેલો છે અને તેઓનો આનંદ એવો અલૌકિક હોય છે કે, તેનો ખરો ખ્યાલ વહેવારુ લોકોને આવી શકતો નથી. આવી સ્થિતિ થાય ત્યારે જાણવું કે, આ ભગતને પ્રભુની ઓળખાણ થ-યેલી છે અને જ્યારે એમ થાય ત્યારેજ જિંદગીની સાર્થકતા થાય છે; માટે માત્ર ગાવાબજાવવામાં કે વાતો કરવામાં તથા ઘરમાં મૂ-ર્તિઓ કે ચિત્રો રાખવામાંજ રહી જાઓ મા; પણ અનંત બ્રહ્માં-ડના નાથની ઓળખાણ કરો—સર્વશક્તિમાન પ્રભુની ઓળખાણ કરો. છેવટમાં છેવટના મહાન તત્ત્વની ઓળખાણ કરો અને સ-ચ્ચિદાનંદ સ્વરૂપની ઓળખાણ કરી તેના આનંદના ભાગિયા થાઓ અને પછી એ આનંદરૂપ બનો. એજ જિંદગીની સાર્થકતા છે, એજ મનુષ્યની પૂર્ણતા છે અને એજ જિંદગીનો અંતિમ હેતુ છે; માટે એ હેતુ પાર પાડી એવા પૂર્ણરૂપ તથા આનંદરૂપ થાઓ, એવા પૂર્ણરૂપ તથા આનંદરૂપ થાઓ.

---

## ૬—શરતના ઘોડા ઉપર બેઠેલો સવાર આસપાસ નહિ જોતાં પોતાને જ્યાં પહોંચવું છે, ત્યાં જલદી કેમ પહોંચાય એજ જુએ છે; તેમજ બીજાના દોષ જોવામાં ન રહી જતાં આગળ વધો

એક મહાત્મા એમ કહેતા કે, આ દુનિયા છે તે શરતના મે-દાન જેવી છે અને તેમાં જે માણસો છે તે શરતના દોડતા ઘોડાઓ જેવા છે. એ ઘોડામાં કોઈ આગળ નીકળી જાય છે ને કોઈ પાછળ રહી જાય છે; તેમજ માણસોમાંથી પણ કોઇ પ્રભુના રસ્તામાં આ-ગળ નીકળી જાય છે અને કોઇ પાછળ રહી જાય છે. આસપાસના સંજોગોને લીધે તથા કુદરતના બળને લીધે આગળ નીકળી જવાય કે પાછળ રહી જવાય એ જુદી વાત છે; પણ ઘણાં માણસો એવાં

કાંઇ પણ ખાસ કારણો વિના તથા પોતાનામાં અતિશય શક્તિ હોય છતાં પણ પાછળ રહી જાય છે; માટે એવી રીતે પાછળ રહી જવાનાં કારણો જાણવાં જોઇએ. એ માટે સંતો કહે છે કેઃ—

શરતમાં દોડનાર ઘોડેસવાર જો આગળપાછળ જોવામાં રહી જાય અને પોતાની બાજુવાળા ઘોડેસવારો કેવી રીતે ચાલે છે તેની ગણતરી કર્યા કરવામાં પોતાના વિચારોને રોકી રાખે, તો તે શરતમાં ફતેહ મેળવી શકે નહિ અને પોતાનામાં શક્તિ હોય છતાં પણ બીજાઓની સામે જોયા કરવાના વાંક માટેજ તે પાછળ રહી જાય એમાં કાંઈ પણ શક નથી. આવીજ રીતે આપણે પણ આપણા કલ્યાણના રસ્તામાં બહુ આગળ વધી શકીએ તેમ છીએ; પણ બીજાઓના દોષ જોવામાં આપણે રહી જઇએ છીએ અને તેમાં આપણે આપણી શક્તિઓને ખોઈ નાખીએ છીએ, તેથી આપણે આગળ વધી શકતા નથી; કારણ કે પારકાના દોષ જોવાથી આપણા મનમાં ખરાબ વિચારો દાખલ થાય છે; પારકાના દોષ જોવાથી આપણો વખત ફોકટ જાય છે; પારકાના દોષ જોવાથી આપણા મનમાં એઓના દોષની ભાવનાઓ જામતી જાય છે; પારકાના દોષ જોવાથી આપણે નીચે ઊતરી જઇએ છીએ; પારકાના દોષ જોવાથી આપણે આપણું કર્તવ્ય ચૂકી જઇએ છીએ; પારકાના દોષ જોવાથી આપણું ધર્મજ્ઞાન દબાતું જાય છે; પારકાના દોષ જોવાથી આપણી રહેણીકરણીમાં નબળાઈ આવતી જાય છે; પારકાના દોષ જોવાથી આપણું મન કઠોર થતું જાય છે; પારકાના દોષ જોવાથી આપણી બુદ્ધિ સંકુચિત થતી જાય છે અને પારકાના દોષ જોવાથી આપણો જીવાત્મા પોતાની અસલ મસ્તી છોડીને બંધનમાં પડતો જાય છે. એ માટે એક ભક્તરાજ મહારાજ કહેતા હતા કેઃ–

જે માણસ પારકાના દોષ જોવામાં રહી જાય છે, તે પોતાનો સ્વાર્થ બગાડી નાખે છે; જે માણસ પારકાના દોષ જોવામાં રહી જાય તેની બધી શક્તિઓ અવળે રસ્તે વળી જાય છે; તેની ઘણી લાગણીઓ કઠોર થઇ જાય છે; તેની કેટલીક સારી વૃત્તિઓ મંદ પડી જાય છે; તેની કેટલીક શુભ ઇચ્છાઓ દબાઈ જાય છે; તેની કેટલીક ઊંચી ભાવનાઓ ખીલી શકતી નથી અને તેને માટે આગળ વધવાની જે જે તકો હોય તેના દરવાજા બંધ થતા જાય છે; કારણ કે દોષનું શ્રવણ કર્યા કરવાથી તથા તેનું મનન કર્યા કરવાથી

ગુણો ખસતા જાય છે અને દોષો વધતા જાય છે. એમ થવાથી આગળ જતાં એવું બને છે કે, પોતાનું ધારેલું નિશાન ચૂકી જવાય છે અને તેને બદલે દોષોમાંજ રહી જવાય છે. આટલી બધી પડતી પારકાના દોષો જોવાને લીધેજ થાય છે અને જિંદગીની શરતમાં, સંસારમાં સ્વર્ગ મેળવવાની શરતમાં અને મૂઆ પછી મોક્ષ મેળવવાની શરતમાં હારી જવાય છે અને તે ફક્ત બીજાઓના દોષ જોવાની ભૂલને લીધેજ; માટે એથી પારકી પીડા સારુ આટલી બધી ખરાબીમાં ન ઊતરી જવાય એ સંભાળજો અને એને બદલે ગુણગ્રાહક દૃષ્ટિ થાય, સારગ્રાહી દૃષ્ટિ થાય તેમ કરજો; એજ અમારી વિનતિ છે.

## ૭–સૂરજની સામે રહેવાથી જેમ છાયા પછવાડે રહે છે, તેમ પ્રભુની સંમુખ રહેવાથી સંસાર પછવાડે રહે છે અને તેથી પછી તેનો મોહ રહેતો નથી

મનુષ્યની જિંદગીનો મુખ્ય ઉદ્દેશ એ છે કે, પૂર્ણતાએ પહોંચવું; માટે પૂર્ણતા એટલે શું એ જાણવું જોઇએ. એ માટે શાસ્ત્રમાં એમ કહેલું છે કે, મોક્ષનું બીજું નામ પૂર્ણતા છે. જ્યારે બધી જાતનાં દુ:ખોની સમાપ્તિ થઇ જાય, જ્યારે અખૂટ ને અનંતકાળ સુધીનો આનંદ મેળવી શકાય, જ્યારે કોઇ પણ જાતનાં બંધનો રહે નહિ, જ્યારે જે કરવાનું હોય તે કરી લેવાય, જે મેળવવાનું હોય તે મેળવી લેવાય અને જે પામવાનું હોય તે પામી જવાય, ત્યારે તે સ્થિતિને પૂર્ણતા કહે છે; આવી છેવટની ઊંચામાં ઊંચી સ્થિતિ મેળવવા સારુ મનુષ્યની જિંદગી છે, માટે પૂર્ણતાએ પહોંચવું એ આપણી મુખ્ય ફરજ છે.

પૂર્ણતાનું સ્વરૂપ જાણ્યા પછી હવે આપણે એ જાણવું જોઇએ કે, કેવી રીતે પૂર્ણતાએ પહોંચી શકાય? કારણ કે પૂર્ણતા એ રમતની વાત નથી; પૂર્ણતા એ કાંઇ નાનીસૂની બાબત નથી અને પૂર્ણતા એ કાંઇ આ કાનેથી સાંભળી આ કાનેથી કાઢી નાખવા જેવી બાબત નથી; પણ પૂર્ણતા એ ઊંચામાં ઊંચું શિખર છે; પૂર્ણતા એ છેલ્લામાં છેલ્લી સ્થિતિ છે અને પૂર્ણતા એ પરમાત્માનું સ્વરૂપ છે; માટે પૂર્ણતા મેળવવાના ઉપાય તથા તેની કૂંચીઓ જાણવી જોઇએ. તે માટે સંતો કહે છે કે:–

પ્રભુને પામવા માટે ધર્મના અનેક રસ્તાઓ છે અને જુદા જુદા દેશકાળમાં જુદા જુદા અધિકારીઓ માટે તે દરેક રસ્તાની જરૂર છે; પણ અનેક રસ્તાઓની વચ્ચે પણ કેટલાક રસ્તા બહુજ ટૂંકા તથા બહુજ સહેલા પણ હોય છે. તેવો કોઈ સહેલો રસ્તો આપણે જોઇએ છીએ; પણ એવો સહેલો રસ્તો બિનઅનુભવી માણસોને મળી શકતો નથી. તે તો જે સંતોએ ધર્મના ઘણા રસ્તા જોયેલા હોય ને તેમાં જેઓ જિંદગી ગાળતા હોય તે કહી શકે. એવા અનુભવી સંતો કહે છે કે, સૂરજની સામે રહેવાથી જેમ છાયા પાછળ રહી જાય છે તેમ પ્રભુની સંમુખ રહેવાથી સંસાર પાછળ રહી જાય છે, અને જ્યારે સંસાર પાછળ રહે ત્યારે બહુ સહેલાઈથી ધર્મના રસ્તામાં આગળ વધી શકાય છે. આ ઉપાય સહેલામાં સહેલો છે; માટે એને લગતી વધારે હકીકતો ચોખ્ખી રીતે જાણી લેવી જોઇએ.

બંધુઓ! હમણાં પ્રભુ આપણી પાછળ છે અને સંસાર આપણી સંમુખ છે, તેથી આપણો જીવ માયાના મોહમાં રહી જાય છે; સંસાર આપણી સંમુખ છે તેથી સંસારની વાસનાઓ આપણા મનમાં સ્ફુર્યા કરે છે; એટલુંજ નહિ પણ સંસાર આપણી સંમુખ છે, તેથી આપણને આપણાં જે કામો ન થાય તે માટે દિલગીરી લાગે છે; તેથી આપણા મનને અનેક જાતના ધક્કા લાગ્યા કરે છે; તેથી આપણને અનેક જાતની વગર જરૂરની ચિંતાઓ થયા કરે છે; તેથી આપણી જિંદગી નજીવી નજીવી બાબતોમાં તથા નજીવા નજીવા વિચારોમાં ચાલી જાય છે; તેથી આપણે રોતીસૂરત જેવા રહી જઇએ છીએ અને તેથી જે ચીજમાં કાંઇ પણ માલ ન હોય, તેવી વસ્તુઓ પણ આપણને બહુ મોટી મોટી લાગ્યા કરે છે. આ બધું સંસારને સંમુખ રાખવાથી થાય છે અને જ્યાંસુધી સંસાર સંમુખ હોય ત્યાંસુધી આ બધું થાય તેમાં કાંઈ નવાઈ નથી; કારણ કે સંસારને જોવાની બે દૃષ્ટિ છે. તેમાં સંસારને સંમુખ રાખીને જોવાય તે દૃષ્ટિએ જોતાં સંસાર કાંઇક જુદોજ દેખાય છે અને બીજી દૃષ્ટિએ જોતાં એટલે કે ઈશ્વરને સંમુખ રાખીને પછી સંસારને જોતાં તે કાંઇ જુદીજ જાતનો દેખાય છે; કારણ કે જ્યારે ઈશ્વરને સંમુખ રાખીને સંસારને જોઈએ છીએ, ત્યારે તે કુદરતી મહાન પ્રકાશની અંદર સંસારનું યથાર્થ સ્વરૂપ દેખાઈ જાય છે; પણ જ્યારે સંસારને નજર આગળ રાખીએ અને

પ્રભુને પાછળ રાખીએ, ત્યારે સંસારનું ખરું સ્વરૂપ જણાતું નથી. એ વખતે સંસારનું ભ્રાંતિવાળું સ્વરૂપજ દેખાય છે; એ વખતે સંસારનું મોહવાળું સ્વરૂપજ દેખાય છે; એ વખતે સંસારનું સ્વરૂપ તે સરી જતો હોય ને આપણા હાથમાં આવેલી આપણી કામની વસ્તુઓ ચાલી જતી હોય તેવું દેખાય છે અને એ વખતે સંસારની વસ્તુઓની જેટલી ખરી કિંમત હોય તે કરતાં સેંકડો ને હજારોગણી તેની વધારે મોટી કિંમતો દેખાય છે; તેથી મન મોહમાં પડી જાય છે તથા મોહને લીધે એમ ન થાય અને સંસારનું ખરું સ્વરૂપ સમજાય તે સારુ આપણે સર્વશક્તિમાન મહાન ઈશ્વરને આપણી સંમુખ રાખતાં શીખવું જોઇએ.

બંધુઓ ! જ્યારે ઈશ્વર આપણી સંમુખ રહેશે, ત્યારે આપણું જીવન બદલાઇ જશે; જ્યારે ઈશ્વર આપણી સંમુખ રહેશે ત્યારે આપણે આનંદરૂપ બની શકીશું; ત્યારે આપણે શાંતિસ્વરૂપ બની શકીશું; ત્યારે આપણે જ્ઞાનસ્વરૂપ થઇ શકીશું; તેથી એવે વખતે આપણી એવી સ્થિતિ થશે કે, આપણને સંસારની કોઇ પણ વસ્તુઓ મોહ ઉપજાવી શકશે નહિ. સંસારની સારીમાઠી કોઇ પણ બાબત આપણા મનને બહુ મોટા ધક્કા મારી શકશે નહિ. જગતનું સ્વરૂપ બરોબર સમજાઇ જવાથી કોઇ પણ જાતના વિકારો જોર કરી શકશે નહિ કે દુઃખ દઇ શકશે નહિ અને ઈશ્વરને સંમુખ રાખવાથી જિંદગીની જરૂરિયાત, જિંદગીની કિંમત, જિંદગીનો ઉપયોગ તથા જિંદગીની સાર્થકતા કેવી રીતે થાય તે બધી બાબતો બહુ સહેલાઇથી એની મેળે મેળે સમજી શકાશે. તેથી વાણીની અંદર નવી જાતનું બળ આવી જશે, દેહની અંદર સ્ફૂર્તિ આવી જશે, ઈન્દ્રિયોની દોડ હમણાં જે બાજુ તરફ છે, તેથી ઊલટી દિશામાં તેઓની દોડ થવા માંડશે. એટલે કે હમણાં ઈન્દ્રિયો ક્રોધ તરફ દોડે છે, તેને બદલે ઈશ્વરસંમુખ રહ્યાથી તેઓ શાંતિ તરફ દોડશે; હમણાં ઈન્દ્રિયો કામ તરફ દોડે છે તેને બદલે પછી તે પવિત્રતા તરફ દોડશે; હમણાં ઈન્દ્રિયો અદેખાઇ તરફ દોડે છે, તેને બદલે પછી તે ભ્રાતૃભાવ તથા અભેદભાવ તરફ દોડશે; હમણાં ઈન્દ્રિયો લોભ તરફ દોડે છે, તેને બદલે પછી તે ઉદારતા તરફ દોડશે અને હમણાં ઈન્દ્રિયો અભિમાન તરફ દોડે છે, તેને બદલે પછી તે આત્મસ્વરૂપ તરફ દોડશે. આવી રીતે ઈન્દ્રિયોનું દોડવું ઊલટાઇ જશે અને તેજ પ્રમાણે બીજી બધી જાતની લાગણીઓમાં તથા શક્તિ-

ઓમાં ફેરફાર થઇ જશે, તેથી આ સંસારની અંદરજ સ્વર્ગ ભોગવી શકાશે અને આ જિંદગીમાંજ સ્વર્ગની જિંદગી ભોગવી શકાશે. સ્વર્ગની જિંદગી એટલી બધી ઊંચી હોય છે કે, તેનો આપણને હમણાં ખરો ખ્યાલ પણ આવી શકે નહિ—એટલી બધી ઊંચાઈએ ઈશ્વરને સંમુખ રાખવાથી પહોંચી શકાય છે; માટે જો જિંદગી સુધારવી હોય અને તેની ખરેખરી ખૂબી અનુભવવી હોય, તો સર્વશક્તિમાન મહાન ઈશ્વરને સંમુખ રાખતાં શીખો; એટલે તેના ગુણો, તેની શક્તિઓ, તેનું ઐશ્વર્ય, તેનું બળ, તેનું અભયપણું તથા તેનું અમરપણું તમને ધીરે ધીરે મળી શકશે; માટે પરમ કૃપાળુ પિતા મહાન પ્રભુને સંમુખ રાખતાં શીખો—પરમ કૃપાળુ પિતા મહાન પ્રભુને સમુખ રાખતાં શીખો.

---

**૮—લશ્કરી સિપાઈઓ લડાઇની કવાયત કરી બતાવે એમાં કાંઇ મોટી વાત નથી; પણ જ્યારે ખરી લડાઇમાં બહાદુરી બતાવે ત્યારેજ તેમની ખૂબી કહેવાય; તેમજ ધર્મની વાતો કહેવી કે ક્રિયાઓ કરવી એમાં કાંઈ મોટી વાત નથી; પણ મુશ્કેલીનાવખતમાં પણ બરોબર ધર્મ પાળવો એજ મોટી વાત છે**

---

હાલના વખતમાં એક તરફથી જેમ સુલેહશાંતિનાં સાધનો વધતાં જાય છે, તેમ બીજી તરફથી લડાઈનાં સાધનો પણ વધતાં જાય છે; તેથી કોઇ પણ એક રાજ્ય પાસે જ્યારે લડાઈનું કાંઇ નવું સાધન તૈયાર થાય, ત્યારે તે જોઇને બીજા રાજ્યવાળાને ભય લાગે છે, તેથી તેઓ એ કરતાં વધારે સારું સાધન મેળવવાની તજવીજ કરે છે. એવી હરીફાઇને લીધે સુધરેલી પ્રજાઓમાં જેમ નવી નવી શોધખોળનાં સાધનો વધતાં જાય છે, તેમજ લડાઇનાં સાધનો પણ વધતાં જાય છે અને એ નવાં નવાં સાધનોનો ઉપયોગ કરતાં આવડે તે સારુ લશ્કરી સિપાઇઓ પાસે ખોટી લડાઇ કરાવવામાં આવે છે. એ વખતે એકજ લશ્કરમાંથી જુદી જુદી પાર્ટીઓ થાય છે અને તેઓ જાણે એકબીજાના દુશ્મનો હોય તેમ ખોટી લડાઈ કરે છે. એ લડાઇ વખતે માટીના તથા લાકડાના કિલ્લાઓ કેમ બનાવવા, ખાઇઓ કેમ ખોદવી, નિશાનબાજી કેમ

કરવી, દુશ્મનો સામેથી આવતા હોય તો શું કરવું, ઘેરાઇ ગયા હોય ત્યારે શું કરવું, કોઈ ઘાયલ થાય ત્યારે તેને માટે શું તજવીજ કરવી, દુશ્મનો દેખાતા ન હોય ત્યારે તેની બાતમી મેળવવા માટે શું ઉપાયો કરવા—એ બધી બાબતો બરાબર રીતે કરી બતાવે છે. આવીજ રીતે દરિયામાં વહાણોની ખોટી લડાઇમાં પણ બહુ મોટી ધામધૂમ થાય છે. વધુમાં વધુ ઝડપથી બોટોને કેમ હંકારવી, ઘણી બોટોની વચ્ચેથી સાંકડા માર્ગમાંથી સહીસલામત રીતે પોતાની બોટને કેમ કાઢી જવી, અજવાળાની મદદ વિના અંધારે પણ કેવી રીતે હોડીઓ ચલાવવી, દુશ્મનને ખબર ન પડે તેમ પાણીની અંદર હોડી કેમ ચલાવવી, દુશ્મનની બોટમાં કેમ ગોળા મારી આવવા, દુશ્મન કેટલે દૂર છે તે કેમ જાણી લેવું, દુશ્મનની બોટો આવવાના રસ્તામાં દરિયાઇ સુરંગો કેવી રીતે લગાવવી—એ બધી હકીકતો બરોબર રીતે દરિયાઈ લશ્કરી અમલદારોને શીખવવામાં આવે છે; તેજ પ્રમાણે જમીન ઉપરના લશ્કરને એમ પણ શીખવવામાં આવે છે કે, પુલોને કેમ તોડી નાખવા, નવા કામચલાઉ પુલો કેમ બાંધી લેવા, વધુમાં વધુ એક દિવસમાં કેટલા માઈલની મુસાફરી થઇ શકે, ઓછામાં ઓછા કેટલા ખોરાક ઉપર ગુજારો ચાલી શકે—એ બધી હકીકતો શીખવવામાં આવે છે. આવીજ રીતે દરિયામાં વહાણ ચલાવવાનો ધંધો કરનારા નવા ખલાસીઓને પણ કેળવવામાં આવે છે અને તેઓને શીખવવામાં આવે છે કે, તોફાન વખતે કેવી હોશિયારી રાખવી, કેમ સઢ ચડાવવા, પવન ઉત્તરદિશાનો હોય તો શું કરવું, પૂર્વદિશાનો હોય તો શું કરવું, સામેનો પવન હોય તો શું કરવું, પીઠનો પવન હોય ત્યારે શું કરવું, તોફાન બંધ પડવા આવ્યું હોય ત્યારે કેમ વર્તવું, આગબોટ ખરાબે ભરાઇ ગઇ હોય ત્યારે કેમ કામ લેવું અને શાંતિનો વખત હોય ત્યારે કેમ વર્તવું—એ બધી વાતો બરોબર રીતે શીખવવામાં આવે છે. આવીજ રીતે બંબાખાતાનાં માણસોને પણ કવાયત આપવામાં આવે છે અને આગ લાગે ત્યારે પાણી કેમ છાંટવું, ઊંચે આગ લાગી હોય ત્યારે સીડી કેમ ગોઠવવી, બહુ ધુમાડો ભરાઇ ગયો હોય ત્યારે અંદર કેવી યુક્તિથી દાખલ થવું, આગમાં સપડાઇ ગયેલાં માણસને કેમ બચાવવાં, પાણીનો મારો કેવી રીતે ચલાવવો, પાણીનું બહુ જોર હોય તો શું કરવું, બાજુનાં મકાનોને કેમ બચાવવાં, પાણી આવતાં વાર લાગે અથવા થોડું પાણી હોય ત્યારે કેમ વર્તવું—એ

બધી બાબતો બંબાખાતાનાં માણુસોને શીખવવામાં આવે છે અને આ બધું કરી બતાવતી વખત બંબા ખાતાના શિખાઉ માણુસોને, લશ્કરીઓને તથા ખલાસીઓને બહુ મજા પડે છે અને આવી કવાયત કરવામાં ઘણા માણુસો ઇનામ જીતી જાય છે; પણ જ્યારે દરિયામાં ખરેખરા તોફાનનો વખત આવે, ત્યારે કોઈકજ ખલાસી હિંમત રાખીને સરખી રીતે કામ કરી શકે છે. બાકી તો બધા ઘણું કરીને ગભરાઇ જાય છે ને હાંફ્લાફાંફ્લા બની જાય છે; તેમજ જ્યારે ખરી લડાઇ થાય, ત્યારે પણ કોઇકજ સરદાર, કોઇકજ સિપાઈ મગજનું સમતોલપણું જાળવી શકે છે અને ખરે રસ્તે કામ કરી શકે છે. બાકી તો બધા ગભરાટમાં પડી જાય છે અને પોતાના પ્રાણુ ગુમાવી દે છે અથવા દુશ્મનોની ગોળીઓથી ઘાયલ થઈ જાય છે; તેમજ બંબાખાતાનાં માણુસો પણ કવાયત વખતે ઘણી ચાલાકી બતાવે છે; પણ જ્યારે ખરેખરી ભયંકર આગ લાગે છે, ત્યારે તેઓમાંથી પણ બહુ થોડા માણુસો કામ કરી શકે છે ને ચાંદ મેળવી શકે છે. બાકી ઘણા માણુસો તો કામચલાઉ છોકરા જેવા રહી જાય છે.

બંધુઓ ! આવીજ રીતે જ્યાંસુધી બધી વાતની અનુકૂળતા હોય અને માત્ર કવાયત કરી બતાવવા જેવુંજ ખાતું હોય, ત્યાંસુધી તો ઘણા માણુસો ધર્મ પાળ્યા કરે છે; એટલે કે ધર્મનાં બહારનાં ચિહ્નો ધારણુ કર્યા કરે છે. જેમકે તિલક કરવું, કંઠી કે માળા પહેરવી, દર્શન કરવા જવું, નાહવું, જાત્રા કરવા જવું, ગોરને જમાડવા, સંક્રાંતનાં કે ગ્રહણુનાં દાન દેવાં, પુરુષોત્તમ માસનાં કે શ્રાવણુ માસનાં એકટાણાં કરવાં, ચોમાસાની અગિયારશ કરવી, અબોટિયાં પહેરીને જમવા બેસવું, બીજાઓથી અભડાઇ જવું વગેરે કામો તો ઘણાં માણુસોથી બની જાય છે; પણ જ્યારે ખરેખરો કસોટીનો વખત આવે, જ્યારે ખરો ધર્મ પાળવાનો વખત આવે અને જ્યારે મુશ્કેલીનો પ્રસંગ આવે, ત્યારે એ બધું ક્યાંનું ક્યાં ઊડી જાય છે. પણ યાદ રાખજો કે, એવી રીતે અનુકૂળતાનો જરાક વારનો બહારનો ધર્મ પાળીએ એમાં કાંઇ વળે નહિ. એ તો પેલા ખારવાઓ, લશ્કરીઓ તથા બંબાવાળા જેવું કહેવાય; પણ એટલાથી કાંઈ પ્રભુ રાજી થઈ જાય નહિ; માટે જો ખરો ધર્મ પાળવો હોય, તો કવાયતી બાબતોમાં ન રહી જતાં એટલે કે બહારની સગવડો ને અનુકૂળતાઓ ઉપર ન રહી જતાં આફતને વખતે

પણ ખરો ધર્મ પાળી શકાય તેમ કરો. દુઃખને વખતે પણ ખરો ધર્મ પાળી શકાય તેમ કરો અને મોજમજાના વખતે તથા લોભલાલચોના વખતે પણ ખરો ધર્મ પાળી શકાય તેમ કરો, ત્યારે જિંદગીની સાર્થકતા થશે અને ત્યારે ઈશ્વર રાજી થશે.

## ૯–જગતની સમૃદ્ધિ તથા વૈભવોની સાથે જો ઈશ્વરી જ્ઞાન ન હોય તો તે સમૃદ્ધિ તથા વૈભવોથી ઊલટી ખરાબી થાય છે

મનુષ્યજાતનો સ્વભાવ એવો છે કે, તેઓને વૈભવો ભોગવવાનું તથા સમૃદ્ધિ વધારવાનું બહુ મન થઈ જાય છે; કારણ કે સમૃદ્ધિ તથા વૈભવોની મદદથી મનગમતા મોજશોખ ભોગવી શકાય છે, મનગમતાં કામો કરી શકાય છે અને ઘણી જાતની ઇચ્છાઓ પાર પાડી શકાય છે; માટે જગતનાં દરેક માણસો હમેશાં સમૃદ્ધિ વધારવાની ઇચ્છા રાખે છે અને એવી ઇચ્છા રહે તે સ્વાભાવિક છે; કારણ કે મનુષ્યમાં ઈશ્વરનો અંશ રહેલો છે. તેથી માણસો ઈશ્વરનું અનુકરણ કરવાના સ્વભાવવાળા છે અને ઇશ્વર તો અનંત ઐશ્વર્યવાળો છે; માટે તેઓને પગલે ચાલનારા માણસોને ઐશ્વર્ય ગમે, સમૃદ્ધિ ગમે અને વૈભવો ગમે તેમાં કાંઇ નવાઇ નથી અને જે ચીજો પોતાને ગમી જાય તથા જે ચીજો મેળવવાની કુદરતી ઇચ્છા થાય તે ચીજો મેળવવા માણસો મહેનત કરે તેમાં કાંઈ નવાઇ જેવું નથી; તેમજ જે ચીજો મેળવવા માટે દૃઢતાપૂર્વક મહેનત કરે તે ચીજો મળે તેમાં પણ કાંઈ નવાઇ નથી; કારણ કે જો બરોબર મહેનત થાય, ખરે રસ્તે મહેનત થાય, મૂળતત્ત્વો સમજીને મહેનત થાય અને અંતરના ઊંડાણમાંથી મહેનત થાય તો જગતમાં એવી કોઇ પણ વસ્તુ નથી કે જે ન મળી શકે; જગતની દરેક વસ્તુ મહેનતથી મળી શકે તેમ છે. ગુપ્તમાં ગુપ્ત વસ્તુઓ, ઊંચામાં ઊંચી વસ્તુઓ, મોટામાં મોટી વસ્તુઓ ને દેવોને પ્રિય લાગે તેવી વસ્તુઓ પણ મહેનતથી મળી શકે તેમ છે; ત્યારે મહેનતથી જગતના જરાક વારના વૈભવો અને બહારની પૈસાની કે એવી બીજી કોઇ સમૃદ્ધિ મળે એમાં કાંઇ મોટી વાત નથી; એ તો મહેનતના પ્રમાણમાં, આસપાસના સંજોગોના પ્રમાણમાં તથા જ્ઞાનના પ્રમાણમાં મળવીજ જોઇએ, એ સ્વાભાવિક છે.

આમ હોવાથી સુખ મેળવવા માટે સમૃદ્ધિની તથા વૈભવો વધારવાની માણસો ઇચ્છા રાખે છે ને તેમાંથી ઘણા માણસોને જરાક વાર કાંઈક કાંઈક સુખ પણ મળે છે; છતાં પણ આપણે જોઇએ છીએ કે, જેટલા પ્રમાણમાં માણસોની પાસે સમૃદ્ધિ વધે છે તથા વૈભવો વધે છે, તેટલા પ્રમાણમાં તેઓમાં સુખ વધતું નથી; એટલુંજ નહિ પણ ઘણી વખત અને ઘણે ઠેકાણે તો એમ બને છે કે, સમૃદ્ધિ તથા વૈભવો વધવાને લીધે અનેક જાતની મુશ્કેલીઓ ઊભી થાય છે, અનેક જાતની ખટપટો ઊભી થાય છે, અનેક જાતનાં માનસિક દુઃખો ખડાં થાય છે, અનેક જાતના ભય પ્રત્યક્ષ આવીને ઊભા રહે છે, અનેક જાતની આફતો હમેશાં ડરાવ્યા કરે છે અને તેમાંથી સીધી રીતે કે આડકતરી રીતે અનેક જાતનાં બીજાં દુઃખો ઉત્પન્ન થાય છે; એટલે સમૃદ્ધિનો લાભ લેવો તો બાજુએ રહ્યો અને વૈભવો ભોગવવાની વાત તો બાજુએ રહી, પણ સમૃદ્ધિ તથા વૈભવોને લીધેજ ઊલટું ખરાબીના ખાડામાં ઊતરી જવું પડે છે અને આગળ વધવાને બદલે ઊલટું પાછળ પડી જવાય છે તથા સ્વપ્નેય ન ધાર્યાં હોય તેવાં નવાં નવાં તોફાનો તેમાંથી ઉત્પન્ન થાય છે; તેથી ઊલટું ઘણી મુશ્કેલીઓમાં ઊતરવું પડે છે તથા ઘણી જાતની દિલગીરીઓના ધક્કા ખમવા પડે છે અને "લેને ગઇ પૂત ઔર ખો આઇ ખસમ" તેના જેવું થાય છે; અને યાદ રાખજો કે, આવું કાંઇ કોઇ એકજ ઠેકાણે બનતું નથી, પણ જ્યાં જ્યાં નજર ફેંકીએ ત્યાં ત્યાં સમૃદ્ધિ તથા વૈભવોની સાથે કાંઈક ને કાંઇક ખાસ દુઃખો જોડાયેલાં હોયજ છે, તેથી બહુ સમૃદ્ધિવાળા તથા બહુ વૈભવોવાળા માણસો ખરી શાંતિ ભોગવી શકતા નથી કે ખરું જ્ઞાન મેળવી શકતા નથી. એટલે છતાં સાધનોએ તેમની જિંદગી બહુ દુઃખમય હોય છે.

સમૃદ્ધિ તથા વૈભવો સુખને માટે છે, કાંઇ દુઃખને માટે નથી; અને તેમ છતાં સમૃદ્ધિ તથા વૈભવોમાંથી દુઃખ કેમ ઉત્પન્ન થાય છે, તેનો ખુલાસો આપણે જાણવો જોઇએ. એ માટે પંડિતો કહે છે કે, સમૃદ્ધિ તથા વૈભવોની સાથે જ્યાંસુધી ઈશ્વરી જ્ઞાન ન હોય, જ્યાંસુધી ધર્મનું જ્ઞાન ન હોય, જ્યાંસુધી પરમાર્થવૃત્તિ જાગેલી ન હોય, જ્યાંસુધી પોતાની ફરજો બજાવવાનું જ્ઞાન ન હોય અને જ્યાંસુધી અનંતતા સાથેની એકતાનું ભાન ન હોય તથા જ્યાંસુધી **आत्मवत् सर्व भूतेषु** ના જેવું જ્ઞાન ન હોય, ત્યાંસુધી એકલી સમૃદ્ધિ

ને એકલા વૈભવો ખરું સુખ આપી શકે નહિ; કારણ કે જે ખરું સુખ છે તે ઈશ્વરી જ્ઞાનમાં છે, જે ખરી શાંતિ છે તે ઈશ્વરી જ્ઞાનમાં છે, જે ખરો આનંદ છે તે ઈશ્વરી જ્ઞાનમાં છે, જે ખરી મોટાઇ છે તે ઈશ્વરી જ્ઞાનમાં છે અને જે અનંત સામર્થ્ય છે તે ઈશ્વરી જ્ઞાનમાં છે તથા તેની સાથેની એકતામાં છે, એ બધું કાંઇ સમૃદ્ધિ કે વૈભવોમાં નથી. સમૃદ્ધિ તથા વૈભવો એ તો તેનાં સાધનો છે. એ પોતે કાંઇ સુખ નથી. સુખ તો ઈશ્વરી જ્ઞાનમાં છે; માટે ધર્મના જ્ઞાન વિના એકલી સમૃદ્ધિ વધી જાય અથવા વૈભવો વધી જાય તો તેથી ઊલટી ખરાબી થાય છે. જ્ઞાન વિનાના વૈભવોથી જિંદગી જલદી ઘસાઇ જાય છે, જ્ઞાન વિનાના વૈભવોથી હૃદયની ઘણી શક્તિઓ નાશ પામી જાય છે, જ્ઞાન વિનાના વૈભવોથી અનેક જાતના વિકારો ઉત્પન્ન થાય છે, જ્ઞાન વિનાના વૈભવોથી ઘણા માણસો પોતાના મગજનું સમતોલપણું ખોઇ દે છે, જ્ઞાન વિનાના વૈભવોથી ઘણા માણસો રોગી બની જાય છે, જ્ઞાન વગરના વૈભવોથી વગર મફતના ઘરારના કજિયા ઊભા થાય છે અને જ્ઞાન વિનાના વૈભવોથી ઘણાં માણસો વગરમોતે માર્યાં જાય છે અને એમ થાય તેમાં કાંઇ નવાઇ પણ નથી; કારણ કે વાંદરાના હાથમાં તલવાર હોય તો તેનો સારો ઉપયોગ તો ક્યારેકજ થાય છે, બાકી વધુ ભાગે તો તેનો માઠો ઉપયોગ થાય છે. તેમજ જે માણસો અજ્ઞાની છે ને ધર્મજ્ઞાન વિનાના છે, તેઓ વાંદરાના જેવા સ્વભાવવાળા છે અને જગતની જે બહારની સમૃદ્ધિ છે તથા તેમાંથી ઉત્પન્ન થતા જે વૈભવો છે, તે તલવાર જેવા છે; એટલે તેમાંથી સારું પરિણામ તો ક્યારેકજ આવે છે. બાકી તો હમેશાં દરેક ઠેકાણે તેમાંથી ઊલટાં દુઃખજ ઉત્પન્ન થાય છે; માટે હવેથી સમજી લો કે, એકલી સમૃદ્ધિ કે એકલા વૈભવો કાંઇ ખરું સુખ આપી શકે નહિ; પણ તેની સાથે જો ઈશ્વરી જ્ઞાન હોય તો એ બાબતો ખરું સુખ ને ખરી શાંતિ આપી શકે. એ વિના તો તે બધું ઊલટું ઉપાધિરૂપ થઇ પડે. એમ ન થાય માટે જેમ સમૃદ્ધિ મેળવવાની પ્રબળ ઇચ્છા રાખો છો અને વૈભવો ભોગવવા અનેક જાતનાં વલખાં મારો છો, તેમ ઈશ્વરી જ્ઞાન મેળવવા માટે પણ કાંઇક થોડીઘણી મહેનત કરો. સમૃદ્ધિ મેળવવા માટે જેટલી મહેનત કરો છો, તેનો દશમો ભાગ પણ જો ઈશ્વરી જ્ઞાન મેળવવા માટે મહેનત કરશો, તો તમારી સમૃદ્ધિ તમને હાલના કરતાં સેંકડોગણું વધારે સુખ આપી

શકશે, પણ જો ધર્મજ્ઞાન મેળવવાની બાબતમાં તદ્દન બેદરકારી રાખશો અને એકલા વૈભવોની પાછળજ દોડશો, તો તેમાંથી પરિણામે ઊલટી બહુ ખરાબીજ થશે. એ વાત ધ્યાનમાં રાખજો અને એવી ખરાબી ન થાય પણ તેને બદલે તમારા વૈભવો તથા તમારી સમૃદ્ધિ તમોને શાંતિ આપનારી થાય તે સારુ તમે ઈશ્વરી જ્ઞાન મેળવવાની કોશિશ કરજો, ઈશ્વરી જ્ઞાન મેળવવાની કોશિશ કરજો; કારણ કે એવા જ્ઞાન વિના સમૃદ્ધિ ટકતી નથી, શોભતી નથી અને શાંતિ આપી શકતી નથી; માટે એ બધું મેળવવા સારુ સમૃદ્ધિ મેળવવાની સાથે સાથે ઈશ્વરી જ્ઞાન મેળવવાની પણ ખાસ કાળજી રાખજો, એવી મારી તમને વિનતિ છે.

## ૧૦—લાયકાત મેળવ્યા વિના ઈશ્વરી જ્ઞાન મળતું નથી

આપણાં શાસ્ત્રોની અંદર અધિકાર ઉપર બહુ ભાર મૂકેલો છે અને વારંવાર ઠેકાણે ઠેકાણે કહેલું છે કે, અધિકાર મેળવ્યા વિના જ્ઞાન મળતું નથી અને કદી અધિકાર વિના જ્ઞાન મળે તો તે જ્ઞાનને જીરવી શકાતું નથી. આ વાત બરોબર રીતે સમજાવવા માટે એક સંત કહેતા હતા કેઃ—

એક વખત એક ગૃહસ્થને એવી ઇચ્છા થઇ કે, આપના આશ્રમમાં જે સાધુસંત આવે છે, તે બધાઓને આજે તો દૂધ આપવાનો વિચાર છે; તેથી તેમણે દૂધના હાંડા મંગાવ્યા અને કહ્યું કે, “જે સાધુઓને જેટલું જોઇએ તેટલું દૂધ લઇ જવું; પણ તેમાં શરત એટલી કે દૂધ આપવા માટે અમારી પાસે વાસણ નથી; માટે જેની પાસે જેવડાં વાસણ હોય તે તેમણે ભરી જવાં.” એ પછી તપાસ કરતાં ઘણાએ બાવાઓની પાસે વાસણો નહોતાં, તેથી વાસણ વિના મફત મળતું દૂધ પણ તેઓ લઇ શક્યા નહિ અને જેની પાસે લોટા, પ્યાલા, ટોપ, થાળી વગેરે કંઇક પણ વાસણો હતાં, તે બાવાઓ તેમનાં વાસણ પ્રમાણે દૂધ લઈ ગયા.

આ દાખલો આપીને તે સંત એમ સમજાવતા કે, એ સંતને ત્યાં જેમ દૂધ મળતું હતું, પણ જેની પાસે પાત્ર ન હોય તે માણસ દૂધ લઇ શકતા નહિ; તેમજ ઘણા સંતોને ત્યાં જ્ઞાન મળે છે, ઘણા પંડિતોને ત્યાં જ્ઞાન મળે છે, ઘણા ફિલસૂફોને ત્યાં જ્ઞાન મળે છે, ઘણી સભાઓમાં જ્ઞાન મળે છે અને જગતની દરેક વસ્તુઓ તથા દરેક બનાવો જ્ઞાન આપવા તૈયાર છે, પણ અધિકાર ન હોય

ત્યાંસુધી ખરું જ્ઞાન મળી શકતું નથી; માટે ઈશ્વરી જ્ઞાન મેળવવા સારુ અધિકાર પ્રાપ્ત કરવો જોઇએ.

બંધુઓ ! અધિકાર વિના જ્ઞાન મળી શકતું નથી અને જ્ઞાન વિના ઈશ્વરી આનંદના લહાવા લઇ શકાતા નથી; માટે જ્ઞાન મેળવવું જોઇએ અને જ્ઞાન મેળવવા સારુ પ્રથમ અધિકાર મેળવવો જોઇએ તથા અધિકાર મેળવતાં પહેલાં એ વાત જાણવી જોઇએ કે, અધિકાર એટલે શું ?

અધિકાર એટલે શું એના જવાબમાં સંતો કહે છે કે, "હું કોણ છું, આ જગતમાં મારું શું કામ છે, ઈશ્વરની સાથે મારો શું સંબંધ છે, આ જગતના જીવોની સાથે મારો શું સંબંધ છે, હું કયાંથી આવ્યો છું, મરી ગયા પછી હું કયાં જઇશ અને આખી દુનિયાના દરેક ધર્મના અને દરેક કાળના મહાત્માઓ છેવટમાં છેવટની કઈ વસ્તુને શોધી રહ્યા છે, એ બધી બાબતો જાણવાની ને સમજવાની ઇચ્છા થવી તેનું નામ અધિકાર છે, જગતની જે જે વસ્તુઓમાં પ્રથમ બહુજ મોહ લાગતો હોય, તે તે વસ્તુઓ પણ જયારે ફિક્કી લાગવા માંડે અને કાંઇક વધારે ઊંચાં તત્ત્વો જાણવાની જિજ્ઞાસા થાય તેનું નામ અધિકાર છે, પોતાના આત્માનું કલ્યાણ થાય એવી જાતના વિચારો કરવામાં આવે તથા એવી જાતના ઉપાયો કરવામાં આવે એનું નામ અધિકાર છે, પોતાના બંધુઓની ખાતર તથા પરમ કૃપાળુ પરમાત્માની ખાતર પોતાના સ્વાર્થનો ભોગ આપતાં આવડે તેનું નામ અધિકાર છે, પ્રથમ ધર્મની જે જે બાબતો સમજાતી ન હોય તેવી બાબતો જયારે સમજાવા લાગે અને તેમાં જયારે રસ પડવા લાગે ત્યારે જાણવું કે, હવે અધિકાર પ્રાપ્ત થતો જાય છે. જયારે શાસ્ત્રના સિદ્ધાંતો ઉપર, મહાત્માઓનાં વચનો ઉપર તથા અનંત બ્રહ્માંડના નાથની ઉપર વિશ્વાસ આવતો જાય, ત્યારે જાણવું કે હવે અધિકાર મળતો જાય છે; જયારે તપ કરવું ગમે, જયારે પ્રભુનું ધ્યાન ધરવું ગમે અને જયારે પ્રભુના પ્રેમમાં તરબોળ રહેવું ગમે ત્યારે જાણવું કે, હવે અધિકાર પ્રાપ્ત થયો છે અને જયારે દરેક પ્રસંગોમાંથી પ્રભુનો ઉપકાર મનાયા કરે, જયારે દરેક કામો પ્રભુને અર્પણ થયા કરે, જયારે પ્રભુની ઇચ્છા પ્રમાણેજ વર્તાયા કરે અને જયારે સર્વત્ર પ્રભુ દેખાયા કરે, ત્યારે જાણવું કે, હવે ઊંચામાં ઊંચો અધિકાર પ્રાપ્ત થયો છે. આવી રીતના અધિકારો પ્રાપ્ત થતા જાય તેમ તેમ સત્ય જ્ઞાન મળતું જાય

છે અને તે જ્ઞાન હૃદયમાં ઠરતું જાય છે; પણ જ્યાંસુધી આવી જાતના અધિકાર મળેલા ન હોય, ત્યાંસુધી સાચું જ્ઞાન મળી શકતું નથી અને સાચા જ્ઞાન વિના અખંડિત ઈશ્વરી આનંદ ભોગવી શકાતો નથી; માટે જો ધર્મનાં ઊંડાં રહસ્યો જાણવાં હોય અને પ્રભુના મહાન સિદ્ધાંતો અંતઃકરણમાં ઉતારી તેના આનંદના અનુભવ લેવા હોય, તો પ્રથમ આવી જાતના અધિકાર મેળવો, આવી જાતના અધિકાર મેળવો."

## ૧૧–વ્યવહારી લોકો બહુ મોટી ઉપાધિ ભોગવે ત્યારે જરાક આનંદ મેળવી શકે છે; પણ ભક્તો તો પોતાના અંતરમાંથીજ આનંદ ભોગવી શકે છે

જગતમાં ભગતોને જ્યાં જોઇએ ત્યાં માન મળે છે, જગતમાં જ્યાં જોઇએ ત્યાં ભગતોનાં વખાણ થાય છે અને ભગતોને જોઇતાં સાધનો એની મેળે મેળે બહુ સહેલાઇથી મળ્યા કરે છે; એટલુંજ નહિ પણ પ્રભુએ એમ કહેલું છે કે, મારા કરતાં પણ મારા ભગતો મોટા છે. હવે વિચાર કરવો જોઇએ કે, શું આ બધી વાત સાચી હશે? જો ભક્તિમાં આટલો બધો લાભ હોય તો બધાં માણસો ભક્ત કાં ન થાય? એના જવાબમાં સંતો કહે છે કે જે દૈવી જીવો છે, જે આગળ વધેલા છે, જે રસ્તે પડી ગયેલા છે, જેની ઉપર ગુરુની અને ઈશ્વરની કૃપા થઇ ગયેલી છે, જેને મહાત્માઓના પંજા લાગી ગયેલા છે, જે પૂર્વના સુસંસ્કારી છે અને જેણે પોતાના જીવને પોતાનો ગુરુ બનાવેલો છે; તેવા માણસોને ભક્તિ કરવી એ વાત બહુ સહેલી લાગે છે; કારણ કે તેઓ બહુ સહેલાઇથી ભક્તિ કરી શકે છે; પણ એવા ભાગ્યશાળી માણસો કોઇકજ હોય છે. બાકી બીજા બધા જે વ્યવહારી લોકો છે, તેઓને ભક્તિ કરવામાં બહુજ મુશ્કેલી લાગે છે; કારણ કે તેઓનાં અંતરમાં શ્રદ્ધા હોતી નથી; તેઓનાં હૃદયમાં પ્રભુપ્રેમ હોતો નથી અને પ્રભુનો મહિમા તેઓના ખ્યાલમાં આવી શકતો નથી, તેથી તેઓ માયાના પ્રદેશમાં રમ્યા કરે છે અને એમાંજ સુખ શોધ્યા કરે છે, પણ માયાના પ્રદેશનાં સુખો કાંઇ સ્થિર હોતાં નથી; એટલુંજ નહિ પણ તે સુખ અધૂરાં હોય છે અને તેમ છતાં બહુજ મહેનત પછી જરાક સુખ મળે છે અને તે સુખમાં પણ ઘણીક જાતનાં દુઃખો ભરેલાં હોય છે તથા જ્યારે

અતિશય ઉપાધિ ભોગવે ત્યારે જરાક જેટલું સુખ મળે છે. જેમ કોઈ માણસ સેંકડો, હજારો કે લાખો રૂપિયા ખર્ચીને બહુ સુંદર મકાન બંધાવે ત્યારે તેને જરાક વાર આનંદ થાય છે; પણ એ સુખ મેળવતાં પહેલાં તેને પૈસા મેળવવા સારુ અનેક જાતની ખટપટો આદરવી પડે છે. એ પછી પણ ઘર બંધાવવા સારુ અનેક જાતના ક્લેશ ભોગવવા પડે છે અને ઘણું ખર્ચ કરવું પડે છે તેમજ ઘણો વખત જાય છે ત્યારે માંડ માંડ જરાક સુખ મળે છે અને એ સુખમાં પણ ઘણી જાતનાં વિઘ્નો હોય છે. આવીજ રીતે જ્યારે કોઇ પોતાનાં કે છોકરાંઓનાં લગ્ન કરે, ત્યારે થોડોક વખત એમ લાગે છે કે, અમને સુખ મળેલું છે; પરંતુ પાછળથી એ સુખ પણ ઝાઝી વાર ટકતું નથી. તેમાં પણ ઘણી મુશ્કેલીઓ આવે છે અને જે જે આશાઓ રાખી હોય તેમાં નિરાશ થવું પડે છે; કારણ કે બહારનાં સુખો મેળવવામાં બીજાં અનેક જાતનાં સાધનો ભેળાં કરવાં પડે છે અને દરેક સાધન મેળવતી વખતે કાંઇક ને કાંઇક મુશ્કેલી તથા કાંઇક ને કાંઇક અગવડો ભોગવવી પડે છે. તે બધાંનું પરિણામ જોતાં અંતે —સરવાળે સુખ કરતાં દુઃખ વધી પડે છે; પણ ભક્તોને જે સુખ મળે છે તે સુખ તો પોતાના અંતઃકરણમાંથી મળેલું હોય છે; એ સુખ મેળવવા માટે તેઓને કાંઈ બહારનાં ફાંફાં મારવાં પડતાં નથી; પણ તેઓ તો પોતાના સદ્‌વિચારોમાંથી સુખ મેળવી શકે છે, પોતાની શુભ ભાવનાઓમાંથી સુખ મેળવી શકે છે, પોતાના સ્નેહમાંથી તથા પોતાના જ્ઞાનમાંથી સુખ મેળવી શકે છે. પોતાના અંતરમાં ઊપજી ગયેલું જ્ઞાન, સ્નેહ તથા ઊંચી જાતની ભાવનાઓની ખિલવણી એ બધું કાંઈ પારકી મિલકતરૂપ નથી; પણ એ તો ખાસ પોતાની સ્વતંત્ર માલિકીની વસ્તુ છે; એટલુંજ નહિ પણ જગતની જડ વસ્તુઓ જેમકે પૈસા, કપડાં, ઘરેણાં, ઘરબાર વગેરે મેળવતાં ઘણી મુશ્કેલી પડે છે, ઘણી પરાધીનતા ભોગવવી પડે છે અને ઘણા જણને આધારે રહેવું પડે છે, તેમ પોતાના અંતરના સદ્‌ગુણોને ખીલવનાર ભગતોને કાંઈ બીજાઓને આધારે રહેવું પડતું નથી. જેમકે એક મકાન બંધાવવું હોય અને તેમાંથીજ સુખ લેવું હોય તો કડિયાની જરૂર પડે છે, સુતારની જરૂર પડે છે, લાકડાંની જરૂર પડે છે, પથ્થરની જરૂર પડે છે, ચૂનાની જરૂર પડે છે, એન્જિનિયરની જરૂર પડે છે, જમીનની જરૂર પડે છે, સરકારની જરૂર પડે છે, મ્યુનિસિપાલિટીની જરૂર પડે છે, રાજાની

જરૂર પડે છે, પાણીની જરૂર પડે છે, મજૂરોની જરૂર પડે છે, લોખંડકામની જરૂર પડે છે અને એવીજ બીજી ઘણી જાતની વસ્તુઓની જરૂર પડે છે. તે બધી બાબતોમાં કાંઇ મનમાનતું થાય નહિ. કોઇ ચીજ વખતસર મળે નહિ, કોઇ ચીજ મોંઘી મળે, કોઈ માણસો આપણું મનમાન્યું કામ કરે નહિ, કોઇ વસ્તુ બગડી જાય અને બીજી પણ ઘણીએ અણધારી અડચણો પડ્યા કરે. આ બધાંનો જોગ થયા પછી મકાનનું સુખ મળે ને તે સુખ પણ થોડીકજ વારનું હોય છે; કારણકે મનનો સ્વભાવ એવો છે કે, તેને કોઇ પણ એકજ વસ્તુમાં ઘણી વાર સુધી સુખ લાગતું નથી. થોડાજ વખતમાં એક ને એક પ્રકારનાં સુખથી તે કંટાળી જાય છે અને બીજાં નવી જાતનાં સુખની ઇચ્છા રાખે છે; પણ અંતરના સંતોષથી જે સુખ મળે છે, પોતાની ફરજો બજાવવાથી જે સુખ મળે છે, સદ્‌વિચારોથી જે સુખ મળે છે અને અભ્યાસથી તથા સૌની ઉપર સ્નેહ રાખવાથી જે સુખ મળે છે તે સુખમાં બીજી કોઈ જાતનાં બહુ વિઘ્નો આવતાં નથી. જેમકે કોઇ ભક્ત માનસિક જપ કર્યા કરતો હોય અને તેમાંથી આનંદ મેળવી શકતો હોય, તો તેનો એ આનંદ કાંઇ ઘડીકમાં મટી જતો નથી; અથવા બીજાં કોઇ માણસો તેનો આનંદ બહુ સહેલાઈથી લૂંટી શકતાં નથી. કોઈની પાસે હજાર રૂપિયાની થેલી હોય ને તે ચોરી જવા માટે કોઇ ચોર પૂંઠે લાગેલો હોય, તો વખતે તે લઈ જાય અથવા ઘરમાં શેર કે નોટનાં કાગળિયાં હોય ને ઓચિંતી અકસ્માત્ આગ લાગે તો તેમાં એ ધન બળી જાય, તેથી એ ધનવાળાનો આનંદ ઓછો થઈ જાય; પણ જે ભક્ત પોતાની ભાવનાઓ સાથે રમ્યા કરતા હોય અને તેમાંથી આનંદ મેળવ્યા કરતા હોય, તેઓનો આનંદ એમ કાંઇ ઘડીકમાં ઊડી જતો નથી; એટલુંજ નહિ પણ જગતની જડ વસ્તુઓના આનંદ કરતાં જ્ઞાન અને ભક્તિનો આનંદ ઘણો વધારે હોય છે. આવી રીતે વ્યવહારી માણસોના આનંદમાં ને જ્ઞાની ભગતોના આનંદમાં બહુ મોટો તફાવત હોય છે; કારણ કે વ્યવહારી માણસોને પોતાનો બહારનો આનંદ મેળવવા સારુ બહુ મુશ્કેલીઓ ભોગવવી પડે છે. એટલે તેઓના એ સુખની અંદર કાંઇ વિઘ્ન આવી પડે તો તેઓને બહુ મોટો ધક્કો ભોગવવો પડે છે; પણ ભગતોને, જ્ઞાનીઓને તથા સજ્જનોને પોતાના અંતરમાંથી જે સુખ મળે છે તે સુખમાં કાંઇ એવી જાતના ધક્કા

ભોગવવા પડતા નથી; માટે યાદ રાખો કે, જ્ઞાનનાં, ભક્તિનાં તથા પરમાર્થનાં અને સ્નેહનાં જે સુખો છે તે ઉત્તમ પ્રકારનાં છે અને માયિક વસ્તુઓનાં જે સુખો છે તે ક્ષણભંગુર છે, તે અધૂરાં છે અને દુઃખથી ભરેલાં છે; માટે જેમ બને તેમ ઊંચી જાતનાં સાચાં સુખો મેળવવાની તજવીજ કરો, ઊંચી જાતનાં સાચાં સુખો મેળવવાની તજવીજ કરો!

## ૧૨–ભક્તિ સૌથી થઇ શકે તેમ છે

ભક્તિ કરવામાં કાંઈ નાતજાત જોવાતી નથી. ભક્તિ તો સૌથી થઈ શકે તેમ છે; જેમકે બ્રાહ્મણ, વાણિયા, ભાટિયા, લુહાણા, ખત્રી, સુતાર, લુહાર, કુંભાર, દરજી, ભરવાડ, મોચી, તેલી, તંબોળી, કાછિયા, કોળી, વાઘરી, ઢેડ, ચમાર, હેલકરી, મ્લેચ્છ અને કસાઇથી પણ ભક્તિ થઇ શકે છે; કારણ કે ભક્તિનો સંબંધ કોઇ બહારના ધંધારોજગાર સાથે નથી, પણ ભક્તિનો સંબંધ તો ઈશ્વર માટે અંદરથી જીવને જે તાલાવેલી થાય તે ઉપર રહેલો છે; માટે દરેક દેશમાં અને દરેક કાળમાં સૌ જાતિમાં ભગતો થઇ ગયેલા છે, ભગતો થાય છે અને હવે પછી પણ થશે; માટે પોતાનો ધંધોરોજગાર છોડી દઇએ તોજ ભગત થવાય અથવા અમુક જાતમાં જન્મ્યા હોય તોજ ભગત થવાય એમ ધારીને કોઇએ ભક્તિ તરફ બેદરકાર રહેવું નહિ.

ભક્તિ એવી સહેલી છે, એવી સ્વાભાવિક છે, એવી આનંદી છે અને એવી આકર્ષણવાળી છે કે, તે બાળકોથી પણ બની શકે છે. જેમકે ધ્રુવ બાળક હતો છતાં પણ તે ભગત થઈ શક્યો હતો. જુવાનો પણ ભગત થઇ શકે છે, ઘરડાઓ પણ ભગત થઇ શકે છે, બાયડીઓ પણ ભગત થઇ શકે છે, ગરીબો પણ ભગત થઇ શકે છે, અભણ હોય તે પણ ભગત થઈ શકે છે, શ્રીમંતો પણ ભગત થઇ શકે છે, વિદ્વાનો પણ ભગત થઇ શકે છે, રાજાઓ પણ ભગત થઇ શકે છે, દુઃખી માણસો પણ ભગત થઇ શકે છે, મોટા વૈભવવાળાઓ પણ ભગત થઈ શકે છે, રોગીઓ પણ ભગત થઇ શકે છે અને મરણપથારીમાં પડ્યે પડ્યે છેલ્લા શ્વાસો લેવાતા હોય એ વખતે પણ જો માણસો ધારે તો ભક્તિ કરી શકે છે.

આ બધી વાતો કાંઇ માત્ર હવાઇ ખ્યાલો જેવી નથી; પણ આપણે જાણીએ છીએ કે, અર્જુન બહુ બહાદુર હતો અને આખી

દુનિયામાં જે સૌથી મોટામાં મોટું મહાભારતનું યુદ્ધ થયું હતું, તેનો મુખ્ય યોદ્ધો હતો; છતાં પણ તે ભગત હતો; ભગવાન રામચંદ્ર મહારાજાધિરાજ હતા અને લાખો રાક્ષસોને પોતે મારી નાખ્યા હતા, છતાં પણ તે ભગત હતા. મહાત્મા જનકવિદેહી મોટામાં મોટા વૈભવવાળા, રાજાઓના રાજા અને જ્ઞાનીઓમાં જ્ઞાની હતા, છતાં પણ તે ભગત હતા. મહારાજા રંતિદેવ તથા મહારાજા હરિશ્ચંદ્ર ઉપર બહુ ભયંકર દુઃખો પડ્યાં હતાં, છતાં પણ એ દુઃખી સ્થિતિમાં પણ તે મોટા ભગત હતા. નરસિંહ મહેતો ને તુકારામ બહુ ગરીબ સ્થિતિમાં હતા, છતાં પણ તે મોટા ભગત હતા, મીરાંબાઈ અબળાજાતિ હતી અને તેનોજ વર તથા મોટો રાણો તેના દુશ્મન હતા, છતાં પણ તે ભક્તિ કરી શકી હતી અને ઘણાએ ભગતો પ્રથમ પોતાના ગામમાં ને પોતાની જાતમાં મૂરખાના સરદાર જેવા ગણાતા હતા, છતાં પણ તેઓ ભગત થઇ શક્યા હતા અને દુનિયાને પ્રભુના રસ્તામાં દોરનારા બની ગયા હતા; માટે સૌ ભાઇબહેનો જરૂર સમજી લેજો કે, ભગત થવું એમાં કાંઇ નાતજાતનું કામ નથી, પણ પોતાના અંતરમાં પ્રભુનો પ્રેમ જગાડવાનુંજ કામ છે.

પોતાની આસપાસના સંજોગો પ્રમાણે અને પોતાના સંપ્રદાયમાં ચાલતી આવેલી રૂઢિ પ્રમાણે જુદાં જુદાં માણસો ભક્તિનો જુદો જુદો અર્થ કરે છે; પણ એ બધા અર્થ એકઅંગી હોય છે. જેમકે કોઇ કહે છે કે, સેવા એટલે ભક્તિ, કોઈ કહે છે કે, નામસ્મરણ એટલે ભક્તિ, કોઈ કહે છે કે, પરમાર્થ એટલે ભક્તિ, કોઇ કહે છે કે, પ્રેમ એટલે ભક્તિ અને કોઇ કોઈ તો નાહવાધોવાને, માળાતિલકને કે કોઈ એવીજ બીજી બહારની વાતોનેજ ભક્તિ માન્યા કરે છે ને છેવટ સુધી એમાંજ રહી જાય છે. જો કે એ બધાં ભક્તિનાં અંગો છે એમાં કાંઇ શક નથી; પણ એક એક અંગમાંજ કાંઇ પૂરેપૂરી ભક્તિ આવી જતી નથી; કારણ કે સાચી ભક્તિ એ તો બહુજ મોટી વાત છે, સાચી ભક્તિ એ તો અલૌકિક બાબત છે અને સાચી ભક્તિવાળાની તો જિંદગીજ બદલાઇ જાય છે. જેમકે:—

ઈશ્વરની ઇચ્છામાં આપણી ઈચ્છા મિલાવી દેવાય એટલે કે જેમ પ્રભુ રાખે તેમ રહેતાં આવડે તેનું નામ ભક્તિ છે. પૂરેપૂરો વિશ્વાસ જામી જાય, આસ્થા દૃઢ થઇ જાય અને ધીરે ધીરે પોતાની શ્રદ્ધા પ્રમાણે બધું પ્રત્યક્ષ થતું જાય તેનું નામ ભક્તિ છે.

પોતાનાં બધાં કર્મો મહાન ઈશ્વરને અર્પણ કરી દે અને પોતે કોઇ પણ જાતની આસક્તિ વિનાનો થઇને રહે તેનું નામ ભક્તિ છે. સત્સંગમાંજ અને સારાં કામોમાંજ પોતાની જિંદગી ગાળવી તેનું નામ ભક્તિ છે. નાનામાં નાના પાપથી પણ બચવું, કોઇ પણ જીવને દુઃખ દેવું નહિ અને બીજાઓને પાપથી બચાવવાની તજવીજ કરવી તેનું નામ ભક્તિ છે. ઈશ્વર ઉપર અતિશય પ્રેમ રાખવો, ઈશ્વરનું શુદ્ધ સ્વરૂપ સમજવું અને ઈશ્વરમય થઇને રહેવું તેનું નામ ભક્તિ છે. શાસ્ત્રના હેતુઓ સમજવા, પોતાના મનના સંશયો મટાડવા અને દુનિયાદારીની બધી બાબતોથી તૃપ્તિ પામીને પોતે અદ્વૈત આનંદમાં રહેવું તેનું નામ ભક્તિ છે. ઈશ્વરકૃપાથી આપણામાં જે અનેક જાતની શક્તિઓ રહેલી છે, તેનેજ ખીલવીને પ્રભુને અર્થે જગતના કલ્યાણમાં વાપરવી તેનું નામ ભક્તિ છે અને પોતાના મનને વશ રાખી પોતાની જિંદગી સુધારી મરજીવા મહાત્માઓ જેવા થઇને જીવવું તેનુંજ નામ ભક્તિ છે. ટૂંકામાં એજ કે ઈશ્વરના થઇને રહેવું એટલે કે ઈશ્વરનેજ અર્પણ થયેલી જિંદગી ગુજારવી અને પોતાનું પોતાપણું ખોઇ નાખવું તેનું નામ ભક્તિ છે અને યાદ રાખજો કે, જ્યારે આવી સાચી ભક્તિ થાય, ત્યારેજ આરો આવી શકે તેમ છે, ત્યારેજ ચોરાશી લાખના ફેરામાંથી છૂટી શકાય તેમ છે અને ત્યારેજ અનંતકાળને માટે મોક્ષ થઇ શકે છે. તેમ એ વિના એકઅંગી ભક્તિથી કે આપલપોપલિયામાં રહી જવાથી કાંઇ વળે એમ નથી; માટે જેમ બને તેમ ભક્તિનું અસલ સ્વરૂપ સમજવાની તજવીજ કરો.

## ૧૩–ભગતો પાયમાલ થઇ જાય તોપણ તેઓ ભગતજ રહે છે અને મોહવાદી માણસો દુઃખ આવી પડે ત્યારે બદલાઇ જાય છે

મહાત્માઓ એમ કહે છે કે "જે ભક્તો છે, જે સજ્જનો છે, જે મહાજનો છે અને જે આગળ વધેલા માણસો છે, તેઓ સોનાનાં વાસણ જેવા છે. એટલે કદી સોનાનું વાસણ બગડી જાય, ફૂટી કે ભાગી જાય તોપણ તે કાંઇ સોનાની કિંમતમાંથી જતું નથી. સોનાના વાસણમાંથી અંતે સોનુંજ રહે છે; પણ જે મોહવાદી માણસો છે તેઓ માટીનાં વાસણ જેવા છે અને માટીનું વાસણ જ્યારે ફૂટીને ટુકડા થઇ જાય, ત્યારે તેની કાંઇ કિંમત રહેતી નથી; તેમજ એવાં

માણસોની ઉપર જ્યારે દુઃખ આવી પડે ત્યારે તેઓ તેમાં ટકી શકતાં નથી કે પોતાની સ્થિતિ જાળવી શકતાં નથી; પણ ભક્તોની ઉપર જ્યારે આફતો આવી પડે અને જ્યારે તેઓ પાયમાલ થઇ જાય; ત્યારે પણ તેઓ તો ભગતના ભગતજ રહે છે, સજ્જનજ રહે છે અને મોટા ને મોટાજ રહે છે.

આમ કેમ થાય છે, અને સજ્જનો તથા વ્યાવહારિક લોકો વચ્ચે આવો તફાવત કેમ પડી જાય છે, તેનાં કારણો આપણે જાણવાં જોઇએ. એ માટે પંડિતો કહે છે કેઃ–

"ભગતો સોનાનાં વાસણ જેવા છે, એટલે કે જે પ્રભુ છે તે શુદ્ધ સોનારૂપ છે અને તેમાંથી જે અલંકારો થયા તે ભગતો છે. આમ હોવાથી સોનાના દાગીનાને ભાંગી નાખીએ, ઘસી નાખીએ, ટીપી નાખીએ, ગાળી નાખીએ કે બીજું ગમે તે કરી નાખીએ, તોપણ સોનું તે સોનુંજ રહે છે; તેમજ ભગતોની અંદર જે ભગવાન રહેલા છે, તેનું સ્વરૂપ તેઓને સ્પષ્ટ થયેલું હોય છે. ભગતોની અંદર જે ભગવાન રહેલા છે, તેનું દર્શન જે રૂપમાં થઈ શકે તે રૂપમાં ભગતોએ કરેલું હોય છે, તેથી પ્રભુનું સ્વરૂપ તેઓની દૃષ્ટિમાંથી ખસી શકતું નથી. ભગતોનાં હૃદયમાં જે ભગવાન રહેલા છે તેનો મહિમા ભગતો સમજેલા હોય છે. ભગતોનાં હૃદયમાં જે ભગવાન રહેલા છે તે ભગવાનના કેટલાક ગુણો, કેટલુંક સામર્થ્ય અને કેટલીક શક્તિઓ ભગતોની અંદર ઊતરેલી હોય છે. ભગતોની અંદર જે ભગવાન રહેલા છે, તેનો પ્રેમ, તેનું જ્ઞાન તથા તેનું કર્તવ્ય ભગતોના જીવનમાં ઊતરેલું હોય છે. ભગતોની અંદર જે ભગવાન રહેલા છે, તે ભગવાનની શાંતિ, ક્ષમા, દયા, ઉદારતા, પરોપકાર અને અભેદભાવ ભગતોની અંદર ઊતરેલાં હોય છે. ભગતોની અંદર જે ભગવાન રહેલા છે, તે ભગવાનનું સૌંદર્ય ભગતોની અંદર ઊતરેલું હોય છે. ભગતોની અંદર જે ભગવાન રહેલા છે, તે ભગવાનમાં રહેલા ઐશ્વર્યની સાથે ભગતો એકતા અનુભવી શકે છે, તેથી તેઓ ઐશ્વર્યવાળા હોય છે અને ભગતોની અંદર જે ભગવાન રહેલા છે, તે ભગવાન બહુ સ્પષ્ટ રીતે દરેક કાર્યમાં ભગતોને સમજાયા કરે છે તથા વારંવાર બહુ વિશેષ રીતે તેનો અનુભવ તેઓને થયા કરે છે, તેથી પ્રભુની પ્રેરણા પ્રમાણે સીધે રસ્તે ચાલવાનું ભગતોમાં બળ હોય છે. એટલે જો કદી બહારની અડચણો આવી પડે, બહારની નુકસાની લાગે અને બહારની ઉપાધિઓ હોય તેથી કાંઇ

ભગતો બગડી જતા નથી. એવે વખતે કદાચ કોઈ ભગતને થોડો વખત નીચે ઊતરી જવું પડે એ જુદી વાત છે, પણ તેથી કાંઈ તેના હૃદયમાંથી ભગવાન જતા રહેતા નથી, એટલે તે શુદ્ધ સોના જેવાજ રહી શકે છે. આમ હોવાથી કદી દાગીનાની મજૂરી જાય અને તેની સુંદરતાનો ભંગ થાય તોપણ તે સોનું કાંઇ સોનાની કિંમતમાંથી ઓછું થતું નથી કે સોનાને બદલે તે કાંઈ પિત્તળ બની જતું નથી; પણ સોનું તે તો સોનુંજ રહે છે. તેમજ સજ્જનોની ઉપર કાંઇ આફત આવી પડે, ત્યારે પણ તેઓ સજ્જનના સજ્જનજ રહે છે, તેઓ કાંઈ બીજાઓના જેવા નીચ બની જતા નથી પણ ભગતના ભગતજ રહે છે; જો કે એવે વખતે તેઓની ભક્તિને થોડોક ધક્કો લાગે છે, એટલે દરજ્જે ભક્તિના દાગીનાનો આકાર બેડોળ બની જાય છે એ ખરી વાત છે; પણ તેથી કાંઇ એ દાગીના સોનાની કિંમતમાંથી જતા રહેતા નથી.”

ભગતો શા માટે સોનારૂપ છે, એ હકીકત જાણ્યા પછી હવે આપણે એ જાણવું જોઇએ કે, વ્યાવહારિક માણસો માટીનાં વાસણ જેવા છે તેનું કારણ શું? એ માટે સંતો એમ કહે છે કે “જે અજ્ઞાન લોકો છે, જે મોહવાદી લોકો છે, જે જગતની નાની નાની વસ્તુઓમાં આખી જિંદગી સુધી પડ્યા રહેનારા છે, જેના મનમાં કોઇ પણ જાતની ઉત્તમતાના ખ્યાલો આવી શકતા નથી, જે પોતાના વિકારોના ગુલામ છે, જે જિંદગીના હેતુઓ સમજતા નથી, જેના જીવનમાં કોઇ પણ જાતની ઉચ્ચતા નથી, જેણે પોતાને ક્યાં જવું છે અને કેવી રીતે જીવન ગાળવું છે, તેનો નિશ્ચય કર્યો નથી, પણ જેમ પવન લાગે તેમ ગબડ્યા કરે છે, જેનું અંદરનું જીવન ઝળકતું નથી અને જે ફિકરચિંતામાંજ પોતાની જિંદગી ગુમાવી નાખે છે, તેઓના મનમાં માયાનું રાજ્ય હોય છે અને જે માયા છે તેને મહાત્માઓ માટી જેવી સમજે છે; માટે જે એવા જીવો છે તે માટીનાં વાસણ જેવા છે અને આપણે જાણીએ છીએ કે, જ્યારે માટીનું વાસણ ફૂટી જાય છે, ત્યારે તે માટીજ બની જાય છે અને તેની કાંઇ કિંમત ઊપજી શકતી નથી, તેમજ એવા માણસોની ઉપર જ્યારે કોઇ પણ પ્રકારનાં મોટાં દુઃખો આવી પડે, ત્યારે એ દુઃખોની સામે તેઓ ટકી શકતા નથી. એ વખતે તેઓ અંતરનો દિલાસો મેળવી શકતા નથી. તેઓ પાસે ઘણી ચીજો હોય, એટલુંજ નહિ પણ પોતાને જેટલી જરૂર હોય તે કરતાં ઘણી વધારે

વસ્તુઓ હોય; તોપણ તેઓને તૃપ્તિ થતી નથી અને દુઃખને વખતે તથા સુખને વખતે પણ તેઓને પ્રભુ યાદ આવતા નથી કે તેઓ ઉચ્ચ તત્ત્વો સમજતા નથી; પણ સુખમાં તથા દુઃખમાં બન્ને વખતે તેઓ નીચા, નીચા ને નીચાજ ઊતરતા જાય છે, માટે તેઓ માટીનાં વાસણ જેવા કહેવાય છે; કારણ કે તેઓમાં માયારૂપી માટીનું જોર વધારે હોય છે, પણ પ્રભુરૂપી શુદ્ધ સોનાનું બળ તેઓ-માં હોતું નથી, એટલે માટીનાં વાસણો જેમ જલદીથી ફૂટી જાય, સહેજ આંચકો વાગતાં તેમાં ફાટ પડી જાય, તેમ એવા માણસોને નાના નાના ધક્કા લાગે તોપણ તેઓની ખરાબી થઇ જાય છે અને એમાંથી ઘડીકમાં પાછા ઊઠી શકતા નથી કે પોતાની કિંમત વધારી શકતા નથી, તેથી તેઓ માટી જેવા છે; માટે ભાઇઓ અને બહેનો ! એવા કિંમત વગરનાં જલદી ફૂટી જાય તેવાં માટીનાં વાસણ જેવા ન રહી જવાય એ સંભાળજો; પણ શુદ્ધ સોનાના દાગીના જેવા બનાય તેવી તજવીજ કરજો અને એમ કરવું એ આપણા હાથમાં છે. એનું નામ મનુષ્યની સ્વતંત્રતા છે ને એનું નામ 'ફ્રી વીલ' છે, માટે એવી કુદરતી સ્વતંત્રતાની બક્ષિસનો સદુપયોગ કરી સોનાના દાગીના જેવા થાઓ, સોનાના દાગીના જેવા થાઓ !

## ૧૪–આપણી ઉન્નતિનો આધાર આપણા પોતાના મન ઉપરજ છે, એમ જો આપણી ખાતરી થઇ જાય તો જિંદગી બદલાઇ જાય છે

આપણે આપણી જિંદગી સુધારવાની બાબતમાં બહુ ઢીલા રહીએ છીએ તેનાં ઘણાં કારણો છે; પણ તેમાં એક મુખ્ય કારણ એ છે કે, આપણા ઘણા લોકો એમ સમજે છે કે, આપણી જિંદગી બદલવી એ કાંઇ આપણા હાથમાં નથી, એ તો નસીબના હાથમાં છે, એ તો દૈવના હાથમાં છે એ તો સારામાઠા સંજોગોના હાથ-માં છે, એ તો કુદરતના હાથમાં છે, તે કાંઈ આપણા હાથમાં નથી. આવી રીતની સમજ ઘણું કરીને આપણા દેશના બધા લોકોના મનમાં ઠસી ગયેલી છે, તેથી જેવા બળથી કામ કરવું જોઇએ તેવા બળથી આપણે કામ કરી શકતા નથી, જેવી લાગણીથી ફરજો બજાવવી જોઇએ તેવી લાગણીથી ફરજો બજાવતા નથી, જેવા ઊંડા-

ણુથી કામ કરવું જોઇએ તેવા ઊંડાણુથી કામ કરતા નથી અને જેવા પ્રેમથી આપણું ચરિત્ર સુધારવામાં ધ્યાન આપવું જોઇએ, તેવા પ્રેમથી આપણું ચરિત્ર સુધારવાની બાબતમાં આપણે ધ્યાન આપતા નથી; કારણુ કે હજી સુધી આપણે એમ સમજીએ છીએ કે, આપણી જિંદગી સુધારવી કે બગાડવી એ કાંઇ આપણા હાથમાં નથી; પણ એ તો જેમ પ્રારબ્ધમાં લખ્યું હોય તેમ થાય છે. અસલના વખતના મહાત્માઓ તથા હાલના વખતના આગળ વધેલા પંડિતો કહે છે કે, "આપણી જિંદગી સુધારવી કે બગાડવી તે આપણા હાથમાં છે, આપણી જિંદગી ટૂંકી કરવી કે લાંબી વધારવી તે આપણા હાથમાં છે, આપણી જિંદગીને સુખી બનાવવી કે દુઃખી બનાવવી તે આપણા હાથમાં છે, આપણી જિંદગીને પવિત્ર બનાવવી કે અપવિત્ર બનાવવી તે આપણા હાથમાં છે, આપણી જિંદગીને રસભરેલી બનાવવી કે નીરસ બનાવવી તે આપણા હાથમાં છે, આપણી જિંદગીને કોમળતાવાળી બનાવવી કે કઠોરતાવાળી બનાવવી તે પણ આપણા હાથમાં છે, આપણી જિંદગીને ધર્મવાળી બનાવવી કે નાસ્તિક બનાવવી તે આપણા હાથમાં છે અને આપણી જિંદગીને સ્વર્ગની જિંદગી બનાવવી કે નરકની જિંદગી બનાવવી તે આપણા હાથમાં છે; કારણુ કે પરમકૃપાળુ પરમાત્માએ આપણને એવી જાતનું મન આપેલું છે કે, તે જે ધારે તે કરી શકે. આમ થવા માટે દરેક માણસના મનમાં બે પ્રકારની શક્તિ રહેલી છે. તેમાં પહેલી શક્તિ એ કે, ઊંચે ચડાવતાં ચડાવતાં મન છેક મોક્ષ સુધી લઇ જાય છે અને બીજી શક્તિ એ કે, નીચે પાડતાં પાડતાં છેક ઘોર અંધારામાં, અતિશય પાપમાં ને મહાન દુઃખમાં લઈ જાય છે. આવી બન્ને પ્રકારની શક્તિ આપણા મનમાં રહેલી છે, તેથી તે જો ધારે તો માયાના પડદા પણ રચી શકે છે તથા સેતાનનું સાથી પણ થઇ શકે છે અને તે જો ધારે તો મોક્ષનાં દ્વાર પણ ઉઘાડી શકે છે તથા સર્વશક્તિમાન પ્રભુનું દોસ્ત પણ થઈ શકે છે. આવી રીતની બેવડી શક્તિવાળું આપણું મન છે; એટલું જ નહિ પણ એ મનમાં એટલું બધું બળ છે કે, જો તે ધારે તો જગતની કોઈ પણ વસ્તુ, કોઇ પણ માણુસ, કોઈ પણ રાક્ષસ કે કોઇ પણ દેવ તેને દબાવી શકતાં નથી કે અટકાવી શકતાં નથી, એવું મનમાં બળ છે. એ સિવાય મનમાં બીજું એક એવી જાતનું બળ છે કે, જો તે સારે રસ્તે ચડી ગયેલું હોય અને પોતાના સિદ્ધાંતોમાં

મજબૂત થઇ ગયેલું હોય, તો જગતની કોઇ પણ વસ્તુ કે કોઈપણ બનાવ તેને તેના માર્ગમાંથી ફેરવી શકેજ નહિ; કારણ કે મનમાં એવું બળ રહેલું છે કે, મનની છેક અંદરથી બહુ ઊંડાણની જે મરજી થાય તે પ્રમાણે જિંદગી ચાલ્યા કરે છે; પણ બહારના બનાવો ઉપર કાંઈ મનના ફરવાનો મુખ્ય આધાર નથી. બહારના સારા-માઠા બનાવો મનને જરાક ધક્કો મારી શકે; પણ તેને સદંતર ફેરવી શકે નહિ. તેને પૂરેપૂરું ફેરવવા માટે તો તેને અંદરથી સમજવું જોઇએ અને તેનાં અંદરનાં ચક્કરો બદલવાં જોઇએ તથા તેની અંદરની ભાવનાઓ બદલવી જોઇએ ત્યારેજ મનને ફેરવી શકાય. એ વિના બહારના સાધારણ બનાવોથી કાંઈ મન ફરી શકે નહિ અને છેક અંદરથી મન ફરે નહિ ત્યાંસુધી કાંઈ સંગીન ફાયદો થાય નહિ; માટે આપણી જિંદગી સુધારવા સારુ છેક અંદરથી આપણા મનને સુધારવાની કોશિશ કરવી જોઇએ.

મનની સત્તા, મનનું બળ, મનનો સ્વભાવ, મનમાં રહેલી શક્તિઓ, મનનું કુદરતી વલણ અને મનની કામ કરવાની રીતો એ બધી બાબતો જો આપણને બરોબર રીતે સમજાઇ જાય, તો આપણી જિંદગીને બદલવામાં જરાએ મુશ્કેલી પડતી નથી; કારણ કે આપણી જિંદગીમાં જે કાંઇ સારા કે માઠા બનાવો બને છે, તે આપણા મનમાં થતા ફેરફારોનુંજ પરિણામ છે; કારણ કે આ વાત સમજી લેવા જેવી છે કે, આપણી જિંદગીનો નાનામાં નાનો કે મોટામાં મોટો કોઇ પણ બનાવ એની મેળે મેળે કે ઓચિંતો ઓચિંતો બની જતો નથી, આપણી જિંદગીનો કોઇ પણ બનાવ આપણી પોતાની મરજી વિના બીજાઓના દબાણથી કે બહારની વસ્તુઓના ખેંચાણથી બની જતો નથી અને આપણી જિંદગીનો કોઇ પણ બનાવ આપણા પોતાના મન સિવાય બીજા કોઈ પણ દેવ કે રાક્ષસથી બની શકતો નથી; પણ આપણી અંદર જે મોટામાં મોટો દેવ રહેલો છે તે મન છે અને આપણી અંદર જે મોટામાં મોટો રાક્ષસ રહેલો છે, તે પણ આપણુંજ મન છે. આપણા મન સિવાય બીજી કોઇ પણ વસ્તુ આપણને વધારેમાં વધારે ફાયદો કે વધારેમાં વધારે નુકસાન કરી શકતી નથી; પણ એ બધું મનના બળ વડેજ થાય છે એવું મન બળવાન છે; માટે આપણી જિંદગી સુધારવા સારુ આપણે આપણા મનનો સ્વભાવ તથા તેની શક્તિઓને જાણવી જોઇએ અને એ સ્વભાવને ફેરવવા-

ની તથા તેની શક્તિઓને વાપરવાની કૂંચીઓ આપણે જાણી લેવી જોઇએ અને આજના બુદ્ધિબળના જમાનામાં એ બધું બહુ સહેલાઈથી બની શકે તેમ છે."

આ સાંભળીને ઘણાંએ ભાઇબહેનોને એમ લાગશે કે, શું આવા બળવાન મનને આપણી મરજી પ્રમાણે ફેરવી શકાય ? તેના જવાબમાં શાસ્ત્રો તથા મહાત્માઓ કહે છે કે, "હા, મનને ફેરવી શકાય એવું બળ આપણામાં છે, મનને વશ કરી શકાય એવું બળ આપણામાં છે, મનને ઊંચે ચડાવી શકાય એવી શક્તિ આપણામાં છે, મનને ખીલવીને મોટું બનાવી શકાય એવી યુક્તિ આપણામાં છે અને મનને સ્વર્ગીય બનાવી શકાય એવું બળ આપણામાં છે." આ સાંભળીને આગળ વધવા ઇચ્છનાર ઘણાંએ ભાઇબહેનોને, એ બળ તે કયું ? તે જાણવાની ઇચ્છા થાય એ સ્વાભાવિક છે. તે માટે મહાત્માઓ કહે છે કે, "જે આત્માનું બળ છે, તે સૌથી શ્રેષ્ઠ છે; કારણ કે તેમાં પરમાત્માનું બળ રહેલું છે. એટલે આત્માના બળથી મનને ફેરવી શકાય છે. આત્માના બળની આગળ મનનું બળ કાંઇ હિસાબમાં નથી; માટે જીવનો ગુરુ જીવને બનાવવો જોઇએ અને જીવને પોતાનો ગુરુ બનાવવા સારુ આત્માની અંદર જે જે મહાન શક્તિઓ રહેલી છે, તેનો અભ્યાસ કરવો જોઇએ તથા આત્માનું સ્વરૂપ સમજવાની કોશિશ કરવી જોઈએ. જો એમ કરતાં આવડે તો મનને વશ કરવું એમાં કાંઈ મોટી વાત નથી; માટે પ્રથમ મનનું બળ સમજો અને પછી આત્માનું બળ સમજો, એટલે જિંદગી સુધારવાની અને આ જિંદગીમાંજ સ્વર્ગનો આનંદ એટલે કે જીવન્મુક્તિનું સુખ ભોગવવાની ચાવી સહેલાઇથી તમારા હાથમાં આવી જશે; માટે જરા વધારે ઊંડા ઊતરીને મનનું તથા આત્માનું સ્વરૂપ સમજવાની કોશિશ કરો, કોશિશ કરો !

## ૧૫–અંધારાને કાઢવા માટે સૂરજને કાંઇ તોપ કે બંદૂક વાપરવી પડતી નથી; તેમજ પાપને કાઢવા માટે પ્રભુપ્રેમવાળા ભગતોને કાંઇ મહેનત પડતી નથી

બંધુઓ ! દુનિયામાં સૌથી ખરાબમાં ખરાબ વસ્તુ પાપ છે અને તે જેટલાં ભયંકર છે, તેટલાંજ તેને દૂર કરવાં એ મુશ્કેલ છે.

ઘણા મોટા મોટા માણુસો કે જેઓ બીજી કોઇ પણ બાબતમાં હારતા નથી, તેઓ પણ પોતાના અંતરમાંથી પાપને કાઢવાની બાબતમાં હારી જાય છે; કારણ કે આપણે જોઇએ છીએ કે, ઘણાએ મહાન રાજાઓ તથા શૂરવીર સરદારો ઘણા મુલકોને જીતી લે છે અને પોતાની યુક્તિપ્રયુક્તિથી સામેના દુશ્મનોનાં બહુ મોટાં લશ્કરોને હરાવી દે છે; પણ એવા બહાદુર માણુસો પણ પાપની પાસે હારી જાય છે. ઘણાએ સમર્થ વિદ્વાન હોય છે, તેઓનું બુદ્ધિબળ એવું અજબ જેવું હોય છે અને તેઓ બુદ્ધિના વિષયોમાં એટલા બધા ઊંડા ઊતરી શકે છે કે, તેમની એ ચતુરાઇ જોઇને, તેમનાં લખાણુ જોઇને, તેમની કવિતાઓ વાંચીને અને તેમનાં ભાષણો સાંભળીને આપણે નવાઈ પામીએ છીએ અને અજાયબીથી તેમની સામે જોયા કરીએ છીએ તથા તેમનાં નામો યાદ કર્યા કરીએ છીએ. આવા મહાન બુદ્ધિશાળી વિદ્વાનો તથા પંડિતો પણ પાપની આગળ હારી જાય છે. ઘણાએ ધર્મગુરુઓ બહુ સમર્થ હોય છે અને તેમાં પણ જે નવો ધર્મ ચલાવનારા હોય, તેવા આચાર્યો, પેગંબરો તથા અંશાવતારીઓની અંદર તો અજબ જેવું બળ હોય છે. તેઓ પોતાની અંદર રહેલા સામર્થ્યને લીધે લાખો લોકોને પોતાના રસ્તામાં વાળી લે છે, પોતાના પગમાં ઝુકાવે છે અને હજારો માણુસોનાં હૃદયમાં હજારો જાતની અસરો ઉપજાવ્યા કરે છે. આવા મહાન ગુરુઓ તથા મહાત્માઓ પણ બધી જાતનાં પાપને પૂરેપૂરાં તજી શકતાં નથી. તેઓની અંદર પણ કોઇક કોઈક જાતનાં પાપ રહી ગયેલાં હોય છે; કારણ કે પાપ એ એવી બળવાન વસ્તુ છે કે, તેને કાઢતાં ભલભલાઓને પણ બહુ મુશ્કેલ થઇ પડે છે. ઘણાએ નવીન શોધ કરવાવાળા માણુસો હોય છે, તેઓ દુનિયા અજબ થઇ જાય તેવી શોધ કરી શકે છે; એટલુંજ નહિ પણ તેમની શોધોથી જગતને બેહદ ફાયદો થાય છે. શોધની બાબતમાં તેઓનાં મગજ એટલાં બધાં આગળ વધી શકે છે કે, એ બાબતમાં તેઓ ચમત્કાર કરી શકે છે; પણ એવા માણુસો પણ પોતાના હૃદયમાં રહેલાં પાપની બાબતમાં કોઇ શોધ કરી શકતા નથી કે તેને કાઢી શકતા નથી. હવે ધનવાનોની સામે જુઓ! તેઓ પોતાના ધનના જોરથી અનેક જાતની લૌકિક વસ્તુઓ ખરીદી શકે છે, જે ચીજ દુનિયાના બીજા છેડા ઉપર હોય, જે ચીજ પાતાળમાં હોય, જે ચીજ

કોઈક માણસની બહુજ માનીતી હોય અને જે ચીજ સહેલાઇથી મળી શકે તેવી ન હોય, તેવી વસ્તુઓ પણ શ્રીમંતો પોતાના પૈસાના જોરથી મેળવી શકે છે; પણ તેઓ પોતાના પૈસાના જોરથી પોતાના અંતરમાં રહેલા પાપને કાઢી શકતા નથી. આટલું બધું પાપની અંદર બળ છે; માટે દુનિયાનાં દરેક શાસ્ત્રો તથા દરેક મહાત્માઓ પોકારી પોકારીને કહે છે કે, "પાપને કાઢો! પાપને કાઢો!" તે સારુ દરેક ધર્મની અંદર તથા દુનિયાના દરેક દેશની અંદર રહેલા બધા હરિજનો પાપને કાઢવા માટે હમેશાં કોઇ ને કોઇ જાતની કોશિશ કર્યા કરે છે અને પોતપોતાની રીત પ્રમાણે ધર્મના નિયમો પાળ્યા કરે છે; છતાં પણ તેઓ પોતાના પાપને તજી શકતા નથી. બહુ બહુ મહેનત કર્યા છતાં ઘણી ઘણી જાતનાં પાપ હૃદયમાં રહી જાય છે અને જુદે જુદે વખતે નવા નવા રૂપમાં તે ફરી ફરીથી પ્રગટ થયા કરે છે. એથી હરિજનો પોતાના હૃદયમાં બહુ દિલગીર થયા કરે છે અને જે કોઈ સદ્ગુરુ મળે તેને પૂછ્યા કરે છે કે, "મહારાજ! અમારાં અંતરનાં પાપ જતાં નથી તે માટે શું કરવું?" એના જવાબમાં એક મહાત્મા કહેતા હતા કે:–

"અંધારાને કાઢવા માટે સૂરજને કોઈ લડાઇ લડવી પડતી નથી, તેમજ અંધારાને કાઢવા માટે સૂરજને કાંઈ બંદૂક કે તોપો વાપરવી પડતી નથી; પણ જ્યારે સૂરજ ઊગે કે તુરતજ અંધારું પોતાની મેળેજ ભાગી જાય છે; તેમજ હે ભાઇઓ અને બહેનો! તમારા અંતરમાં પ્રભુપ્રેમરૂપી પ્રકાશને આવવા દો, એટલે પાપરૂપી અંધકાર તુરતજ એની મેળે ભાગી જશે; કારણ કે યાદ રાખજો કે, પ્રભુપ્રેમની પાસે કોઇ પણ જાતનાં પાપ કદી પણ ટકી શકતાંજ નથી; માટે જો પાપને કાઢવાં હોય તો પ્રભુપ્રેમને હૃદયમાં આવવા દો, પ્રભુપ્રેમને હૃદયમાં આવવા દો; એટલે બધી જાતનાં પાપો બહુજ સહેલાઇથી એની મેળે મેળે નીકળી જશે. પાપ કાઢવા માટે આ જેવી સહેલી કૂંચી છે, તેવી દુનિયામાં બીજી એકે સહેલી કૂંચી નથી; માટે તમારા અંતરમાં પ્રભુપ્રેમનો પ્રકાશ આવવા દો, એટલે ધીમે ધીમે બધી જાતનાં પાપ પોતાની મેળેજ જતાં રહેશે."

હવે સવાલ એ છે કે, પ્રભુપ્રેમને અંતરમાં લાવવા માટે શું શું ઉપાયો કરવા જોઇએ! મહાત્મા સંતો કહે છે કે, "પ્રભુપ્રેમ વધારવા

માટે હરિજનોની સોબતમાં રહેવું જોઇએ, પ્રભુપ્રેમ વધારવા માટે પ્રભુના મહિમાનાં કીર્તનો ગાવાં જોઇએ, પ્રભુપ્રેમ વધારવા માટે પોતાની ઇન્દ્રિયોનાં સુખોને કબજામાં રાખવાં જોઇએ, પ્રભુપ્રેમ વધારવા માટે પ્રભુને અર્થે પરોપકારનાં કામો કરવાં જોઈએ, પ્રભુ-પ્રેમ વધારવા માટે બધા લોકોની સાથે ભલાઈ રાખવી જોઇએ, પ્રભુપ્રેમ વધારવા માટે જગતનું મિથ્યાપણું સમજવું જોઇએ, પ્રભુ-પ્રેમ વધારવા માટે ધર્મની ઘણી જાતની વિધિઓ પાળવી જોઇએ, પ્રભુપ્રેમ વધારવા માટે જ્ઞાન મેળવવું જોઇએ અને પ્રભુપ્રેમ મેળ-વવા માટે પ્રભુનું ધ્યાન ધરવું જોઇએ. આવી રીતે ધર્મનાં જુદાં જુદાં ઘણાં અંગોમાં ધ્યાન આપવામાં આવે, ત્યારે આગળ જતાં તેમાંથી શ્રદ્ધા ઉત્પન્ન થાય છે અને શ્રદ્ધાને લીધે પછી સાચો પ્રેમ આવે છે તથા સાચો પ્રેમ આવ્યા પછીજ બધી જાતનાં પાપ જઈ શકે છે. માટે બંધુઓ! જો પાપને કાઢવાં હોય, તો આવા આવા ઉપાયોથી તમારા અંતરમાં પ્રભુપ્રેમને આવવા દો, તમારા અંતરમાં પ્રભુપ્રેમને આવવા દો."

## ૧૬–કોલસા વેચનારનાં કપડાં કાળાં થાય છે અને અત્તર વેચનારનાં સુગંધીવાળાં થાય છે; તેમ સત્સંગથી માણસ સુધરે છે અને કુસંગથી બગડે છે

સત્સંગમાં અનેક જાતના લાભ છે, એમ બધા સંતો પોકારી પોકારીને કહે છે, તેમજ દુનિયાના બધા ધર્મનાં શાસ્ત્રો પણ વારે વારે એની એજ વાત કરે છે કે, સત્સંગ કરો અને કુસંગથી બચો; કારણ કે આપણે જોઇએ છીએ કે, જે માણસ કોલસાનો ધંધો કરે છે તેનાં લૂગડાં કાળાં હોય છે અને જે માણસ અત્તર વેચવાનો ધંધો કરે છે, તેનાં વસ્ત્ર સુગંધીદાર હોય છે, તેવીજ રીતે જે માણસ સત્સંગ કરે, તે સારા વિચારના હોય છે અને જે માણસ ખરાબ સોબતમાં રહે તેઓની ખરાબી થઇ જાય છે; એમાં કાંઈ પણ શક નથી.

બંધુઓ! સત્સંગની અસર કેટલી બધી મોટી છે, તે તમે જાણો છો? પાણીની કિંમત કાંઇજ નથી, છતાં પણ જ્યારે તેને દૂધની સાથે ભેળવી દેવામાં આવે છે, ત્યારે તે દૂધને ભાવે વેચાઈ જાય છે.

ઘીની ને તેલની કિંમતમાં બહુજ ફરક છે, તેમ છતાં કોપરેલ તેલને, કપાશિયાના તેલને કે ચરબીને, જ્યારે ઘીની સાથે ભેળવી દે છે, ત્યારે તે ઘીના ભાવે વેચાય છે. તેમજ ઘઉંમાં કાંકરા, રૂમાં ઝાકળ, માખણમાં આટો, અત્તરમાં તેલ અને એવી બીજી ઘણી ચીજોમાં કેટલીક હલકી વસ્તુ મેળવી દેવાય છે અને તેમ છતાં સારી વસ્તુની સોબતને લીધે હલકી વસ્તુની કિંમત પણ વધી જાય છે. આવી રીતે સોબતની અસર તો જડ વસ્તુઓને પણ થાય છે, ત્યારે તીવ્ર લાગણીવાળાં માણસોને એની અસર થાય તેમાં કંઇ નવાઇ નથી; માટે જેમ બને તેમ ખરાબ સોબતથી બચવું જોઇએ ને સત્સંગ કરવો જોઇએ.

સોબતની કેટલી બધી અસર થાય છે, તે માટે અમે જોયું છે કે, કોઇ સારા શ્રીમંત માણસની સાથે ગરીબ માણસને દોસ્તી થઈ જાય છે, તો એ ગરીબ માણસને પણ પોતાની રીતભાતમાં તથા પોશાકમાં ફેરફાર કરવો પડે છે અને શેઠિયાની સાથે શોભે તેવી જાતની રહેણીકરણી તેને રાખવી પડે છે; તેજ પ્રમાણે શેઠિયાઓના મુનીમો તથા શેઠિયાઓને પરણેલી ગામડાની ગરીબ ઘરની છોકરીઓ પણ તેમની સોબતને લીધે આસ્તે આસ્તે સુધરી જાય છે અને પછી ધીરે ધીરે ખરી શેઠાણી બની જાય છે. આ બધું સંગને લીધે થાય છે.

રાજાઓની હજૂરમાં જે હજૂરિયાઓ હોય છે, તેઓમાંથી ઘણા લોકો હલકી જાતના હોય છે; જેમકે ખવાસ, ખારવા, મોલદ વગેરે; તથા સાહેબોના હજૂરી સુરતી લાલા હોય છે; છતાં પણ રાજાની સોબતને લીધે તથા સાહેબોની સોબતને લીધે, એ બધા લોકોમાં કેટલીક જાતના વિવેક, કેટલીક જાતની અદબ, કેટલીક જાતની સફાઇ અને બોલવાચાલવામાં કેટલીક જાતની છટા આવી જાય છે; તેથી એવા લોકોને જોઇને તેમની આસપાસના લોકોને અજાયબી લાગ્યા કરે છે કે, આ માણસોમાં આટલો બધો ફેરફાર કેમ થઇ ગયો હશે! પણ એ ફેરફારનું કારણ મોટાઓની સોબત એજ હોય છે.

બંધુઓ! આ બધા દુનિયાદારીના દાખલાઓ છે અને તેમાં પણ સારી સોબતથી, કેટલો બધો લાભ થાય છે તે બહુ ચોખ્ખી રીતે સમજાઈ જાય છે. ત્યારે હવે વિચાર કરવો જોઇએ કે, જ્યારે દુનિયાદારીના લોકોની તથા વસ્તુઓની સોબતથી પણ આટલી બધી અસર થાય છે, ત્યારે પ્રભુના વહાલા સાચા સંતોની સોબ-

તથી કેટલી બધી અસર થતી હશે ? એ માટે ભકતો કહે છે કેઃ-

"જ્યારે ખરા સંતનો સમાગમ મળી જાય છે, ત્યારે તુરતજ લક્ષણો બદલાવા માંડે છે. સંતની સોબતમાં આવવાથી માણસમાં પ્રભુપ્રેમ વધતો જાય છે, મનમાં ઊઠતા ખરાબ વિચારો ફરતા જાય છે ને તેને બદલે સારા સારા વિચારો આવતા જાય છે. સંતના સંગથી ધીરે ધીરે જિંદગી બદલાતી જાય છે અને કામ, ક્રોધ, મદ, લોભ તથા અદેખાઈને બદલે દયા, શાંતિ, ક્ષમા, સંતોષ, ધીરજ, સત્યતા, પવિત્રતા અને અંતરનો આનંદ, એ બધા મહાન ગુણો આવવા લાગે છે; એટલુંજ નહિ પણ સંતના સંગથી મનુષ્ય-માંથી દેવ બની શકાય છે, નરમાંથી નારાયણ થઈ જવાય છે અને જીવમાંથી શિવ બની જવાય છે; માટે સત્સંગમાં મહાન લાભો રહેલા છે એમ સમજી મહાત્માઓનો, સંતોનો, ભગતોનો ને હરિજનોનો સંગ કરો, સંગ કરો. !"

---

## ૧૭-મોટી આગબોટ સાથે નાના મછવાને બાંધવાથી તે પણ દોડવા લાગે છે; તેમ સત્સંગમાં જોડાનાર પણ ધર્મના માર્ગમાં આગળ વધે છે

મુંબઈના બારામાં એક મોટી આગબોટ ચાલી જતી હતી. એ આગબોટ બહુ સુંદર ને બહુ જોરાવર હતી. તેમાં પાંચ હજાર હૉર્સ-પાવરનાં એંજિનો ચાલ્યા કરતાં હતાં અને તે કલાકના પંદર દરિયાઈ માઈલને હિસાબે દોડી જતી હતી. તે આગબોટની પાછળ એક નાનો મછવો દોરડાં વડે બાંધેલો હતો તેથી એ આગબોટની સાથે તે મછવો પણ બહુ વેગથી ખેંચાતો જતો હતો; પણ તેનું દોરડું દૂરથી દેખાતું નહોતું. એ જોઈને કિનારે ઊભેલા એક છોકરાએ પોતાની સાથેના મોટા માણસને પૂછ્યું કે, " આ આગબોટ દોડે, તે તો વાજબી છે; કારણ કે તેમાં ચાર મોટાં મોટાં એંજિનો છે; પણ તેની સાથે આ નાનકડો મછવો કેમ દોડી શકે છે? મછવામાં તો એંજિન કે બીજું કાંઈ દેખાતું નથી ને તેમ છતાં તે આગબોટની સાથે કેમ દોડી શકે છે?"

આ સાંભળીને પેલા માણસે તે છોકરાને કહ્યું કે, " ભાઈ! એ મોટી આગબોટની સાથે તે નાના મછવાને દોરડાથી બાંધી રાખેલો

છે, તેથી આગબોટના જોરને લીધે મછવો દોડયો જાય છે. જો એ મછવાના દોરડાને છોડી નાખીએ, તો તે ખાલી ખાલી આમતેમ થયા કરે; પણ એક સરખો સીધે માર્ગે ચાલી શકે નહિ ને ઝપાટાબંધ દોડી શકે નહિ; પણ આગબોટમાં જે બળ છે, આગબોટમાં જે એંજિન છે, આગબોટમાં જે યુક્તિઓ છે અને આગબોટમાં જે મોટાઇ છે, તેને લીધે પોતાના જોરથી ઘણા મછવાઓને તે પોતાની સાથે ખેંચી જાય છે; પણ તેમાં શરત માત્ર એટલીજ કે, મછવાએ આગબોટની સાથે બંધાઇ જવું જોઈએ. જો મછવા આગબોટથી છૂટા રહે ને જુદા રહે તો કાંઇ આગબોટ તેને ખેંચી શકે નહિ; પણ જો આગબોટની સાથે પોતાનું દોરડું બાંધી રાખે તો વગરમહેનતે તેઓ ઝપાટાબંધ ઘણે દૂર સુધી જઇ શકે.”

ભાઇઓ ! આ દાખલો આપીને એક ભક્તરાજ મહારાજ પોતાની સાથેના હરિજનોને સમજાવતા કે, “ જે મહાન ભગતો છે તે મોટી આગબોટ જેવા છે. તેઓની અંદર પ્રભુપ્રેમરૂપી એંજિન ચાલ્યા કરે છે,તેઓની અંદર શ્રદ્ધારૂપી એંજિન હોય છે અને તેઓની અંદર પ્રભુની કૃપાનું એંજિન ચાલતું હોય છે, તેથી તેઓ ધર્મના રસ્તામાં ઝપાટાબંધ આગળ વધી શકે છે; પણ માયાની ઉપાધિમાં પડેલા ને વ્યાવહારિક પ્રપંચોમાં ખૂંચી ગયેલા જે સાંસારિક લોકો છે, તેઓ નાનકડી હોડી જેવા છે. તેઓની અંદર કોઇ જાતનું મોટું એંજિન હોતું નથી; તેથી તેઓ પોતાની મેળે ઝપાટાબંધ આગળ વધી શકતા નથી; પણ જો તેઓ કોઈ મહાન મનુષ્યની સોબતોમાં આવી જાય તો જેમ એક એંજિનના જોરથી બીજા ઘણા ડબ્બાઓ ઘસડાયા કરે છે, તેમ એવા મહાત્માઓના બળને લીધે, એવા સદ્ગુણી સજ્જનોની મદદને લીધે અને એવા ભગતોની ભલાઇને લીધે પોતાના જોર વિના પણ તેઓ આગળ વધી જાય છે; કારણ કે આગબોટના જોરે તેઓની પાછળ ચાલનારા ને તેઓની સાથે જોડાઇ ગયેલા માણુસો પણ આગળ વધી શકે છે એમાં કાંઇ પણ શક નથી; માટે જો બહુજ સહેલાઇથી ને જલદીથી આગળ વધવું હોય તો કોઈ મહાત્માની સોબતમાં લાગી જાઓ, કોઇ મહાત્માની સોબતમાં લાગી જાઓ ને તેમની સાથે જોડાઇ રહો; એટલે તેમના પ્રતાપે તમારું પણ કામ થઇ જશે.”

૫૬

સંતનકે સંગ લાગ રે; તેરી અચ્છી બનેગી (ટેક)

હંસનકી ગતિ હંસ હી જાને, કોઇ ન જાણે કાગ રે–તેરી–સંત૦
સંતનકે સંગ પૂર્ણ કમાઇ, હોઈ બડો તેરો ભાગ રે–તેરી–સંત૦
ધ્રુવકી બની પ્રહ્લાદકી બન ગઈ, હરિ સમરણ વૈરાગ રે–તેરી–સંત૦
કહત કબીર સુનો ભાઈ સાધુ, રામભજનકો લાગ રે–તેરી–સંત૦

## ૧૮–ભગત થવા સારુ કાંઇ પોતાનાં સગાં–વહાલાંના હકો લૂંટી લેવાય નહિ

આજના વખતમાં આપણા દેશમાં ખોટા વૈરાગ્યનું જોર બહુ વધી ગયેલું છે, તેથી કેટલાક હરિજનો તથા કેટલાક સારા સારા માણસો પણ એમ સમજ્યા કરે છે કે, પ્રભુના ભગત થવા માટે સગાંવહાલાંઓથી દૂર ખસી જવું જોઇએ અને જેમ બને તેમ તેમનો સંબંધ ઓછો કરી નાખવો જોઇએ. આવી ખોટી સમજણને લીધે ઘણા ભગતો પોતાનાં સગાંવહાલાંઓની સાથે બહુજ બેદરકારીથી વર્તે છે અને કેટલીક વખત તો પોતાનાં સગાંવહાલાંઓ બહુ દુઃખી થતાં હોય છતાં પણ તેની તેઓ દરકાર કરતા નથી; પણ એમ કરવું એ બહુજ મોટી ભૂલ છે. એ વાત બહુ ખુલ્લી રીતે સમજવા માટે એક સંત કહેતા હતા કેઃ–

"આપણાં માબાપ, આપણાં ભાઇબહેન, આપણાં બૈરીછોકરાં, આપણા કાકામામા, આપણી માશી, મામી, ફોઇ તથા બીજાં દૂરનાં સગાંઓ અને આપણાં પડોશીઓ તથા આપણી નાતવાળાઓએ આપણા ઉપર ઘણી જાતના ઉપકાર કરેલા હોય છે અને એ ઉપકારના બદલામાં તેઓ આપણા તરફથી સ્વાભાવિક રીતેજ કાંઇક કાંઇક આશા રાખે છે. એટલે જો આપણે તેઓની એ આશા પાર પાડીએ નહિ તો તેઓ દિલગીર થાય છે; એટલુંજ નહિ પણ આપણે તેઓના વાજબી હકો પણ જો ન ચૂકવી આપીએ, તો તેઓ નિસાસા નાખ્યા કરે છે અને આપણને શાપ દે છે, એથી આપણી ખરાબી થાય છે; એટલુંજ નહિ પણ કર્મના કાયદા પ્રમાણે આપણે તેઓના કરજદાર છીએ, તેથી મૂઆ પછી જ્યારે પ્રભુના દરબારમાં ઇન્સાફ થશે, ત્યારે તેઓ ધર્મરાજાની આગળ આપણી સામે ફરિયાદ કરશે અને કહેશે કે, 'હું એની બાયડી હતી, પણ તેણે પત્ની તરીકેના મારા જે હકો છે, તે હકો ચૂકવી આપ્યા નથી, માટે તેને શિક્ષા થવી જોઇએ.' એ પછી મા આવીને કહેશે કે,

'હું આની મા થતી હતી અને બાલપણમાં મેં એનું બહુજ લાલન-પાલન કર્યું હતું તથા એની તરફથી મેં ઘણાં સુખની આશા રાખી હતી; પણ એણે મને અતિશય નિરાશ કરી હતી અને મારા બધા સુખનો નાશ કર્યો હતો; માટે એને સખ્ત શિક્ષા થવી જોઇએ.' એ પછી છોકરાંઓ પ્રભુના ન્યાયાસન આગળ આવીને કહેશે કે, 'આ અમારો બાપ હતો; છતાં પણ તેણે અમારે માટે જરા પણ કાળજી રાખી નથી, અમારા મનમાં સારા સંસ્કારો પાડવા માટે તેણે મહેનત લીધી નથી, અમોને કેળવણી આપવાની બાબત ઉપર તેણે ધ્યાન આપ્યું નથી અને અમોને હુન્નરકળા શિખવવા માટે તથા કોઈ સારા ધંધારોજગારે લગાડી દેવાની બાબતમાં તેણે કાંઈ પણ મહેનત કરી નથી, તેથી અમે નમાલા રહી ગયેલા છીએ અને જગતની અંદર બહુ દુઃખી થઇ ગયા હતા; માટે આ અમારા બાપને સખ્ત શિક્ષા થવી જોઇએ.' આવી રીતે ભાઇઓ, બહેનો, દોસ્તો, કાકા, મામા, માશી, ફોઇ, સાસુ, સસરો, સાળા, સાળી, પાડોશીઓ, નાતીલાઓ અને બીજા લેણદારો પ્રભુની હજૂરમાં ઇન્સાફ વખતે ફરિયાદ કરશે અને કહેશે કે, આ માણસ દુનિયામાં ભગત થઇને ફરતો હતો, પણ તેણે અમારા વાજબી હકો ચૂકવી આપેલા નથી માટે તેને શિક્ષા થવી જોઇએ. હવે વિચાર કરો કે, જે ભગતો પોતાની ભક્તિની ખુમારીમાં ઊંધી સમજણને લીધે પોતાનાં સગાંઓની સાથે ખરાબ રીતે વર્તે છે, તેઓના શું હાલ થશે અને તેઓને કેવી ભયંકર શિક્ષા ભોગવવી પડશે, એનો જરા ખ્યાલ તો કરો! ભાઇઓ અને બહેનો! આવી મોટી ભૂલ ન થાય તેની ખાસ તજવીજ રાખવી જોઇએ; કારણ કે અસલના મહાત્માઓએ એમ કહેલું છે કેઃ-

"જે માણસ પોતાનાં બાયડી છોકરાંને તથા સગાંવહાલાં-ને તજી દે અગર તેઓની સાથે બેદરકારીથી વર્તે અને તેમના વાજબી હકો ચુકાવી આપે નહિ તે ખરા ભગત નથી; પણ જે ખરા ભગત હોય છે, તે તો પોતાનાં માબાપના ગુણિયલ દીકરાઓ હોય છે, જે ખરા ભગતો હોય છે તે તો પોતાની બાયડીના વહાલા ધણી હોય છે, જે ખરા ભગતો હોય છે તે તો પોતાનાં છોકરાંઓના ભલા બાપ હોય છે, જે ખરા ભગત હોય છે તે તો પોતાના ભાઇઓના સદ્ગુણી ભાઇઓ હોય છે; એટલુંજ નહિ પણ ભીડ પડે ત્યારે એકબીજાને કામ લાગે તેવા ભાઇઓ હોય છે. જે

સાચા ભગતો હોય છે, તેઓ તો પોતાના દોસ્તોના સાચા દોસ્તો હોય છે અને જે સાચા ભગતો હોય છે, તેઓ તો પોતાના સંબંધમાં આવતાં દરેક માણસોની સાથે દરેક બાબતમાં હમેશાં સાચાજ હોય છે; એટલુંજ નહિ પણ ઈશ્વરકૃપાથી જો તેઓને વધારે અનુકૂળતા હોય, તો તેઓ પોતાના સંબંધમાં આવતાં માણસોને તેઓના હક કરતાં પણ ઊલટું વધારે આપે છે અને 'કોઇ પણ માણસ મારાથી કેમ રાજી રહે તથા હું સૌને કેમ ઉપયોગી થઇ શકું ?' એનીજ તેઓ કાળજી રાખે છે. આમ હોવાથી તેઓ સૌ સાથે અતિશય ભલાઇ રાખે છે અને તેમાં પણ પોતાનાં નજીકનાં સગાંઓને તો ખાસ મદદ કરે છે; કારણ કે બીજાઓના કરતાં પોતાની ઉપર તેઓના વિશેષ હકો હોય છે, તેથી એ હકો ચુકાવી આપવા માટે તેઓ ખાસ કાળજી રાખે છે; કારણ કે તેઓ પોતાના અંતઃકરણમાંથી ચોખ્ખી રીતે એમ સમજે છે કે, સૌના કરજમાંથી જ્યાંસુધી છૂટીએ નહિ, ત્યાંસુધી કર્મના કાયદા પ્રમાણે મોક્ષ મેળવી શકાય નહિ; માટે જેણે સાચા ભગત થવું હોય, તેણે તો કોઇ પણ માણસની સાથે જરા પણ ખોટી બેદરકારી ન રાખવી જોઇએ; પણ જેમ બને તેમ સ્નેહપૂર્વક સૌના હકો ચૂકવી આપવા જોઇએ અને સૌની સાથે સારી રીતે વર્તવું જોઇએ. એજ સાચા ભગતોનાં લક્ષણ છે. કાંઇ સગાંવહાલાંને રખડાવવા તે સાચા ભગતોનાં લક્ષણ નથી, એ વાત યાદ રાખજો."

---

## ૧૯–જો હીરાની ખરીદી કરવી હશે તો તે બેચાર આનામાં નહિ મળે પણ વધારે પૈસા જોઇશે; તેમજ જો પ્રભુને મેળવવા હશે, તો મોટા ભોગ આપવા પડશે

ઘણા માણસો એવા હોય છે કે, તેઓ સ્વર્ગનો પ્રકાશ એટલે કે મોક્ષ અથવા પ્રભુને મેળવવા ઇચ્છે છે; પણ એ બધું મેળવવા માટે જે ભોગ આપવો જોઇએ તે ભોગ આપવા તેઓ તૈયાર હોતા નથી. એ બધું મેળવવા માટે જે મોટી કિંમત આપવી જોઇએ, તે મોટી કિંમત આપવા તેઓ તૈયાર હોતા નથી અને તેમ છતાં તેઓને પ્રભુ અને સ્વર્ગ જોઈએ છે ! આવા સ્વાર્થીઓને, આવા અજ્ઞાનીઓને અને આવા બાળકો જેવાઓને સંતો કહે છે કેઃ–

"ભાઇઓ ! જો તમારે હીરાની ખરીદી કરવી હોય તો કાંઇ બે-

ચાર આનામાં સાચો હીરો મળી શકશે નહિ. મોટો ને સાચો હીરો મેળવવા માટે તો ઘણા રૂપિયા આપવા જોઇએ. તે વિના બે-ચાર આના આપવાથી કાંઈ સાચો હીરો મળી શકે નહિ; તેમજ યાદ રાખજો કે, અનંત બ્રહ્માંડના નાથને મેળવવા માટે પણ બહુ મોટી કિંમત આપવી જોઇએ. જરાક જેટલાં વ્રત, મકરસંક્રાંતિ કે ગ્રહણ વખતનાં દોણીનાં કે ધાણીનાં દાન, રેલવેની સગવડથી મળતાં તીર્થોનાં સ્નાન ને ચોપડીઓના વાચનથી કાંઈ પ્રભુની ખરીદી કરી શકાય નહિ. એ બધું તો બેચાર આના આપવા જેવું છે; પણ એવા બેચાર આના આપવાથી કાંઈ હરિરૂપી હીરો મળી શકે નહિ. એ હીરો ખરીદવા માટે તો બહુ મોટી કિંમત આપવી જોઇએ. એ કિંમત કઈ તે તમે જાણો છો? એ માટે સંતો કહે છે કેઃ—

"પ્રભુને મેળવવા માટે તપરૂપી મોટું ધન આપવું જોઇએ, પ્રભુને મેળવવા માટે મનને વશ રાખવાનું ધન આપવું જોઇએ, પ્રભુને મેળવવા માટે ઊંચી ભાવનાઓનું ધન આપવું જોઇએ, પ્રભુને મેળવવા માટે સ્વાર્થત્યાગનું ધન આપવું જોઇએ, પ્રભુને મેળવવા માટે ક્ષમાનું ધન આપવું જોઇએ, પ્રભુને મેળવવા માટે સત્યનું ધન આપવું જોઇએ, પ્રભુને મેળવવા માટે ઇન્દ્રિયનિગ્રહનું ધન આપવું જોઇએ, પ્રભુને મેળવવા માટે અહિંસાનું ધન આપવું જોઇએ, પ્રભુને મેળવવા માટે અભેદભાવનું ધન આપવું જોઇએ, પ્રભુને મેળવવા માટે શ્રદ્ધાનું ધન આપવું જોઇએ અને પ્રભુને મેળવવા માટે વિરહની તાલાવેલીનું તથા અખંડ પ્રેમનું ધન આપવું જોઇએ. આવાં આવાં મહાન કીમતી ધન જ્યારે અપાય ત્યારે પ્રભુની ખરીદી કરી શકાય છે. કાંઇ ઉપલકપણે કરેલાં દર્શનોથી પ્રભુને પકડી શકાતા નથી, પોતાના મોજશોખને ખાતર કરેલા ઉત્સવોથી પ્રભુને પકડી શકાતા નથી, રિવાજોને ખાતર કે દેખાદેખીને લીધે કરેલાં કામચલાઉ વ્રતોથી પ્રભુને પકડી શકાતા નથી, મુસાફરીની સગવડોને લીધે થઈ ગયેલી જાત્રાઓથી કાંઇ પ્રભુને પકડી શકાતા નથી, વ્યાવહારિક રીત મુજબના વાર તહેવારે આપેલાં જરાક જેટલાં દાનથી કાંઇ પ્રભુને પકડી શકાતા નથી, ધ્યાન બીજે ઠેકાણે રાખીને બેધ્યાનપણે માળા ફેરવવાથી કે સંધ્યા-પૂજા કરવાથી કાંઈ પ્રભુને પકડી શકાતા નથી. પ્રભુને લગતી વાતો કરવાથી કે કીર્તનો ગાવાથી કાંઇ પ્રભુને પકડી શકાતા નથી અને પ્રભુને માટે રજ જેટલું કરીને ગજ જેટલું બતાવવાથી તથા પોતાના

અંતઃકરણને ઠગવાથી કાંઈ પ્રભુને પકડી શકાતા નથી; કારણ કે એ બધી વસ્તુઓની કિંમત બહુજ નાની છે અને પ્રભુની કિંમત તો બહુજ મોટી છે; માટે યાદ રાખજો કે, એટલીજ કિંમત આપવાથી કાંઈ હરિરૂપી હીરો હાથ આવી જાય તેમ નથી; પણ જ્યારે આગળ જણાવેલી છે તેવી મોંઘી કિંમત આપશો ત્યારેજ હરિરૂપી હીરો મળી શકશે; માટે જો પ્રભુને મેળવવા હોય તો તપ, દાન, ધ્યાન, જ્ઞાન, ભક્તિ અને તન્મયતા વગેરે મોટી કિંમત આપવાની કોશિશ કરો; એટલુંજ નહિ પણ એવી કિંમત આપ્યાજ કરો, આપ્યાજ કરો; આપ્યાજ કરો—એટલે આગળ જતાં પ્રભુ મળી આવશે. એમાં કાંઇ પણ શક નથી; માટે હે હરિજનો! પ્રભુને મેળવવા સારુ આવી મોટી ને સાચી કિંમત આપતાં શીખો, આવી મોટી ને સાચી કિંમત આપતાં શીખો !"

## ૨૦—તમે ભક્ત થાઓ તે કાંઈ સૌને ખરાબ સમજવા સારુ નહિ; એ વાત હમેશાં યાદ રાખજો

જે કાચાપોચા માણસો નવા નવા ભગત થાય છે અને એકાદા અંગમાં બહુ આગળ વધી જાય છે, ત્યારે તેઓને પોતાના મનમાં એમ લાગે છે કે, અમે ઘણુંએ કરીએ છીએ ને બીજાઓ કાંઈ કરતા નથી. જેમકે અમે દરરોજ બે વખત દર્શન કરવા જઇએ છીએ, ત્યારે બીજાઓ એક વખત પણ જતા નથી; ત્યારે કેટલાક તો બે-ચાર દિવસે એક વખત પણ જતા નથી અને કેટલાક તો વારતહેવારેજ દર્શન કરવા જાય છે. અમે દરરોજ ત્રણચાર વખત નાહીએ છીએ, ત્યારે બીજાઓ દિવસમાં એકજ વખત નહાય છે અને કેટલાક તો મુદ્દલ નહાતાજ નથી. અમે દરરોજ માળા ફેરવીએ છીએ પણ ઘણા માણસો માળા ફેરવતા નથી. અમે ગરીબ છીએ છતાં પણ ઘણાંએ તીર્થો કરીએ છીએ અને બીજા ઘણા માણસો પૈસાદાર હોવા છતાં પણ જાત્રાએ જતા નથી. અમે અમારા ગજા પ્રમાણે અમારાં મંદિરોમાં આપ્યા કરીએ છીએ; પણ ઘણાં માણસો વરસ છ મહીને પણ કંઈ આપતા નથી. અમે ઘરમાં ઠાકોરસેવા રાખેલી છે; પણ ઘણાં માણસોને ઘેર સેવા હોતી નથી. અમે ઘણી જાતનાં વ્રતો કરીએ છીએ તથા ઘણી જાતના નિયમો પાળીએ છીએ; પણ ઘણા લોકો એમાંનું કાંઇ પણ કરતા નથી. અમે કોઈનું કાંઇ ખાતાપીતા નથી અને બીજાઓ ગમે તેનું

ખાઈપી લે છે. અમે ધર્મની ખાતર ઘણી જાતનાં કષ્ટ સહન કરીએ છીએ અને બીજાઓ કાંઈ કરતા નથી. અમે માળા વિના, કંઠી વિના, તિલક વિના કે જનોઈ વિના રહેતા નથી અને હવેની પ્રજા એવી થતી જાય છે કે આ બધી બાબતોને બહુ માનતી નથી. અમે ગુરુઓને જેટલા માનીએ છીએ ને તેઓનું જેટલું માન રાખીએ છીએ, તેનો સોમો ભાગ પણ હાલના લોકો ગુરુને માનતા નથી. અમે પાઠપૂજામાં તથા ભજનકીર્તનમાં જેટલો વખત રોકીએ છીએ, તેનો દશમો ભાગ પણ અમારા પાડોશીઓ એવી બાબતમાં રોકતા નથી અને અમને જેવો મૂર્તિમાં ભાવ છે તેનો સોમો ભાગ પણ હાલના લોકોને નથી અને અમે બનતા સુધી કોઈ હલકી જાતના માણસને અડતા નથી ને કદી અડી જવાય તો નાહી નાખીએ છીએ; પણ બીજા લોકો તો એ બાબતમાં કાંઈ પણ સમજતા નથી. આવી રીતે અમારો આચારવિચાર બહુ ઊંચો છે; માટે અમારે કોઈ સાથે બને નહિ; કારણ કે જેના આચારવિચાર અમારા જેવા ન હોય, તેની સાથે હળવું મળવું તે કેમ ગમે? માટે અમે તો સૌથી છેટા છેટા ભાગીએ છીએ. કુસંગમાં રહેવામાં ફાયદો શું? આસુરી જીવોની સાથે દોસ્તી રાખવામાં માલ શું? ઊલટી આપણી પણ બુદ્ધિ બગડે. એ કરતાં સૌથી અલગ રહીને પોતાનું ઘર પકડીને બેસીએ એ વાત સારી, એમ સમજીને ઘણાં માણસો કે જેઓ પોતાને ભગત સમજતાં હોય, તેઓ બીજા વ્યવહારી માણસોનો દ્વેષ કર્યા કરે છે અને તેઓને હલકા સમજ્યા કરે છે.

આમાં ભગતોની વાત સાવ ખોટી નથી; કારણ કે તેઓ જેવો ધર્મ પાળે છે, તેવો ધર્મ કાંઈ સાધારણ લોકો પાળી શકે નહિ. માટે પોતાના પ્રમાણમાં બીજાઓ તેમને નીચા લાગે તેમાં કાંઈ નવાઈ નથી; પણ એવી દૃષ્ટિએ જોવાની ટેવ પાડવાથી આગળ જતાં તેમાથી પરિણામ એ થાય છે કે, દિનપ્રતિદિન તેઓને એમ લાગતું જાય છે કે, અમે બહુ ઊંચા છીએ અને બીજા સૌ બહુજ નીચા છે. એમ લાગવાથી તેઓમાં અભિમાન આવતું જાય છે અને જેને તેઓ નીચા સમજે છે તેઓની ઉપર તિરસ્કાર આવતો જાય છે. તેથી ધીરે ધીરે તેઓ બીજા લોકોની સાથે ખરાબ રીતે વર્તવા માંડે છે, તેમની સાથે કઠોરતાથી વાતો કરે છે, તેઓને કાંઈ મહેણાંટાણાં માર્યા કરે છે અને તેઓ બધા પાપીઓ છે ને નરકમાં

જશે એમ પોતાના મનથી માન્યા કરે છે તથા તેઓને મોઢે કહ્યા કરે છે; આમ થવાથી તેઓમાં અભિમાન વધતું જાય છે તથા બીજાઓને નીચા ગણુવાની ભાવનાઓ મજબૂત થતી જાય છે; એટલે પછી તેમાંથી આગળ જતાં એમ બને છે કે, જે માણુસને તેઓ તિરસ્કાર કરતા હોય તેવા ભગતોની બીજા લોકો મશ્કરી કરે છે અને તેઓને વારંવાર પજવ્યા કરે છે.

હવે આપણે વિચાર કરવો જોઈએ કે, શું બીજાઓનો તિરસ્કાર કરવા માટે આપણે ભગત થયા છીએ? શું આપણા બંધુઓને નીચા સમજવા માટે આપણે ભગત થયા છીએ? શું આપણે આપણાં સગાંઓ તથા પાડોશીઓથી દૂર ખસી જવા માટે ભગત થયા છીએ? જે માણુસોએ આપણી ઉપર કાંઈ કાંઈ ઉપકાર કરેલા છે, જે માણુસો આપણુને ભગત સમજે છે અને જે માણુસો પોતાના કરતાં કેટલીક બાબતોમાં આપણુને શ્રેષ્ઠ સમજે છે, તેવા માણુસોનો પણુ આપણે તિરસ્કાર કર્યા કરીએ ને તેઓને નીચા સમજ્યા કરીએ એ શું વાજબી છે? અને એ ભૂલની શિક્ષા શું પ્રભુ નહિ કરે? શું આપણા ધર્મનું ફળ એજ કે બીજાઓને નીચા સમજ્યા કરવા? નહિજ. બંધુઓ! એવી ભૂલોમાં પડ્યા રહેશો મા; પણુ તેને બદલે ચોખ્ખી રીતે એમ સમજી લેજો કે, સૌની સાથે ભાઇબંધી વધારવા માટે ભગત થવાનું છે, સૌની ઉપર હેત-પ્રેમ રાખતાં શીખીએ તે સારુ ભગત થવાનું છે, સૌની સેવા કરી શકીએ ને સૌને આપણા જ્ઞાનના પ્રમાણુમાં તથા આપણી ભક્તિના પ્રમાણુમાં ઊંચે ચડાવી શકીએ તે સારુ ભગત થવાનું છે અને સૌમાં આત્મભાવ આવે તથા અભેદભાવ આવે તે સારુ ભગત થવાનું છે. કાંઈ આપણા બંધુઓનો તિરસ્કાર કરવા સારુ ભગત થવાનું નથી. એ વાત હમેશાં યાદ રાખજો ને કોઇને પણુ નીચા ન સમજતાં પ્રભુનાં બાળક સમજી જેમ બને તેમ સૌની સાથે ભલાઈથી ને પ્રેમભાવથી વર્તજો. જો એમ કરશો તોજ તમારી ભક્તિ ફળીભૂત થશે; માટે બીજાઓનેનીચા સમજી તેઓનો તિરસ્કાર કરો મા, તેઓનો તિરસ્કાર કરો મા; પણુ સૌની સાથે પ્રેમભાવ રાખતાં શીખો તથા માન જાળવતાં શીખો. એજ અમારી પ્રાર્થના છે.



## ૨૧–દૂધપાક ઉત્તમ છતાં પણ જો તે શૌચ જવાના ઊલકામાં નાખેલો હોય તો કામ આવતો નથી, તેમ અભિમાનથી કરેલી પ્રાર્થના-ઓ ધારેલું ફળ આપતી નથી

ઘણાએ હરિજનો ધર્મનાં ઘણી જાતનાં કામો કરે છે; જેમકે કોઇ માણસ ઘણી જાતનાં વ્રત કરે છે, કોઈ માણસ જુદા જુદા પ્રસંગોએ જુદી જુદી જાતનાં દાન આપે છે, કોઇ માણસ જુદાં જુદાં તીર્થોમાં જાત્રા કર્યા કરે છે, કોઈ માણસ ખૂબ ભજનો ગાયા કરે છે, કોઈ માણસ પ્રભુના પવિત્ર નામનું સ્મરણ કર્યા કરે છે, કોઇ માણસ ગીતા, રામાયણ, ભાગવત, વિષ્ણુસહસ્રનામ કે વેદનો પાઠ કર્યા કરે છે અને કોઇ માણસ પ્રભુની પ્રાર્થના કર્યા કરે છે. આવી રીતે જુદા જુદા માણસો ધર્મનાં જુદાં જુદાં કામો કર્યા કરે છે, પણ ઘણી વખત એમ બને છે કે, એ બધાં શુભ કામોનું જેવું મહાન ફળ મળવું જોઇએ તેવું મહાન ફળ મળતું નથી; તેથી તેઓ અસંતોષી રહે છે અને બીજાઓને પણ એમ લાગે છે કે, આ લોકો જેટલી મહેનત કરે છે તેના પ્રમાણમાં તેને મળતું નથી. આમ કેમ બને છે ? તેનો ખરો ખુલાસો જાણવો જોઇએ; કારણ કે દુનિયાનાં દરેક ધર્મશાસ્ત્રોમાં બહુ ભાર મૂકીને ખુલ્લી રીતે એમ કહેલું છે કેઃ–

"પ્રભુને અર્થે કરેલું કોઈ પણ કામ ફોગટ જતું નથી. એટલુંજ નહિ પણ પ્રભુને અર્થે બહુ નાનાં કામો કરેલાં હોય; તોપણ તેનું બહુ મોટું ફળ મળે છે અને કદી એ કામો અધૂરાં રહ્યાં હોય તો-પણ પ્રભુ તેને પૂર્ણ કરી દે છે. પ્રભુને અર્થે કરેલાં સાંસારિક કામો પણ બહુજ મોટું ફળ આપી શકે છે; ત્યારે ખાસ તેની ભક્તિ-નાંજ કામો કરેલાં હોય તે કામો મહાન લાભ આપે તેમાં તો ન-વાઈજ શું ? અને તેમ છતાં આપણે જોઇએ છીએ કે, હાલના વ-ખતમાં લોકોને ભક્તિનાં કામોનું જેવું ફળ મળવું જોઇએ અને જે-ટલું ફળ મળવું જોઇએ, તેવું અને તેટલું ફળ મળેલું દેખાતું નથી. આનું કારણ શું છે તે જાણવું જોઇએ." એ માટે સંતો કહે છે કેઃ–

"બહુ સારી વસ્તુ હોય તેમ છતાં જો એ વસ્તુને ખરાબ વાસ-ણમાં ભરેલી હોય તો એ વસ્તુ કામ લાગતી નથી; જેમકે દૂધપાક બહુજ ઉત્તમ વસ્તુ છે, છતાં પણ જો તેને સંડાસમાં લઇ જવાના

ઊલકાની અંદર ભરેલો હોય તો એ દૂધપાક કાંઈ કામ લાગે નહિ; તેમજ ધર્મનાં ઘણાં કામો બહુજ ઉત્તમ હોય છે અને તેમાં પણ પ્રભુની પ્રાર્થનાઓ તો અતિશય ફળ આપી શકે તેમ હોય છે; પણ અફસોસની વાત એ હોય છે કે, એ પ્રાર્થનાઓ અભિમાનને લીધે થયેલી હોય છે; એ પ્રાર્થનાઓ કોઇક જાતના અભિમાનમાંથી નીકળેલી હોય છે અને એ પ્રાર્થનાઓ પોતાના અભિમાનની અંદર રહેલી હોય છે; એટલે એ પ્રાર્થનાઓનું પ્રભુતરફથી જેવું ફળ મળવું જોઇએ તેવું ફળ મળી શકતું નથી; કારણ કે અભિમાનથી પ્રભુ બહુજ દૂર રહે છે. જેમ ઊલકામાં રહેલો દૂધપાક આપણને કામ લાગતો નથી, તેમ અભિમાનથી થયેલી પ્રાર્થનાઓ પ્રભુને કામ લાગતી નથી. એટલે એવી પ્રાર્થનાઓનું જેવું જોઇએ તેવું ફળ મળી શકતું નથી; માટે હે હરિજનો! યાદ રાખજો કે, પરમકૃપાળુ પરમાત્માને અર્થે કરેલી કોઈ પણ પ્રાર્થના ફોકટ જતી નથી; પણ એ પ્રાર્થના જે ઠેકાણેથી થવી જોઇએ તે ઠેકાણેથી થતી નથી, જેવા ભાવથી થવી જોઇએ તેવા ભાવથી થતી નથી, જેવા પ્રેમથી થવી જોઇએ તેવા પ્રેમથી થતી નથી, જેવા ઊંડાણથી થવી જોઇએ તેવા ઊંડાણથી થતી નથી, જેવી એકાગ્રતાથી થવી જોઇએ તેવી એકાગ્રતાથી થતી નથી, જેવો પ્રભુનો મહિમા સમજીને થવી જોઇએ તેવો મહિમા સમજીને થતી નથી, એ પ્રાર્થનાઓ સફળ કરાવવા માટે અંતરમાં જેવો તડફડાટ હોવો જોઇએ તેવો તડફડાટ હોતો નથી, એ પ્રાર્થનાઓ માટે જેવા યોગ્ય શબ્દો વપરાવા જોઇએ તેવા યોગ્ય શબ્દો વપરાતા નથી, એ પ્રાર્થનાઓ સફળ થવા માટે જેટલી શ્રદ્ધા રાખવી જોઇએ તેટલી શ્રદ્ધા રાખી શકાતી નથી, એ પ્રાર્થનાઓ સફળ કરવા માટે પ્રાર્થનાનો જે મહિમા સમજવો જોઇએ તે સમજતા નથી અને એ પ્રાર્થનાઓ સફળ કરવા માટે જે દીનતા જોઇએ તે દીનતા આપણામાં હોતી નથી, તેથી આપણી પ્રાર્થનાઓ સફળ થતી નથી અને આ બધી અડચણો આવે છે તેનું મુખ્ય કારણ અભિમાનજ હોય છે. જો એક અભિમાનને ગાળી દેતાં આવડે તો આ બધી અડચણો મટી જાય છે, જો એક અભિમાનને કાઢી નાખતાં આવડે તો આ બધી મુશ્કેલીઓ મટી જાય છે, જો એક અભિમાનને વશ રાખતાં આવડે તો આ બધી બાબતોમાં ફતેહ મેળવી શકાય છે અને જો એક અભિમાનને બાળી દેતાં

આવડે તો બીજી બધી અડચણો બળી જાય છે તથા તરતજ પ્રાર્થનાઓ સફળ થાય છે; તેમજ ધર્મનાં બીજાં જે કાંઇ કામ કર્યાં હોય તે બધાં કામોનું બહુજ રૂડું ફળ મળી શકે છે; માટે જેમ બને તેમ અંતરના ઊંડાણમાં ઘૂસી ગયેલા અભિમાનને કાઢી નાખવું જોઇએ અને એ અભિમાનને કાઢવા સારુ સંતોના શરણમાં રહેવું જોઇએ, સત્સંગ કરવો જોઇએ, પ્રભુના પવિત્ર નામનું સ્મરણ કરવું જોઇએ તથા તેના મહાન કામોનાં ગુણગાન કરવાં જોઈએ અને હમેશાં મનમાં એવી ભાવના રાખવી જોઇએ કે, હે પ્રભુ ! અમારામાં રહેલા અભિમાનરૂપી રાક્ષસનો તું નાશ કર. એ પ્રમાણે વર્તવાથી ધીમે ધીમે અભિમાન ગળતું જાય છે અને એ પછી પ્રાર્થનાઓ સફળ થતી જાય છે. માટે હે હરિજનો ! એ પ્રમાણે વર્તવાની કોશિશ કરો, એ પ્રમાણે વર્તવાની કોશિશ કરો."

## ૨૨–પ્રભુપ્રીત્યર્થે કરેલાં નાનાં નાનાં કામોથી પણ પ્રભુ જેટલો રાજી થાય છે, તેટલો સ્વાર્થ માટે મોટાં મોટાં કામો કરવાથી પણ થતો નથી

આ જગતમાં ઘણાં માણસો ધનવાન છે, ઘણાં માણસો વિદ્વાન છે, ઘણાં માણસો શૂરવીર છે, ઘણાં માણસો સેવકવૃત્તિનાં છે, ઘણાં માણસો કવિતા બનાવવાની તથા ભાષણો આપની શક્તિવાળાં છે, ઘણાં માણસો ઘણા લોકોને ઘણી રીતે વશ રાખી શકે તેવાં છે અને ઘણાં માણસોને ઘણા લોકો ધાર્મિક દૃષ્ટિએ માન આપ્યા કરે છે. આ બધાં માણસો પોતપોતાની લાઈનમાં ને પોતપોતાની હદમાં સમય પ્રમાણે ને આસપાસના સંજોગો પ્રમાણે સારાં સારાં તથા મોટાં મોટાં કામો કર્યા કરે છે. જેમકે કોઇ શ્રીમંતો ધર્મશાળા બંધાવે છે, સદાવ્રતો ચલાવે છે, મંદિરો બનાવે છે, દવાખાનાં ખોલે છે, સ્કૂલો ચલાવે છે અને અનાથોનાં ફંડમાં મદદ કરે છે.

ઘણાએ રાજદ્વારી અમલદારો કેટલીક જાતના નવા નવા કાયદા મારફત પ્રજાના જાનમાલની સલામતી જળવાય તેવા ઉપાયો કરે છે. કોઇ કોઈ રાજાઓ તથા અધિકારીઓ પ્રજાનાં અજ્ઞાન ઘરોમાં કેળવણી ફેલાવવાનાં કામો કરે છે, કોઈ કોઇ ધર્મગુરુ ધર્મના ઉપદેશ કરે છે અને લોકોની ધર્મભાવના જાગૃત રહે તે માટે ઘણીએ તજવીજ કરે છે, કેટલાક વિદ્વાનો સમયને અનુસરતા વિચારોનાં પુસ્તકો રચે છે તથા ભાષણો આપે છે અને જુદી

જુદી જાતની અગત્યની સભાઓ સ્થાપે છે; કેટલાક શોધકો પોતાને ફાયદો થાય તથા લોકોને લાભ થાય તેવી નવી નવી શોધ કરે છે અને કેટલાક હોશિયાર કારીગરો હુન્નરકામની નવી નવી શોધો કર્યા કરે છે. આ પ્રમાણે દરેક લાઇનમાં કાંઇક કાંઇક સારાં સારાં કામો થયા કરે છે; છતાં પણ એ બધાં કામો કરવામાં ઘણી વખત એમ હોય છે કે, કેટલાંક કામો ખાસ પોતાના સ્વાર્થની ખાતરજ કરેલાં હોય છે, કેટલાંક કામો લાભ મેળવવા માટે થયેલાં હોય છે, કેટલાંક કામો બીજાઓને રાજી રાખવાને ખાતર કરેલાં હોય છે, કેટલાંક કામો દેખાદેખીથી કરેલાં હોય છે, કેટલાંક કામો નાતજાતના રિવાજને લીધે કરેલાં હોય છે, કેટલાંક કામો ફરજ-બંધનને લીધે કરેલાં હોય છે, કેટલાંક કામો અભિમાનને લીધે પોતાની મોટાઇ બતાવવા સારુ કરેલાં હોય છે, કેટલાંક કામો શરમાશરમી કરેલાં હોય છે, કેટલાંક કામો લાલચે કરેલા વીલને લીધે કરવાં પડેલાં હોય છે, કેટલાંક કામો ખિતાબ મેળવવા ખાતર કરેલાં હોય છે અને કેટલાંક કામો પૈસા મેળવી મોજશોખ કરી શકાય તેને ખાતરજ કરેલાં હોય છે; પણ ખાસ પ્રભુને ખાતરજ કરેલાં હોય તેવાં કામો તો કોઇકજ હોય છે અને આવાં આવાં કારણોથી જે કામો થાય તે કામો ભલે બહુ મોટાં હોય તોપણ સર્વશક્તિમાન મહાન ઈશ્વરની હજૂરમાં તેની કાંઇ બહુ મોટી કિંમત હોતી નથી; પણ ભલે નાનાં કામો હોય છતાં પણ જો તે સમર્થ ઈશ્વરને અર્થે થયેલાં હોય તો તેની કિંમત બહુ વધી જાય છે. જેમકે:—

ફરજ પડયાને લીધે વાવ ખોદાવનારા શેઠિયાને જેટલું પુણ્ય થાય તે કરતાં પ્રભુને અર્થે ઝાડને પાણી પાનાર ગરીબ ખેડુતોને કોઈ વખત વધારે પુણ્ય થાય છે. જાણીતાં ફંડોમાં મોટી મોટી રકમો ભરનાર શ્રીમંતોને ઈશ્વરની તરફથી જેટલો લાભ મળે છે, તે કરતાં ગરીબ માણુસોને ચપટી ચોખા આપનાર બુઢ્ઢી ડોશીઓ-ને, બાલકોને શેરડીનો કટકો કે કેળાં આપનાર ભાવી ભગતને અને ખરે વખતે ગરીબોને અધી દુકાની આપનાર ગરીબ માણસને વધારે ફાયદો થઈ જાય છે. કોઈ વિદ્વાન પોતાના નામની ખાતર પાઠશાળા ખોલે તે કામ પ્રભુને જેટલું ગમે છે, તે કરતાં પ્રભુને અર્થે જે ગરીબ માણુસ પોતાનાં જૂનાં ફાટેલાં તૂટેલાં પુસ્તકો બીજા લાયક ગરીબ માણુસને ઈશ્વરાર્થે આપે છે, તેને વધારે પુણ્ય

થાય છે અને જે માણસ અભિમાનને ખાતર તથા ધન મેળવવાને ખાતરજ નવી નવી શોધ કરે છે, તેને જેટલો લાભ થાય છે, તે કરતાં તેની શોધોનો લાભ લેતી વખત ઈશ્વરને યાદ કરી ઇશ્વરનો ઉપકાર માનનાર ભગતને વધારે લાભ થાય છે; કારણ કે મહાત્માઓ એમ કહે છે કે, "સર્વશક્તિમાન ઈશ્વર તમારાં મોટાંનાનાં કામો સામેજ કાંઇ જોતા નથી; કારણ કે મોટાંનાનાં કામો તો સંજોગને આધારે થાય છે, એટલે એમાં કાંઈ તે કામો કરનારની બલિહારી નથી; પણ મનમાં ઊંચી જાતની ભાવના રાખવી એ બહુ મોટી વાત છે; માટે પ્રભુ આપણા અંતઃકરણની ભાવના સામે જુએ છે અને જેવી ભાવના હોય છે, તેવું ફળ મળે છે, તે શાસ્ત્રનો સિદ્ધાંત છે.

આમ હોવાથી મનમાં ઉત્તમ ભાવના હોય ને ઈશ્વરને અર્થેજ ભલાં કામો કરાતાં હોય, તો તે નાનાં કામોને પણ પ્રભુ મોટાં માની લે છે ને તેનું મોટું ફળ આપે છે; અને મોટાં કામો પણ જો પોતાના સ્વાર્થને ખાતરજ કરેલાં હોય, પોતાના અભિમાનને લીધેજ કરેલાં હોય, મન કચવાતે કચવાતે કરેલાં હોય અને માનપાનની ઇચ્છાને લીધેજ કરેલાં હોય, તો એવાં મોટાં કામોની પણ ઈશ્વરની હજૂરમાં કાંઇ બહુ કિંમત નથી; માટે બંધુઓ! જો તમારાં નાનાં કામોને પણ દીપાવવાં હોય અને નાનાં કામોમાંથી પણ મોટું ફળ મેળવવું હોય, તો ભાવસહિત અને લોભલાલચો છોડીને સર્વશક્તિમાન મહાન ઈશ્વરને અર્થે શુભ કામો કરો; એટલે થોડામાં ઘણું થઇ પડશે."

## ૨૩–ખરા ભગતોનાં લક્ષણો

ભાઈ! જે ખરા ભગત હોય છે તે દાસભાવવાળા હોય છે, જે ખરા ભગત હોય છે તે પોતાની સેવા કરાવવા ઇચ્છતા નથી, પણ બીજાની સેવા કરવા ઇચ્છે છે; જે ખરા ભગતો હોય છે તે બીજા કોઇને પણ દુઃખ દેતા નથી, પણ બીજાના દુઃખમાં ભાગ લેવા તૈયાર થાય છે; જે ખરા ભગતો હોય છે, તે પોતાના દુશ્મનોનું પણ ભલું કરનારા હોય છે; જે ખરા ભગતો હોય છે, તેઓ નઠારા માણસોને પણ નભાવી લેનારા હોય છે; જે ખરા ભગતો હોય છે, તેઓ કોઇમાં પણ દોષ જોતા નથી અને કોઇના દોષને પોતાના મનમાં ભરી મૂકતા નથી; જે ખરા ભગતો હોય છે તે પોતા-

ના દિલમાં દીનતા રાખનારા હોય છે અને પોતાને માટે હમેશાં એમજ સમજે છે કે, હું તો કાંઇ હિસાબમાં નથી અને મારાથી હજી કાંઇ બનતું નથી; જે ખરા ભગતો હોય છે તેઓ ભગવાનની ઇચ્છા પ્રમાણે ચાલનારા હોય છે; જે ખરા ભગતો હોય છે તેઓનાં નેણવેણ પલટાઇ ગયેલાં હોય છે; જે ખરા ભગતો હોય છે તેઓની વાણીમાં નમ્રતા ને મીઠાશ આવી ગયેલી હોય છે; જે ખરા ભગતો હોય છે, તેઓ પોતાના કર્તવ્યમાં લાગી ગયેલા હોય છે; જે ખરા ભગતો હોય છે, તેઓને પારકી પંચાત કરવા ફુરસદ હોતી નથી ને જે ખરા ભગતો હોય છે તેઓ પોતાના હૃદયની ચોકી કર્યાં કરે છે ને તેમાં કોઇ પણ વિચાર ન ઘૂસી જાય તેની ખાસ સંભાળ રાખે છે; જે ખરા ભગતો હોય છે તેઓ પ્રભુની પ્રાર્થના કર્યાં કરે છે; જે ખરા ભગતો હોય છે તેઓ હમેશાં આનંદમાં રહેનારા હોય છે; જે ખરા ભગતો હોય છે તે પ્રભુપ્રેમથી ભીંજાયેલા હોય છે અને જે ખરા ભગતો હોય છે તેઓની ચાલચલગત અને આચારવિચાર કાંઇક જુદા હોય છે. ભાઇઓ ! આ દાખલો આપીને એક ભક્તરાજ મહારાજ એમ સમજાવતા કે, “જે ખરા ભગતો છે તે બીજાઓનાં બારણાં બહુ જોરથી ઠોકતા નથી અને પોતાના ઘરનું બારણું ઉઘાડવાની મરજી ન હોય તેને તાણીતૂણીને આગ્રહ કરતા નથી; એટલે કે બીજાઓના કામમાં ચાહી ચાહીને માથું મારતા નથી. જે બાબત બીજાઓ છુપાવવા ઇચ્છતા હોય તેમાં તેઓ વચ્ચે પડતા નથી; પારકી પંચાતો કરવા માટે ખરા ભગતો જતા નથી અને એવી બાબતોમાં આગ્રહ રાખતા નથી; માટે જો તમારે પણ ખરા ભગત થવું હોય, તો બીજાઓના કામમાં માથું મારશો મા અને એવી જાતની કોઈ પણ બાબતોમાં હઠીલાઈ કે મમત કરશો મા.”

---

## ૨૪–બહારની ભક્તિ પણ અંતરનો પ્રેમ વધારવામાં મદદ કરે છે; પણ માણસ એવી ભક્તિમાં બહુજ ઊતરી પડે છે, ત્યારે પ્રભુપ્રેમમાં મોળો પડી જાય છે

---

### બહારની ભક્તિ અને અંદરની ભક્તિ

સો ઊંચા ધર્મોનો છેક અસલના વખતથી એજ મુખ્ય સિદ્ધાંત છે કે, આત્મા વડેજ પરમાત્માને પકડી શકાય છે અને આત્માના ચૈતન્ય વડે નિરંજન નિરાકાર પરમાત્માને જાણવો એમાં અંતે

કોઈ પણ જાતની બહારની ક્રિયાની જરૂર નથી; પણ એમાં મુખ્ય અડચણ એ છે કે અંતરના બહુજ ઊંડા પ્રેમ વિના, બહુજ ચોખ્ખા જ્ઞાન વિના, ભગીરથ પ્રયત્ન વિના, લાંબા કાળના સત્સંગ વિના અને ઊંચી જાતના અનુભવો થયા વિના આત્માથી પરમાત્માને પકડવાનું સૂઝતું નથી અને આવડતું પણ નથી; તેથી લાખો માણસોમાંથી કોઈકજ ભાગ્યશાળી ભગત એ પ્રમાણે આત્મા વડે પરમાત્માને પકડી શકે છે, બાકી તો સૌ પોતપોતાના જ્ઞાન પ્રમાણે, ચાલતા આવેલા રિવાજો પ્રમાણે અને ચાલતા જમાનામાં ફેલાઇ રહેલા વિચારો પ્રમાણે ઈશ્વર વિષે માન્યા કરે છે અને એ પ્રમાણે બહારની ક્રિયાઓ કર્યાં કરે છે. જેમકે જંગલી વાઘરીઓ તથા ભીલો અને બીજા ઘણા મુલકોના પછાત પડેલા વર્ગના જંગલી લોકોના ઈશ્વર વિષે જેવા વિચારો હોય છે, તે કરતાં સુધરેલા લોકોના ઈશ્વર વિષેના વિચારો ખાસ જુદાજ હોય છે અને તેમાં પણ આગળ વધેલા–તાળી લાગી ગયેલા જ્ઞાની અનુભવી ભગતોના ઈશ્વર વિષેના વિચારો બહુજ યથાર્થ હોય છે. જેમકે જંગલી લોકો અને ઘણીએ જૂની પ્રજાઓ કોઇ કોઇ જાતનાં ઝાડને ઈશ્વર સમજી તેની પૂજા કરતા, કોઇ પહાડની પૂજા કરતા, કોઈ જનાવરોની પૂજા કરતા, કોઇ પાણીની પૂજા કરતા, કોઇ અગ્નિની પૂજા કરતા, કોઇ સૂરજ, ચંદ્રની કે તારાઓની પૂજા કરતા, કોઇ સમુદ્રની પૂજા કરતા, કોઈ શૂરવીર માણસની પૂજા કરતા, કોઇ પવિત્ર સાધુની પૂજા કરતા, કોઇ રાજાને ઈશ્વર સમજીને તેની પૂજા કરતા અને કોઇ અગાઉના વખતમાં થઇ ગયેલી મહાન શક્તિવાળી સ્ત્રીઓની પૂજા કરતા હતા; એટલુંજ નહિ પણ કેટલાકો તો ભૂત, પ્રેત તથા રાક્ષસોની પૂજા કરતા હતા અને તેઓને ખરાબ ચીજોનાં, પાપી ચીજોનાં, હિંસક તથા કેફી વસ્તુઓનાં બલિદાન આપતા હતા. એ પછી જેમ જેમ લોકોનું જ્ઞાન વધતું ગયું, તેમ તેમ જડ અને ચૈતન્યનો ભેદ ખુલ્લો થતો ગયો અને સત્ય–અસત્યના વિચારો સ્પષ્ટ થવા લાગ્યા. એ પછી પોતાના અંતરમાં ઊંડા ઊતરેલા જ્ઞાની તથા ધ્યાની હરિજનોને એક અખંડ અવિનાશી અનુપમ નિરંજન નિરાકાર અગાધ સર્વશક્તિમાન વિશ્વંભર પરમકૃપાળુ પવિત્ર પિતા સચ્ચિદાનંદ પરમાત્માનું જ્ઞાન થયું; અને એ પછી હું કોણ? અને પરમાત્મા કોણ? એ જ્ઞાન મેળવીને આત્મા વડે પરમાત્માને જાણવા તથા પામવા લાગ્યા. આમ

થવું એજ છેવટની ઊંચામાં ઊંચી દશા છે અને એજ આખી દુનિયાના બધા ઉત્તમ ધર્મનો સિદ્ધાંત છે. જો બહારની ભક્તિ બહુ વધી જાય તો અંદરની ભક્તિ ઘટી જાય છે અને અંદરની ભક્તિ બહુ વધી જાય તો બહારની ભક્તિ ઘટી જાય છે તથા એમ થવાથી નુકસાન થાય છે; કારણ કે યોગ્ય પ્રમાણમાં અંદરની તથા બહારની બન્ને જાતની ભક્તિની જરૂર છે.

મીઠાઇ ખાવામાં મજા પડે છે, પણ જો જરૂર કરતાં વધારે ખવાય તો તેમાંથી મંદવાડ થાય છે. રોશની બહુ જરૂરની ચીજ છે, પણ જો હદ બહારનું તેજ હોય તો તેથી આંખને નુકસાન થાય છે. કામ કરવું એ જિંદગીને ખાસ જરૂરની વાત છે, છતાં પણ જો હદ ઉપરાંતની મહેનત થાય તો શરીર ઘસાઇ જાય છે અને આસાએશની સૌને બહુ જરૂર છે, છતાં પણ જો વધારે આસાએશમાં પડયું રહેવાય તો નમાલા બની જવાય છે. આવી રીતે સારામાં સારી ચીજોનો પણ જો હદ બહારનો ઉપયોગ થાય તો તે નુકસાનકર્તા થઇ પડે છે, જો બહારની ભક્તિ પણ હદપારની થઇ જાય તો એ પણ કાંઇ ઠીક કહેવાય નહિ; માટે તેની વિગત પણ જાણવી જોઇએ.

૧–બહારની ભક્તિ મનને વિખેરી નાખે છે. કારણ કે બહારની ભક્તિથી જુદાં જુદાં કામો માટે જુદી જુદી ક્રિયાઓમાં મનની વૃત્તિઓ રોકાઇ જાય છે, એટલુંજ નહિ પણ બહારની ભક્તિનાં ગાયનો, વાજિંત્રો તથા જુદા જુદા મનોરંજક દેખાવોથી મનની જુદી જુદી લાગણીઓ જાગૃત થાય છે, તેથી મન એકાગ્ર થઇ શકતું નથી અને એકાગ્રતા વિના મનમાં ઊંડું જ્ઞાન ઠરી શકતું નથી કે ભગવાનનું ધ્યાન ધરી શકાતું નથી અને જ્ઞાનધ્યાન ન હોય ત્યાંસુધી જીવ બહારનો બહારજ ભટકયા કરે છે અને જયાંસુધી જીવ બહાર ભટકે ત્યાંસુધી જીવનો ઉદ્ધાર થતો નથી; માટે બહારની ભક્તિ કરતાં બહારના બહાર ન રહી જવાય એ સંભાળવું જોઇએ.

૨–બહારની ભક્તિથી શરીર થાકી જાય છે; કારણ કે બહારની ભક્તિમાં નાચવાકૂદવાનું, ગાવાબજાવવાનું, જોવાસાંભળવાનું અને ફરવાહરવાનું હોય છે, તેથી શરીર થાકી જાય છે; પણ અંદરની ભક્તિમાં એવું કાંઇ હોતું નથી, તેથી તેમાં શરીરને કે મનને થાક લાગતો નથી.

૩–બહારની ભક્તિમાં બહુ ખર્ચ લાગે છે; કારણ કે એમાં

બહુ શોભા ને બહુ ઠાઠમાઠ કરવાના હોય છે. જેમકે લાઈટો, સુગંધીઓ, વાઘાવસ્ત્રો, રંગો, ગુલાલો અને પ્રસાદો વગેરેમાં બહુ ખર્ચ કરવું પડે છે અને એવું ખર્ચ કાંઈ બધા લોકોને પાલવી શકે નહિ; પણ અંતરની ભકિતમાં એટલે કે પ્રભુનું જ્ઞાન મેળવવામાં, પ્રભુનું નામસ્મરણ કરવામાં તથા પ્રભુનું ધ્યાન ધરવામાં એવા કાંઈ ખર્ચો કરવા પડતા નથી, માટે બહારની ભક્તિ કરતાં અંતરની ભક્તિને મહાત્માઓ શ્રેષ્ઠ કહે છે.

૪–બહારની ભક્તિમાં બહુ વખત જાય છે; કારણ કે એમાં જયારે બધાં સાધનો તૈયાર હોય ત્યારેજ આનંદ આવે છે અને એવાં સાધનો તૈયાર કરવામાં જુદાં જુદાં માણુસો તથા જુદી જુદી વસ્તુઓની મદદની જરૂર પડે છે, તેથી તે બધાંને ભેળાં કરતાં બહુ વખત જાય છે. વળી બહારની ભક્તિમાં જવાઆવવાનું અને મુસાફરીઓનું પણ બહુ મોટું કામ હોય છે, તેથી તેમાં પણ બહુ વખત જાય છે, પણ અંતરની ભક્તિમાં એટલો બધો વખત ગુમાવવો પડતો નથી; માટે બહારની ભક્તિ કરતાં અંતરની ભક્તિ શ્રેષ્ઠ ગણાય છે.

૫–આ બધાં નુકસાનો કરતાં બહારની ભક્તિમાં જે સૌથી વધારે નુકસાન થાય છે તે એ છે કે, આપણા અંતરમાં ઉત્પન્ન થયેલો ભગવાનનો પ્રેમ બહારની ભક્તિથી દબાઈ જાય છે; કારણ કે બહારની ભક્તિના રંગરાગમાં, બહારની ભક્તિના મોજશોખમાં, બહારની ભક્તિના ઠાઠમાઠમાં, બહારની ભક્તિની દોડાદોડમાં, બહારની ભક્તિના થાકમાં અને બહારની ભક્તિની ઉપાધિમાં અંતરનો પ્રભુપ્રેમ દબાઈ જાય છે અને એ સૌથી મોટામાં મોટું નુકસાન છે; કારણ કે પ્રભુપ્રેમમાંજ બધા સદ્‌ગુણો રહેલા છે, પ્રભુપ્રેમમાંજ જિંદગીની સફળતા છે અને પ્રભુપ્રેમથીજ મોક્ષ થાય છે; માટે અંતરમાં ઉત્પન્ન થયેલા પ્રભુના પ્રેમને સાચવવો અને તેને વધારવો એજ આપણી મુખ્ય કામગીરી છે અને એ સારુજ અંતરની તથા બહારની ભક્તિ કરવાની છે. તેને બદલે આપણને તારનારો એ પ્રેમ પોતેજ જયારે ઊડી જાય, ત્યારે એ ભક્તિ શું કામની? માટે બહારની ભક્તિના તાનમાં ગુલતાન થઇ જવાથી આપણો અંતરનો પ્રેમ ન ઊડી જાય એ ખાસ સંભાળવાનું છે.

બહારની ભક્તિથી ઘણાંએ સારાં સારાં કામો થાય છે, એમાં કાંઇ શક નથી; પણ જેમ જીવ વિનાનો દેહ નકામો છે તેમ પ્રભુ-

પ્રેમ વિના કરેલાં સર્વ કામો નકામાં છે, એટલે કે પ્રભુના પ્રેમ વિના કરેલાં સારાં કામોની પણ ભગવાનની હજૂરમાં કાંઈ બહુ કિંમત નથી; કારણ કે જે કિંમત છે તે કાંઇ નાનાંમોટાં કે હલકાં-ભારે કામોમાં નથી; પણ જે પ્રભુપ્રેમને લીધે તે કરવામાં આવે છે તે પ્રભુપ્રેમનીજ કિંમત છે અને જે સર્વશક્તિમાન મહાન પ્રભુને ખાતર તે કરવામાં આવે છે, તે ઉચ્ચ હેતુનીજ કિંમત છે. આમ હોવાથી પ્રભુપ્રેમ વિના કરેલાં મોટાં કામોનું પણ કાંઈ મોટું ફળ મળી શકતું નથી; પણ પ્રભુપ્રેમથી કરેલાં નાનાં કામોનું પણ બહુ મોટું ફળ મળી જાય છે, કારણ કે ભગવાનની હજૂરમાં નાનાં કે મોટાં કામો જોવાતાં નથી પણ પ્રભુપ્રેમ જોવાય છે અને કયા હેતુ-થી એ કામો કરેલાં છે, તેજ જોવાય છે. કારણ કે દુનિયામાં નામ મેળવવા સારુ પણ ઘણાં માણુસો મોટાં કામો કરે છે, અભિમા-નને લીધે પણ કેટલાંક સારાં કામો થઈ જાય છે, અદેખાઇને લીધે ચડસાચડસીમાં પણ કાંઈક સારાં કામો થઈ જાય છે, પોતાનો કોઇક સ્વાર્થ સાધવા સારુ પણ સારાં કામો કરી લેવાય છે, કોઇ મોટા માણુસને કે વહાલા માણુસને રાજી રાખવા સારુ પણ કાંઇક મોટાં કામો થઈ જાય છે, કાંઇક માનતાઓ લીધી હોય કે બાધા-ઓ રાખી હોય તેને લીધે પણ કાંઇક સારાં કામો થઈ જાય છે, ભૂતપ્રેતનો, પિતૃનો કે એવોજ બીજો કોઇ મનમાં વહેમ ભરાઈ ગયો હોય તે કાઢવા માટે પણ કેટલાંક સારાં કામો થઇ જાય છે, છોકરાંછૈયાંની આશાએ, તંદુરસ્તીની આશાએ, કેસ જીતવાની આશાએ અને એવીજ બીજી ઘણી જાતની આશાઓને લીધે પણ કેટલાંક સારાં કામો થઈ જાય છે અને આજુબાજુના સંજોગો સારા હોય એટલે કે પાસે બહુ ધન હોય તેને લીધે, બાપદાદા-ઓ કાંઈક કાંઇક પરમાર્થ કર્યા કરતા હોય તેથી, એ જાતના મન-માં સંસ્કારો પડી ગયા હોય તેને લીધે, ઉડાઉ સ્વભાવ હોય તેને લીધે, નાતજાતના કે કુળકુટુંબના રિવાજો હોય તેને લીધે અને કાંઇક ઓચિંતો તડાકો પડી ગયો હોય કે મોટો લફૂંઓ મળી ગયો હોય તેને લીધે પણ કાંઈક સારાં ને મોટાં કામો થઇ જાય છે; પણ તેમાં કાંઇ પ્રભુપ્રેમ હોતો નથી, તેથી એ કામોની કાંઇ બહુ કિંમત હોતી નથી; કારણ કે જો એવા સંજોગો ન હોત તો એ કામો થાત નહિ અને એમાં તે કરનારાઓની કાંઇ બલિહારી નથી. એ તો દૈવેચ્છાથી સરખા જોગ મળી ગયા તેને લીધે થઈ

ગયેલાં કામો છે; પણ જેમાં બધા સદ્‌ગુણો રહેલા છે, તે પ્રભુનો પ્રેમ કાંઈ એવી રીતે મળી જતો નથી. તે તો સત્સંગથી મળે છે, પુરુષાર્થથી મળે છે, પોતાના જીવને જગાડવાથી મળે છે, પૂર્વના શુભ સંસ્કારોથી મળે છે, બહુ પુણ્ય કરવાથી મળે છે અને પ્રભુની કૃપાથી મળે છે; એટલુંજ નહિ પણ અનુકૂળ સંજોગને લીધે થઈ ગયેલા એકાદા સારા કામથી કાંઇ પ્રભુપ્રેમ આવી શકતો નથી; પણ પ્રભુપ્રેમમાંથી તો હજારો જાતનાં સારાં કામો કરી શકાય છે; માટે બહારની ભક્તિનાં સારાં કામો તથા મોટાં કામો કરવા જતાં અંતરનો પ્રેમ ન દબાઇ જાય કે ન ખોવાઈ જાય તેની ખાસ સંભાળ રાખવી જોઇએ.

બહારની ભક્તિ બહુ જરૂરની છે એમાં કાંઇ પણ શક નથી; કારણ કે અંદરનો પ્રેમ, અંતરની શ્રદ્ધા અને પરમાત્માનું જ્ઞાન કાંઈ છૂપું રહી શકતું નથી. તે કોઇ ને કોઇ જાતનાં ભલાં કામોમાં, કોઇ ને કોઇ જાતની શરીરની ચેષ્ટામાં, કોઇ ને કોઇ જાતના શબ્દોમાં કે કોઇ ને કોઇ જાતના ખાસ આચારવિચારમાં તે બહાર પડે છે અને તે બહારની ભક્તિ કહેવાય છે; પણ તેમાં જે સંભાળવાનું છે તે એજ કે, એવી ચેષ્ટાઓમાં ને એવાં કામોમાં પડચા રહેવાથી આપણો અંતરનો પ્રેમ જતો ન રહે તેની ખાસ કાળજી રાખવી જોઇએ; કારણ કે વારંવાર ઘણા હરિજનોની બાબતમાં એમ બને છે કે, તેઓ જ્યારે બહુજ બહારની ભકિત ઉપર ઊતરી પડે છે, ત્યારે તેઓ પ્રભુપ્રેમમાં મોળા પડી જાય છે અને વખત જતાં પ્રેમ ઊડી જાય છે. એમ થાય તો બહુજ મોટું નુકસાન થાય છે; માટે અંતરના પ્રેમને મદદ કરવા સારુ બહારની ભક્તિની જરૂર છે, છતાં પણ મોટા સંતો બહારનાં ચિહ્નો, બહારના રિવાજો તથા બહારનાં કર્મો ઉપર બહુ ભાર મૂકતા નથી; કારણ કે તેઓ પૂરેપૂરી રીતે એમ સમજે છે કે, જો અંતરમાં પ્રભુપ્રેમ હોય તોજ બહારનાં કર્મો કામનાં છે; પણ જો અંતરમાં પ્રભુપ્રેમ ન હોય તો બહારનાં કોઇ પણ કર્મો આપણને તારી શકતાં નથી. જેમકે માળા પહેરવી કે કંઠી બાંધવી, તિલકો કાઢવાં, દેવદર્શન કરવાં, આભડછેટ પાળવી, નહાવું, સંધ્યા કરવી, જટા રખાવવી, મુંડ મૂંડાવવું, ભગવાં, સફેદ કે કાળાં લૂગડાં પહેરવાં, ચંદન ચોપડવું કે ભસ્મ લગાવવી, અમુકજ જાતનો ખોરાક ખાવો, અમુક વખતેજ જમવું, અમુક પ્રકારેજ ભિક્ષા માગવી, અમુક ઠેકાણેજ રહેવું, અમુક

જાતનાં વ્રત કરવાં અને અમુક રીતે દેહને કષ્ટ આપવી વગેરે સેંકડો જાતના બહારના નિયમો છે અને તે બધી બહારની ભક્તિ ગણાય છે; પણ મહાત્માઓ કહે છે કે, એ બધી બહારની ક્રિયાઓ તથા એ બધા બહારના આચારવિચારો એ કાંઈ અસલ વસ્તુ નથી; પણ અસલ વસ્તુ તો પ્રેમ છે અને એ બધી ક્રિયાઓ તો પ્રેમમાંથી ઊપજેલી છે તથા થોડોક વખત પ્રેમને રહેવાના ઠેકાણા માટે જો અંતરમાં પ્રભુપ્રેમરૂપી ચૈતન્ય ન હોય, તો એ બહારની વસ્તુઓને તો ખાલી ખોખાંજ સમજવાં; એટલુંજ નહિ પણ જેમ જીવવિનાનો દેહ મુડદું કહેવાય છે અને મુડદામાંથી તો દુર્ગંધ ઊઠી ખરાબીજ થાય છે, તેમજ એ બહારની ક્રિયાઓમાં પણ જો પ્રેમનું ચૈતન્ય ન હોય તો એ બધી ક્રિયાઓને મુડદા જેવીજ સમજવી અને મુડદાંને ઝાઝી વાર રાખી મૂકવામાં ફાયદો નહિ. એને તો તુરતજ બાળી દેવાં જોઈએ કે દાટી દેવાં જોઇએ; તેમજ જ્ઞાની ભગતો કહે છે કે, "બહારની જે ભક્તિમાં પડયા રહેવાથી આપણો પ્રભુપ્રેમ ઊડી જાય તે ભક્તિનો અથવા પ્રભુપ્રેમને અડચણરૂપ થઇ પડે તે ક્રિયાઓનો તો તુરતજ ત્યાગ કરવો જોઈએ; કારણ કે આપણી અંદરનો પ્રભુપ્રેમ હોય અને એ પ્રેમમાંથી જો બહારની ક્રિયાઓ કે શરીરની ચેષ્ટાઓ સ્વાભાવિક રીતેજ ઉત્પન્ન થઈ હોય તોજ તે લાભકારી થઈ પડે છે; પણ જો રિવાજોને ખાતર, દેખાદેખીને ખાતર, અથવા કાંઇ લોભેલોભે બહારની ક્રિયાઓ કે ચેષ્ટાઓ થતી હોય તો તેથી કાંઇ ખરો લાભ થતો નથી; એટલુંજ નહિ પણ છેવટ સુધી જો એવી બહારની ક્રિયાઓમાંજ પડયું રહેવાય અને એ ક્રિયાઓની ઉપાધિને લીધેજ અંતરનો પ્રભુપ્રેમ ઊડી જાય, તો તો એ બહુજ મોટી ખરાબી કહેવાય અને બહારની ભક્તિમાં વધુ જીવ રાખી મૂકવાથી એમ બનવાનો પણ બહુ સંભવ છે; માટે હજાર વાતની એક વાત એ છે કે, બહારની ભક્તિ કરવા જતાં અંતરનો પ્રેમ ન ઊડી જાય એ ખાસ સંભાળજો."

છેવટ સર્વ હરિજનોએ ખાસ ધ્યાનમાં રાખવા જેવી જે વાત છે તે એજ છે કે, આપણું સૌનું મોટામાં મોટું કામ જીવને ઈશ્વરમય કરવો ને મનને વશ રાખવું એજ છે, એ મહાન કામમાં, એ કલ્યાણકારક કામમાં અને એ પ્રભુના વહાલા કામમાં જે જે વાતો આડી આવે તેને આપણે દૂર કરવી જોઇએ; એટલુંજ નહિ પણ પ્રભુપ્રેમમાં આડી આવતી અડચણોને દૂર કરવી એ આપણી મુખ્ય

ફરજ છે; માટે આપણી બહારની ભક્તિ કે એને લગતી કોઇ પણ ક્રિયા કરવામાં આ મુખ્ય મતલબ ન ભૂલી જવાય એ સૌએ જરૂર સંભાળવાનું છે; કારણ કે જો એ અસલ હેતુ ભૂલી જવાય તો રસને તજી દઇને છાલ ને ગોટલાને પકડી રાખવા જેવું થાય છે. એમ ન થાય એ ખાસ સંભાળજો અને એટલું ધ્યાનમાં રાખજો કે બહારની ભક્તિને ઉડાવી દેવા સારુ કાંઇ અમે આ વાતો કહેતા નથી; પણ બહારની ભક્તિ તેના યથાર્થ રૂપમાં પાળી શકાય તે સારુ મહાત્માઓના સિદ્ધાંતો પ્રમાણે અમે આ ખુલાસો કરીએ છીએ અને તેમ છતાં ભાવિક હરિજનોનાં હૃદયમાં એમ ઠસાવવા ઇચ્છીએ છીએ કે, બહારની કોઇ પણ ક્રિયાઓ આપણને તારી શકતી નથી; પણ આપણા અંતરનો પ્રેમજ આપણને તારી શકે છે; માટે અંતરના પ્રભુપ્રેમનેજ અમે મુખ્ય સમજીએ છીએ અને એ પ્રેમમાંથી ઉત્પન્ન થયેલી બહારની ક્રિયાઓને તેના પેટામાં સમજીએ છીએ; માટે મુખ્ય વસ્તુને મુખ્ય રાખતાં શીખો અને પેટા વસ્તુને તેના પેટામાં રાખતાં શીખો. એજ આ બધા લખાણનો સાર છે, માટે એ પ્રમાણે વર્તવાની કોશિશ કરજો.

છેવટમાં જે કહેવાનું છે તે એજ કે, અંતરની ને બહારની ભક્તિમાં અમે કોઇ જાતની ભક્તિને હલકી સમજતા નથી; કારણ કે જો અંતરમાં ભક્તિ હોય તો તે બહાર આવે છે અને જો બહારની ભક્તિ હોય તો અંતરની ભક્તિને જાળવી શકાય છે; માટે એ બન્ને જાતની ભક્તિની જરૂર છે; જેમ રોટલીની એક બાજુ શેકેલી હોય ને બીજી બાજુ કાચી હોય તો એ રોટલી કાંઈ સારી ગણાય નહિ; તેમજ એકલી બહારની ભક્તિ હોય ને અંતરની ભક્તિ ન હોય, અગર એકલી અંતરની ભક્તિ હોય ને બહારની ભક્તિ ન હોય તો એ પણ તેવુંજ છે; માટે જરૂર પ્રમાણે અંતરની ને બહારની બન્ને પ્રકારની ભક્તિ રાખજો. એજ અમારી ભલામણ છે.

## ૨૫–ઘણા માણસો ધર્મની બાબતમાં કાંઈ પણ જાણતા નથી છતાં પણ તેમાં માથું માર્યા કરે છે

કોણ જાણે શું છે, પણ ઘણા માણસોનો સ્વભાવજ એવો હોય છે કે, તેઓ ધર્મની બાબતમાં કાંઈ પણ ન સમજતા હોય છતાં પણ તેમાં માથું માર્યા કરે છે. ધર્મસંબંધી પોતે કાંઇ પણ અ-

ભ્યાસ ન કરેલો હોય છતાં પણ બીજા ધર્મના નિયમો પાળનારા માણસોને તેઓ જૂઠા ગણ્યા કરે છે. પોતે ધર્મના ખરા સિદ્ધાંતને જરા પણ ન સમજતા હોય છતાં પણ ધર્મ પાળનારા બીજા માણસોની તેઓ મશ્કરી કર્યા કરે છે અને ધર્મ એ જાણે એક રમતની વાત હોય અને જાણે તેમાં ટીકા કરવાનો સૌનો વગર મફતનો હક હોય તે પ્રમાણે ઘણા લોકો વર્ત્યા કરે છે; અને કેટલાક ધર્મ પાળનારા હરિજનોને ફોકટના હેરાન કર્યા કરે છે. એવા એક માણસને ધર્મની ઘણી બાબતોમાં વચ્ચે વચ્ચે માથું મારતો જોઇને એક પંડિતે કહ્યું કેઃ—

"રેલવેનું એંજિન કેમ બનાવે છે અને એ એંજિન કયા નિયમોને આધારે ચાલે છે એ તમે જાણો છો?" ત્યારે તે માણસે કહ્યું કે, "નહિ, હું એ વાત જાણતો નથી." પછી તેને પૂછ્યું કે, "તાર કેમ ચાલે છે અને બૅટરીમાં શું શું મસાલો નાખે છે, તથા એ તાર લેવા માટે અને મૂકવા માટે શું ગોઠવણ કરવી પડે છે, એ તમને ખબર છે? રબર કેમ બને છે? વીજળીથી ગીલેટ કેમ દેવાય છે? બલૂન કેમ ઊડે છે? જુદી જુદી જાતના ગૅસ કેમ પેદા થાય છે? ફોનોગ્રાફ કેમ વાગે છે? સ્ટવમાં ગૅસ કેમ બને છે? ટેલિફોનથી કેમ સંભળાય છે? આગબોટના સંચાની ગોઠવણ કેવી રીતની હોય છે? અને જુદી જુદી જાતની અંગ્રેજી દવાઓ કેમ બને છે? એ બધું તમે જાણો છો?" ત્યારે તે માણસે કહ્યું કે, "નહિ, એ કાંઇ હું જાણતો નથી." ત્યારે પેલા પંડિતે કહ્યું કે, "એ બધું જાણવા માટે તમે કેમ કાંઈ તજવીજ કરતા નથી? શા માટે રેલવેના ડ્રાઇવરની સાથે લડતા નથી કે, તું એંજિન આમ કેમ ચલાવે છે? શા માટે તારમાસ્તરની ખામી કાઢવા જતા નથી અને શા માટે ગૅસ સુધારવાની વાતમાં માથું મારતા નથી?"

ત્યારે તે માણસે કહ્યું કે, "આ બધી બાબતોનો મેં કાંઈ અભ્યાસ કર્યો નથી, એટલે એના નિયમો હું જાણતો નથી; તેથી એમાં માથું મારવાનો મને હક નથી; કારણ કે જે બાબતમાં હું કાંઈ પણ ન જાણતો હોઉં તેવી બાબતોમાં હું શું બોલી શકું? અને એવી બાબતમાં હું કેમ અભિપ્રાય આપી શકું?"

એ સાંભળીને તે પંડિતે પૂછ્યું કે, "તમે ધર્મનો અભ્યાસ કરેલો છે? તમે ધર્મના નિયમો સમજો છો? તમે ધર્મનાં રહસ્યો જાણો છો? અને સમજણપૂર્વક ધર્મ પાળી શકો છો?"

ત્યારે તે માણસે કહ્યું કે, "નહિ, મહારાજ! ધર્મની બાબત-માં હું જરા પણ ઊંડો ઊતરેલો નથી અને એ સંબંધી હું કાંઈ પણ જાણતો નથી."

ત્યારે પંડિતજીએ કહ્યું કે, "ધર્મસંબંધી તમે કાંઈ પણ જાણુતા નથી, છતાં પણ ધર્મની દરેક બાબતોમાં કેમ માથું મારો છો અને દરેક જણુની સાથે ધર્મસંબંધી ઝઘડા કરવા કેમ તૈયાર થઇ જાઓ છો?"

ત્યારે તે હઠીલા માણુસે કહ્યું કે, "એમ તો થાયજ. ધર્મની બાબતમાં તો ન સમજીએ તોપણ ટીકા કરાયજ; કારણુ કે એમ સૌ કરે છે." ત્યારે પંડિતજીએ કહ્યું કે, "પણ શું એમ કરવું એ એક જાતની મૂર્ખાઇ નથી? પોતે કાંઈ કરવું નહિ અને તેમ છતાં જે બિચારા કાંઇક કાંઇક કરતા હોય તેઓને ઊલટા નડયા કરવું અને તેઓની સાથે લડયા કરવું એ તો કયાંનો ન્યાય? યાદ રાખજો કે, એમ કરવું એ બહુજ મોટું પાપ છે; કારણુ કે ધર્મ એ બહુજ મોટામાં મોટી વાત છે; ધર્મ એ બહુજ ઊંડા-માં ઊંડી વાત છે; ધર્મ એ બહુજ અગત્યની વાત છે અને ધર્મ એ જિંદગી સુધારવાની વાત છે; માટે એ બાબતમાં સમજ્યા વિના વચ્ચે પડવું એ ઘણુંજ ખોટું છે અને કોઇ પણ હરિજનોનાં શુભ કામોની ખોટી ટીકા કરવી કે તેઓનો વિશ્વાસ ઓછો થાય તેમ કરવું એ બહુજ મોટું પાપ છે; માટે ભાઇ! હવે જરાક ચેતો; કારણુ કે દરરોજ આપણી નજરે પડે તેવાં રેલવેનાં એંજિનો, ફોનોગ્રાફો, ટેલિફોનો અને સિનેમેટોગ્રાફો જેવી જડ વસ્તુઓની રચના પણ આપણે જાણુતા નથી અને એના પણ પૂરેપૂરા ભેદો આપણે સમ-જતા નથી, ત્યારે ધર્મ તો બહુ ઊંડી વાત છે અને એના સિદ્ધાં-તોનાં રહસ્ય તો બહુજ ગુપ્ત રહેલાં હોય છે. એની ખરી ખૂબી તો મહાત્માઓજ સમજી શકે છે અને એ ખૂબીઓ સમજવા માટે લાંબા કાળ સુધી અભ્યાસ કરવો પડે છે. તે બધું કર્યા વિના માત્ર ફોકટનો ઘોડો ઝુકાવીએ અને કોઈની શ્રદ્ધા પ્રમાણે મહા-પાપ કરીએ એવી ભૂલ તે આપણે શા માટે કરવી જોઇએ? માટે ભાઈ! હવેથી તમારી જીભને જરા કાબૂમાં રાખતાં શીખો અને ધર્મસંબંધી બાબતોની ટીકા કરતાં પહેલાં તથા હરિજનોની ચેષ્ટા-ઓ કરતાં પહેલાં ફરી ફરીથી વિચાર કરો; કારણુ કે જો એ વિચાર નહિ કરો તો તમારી જીભે ઘણાએ અધર્મ થઈ જશે. ઘણાએ

હરિજનોનાં દિલ દુભાઈ જશે. ઘણાં માણસોની ધાર્મિક લાગણી ઢીલી પડી જશે અને યાદ રાખજો કે એ બધું પાપ કાંઇ નાનું-સૂનું નથી અને એની શિક્ષા કાંઇ જેવીતેવી નથી; માટે અમારી છેવટની ભલામણ એજ છે કે, ધર્મનાં રહસ્યો સમજ્યા વિના ધર્મની બાબતમાં માથું મારવાની ભૂલ કરશો મા; ધર્મનાં રહસ્યો સમજ્યા વિના ધર્મની બાબતમાં માથું મારવાની ભૂલ કરશો મા."

## ૨૬–ધર્મ એટલે શું ? એ વાત જરા વિસ્તારથી સમજવી જોઇએ

બંધુ ! ધર્મ એ કાંઈ બહારની વસ્તુ નથી; પણ એ તો આત્માનો સ્વભાવ છે અથવા આત્મામાં જે આત્માપણું છે તેનુંજ નામ ધર્મ છે, જેઓ એમ માને છે કે ધર્મ એ કાંઇક બહારની વસ્તુ છે, એમ જેઓ સમજે છે કે બહારની અમુક ક્રિયાઓમાંજ ધર્મ છે અને જેઓ એમ સમજે છે કે, અમુક ગ્રંથ, અમુક ગુરુ તથા અમુક વિચારોમાંજ ધર્મ રહેલો છે તેઓ દયાને પાત્ર છે; કારણ કે તેઓ અંધકારમાં છે અને જે લોકો એમ માને છે કે, મનુષ્યને ધર્મની જરૂર નથી અને દુનિયામાં ધર્મ જેવું કાંઇ છેજ નહિ તેઓ નરકમાં છે; માટે એ બેમાંથી કોઇ પણ એક બાજુ તરફ ન ઢળી જતાં તટસ્થ રહીને મહાત્માઓ કહે છે કે, "ધર્મ એટલે કર્તવ્ય, ધર્મ એટલે મનુષ્યત્વ, ધર્મ એટલે આંતરિક પ્રેરણા, ધર્મ એટલે સદ્વર્તન, ધર્મ એટલે જિંદગી ઉત્તમ રીતે ગાળવાનો રસ્તો, ધર્મ એટલે શાસ્ત્રમાં કહેલા આચારવિચાર પાળવા તે, ધર્મ એટલે આપણી ઉત્તમ ભાવનાઓને ખીલવવી તે, ધર્મ એટલે ઈશ્વરને જાણવા માટેની માનસિક તથા વ્યાવહારિક ક્રિયાઓ, ધર્મ એટલે ઉન્નતિ તરફ જવાની આપણામાં રહેલી કુદરતી પ્રેરણા, ધર્મ એટલે સાચો પુરુષાર્થ, ધર્મ એટલે મનુષ્યની જિંદગીમાં જે ઊંચામાં ઊંચી મધુરતા આવી શકતી હોય તે, ધર્મ એટલે આપણી જિંદગીમાં સ્વાભાવિક રીતેજ જે કાંઇ ઉત્તમતા રહેલી છે તેનું બહાર પડવું તે, ધર્મ એટલે માણસથી જે કાંઇ છેવટમાં છેવટનાં સારામાં સારાં તત્વો મેળવી શકાય તે, ધર્મ એટલે સ્વાર્થવૃત્તિનો ત્યાગ, ધર્મ એટલે પોતાનું પોતાપણું ભૂલી જઇને ઇશ્વરને ખાતર જીવવું તે ધર્મ એટલે મનુષ્યમાં જે મનુષ્યત્વ છે તે, ધર્મ એટલે અંતરનાં તાળાં

ઉઘાડવાની કૂંચી, ધર્મ એટલે હૃદયનો બોજો હલકો થાય તેવી હવા, ધર્મ એટલે આત્માની આડે આવતાં આવરણો સ્વાભાવિક રીતે ઓછાં થાય તેવી ખૂબી, ધર્મ એટલે પરમાત્મા માટે આપણો આત્મા તલસ્યા કરે તે અને ધર્મ એટલે આત્મા પોતાનું અસલ સ્વરૂપ મેળવે તે; એટલુંજ નહિ પણ ધર્મ એટલે ઇશ્વર પોતે; કારણ કે સનાતન પવિત્ર આર્ય ધર્મનો એ મહાસિદ્ધાંત છે કે, આત્મા પરમાત્મામાંથી થયેલો છે, આપણો આત્મા પરમાત્માનો અંશ છે અને આપણા આત્મામાં પરમાત્માની સત્તા વ્યાપી રહેલી છે. એટલુંજ નહિ પણ આપણો આત્મા પરમાત્મામાંથી થયેલો હોવાથી સર્વશક્તિમાન પરમાત્મામાં જે મહાન ગુણો છે, જે અલૌકિક શાંતિ છે, જે અદ્ભુત આકર્ષણ છે, જે પરિપૂર્ણ સૌન્દર્ય છે, જે અનંત જ્ઞાન છે, જે અખંડ ઐશ્વર્ય છે, જે પૂર્ણ સ્નેહ છે, જે આદિઅંતરહિત અમરપણું છે ને જે અખંડ-આનંદ છે, તે સર્વ ગુણો આપણા પોતાના આત્મામાં અને જગતના સૌ જીવોમાં સ્વાભાવિક રીતેજ અતિશય રહેલા છે; કારણ કે આપણે પરમાત્મામાંથી થયા છીએ, આપણા આત્મામાં પરમાત્મા વ્યાપી રહ્યો છે અને પરમાત્માની સત્તા વડેજ આપણું જીવન છે. માટે પરમાત્માના બધા ગુણો ને બધી જાતની શક્તિઓ આપણામાં રહેલી છે:તેમાં ફેર એટલો કે, પરમાત્મા સંપૂર્ણ છે ને આપણે અપૂર્ણ છીએ; તે મહાસાગરરૂપ છે ને આપણે ટીપાંરૂપ છીએ; તે સ્વતંત્ર છે ને આપણે પરતંત્ર છીએ; તે માયાને વશ રાખવાવાળો ને માયાથી પર છે ને આપણે માયાને આધીન થયેલા છીએ અને તે સરજનહાર પાલક પિતા આપણો ધણી છે અને આપણે તેના સેવક છીએ. કુદરતી રીતેજ આમ હોવાથી અને સ્વાભાવિક રીતેજ આપણા આત્મામાં ઉપર કહ્યા તેવા ગુણો હોવાથી જીવમાત્રની પ્રકૃતિજ એવી છે કે, કાંઇ પણ કારણ વિના સ્વાભાવિક રીતેજ ઈશ્વર તરફ ખેંચાયા કરવું. આવી રીતે જીવ અને ઈશ્વરની વચ્ચે જે સ્વાભાવિક ખેંચાણ છે તેનું નામ ભક્તિ છે અને એ ખેંચાણ વધારવા માટે અંતરના તથા બહારના જે ઉપાયો છે તેનું નામ ધર્મ છે. એ ઉપાયો જુદા જુદા પ્રકારના ને અનેક છે; છતાં પણ તે બધાનો મુખ્ય હેતુ એકજ છે અને તે એજ કે, સર્વશક્તિમાન પરમાત્માને રાજી કરવો; કારણ કે પરમાત્મા રાજી થાય ત્યારેજ આપણો આત્મા તૃપ્ત થઈ શકે છે અને ત્યારેજ સૌ

જીવોને આનંદ થઇ શકે છે; માટે પરમ કૃપાળુ પરમાત્મા તરફ ખેંચાવું અને તે રાજી થાય તેમ કરવું, એ આપણી ફરજ છે અને એનું નામ ધર્મ છે.

## ૨૭–ધર્મની મુખ્ય ફરજો

એમ કરવા માટે આપણી ઉપર જુદી જુદી ત્રણ જાતની ફરજ છે. તેમાં પહેલી સર્વવ્યાપક અવિનાશી ઈશ્વરના સચ્ચિદાનંદ સ્વરૂપનું જ્ઞાન મેળવવું તે, બીજી ફરજ કાંઇ પણ સ્વાર્થ વિના સ્વાભાવિક રીતેજ જગતના સૌ જીવોના કલ્યાણમાં રહેવું તે અને ત્રીજી ફરજ માયાને મિથ્યા સમજી, શરીરને ક્ષણભંગુર સમજી, વિષયોને તુચ્છ સમજી, સત્યવચનને પકડવા સારુ પોતાના મનને જીતવું તે. ધર્મને નામે જગતમાં જેટલી જાતની ક્રિયાઓ ચાલે છે તે સર્વનો શ્રીમદ્ ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણ ભગવાને કહેલી ઉપલી ત્રણ ફરજોમાં સમાવેશ થઇ જાય છે; માટે મહાત્માઓ કહે છે કે, શાસ્ત્રજ્ઞાનથી કે નામસ્મરણથી, ધ્યાનથી અને એવી બીજી ઘણી જાતની ક્રિયાઓથી ઈશ્વરના સ્વરૂપનું જ્ઞાન મેળવવું એ આપણી પહેલી ફરજ છે. એ પછી એ જ્ઞાનને તાજું રાખી શકીએ, તેને વધારે ઉપયોગી બનાવી શકીએ અને તેનો આ જિંદગીમાંજ લાભ લઇ શકીએ; માટે જગતના સૌ જીવો સાથે ઉદારતાથી વર્તવું, સૌના વાંક માફ કરવા, સૌનું ભલું થાય તેમ કરવું, સૌની ઉપર આત્મદૃષ્ટિ રાખવી અને મહાન પ્રભુને અર્થે તન, મન તથા ધનથી પ્રભુનાં બાળકોની (મનુષ્યજાતની) સેવા કરવી તથા સૌ જીવોનાં કલ્યાણમાં રહેવું એ આપણા પવિત્ર ધર્મની બીજી ફરજ છે અને એ પછી જિંદગીમાં અનુભવાતાં ઈશ્વરી જ્ઞાનથી તથા જગતના જીવોની સેવા કરી હોય તેઓના આશીર્વાદથી, સેવાના બળથી ઉપજતી આત્મિક શાંતિથી અને જ્ઞાન તથા સેવા એ બન્ને સંયોગથી તેમાંથી એક જાતનું આકર્ષણ પેદા થાય છે. એ આકર્ષણથી ખેંચાઇ આવેલી પરમકૃપાળુ પરમાત્માની કૃપાથી મન ઠરવા લાગે છે. એ વખતે જરા ખાસ વધારે પુરુષાર્થ કરીને બધી જાતના વિષયોમાંથી તેને પાછું ખેંચી લઇ શાંત કરવું અને મન, વચન તથા કર્મથી પાપવાસના છોડી દઇ જીવને પ્રભુમય કરવો અને સુખદુઃખમાં, હારજીતમાં તથા રાગદ્વેષમાં સમાનવૃત્તિ રાખી સહાય સ-

હજ સમાધિના જેવી સ્થિતિમાં રહેવું, એ આપણા ઉત્તમ ધર્મની મહાકલ્યાણકારી ત્રીજી ફરજ છે. એ ત્રણે ફરજો બરોબર રીતે બજાવવી તેનું નામ ધર્મ છે; માટે એ ત્રણે ફરજો બજાવવા સારુ બધી જાતના કર્મકાંડ, બધી જાતની ભક્તિ, બધી જાતનું જ્ઞાન અને બધી જાતનાં શાસ્ત્રો છે; માટે ભાઇઓ ! ઉપલક આપલપોપલિયામાં, બહારના ડોળદિમાકમાં, જરા વાર મૂર્ખાઓને રાજી કરનાર ઢોંગધતુરામાં, રૂઢિ પ્રમાણેના કપોળકલ્પિત આચારવિચારમાં અને માન મેળવવા માટે તથા પેટ ભરવા સારુ દાંભિકોએ બિછાવેલી સ્વાર્થની જાળોમાં નહિ પડ્યા રહેતાં અંતરમાં ભગવદાવેશ ભરાય, સર્વશક્તિમાન મહાન ઈશ્વરનું સાચું જ્ઞાન થાય, જગતના જીવોને મદદ કરી શકાય અને પોતાના મનને કાબૂમાં રાખી શકાય તેવો પ્રાચીન ઋષિઓનો પવિત્ર સત્યધર્મ પાળતાં શીખો, સત્યધર્મ પાળતાં શીખો !

## ૨૮–દરેક માણસે પોતાની સ્થિતિમાં રહીને ધર્મ સાધવો જોઇએ

આ જગતમાં પરોપકારનાં તથા દયાનાં અનેક પ્રકારનાં કામો અને એ બધાં કામો ધર્મનાંજ કામો છે એમાં કાંઇ પણ શક નથી; પણ ઘણી જાતનાં પરમાર્થનાં કામો બહુ સારાં હોય છતાં પણ તે કાર્ય બધાં માણસો કરી શકતાં નથી; માટે કોઇ પણ જાતનું ધર્મનું કામ કરતાં પહેલાં આપણે એમ વિચાર કરવો જોઇએ કે, હમણાં પ્રભુ આપણી પાસેથી કઈ જાતનું કામ કરાવવા ઇચ્છે છે અને કઈ જાતનું કામ કરાવવા ઇચ્છતો નથી તેની ચોખ્ખેચોખ્ખી સમજણ પડવી જોઇએ; પણ અફસોસ કે, એ સમજણ ઘણા માણસોને બરોબર રીતે હોતી નથી. તેથી એવાં માણસોના ધર્મમાં બહુ ગરબડ થઇ જાય છે. એમ ન થાય માટે આપણો ધર્મ શું અને તેમાં પણ હમણાં આપણે શું કરવું જોઈએ, એ બાબતનો દરેક માણસે ખાસ વિચાર કરવો જોઇએ. કોઇ બાઇને નાનાં નાનાં છોકરાંઓ હોય છે, તે છોકરાંઓની પૂરતી સંભાળ ન લેતાં મંદિરોમાં દર્શન કરવા દોડ્યા કરે છે અને છોકરાંઓ પાછળથી રડ્યા કરે તથા મસ્તીતોફાન કર્યા કરે; તો તે બાઇએ પોતાની સ્થિતિનો ધર્મ પાળ્યો એમ કહેવાય નહિ. જો કે દર્શન કરવાં એ

બહુ સારી વાત છે; માટે એ બાઇને એક લાગણીવાળી વૈષ્ણવ તરીકે ગણી શકાય; પણ તે બાઇને નિર્દોષ બાળકોની ભલી માતા તરીકેનું માન આપી શકાય નહિ; કારણ કે માતા તરીકેની જે ફરજો છે તે ફરજો તે બરાબર બજાવતી નથી; માટે તે ભલી માતા કહેવાય નહિ. પોતાની સ્થિતિના ધર્મ ન સમજવાથી આવી જાતના ગોટાળા થાય છે તથા ધર્મના એકાદ અંગમાં રહી જવાય છે. એમ ન થાય માટે દરેક માણસે પોતાની સ્થિતિના ધર્મ જાણી લેવાં જોઇએ.

કોઇ પુરુષ બાયડીછોકરાંવાળો હોય તેમ છતાં પોતાના ઘરના વ્યવહારમાં ધ્યાન આપે નહિ અને મોટી મોટી માળાઓ પહેરી, તિલકો કરી, મંદિરોમાં ફર્યાં કરે અને પોતાને ભગત કહેવરાવ્યા કરે, તે જોઇને કેટલાક લોકો તેને સારા ભગત તરીકે માને, પણ એ કાંઈ પ્રેમી પતિ કહેવાય નહિ કે લાયક પિતા પણ કહેવાય નહિ; કારણ કે ભક્તિનાં કેટલાંક બહારનાં સાધનો તે પાળે છે, પણ પોતાની સ્થિતિના ધર્મ તે સમજતો નથી, તેથી પોતાની બાયડી તરફ તથા છોકરાંઓ તરફ તે બેદરકાર રહે છે અને એમ કરવું એ કાંઇ ઠીક કહેવાય નહિ કે પૂરો ધર્મ પાળ્યો કહેવાય નહિ.

કોઈ માણસ નોકર રહે ને પછી પરમાર્થના કામ માટે ફાળા ભરાવ્યા કરવામાં તથા બીજા કોઈ માણસોને મદદ કરવામાં ફર્યાં કરે અને શેઠના કામમાં ધ્યાન આપે નહિ, શેઠનો પગાર ખાઇ પોતાનો વખત બીજા કામમાં ગાળે, તો એ માણસ પરમાર્થી ગણાય પણ સારો નોકર ગણાય નહિ; કારણ કે પોતાના શેઠ તરફની ફરજો બજાવવામાં તે મોળો રહે છે અને એ ફરજોનો ભોગ આપીને બીજાં કામમાં માથું મારે છે; પણ એમ કરવું એ કાંઈ પોતાની સ્થિતિનો ધર્મ પાળ્યો એમ કહેવાય નહિ. જો એમ કરવું હોય તો તેણે પોતાના શેઠની નોકરી છોડી દેવી જોઇએ નહિતર બરોબર રીતે ધ્યાન આપીને નોકરી કરવી જોઇએ.

કુટુંબમાં માબાપ વગેરે બીજું કોઈ પોતાને આશરે રહેલું બહુ નજીકનું સગું માંદું હોય તેને છોડીને કોઈ માણસ જાત્રામાં ફર્યાં કરે તો એ કાર્ય ઠીક કહેવાય નહિ; જો કે જાત્રા કરવી એ સારી વાત છે અને એ પણ ધર્મનું કામ છે; છતાં પણ ઘરમાં સગાને બીમારીમાં દુઃખી થતું મૂકીને કાંઇ જાત્રામાં ભાગી જવાય નહિ; પણ ઘણાં માણસો પોતાની સ્થિતિના ધર્મો સમજતા નથી,

તેથી આવી જાતની ભૂલો થયા કરે છે; માટે એવી ભૂલો ન થાય તે સારુ આપણે આપણી સ્થિતિના ધર્મો સમજી લેવા જોઇએ અને હમણાં આપણી પાસેથી પ્રભુ કયું કામ કરાવવા ઇચ્છે છે તેનો વિચાર કરવો જોઇએ.

બંધુઓ! આ દાખલાઓ આપીને અમે તમોને એમ સમજાવવા ઇચ્છીએ છીએ કે, આ જગતમાં ઘણાં કામો બહુ સારાં હોય છે ને ઘણાં કામો પરમાર્થનાં હોય છે તથા તે કામો કરવા માટે શાસ્ત્રમાં કહેલું હોય છે, અને એ કામો કરવાથી ઘણી જાતના ફાયદા પણ હોય છે; છતાં પણ તેવાં સારાં કામો પણ જો આપણી સ્થિતિને બંધબેસતાં ન હોય તો અને તેથી તે કરવાનું ન બને તો એમાં કાંઇ થાય નહિ; માટે આ કામો પરમાર્થનાં છે, આ કામો બહુ સારાં છે અને આ કામો કરવાનું શાસ્ત્રમાં કહેલું છે, એટલીજ વાતો સામે જોઇને તે કામોમાં પડવું નહિ; પણ હાલમાં આપણી પોતાની સ્થિતિ કેવી છે અને હમણાં આપણી પાસેથી પ્રભુ શું કરાવવા ઇચ્છે છે, તેનો વિચાર કરીને આપણે આપણી સ્થિતિના ધર્મો પાળવા જોઇએ. જો એમ કરીએ તો બહુ સારી રીતે ધર્મ પાળી શકાય છે અને થોડામાંથી પણ પ્રભુ ઘણા લાભ આપી દે છે; પણ જો સ્થિતિનો ધર્મ ન પાળીએ તો તે ધર્મ અધૂરો રહી જાય છે અને તેમાં કલેશ થાય છે. એમ ન થાય માટે સ્થિતિના ધર્મ પાળતાં શીખો, સ્થિતિના ધર્મ પાળતાં શીખો!

---

## ૨૯–ઘરસંસારી કામો પણ ઇશ્વરનાંજ સમજીને રૂડી રીતે કરવાં જોઇએ

ઘણાં માણસોને ભગત થવું બહુ ગમે છે; તેમ છતાં આપણે જોઇએ છીએ કે, ખરેખરા સાચા ભગત થઇ શકયા હોય તેવા તો બહુ થોડાજ હોય છે; બાકી તો બધા ઢીલા પોચાપણામાંજ રહી ગયેલા હોય છે ને પોતાને ગમતા એક એક અંગમાંજ ફસાઇ પડેલા હોય છે, તેથી તેઓની ભક્તિ અધૂરી રહી જાય છે. એમ ન થાય માટે આપણે આપણી ભક્તિમાં કયે ઠેકાણે ભૂલીએ છીએ તે વાત બરોબર રીતે સમજી લેવી જોઇએ; કારણ કે એ સમજવાથી ઘણી જાતની ભૂલોમાંથી બચી શકાય છે.

ઘણા ભગતોમાં એક આ જાતની ભૂલ થાય છે કે, તેઓ એમ

સમજે છે કે, પાઠ કરવો, પૂજા કરવી, દાન દેવું, પ્રભુનું નામસ્મરણ કરવું, યાત્રા કરવા જવું, મંદિરમાં દર્શન કરવા જવું, હરિકથા સાંભળવી, ઉત્સવો પાળવા, વ્રતો કરવાં, યજ્ઞ કરવા, તપ કરવાં અને પ્રભુના ગુણ ગાવા એ ઈશ્વરનું કામ છે; એટલે કે એ બધું કરવાથી ઈશ્વર તરફની આપણી ફરજ બજાવાય છે; એટલુંજ નહિ પણ એ બધું કરવું, એ ઈશ્વરનો હુકમ છે. આમ સમજીને ઘણા હરિજનો આ બધી બાબતો ઉપર બહુ ભાર મૂકે છે અને એ બધાં કામો કરવા માટે ખાસ લાગણી રાખે છે; પણ જે ભગતો આ બધી બાબતોમાં બહુજ ધ્યાન આપે છે તે ભગતો પોતાનાં ઘરસંસારી કામો કરવાની બાબતમાં બહુજ બેદરકારી રાખે છે, કારણ કે તેઓ એમ સમજે છે કે ઘરસંસારી કામો કરવાં એ બહુ નાની વાત છે; એટલે એમાં તે કોણ રોકાઇ રહે? કારણ કે ઘરસંસારી કામો કરવાં એ તો આપણા સ્વાર્થનાં કામો છે, એ કાંઈ પ્રભુનાં કામો નથી. આમ સમજીને ઘણા ભગતો પોતાનાં ઘરસંસારી કામો કરવાની બાબતમાં બહુ બેદરકાર રહે છે; પણ જે ખરા ભગતો છે તેઓ કહે છે કેઃ—"સંસારી લોકોએ તો પોતાનાં ઘરસંસારી કામોને પણ ઈશ્વરનાંજ કામો સમજવાં જોઇએ અને બહુ ચોખ્ખી રીતે સમજી લેવું જોઇએ કે, જેમ પાઠ, પૂજા, તપ, ધ્યાન, તીર્થ, વ્રત વગેરે કરવાં એ ઈશ્વરનો હુકમ છે તેમજ પોતાનાં ઘરસંસારી કામો રૂડી રીતે કરવા માટે ગૃહસ્થોને ઈશ્વરનો ખાસ હુકમ છે; એટલુંજ નહિ પણ જેઓ પ્રભુનો એ હુકમ તોડે છે અને પોતાનાં ઘરસંસારનાં કામો કરવાની બાબતમાં બેદરકાર રહે છે તેઓની ભક્તિ એકઅંગી થઈ જાય છે, તેથી આગળ જતાં, તેઓનો સંસારવ્યવહાર બગડે છે અને તેઓ દુઃખી થાય છે; કારણ કે જેઓ પ્રભુનો હુકમ ન માને તેઓને એથી શિક્ષા થાય, તેમાં કાંઈ નવાઈ નથી. જે ત્યાગી લોકો હોય, તેઓએ ઘરસંસારની બાબતમાં ધ્યાન ન આપવું જોઈએ; પણ જે ગૃહસ્થ લોકો છે, જે સંસારી લોકો છે તેઓના ધર્મ જુદા છે. તેઓએ તો ઈશ્વરનો હુકમ છે એમ સમજીને પોતાનાં ઘરસંસારનાં કામોમાં ખૂબ ચોકસી રાખવી જોઇએ અને પોતાને આશરે પડેલાં માબાપ, ભાઇબહેન, બૈરીછોકરાં વગેરે કોઇ પણ દુઃખી ન થાય, તેની સંભાળ રાખવી જોઇએ. પોતાના કુટુંબનું કોઇ પણ માણસ ધર્મની બાબતમાં બેદરકાર ન રહી જાય, તેની ફિકર રાખવી જોઇએ પોતાના

કુટુંબમાંથી કોઇ પણ માણસ પોતાના કામકાજમાં અજ્ઞાન ન રહી જાય તેની સંભાળ રાખવી જોઇએ; પોતાના કુટુંબનાં માણસોમાં કોઇ પણ જાતના દુર્ગુણ ન આવી જાય તેની કાળજી રાખવી જોઇએ; પોતાના કુટુંબનાં માણસોમાંથી કોઈ પણ બહારના લોકો ગેરલાભ ન લઈ જાય, તેની સંભાળ રાખવી જોઇએ અને પોતાને આશરે પડેલાં પોતાના કુટુંબનાં માણસોની વ્યવહારમાં તથા પરમાર્થમાં ઉન્નતિ થાય તેમ કરવું જોઇએ અને આ બધું કરવું તે પણ કાંઈ ઉપલક રીતે નહિ, પણ એમ કરવા માટે ખાસ પ્રભુનો હુકમ છે એમ સમજીને તે કામો કરવાં જોઇએ; કારણ કે જે માણસને જે કામ કરવા માટે પ્રભુએ નિર્માણ કરેલો હોય, તે કામ કરવામાંથીજ પ્રભુ તેને આગળ વધારે છે અને પ્રભુના હુકમ મુજબ પોતાની ફરજો બજાવવામાંથીજ કલ્યાણ થાય છે. આવો આપણાં શાસ્ત્રોનો સિદ્ધાંત છે; માટે જે સાંસારિક ભગતો એમ સમજતા હોય કે, ઘરસંસારનાં કામોમાં રોકાઈ રહેવું એ કાંઇ અમારી ફરજ નથી ને ઘરસંસારી કામો કરવાં એ કાંઇ પ્રભુનો હુકમ નથી, તે તેમની ભૂલ છે; જેની આવી ભૂલ થતી હોય તેણે તે ભૂલ સુધારવી જોઇએ અને ખુલ્લી રીતે એમ સમજી લેવું જોઈએ કે, જેમ જપ, વ્રત, ધ્યાન, ગુણગાન વગેરે પ્રભુનાં કામો છે, તેમજ પોતાના ઘરસંસારની ફરજો બજાવવી એ પણ પ્રભુનુંજ કામ છે; એમ સમજીને પોતાના ઘરસંસારની ફરજો બહુ રૂડી રીતે બજાવવી જોઇએ અને પોતાના કુટુંબનાં કોઈ પણ માણસો પોતાની ભૂલને લીધે દુઃખી ન થાય, કે પાછળ ન રહી જાય, તેની ખાસ સંભાળ લેવી જોઇએ; પણ તેમાં આટલી વાત ધ્યાનમાં રાખવી કે, એવાં કામોમાં આસક્ત થઈ જવું નહિ, એવાં કામોમાં મમતે ચડી જવું નહિ. ફક્ત એવાં કામોમાંજ રહી જઇને પાઠ, પૂજા, નામસ્મરણ, ગુણગાન વગેરે બાબતોને છોડી દેવી નહિ અને હુંપણાને ખાતર એ કામો કરવાં નહિ; પણ સર્વશક્તિમાન મહાન ઈશ્વરને ખાતર પોતાની ફરજો બજાવવાને માટેજ એ કામો કરવાં જોઇએ. જો એવી રીતે કરતાં આવડે તો જેમ જપ, તપ, દાન, વ્રત, વગેરે કામોથી ફાયદો થઇ શકે છે ને પ્રભુ રાજી થાય છે, તેમજ પોતાનાં ઘરસંસારી કામો કરવાથી પણ પ્રભુ રાજી થઇ શકે છે; કારણ કે એવાં કામો કરવાં એ પણ પ્રભુનો હુકમ છે અને એ ફરજ પણ તેણેજ આપણને સોંપેલી છે; માટે ઘરસંસારી

કામોને હલકાં સમજવાની કાંઇ જરૂર નથી; તેમજ એ કામો તરફ બેદરકારી રાખવાની પણ કાંઇ જરૂર નથી; પણ તટસ્થ રહીને તથા મોહરહિતપણું રાખીને એ કામો કરવાનાં છે અને જો એવી રીતે કરતાં આવડે તો ઘરનાં ઘરસંસારી કામો કરવામાંથી પણ પ્રભુ કલ્યાણ કરી દે છે અને જેમ જપ, તપ વગેરેથી ફાયદો થાય છે તેમજ ઘરસંસારી કામો કરવાં એ પણ પ્રભુનો હુકમ છે; એમ સમજીનેજ જો તે કામો કરવામાં આવે તો એથી પણ બહુ મોટો લાભ થાય છે; માટે બંધુઓ! ખોટી ભૂલમાં પડયા રહો મા અને તમારાં ઘરસંસારી કામો કરવામાં બેદરકારી રાખો મા; પણ એ કામો કરવાં તેમાં પ્રભુ રાજી છે ને એ કામો કરવાનો પ્રભુનો હુકમ છે એમ સમજીને મોહરહિતપણે ઘરસંસારનાં કામો કરો, મોહરહિતપણે ઘરસંસારનાં કામો કરો!

## ૩૦—સંસારને તરછોડો મા, પણ તેને સુધારો

ઘણા લોકો એમ કહે છે કે, સંસાર અસાર છે, સંસાર મોહવાળો છે, સંસાર દુઃખરૂપ છે અને સંસારની માયા બહુ વિચિત્ર છે; માટે એનાથી જેમ બચાય તેમ બચવું જોઇએ, એમ સમજીને સંસારથી દૂર દૂર ભાગવા માંડે છે, સંસાર તજી દેવાના વિચારો કરે છે; પણ મહાત્માઓ કહે છે કે, "સંસારથી દૂર દૂર ભાગવું અને સંસારને છોડી દેવો એ કાંઇ બહાદુરીની વાત નથી. સંસારથી ડરી જવું એ કંઈ પુરુષાર્થનું કામ નથી, સંસારથી છેટે છેટે ભાગવું એ કાંઇ ડહાપણનું કામ નથી અને સંસારથી ડર્યા કરવું એ કાંઈ ભગતોનું લક્ષણ નથી; કારણ કે જે ખરા ભગતો છે તે તો એમ સમજે છે કેઃ—

સંસાર એ શિક્ષણ મેળવવાની નિશાળ છે; માટે તેનો જરૂર જેટલો ભાગ લેવોજ જોઇએ. સંસાર એ માણસોની પરીક્ષા કરવાની કસોટી છે; એ કસોટીમાં કેટલે નંબરે પાસ થવાય છે તે સંસારથીજ સમજી શકાય છે. સંસાર એ શરતનું મેદાન છે; તેમાં દોડનાર, નહિ દોડનાર, પાછળ રહેનાર તથા આગળ વધી ઇનામ લેનાર—એ સૌ જણાઇ આવે છે. સંસાર એ કર્મનાં બીજ વાવવાનું ઠેકાણું છે; તેમાં સારાં કે માઠાં જેવાં આપણી મરજી હોય તેવાં બીજ વાવી શકાય છે. સંસાર એ ગાંધીની દુકાન છે, તેમાં સાકર પણ મળે છે ને કરિયાતું પણ મળે છે; જેને જે ચીજની જરૂર

હોય તે સંસારમાંજ મળી શકે છે. સંસાર એ અગ્નિ છે; એ અગ્નિથી રસોઇ બની શકે છે, હુન્નરકળાનાં કારખાનાં પણ ચાલી શકે છે અને મોટી મિલકતોના નાશ થઈ જાય એવી આગ પણ લાગી શકે છે. સંસાર એ મહાસમુદ્ર છે; તેની અંદર અનેક રત્ન ભરેલાં છે અને તે અનેક વહાણોને પોતાની અંદર ડુબાવી પણ શકે છે. સંસાર એ આકાશ છે; તેની અંદર અનેક સુંદર તારાઓ તથા ચકચકિત મહાન ગ્રહો પણ છે અને તેનો પાર પામી શકાય નહિ તેવી અગાધતા પણ છે, તેમજ આકાશની પેઠે સંસારનો પણ પાર પામી શકાતો નથી. આવી રીતે સંસાર વિચિત્રતાવાળો છે, અદ્‌ભુતતાવાળો છે અને આનંદમાં આનંદ આપનારો તથા દિલગીરીમાં દિલગીરી આપનારો છે. એ બધી વાત સાચી છે, એમાં કાંઇ પણ શક નથી; પણ સંસાર આવી રીતે બન્ને બાજુની ધારવાળી તલવાર જેવો છે; પણ એટલાજ સારુ તે કાંઇ તજી દેવા યોગ્ય નથી, તે કાંઇ છોડી દેવા યોગ્ય નથી અને તે કાંઈ તેનાથી દૂર દૂર ભાગી જવા યોગ્ય નથી; પણ એ તો લાભ લેવા લાયક છે ને એ તો સુધારવા લાયક છે. કારણ જે સંસારને સુધારવાની મહેનત કરવાથી આપણી જિંદગી સુધરી જાય છે અને સંસારને તજી દેવાથી આપણે પણ ઈશ્વરથી તજાતા જઇએ છીએ એટલે કે વિમુખ થતા જઈએ છીએ; માટે આપણે સંસારથી ડરીને દૂર દૂર ભાગવું જોઇએ નહિ; પણ તેને સુધારવાની કોશિશ કરવી જોઇએ. કારણ કે સંસારથી ડરીને અથવા સંસારને નાલાયક સમજીને પછી આપણે સંસારથી દૂર ક્યાં જઈ શકીશું ? આપણે સંસારની કઇ ચીજ વિના ચાલશે ? પાણી વિના ચાલી શકશે ? લોકોની મદદ વિના ચાલી શકશે ? મકાન વિના અથવા પહાડો કે જંગલો વિના ચાલી શકશે ? ફરવાહરવા વિના ચાલી શકશે ? નિદ્રા વિના ચાલી શકશે ? મળમૂત્ર ત્યાગ કર્યા વિના ચાલી શકશે ? અને એવી એવીજ બીજી જિંદગીને જરૂરિયાતની ઘણી ચીજોની મદદ વિના શું જિંદગી ટકી શકશે ? નહિજ. એ બધી બાબતોની મદદ વિના જિંદગી ટકી શકેજ નહિ અને એ બધી બાબત તો સંસારનીજ છે એટલે સંસાર તજ્યો તજી શકાતો નથી અને તેમ છતાં સંસારને તજવાની ઇચ્છા રાખવી એ એક પ્રકારની બહુ મોટામાં મોટી ભૂલ છે; માટે શાસ્ત્રો કહે છે કે, એવી ભૂલમાં ન પડયા રહેતાં ને એ ભૂલ વધારી સંસાર તજવાની કોશિશ ન કરતાં, સંસારને સુધાર-

વાની કોશિશ કરો એટલે એમાંથી જિંદગી સુધરી શકશે તથા તેમાંથી પૂર્ણતા મેળવી શકાશે; માટે સંસારને તજવાની નહિ પણ તેને સુધારવાની તજવીજ કરો. હવે સવાલ એ છે કે, શું આપણાથી સંસાર સુધરી શકે? એના જવાબમાં મહાત્માઓ કહે છે કે, "હા, આપણાથી સંસાર સુધરી શકે છે. આપણા પુરુષાર્થના પ્રમાણમાં, આપણા જ્ઞાનના પ્રમાણમાં, આપણા જિગરની લાગણીઓના પ્રમાણમાં અને આપણા ઈશ્વરી સ્નેહના પ્રમાણમાં આપણે સંસારને સુધારવામાં અસર કરી શકીએ છીએ. જો એ બધી ચીજો આપણામાં બરોબર રીતે ખીલેલી હોય, તો તેની સંસાર ઉપર બહુ મોટી અસર થાય છે ને એ અસર બહુ દૂર સુધી પહોંચી શકે છે; પણ એને બદલે જો એ બધી ઉત્તમ વસ્તુઓ આપણામાં થોડી હોય તો સંસાર ઉપર તેની થોડી અસર થાય છે, તેથી તેનો થોડો ભાગ સુધરે છે અને તે પણ થોડી વાર સુધીજ સુધરે છે. આવી રીતે આપણા જ્ઞાનના પ્રમાણમાં તથા આપણા પુરુષાર્થના પ્રમાણમાં સંસારને સુધારવામાં આપણે અસર કરી શકીએ છીએ અને જેટલે દરજ્જે આપણે સંસારને સુધારી શકીએ તેટલે દરજ્જે આપણું પોતાનું તથા આપણા બંધુઓનું કલ્યાણ થાય છે; પણ એને બદલે જો આપણે સંસારને તરછોડી નાખીએ તો ઊલટી આપણી ખરાબી થાય છે અને જેમ આપણે સંસારને તરછોડી નાખીએ તેમ સંસારનાં બીજાં તત્ત્વો આપણને પણ તરછોડી નાખે છે, તેથી આપણી બહુજ ખરાબી થઇ જાય છે. એમ ન થાય માટે સંસારને ખરાબ સમજી તરછોડો મા; પણ તેને ખેતર સમજી તેમાં સારાં સારાં બીજ વાવવાની કોશિશ કરો અને તેને સુધારવાની કોશિશ કરો. એટલે એમાંથી આગળ જતાં મોક્ષ મેળવી શકશો.

## ૩૧–ભજન સિદ્ધ કરવાનો એક અનુભવી ઉપાય

ઘણાં માણસો જુદી જુદી રીતે ભજન–ધ્યાન કરે છે, પણ તે બધાં હરિભજનની એક મોટામાં મોટી, જૂનામાં જૂની અને હમેશાની ફરિયાદ એજ હોય છે કે, "અમે ભજન કરીએ છીએ પણ અમારું ભજન હજી સિદ્ધ થતું નથી; અમે ભજન કરીએ છીએ પણ અમારું ભજન હજી ફળીભૂત થતું નથી; અમે ભજન કરીએ છીએ પણ એ ભજનમાંથી જે આનંદ મળવો જોઇએ તે આનંદ હજી મળી શકતો નથી અને અમે ભજન કરીએ છે તેથી અમા-

રાં પાપ કપાઇ જવાં જોઇએ ને અમારી જિંદગી સુધરી જવી જો-ઇએ; પણ અફસોસ કે, હજી સુધી તેમ થયું નથી. એ બધી બા-બતોમાં હજી કંઈ કંઈ કચાશ રહી જાય છે અને એ કચાશ કઈ તે અમને સમજાતું નથી. તમે કહેશો કે તમે કાંઇ બરાબર મહે-નત નહિ કરતા હો; પણ અમે અમારા ગજા પ્રમાણે મહેનત કરીએ છીએ, મનને સમજાવીએ છીએ, બની શકે એટલો વધુ વખત ભજનમાં તથા ધ્યાનમાં મન રોકીએ છીએ અને હમેશાં મનમાંથી પણ એવીજ ઇચ્છા રાખીએ છીએ કે, હજી વધારે ભજન થાય તો ઠીક. અમારાં પાપો અમને કઠે છે તેને હવે અમે પકડી રાખવા માગતા નથી તેને છોડી દેવા ઇચ્છીએ છીએ છતાં પણ હજી સુધી કોઇ કોઇ વખત કોઈ કોઈ બાબતમાં કાંઈ જરાતરા ગો-ટાળો થઇ જાય છે; માટે અમારું ભજન સિદ્ધ થાય તેવો ઉપાય બતાવવાની કૃપા કરો." એ પ્રમાણે એક હરિજને એક મહાત્માની આગળ કહ્યું, ત્યારે તે મહાત્માએ તેના જવાબમાં કહ્યું કેઃ–

"ઘણાં શહેરોમાં પાણીની બહુ તંગી હોય છે, કેટલેક ઠેકાણે બહુજ ઊંડાં પાણી હોય છે અને કેટલેક ઠેકાણે ખારાં પાણી હોય છે; તેથી એવાં ગામના લોકો પોતાનાં ઘરમાં પાણીનાં ટાંકાં બંધાવે છે. તેમાં પોતાની અગાસીમાંથી અને ઘરનાં છાપરાંઓ ઉપરથી વરસાદનું પાણી ભરી લે છે; પણ એવી રીતે જ્યારે ટાંકાં ભરવાં હોય, ત્યારે તેઓ અગાશીના તથા છાપરાના બીજા બધા ખાળ બંધ કરે છે અને જે ખાળથી ટાંકામાં પાણી જતું હોય તે એકજ ખાળ ખુલ્લો રાખે છે, એટલે બધું પાણી એ એકજ ખાળમાં જાય છે, તેથી ટાંકું જલદીથી ભરાઇ જાય છે; પણ એમ કરવાને બદલે અગા-શીના તથા છાપરાના બીજા બધા ખાળ જો ખુલ્લા રાખવામાં આવે અને પાણીને ગમે ત્યાં ચાલ્યું જવા દેવામાં આવે તો કાંઇ જલદીથી ટાંકું ભરાઈ જાય નહિ; પણ જ્યારે બીજા ખાળો બંધ થાય ત્યારેજ જલદીથી ટાંકું ભરાઈ જાય છે; તેમજ યાદ રાખજો કે, તમારા અંતરમાં પણ અનેક જાતની વૃત્તિઓ રહેલી છે; જેમકે કામ, ક્રોધ, લોભ, મોહ, અદેખાઇ, મોજશોખની ઇચ્છા, ખાનપાનની ઇચ્છા, આગલા પાછલા બનાવો મનમાં યાદ કર્યા કરવાની ઇચ્છા વગેરે ઘણી જાતની વૃત્તિઓના દરવાજા ખુલ્લા હોય છે, એ બધી વૃત્તિઓ જુદા જુદા ખાળ જેવી છે; કારણકે એ દરેક વૃત્તિની મા-રફત આપણા અંતરમાં કંઇક કંઇક તત્ત્વ ભરાઈ જાય છે. એટલે

જ્યાંસુધી એ બધી વૃત્તિઓના ખાળનાં મોઢાં ખુલ્લાં હોય ત્યાંસુધી તેમાંથી ઘણું તત્ત્વ ઢોળાઇ જાય છે અને જુદે જુદે રસ્તે ફોગટનું વહ્યું જાય છે, તેથી આપણું ભજન ફળીભૂત થતું નથી; પણ ભજન કરતી વખતે, પ્રભુના નામનું સ્મરણ કરતી વખતે, પ્રભુનું ધ્યાન ધરતી વખતે ને પ્રભુનાં ગુણગાન કરતી વખતે જો બીજી વૃત્તિઓનાં બારણાં બંધ કરીએ અને એક ભજનનુંજ બારણું ખુલ્લું રાખીએ, તો ભજનનું ટાંકું બહુ જલદીથી ભરાઈ જાય છે, એ ટાંકામાં પ્રભુપ્રેમનું પાણી બહુ જલદીથી ભરાઇ જાય છે. તેથી ભજન સિદ્ધ થાય છે અને જ્યારે ભજન સિદ્ધ થાય ત્યારે તેમાંથી મળતા બધી જાતના લાભ એની મેળે મેળે મળવા લાગે છે; માટે ભાઇઓ! જો ભજનને સિદ્ધ કરવું હોય તો વૃત્તિઓના બીજા ખાળોને બંધ કરો અને હમેશાં બધો વખત તેને બંધ રાખવાનું ન બની શકે તો ફિકર નહિ; પણ જ્યારે વરસાદ વરસતો હોય એટલો વખત તો તેને બંધ રાખવાજ જોઇએ; તેમજ જ્યારે ભજન કરવા બેઠા હો એટલો વખત તો બીજી વૃત્તિઓને બહાર જતી અટકાવવીજ જોઇએ. જો એ પ્રમાણે કરી શકો તો બહુ સહેલાઇથી તમારું ભજન સિદ્ધ થઈ શકશે; માટે સહેલામાં સહેલી અને ટૂંકામાં ટૂંકી કૂંચી એજ છે કે, બીજા ખાળો બંધ કરો, બીજા ખાળો બંધ કરો અને ભજનનોજ રસ્તો ખુલ્લો રાખો; એટલે તમારું ભજન જલદીથી સિદ્ધ થઇ શકશે અને એ પછી તેમાંથી બીજા અનેક જાતના મહાન લાભ મળી શકશે.”

---

## ૩૨–તમે જે જે વસ્તુ જુઓ છો અને અનુભવો છો, તે બધાનાં ચિત્રો તમારા મનમાં પડ્યાં છે અને એ ચિત્રો તમને નડે છે. એ ચિત્રોને ભૂંસી નાખતાં તમને આવડે છે?

---

જે માણસોને સાચા ભગત થવું હોય, પોતાની જિંદગી સુધારવી હોય અને પ્રભુપ્રેમવાળી ઊંચામાં ઊંચી જિંદગી ભોગવવી હોય, તે માણસોએ જિંદગી સુધારવાની તથા પ્રભુપ્રેમ મેળવવાની કૂંચીઓ જાણી લેવી જોઇએ; કારણકે જો એવી કૂંચીઓ મળી જાય તો બહુ સહેલાઇથી પવિત્ર જીવન ગાળી શકાય છે અને પ્રભુના માર્ગમાં આગળ વધી શકાય છે; માટે એવી કૂંચીઓ જાણવી

જોઇએ. એવી કૂંચીઓ અનેક છે; પણ તેમાં પોતાના વિચારો ઉપર કાબૂ રાખવો એ કૂંચી સૌથી મોટી ને સૌથી અગત્યની છે; કારણ કે મનનું તત્ત્વ સમજવાવાળા વિદ્વાનો એમ કહે છે કે મન ઉપરથીજ માણસ બનેલું છે. મનની બહુ જબરી સત્તા છે અને મનની મુખ્ય કામગીરી એ છે કે, કોઇ ને કોઇ જાતના પણ વિચારો કર્યા કરવા, હમેશાં સંકલ્પવિકલ્પ કર્યા કરવા એજ મનનું મુખ્ય કામ છે; પણ તેમાંથી પરિણામ એ થાય છે કે, આપણે જે જાતના વિચારો કરીએ છીએ અને આ દુનિયાદારીમાં સંસારવ્યવહારના જે જે અનુભવો મેળવીએ છીએ, તે બધા વિચારોનાં તથા અનુભવોનાં ચિત્રો આપણા હૃદયમાં પડી રહે છે. એ ચિત્રો, એ ફોટોગ્રાફો, વખતોવખત આપણને નડ્યા કરે છે; કારણકે એ દરેક ચિત્રની સાથે કોઇક કોઈક સારી કે માઠી હકીકત જોડાયેલી હોય છે, તેથી કોઈ પણ આગલાંપાછલાં ચિત્ર જ્યારે આપણા મનમાં ખડાં થાય ત્યારે તેની સામે તેનો કેટલોક આગલોપાછલો ઇતિહાસ પણ યાદ આવી જાય છે અને એ ઇતિહાસમાં તો કેટલાક બનાવો સારા પણ હોય છે અને કેટલાક બનાવો માઠા પણ હોય છે; તેથી એ બધા બનાવોના ધક્કા આપણા મનને વાગ્યા કરે છે. જો કે એ વખતે એ બનાવો બનેલા હોતા નથી અને એ વખતે એ બનાવોને યાદ કરવાની કાંઇ જરૂર પણ હોતી નથી; છતાં પણ જ્યારે એ બનાવોનાં ચિત્રો દેખાઇ જાય, ત્યારે એ બનાવો સ્વાભાવિક રીતેજ યાદ આવી જાય છે અને નજર આગળ ખડા થઇ જાય છે એટલે તેમાંથી દુઃખના ધક્કા લાગ્યા કરે છે. હવે વિચાર કરો કે, જે વાતો ઘણાં વરસો ઉપર બની ગઇ છે અથવા જે બનાવો ભવિષ્યમાં કદાચ બનવાના છે, જે બનાવોને બનતા આપણે અટકાવી શકીએ તેમ નથી, જે થઇ ગયું તે કાંઇ મિથ્યા થવાનું નથી અને માણસ કોઇક મહાશક્તિને આધીન છે, માણસ પ્રારબ્ધને આધીન છે, માણસ સંજોગોને આધીન છે અને માણસ કેટલીક જાતની અજ્ઞાનતાની અંદર રહેલો છે; એટલે તેનાથી કોઈ ભૂલો થઇ જાય એ સ્વાભાવિક છે; તેમજ આપણા સ્નેહીઓથી પણ આપણા જેવીજ ભૂલો થઇ જાય એ પણ સ્વાભાવિક છે અને એ બધી વાતોને હમણાં યાદ કરવાની જરા પણ જરૂર નથી; છતાં પણ તે બાબતો પોતાની મેળે યાદ આવી જાય અને જ્યારેજ્યારે એ બાબતો યાદ આવે ત્યારે-ત્યારે કાંઇક કાંઈક દુઃખ થયા કરે છે; માટે એ દુઃખમાંથી છૂટવા-

નો ઉપાય જાણી લેવો જોઇએ.

બંધુઓ ! આ બધી વાત જાણ્યા પછી હવે તમે સમજી શકશો કે, આગલાપાછલા બનાવોનું હમણાં આપણને જે દુઃખ થાય છે તે દુઃખ થવાનું મુખ્ય કારણ એ છે કે, આપણા મનમાં પડેલાં ચિત્રો આપણને દુઃખ દે છે; પણ જો એ ચિત્રોને ભૂંસી નાખતાં આવડે તો એ ચિત્રો આપણને દુઃખ દઇ શકે નહિ; માટે આપણે એ ચિત્રોને ભૂંસી નાખતાં શીખવું જોઇએ.

બંધુઓ ! ઘણાએ હરિજનોને, વૈષ્ણવોને, સાધુઓને, ભગતોને, સંતોને તથા જ્ઞાનીઓને, ઘણી જાતનાં દુઃખો બહુ સહેલાઈથી લાગતાં નથી એ તમે જોયું છે ? જે દુઃખોથી સાધારણ માણસો હેરાન થઈ જાય, કાયર થઈ જાય અને અનેક જાતનાં રોદણાં રોયા કરે તેવાં દુઃખોની પણ તેઓ જરાય દરકાર કરતાં નથી. તેનું કારણ શું ? તેનું કારણ એજ છે કે, એવા કેટલાક માણસોને પોતાના મનમાં પડેલાં ચિત્રોને ભૂંસી નાખતાં આવડે છે, તેથી તેઓની નજર આગળ એવાં ચિત્રો ખડાં થઈ શકતાં નથી, એટલે તેઓને એ જાતનું દુઃખ થતું નથી. માટે હવે એ વાત જાણી લો કે, ભગતોમાં અને સાંસારિક લોકોમાં જે ફેર હોય છે, તે એજ હોય છે કે, આગલાપાછલા બનાવોનાં જે જે ચિત્રો પોતાના મનમાં પડી જાય તે ચિત્રોને ભૂંસી નાખતાં ભગતોને આવડે છે, તેથી તેઓને સુખદુઃખના ધક્કા વાગતા નથી, એટલે તેઓ બહુ સહેલાઈથી પ્રભુના માર્ગમાં આગળ વધી શકે છે; પણ જે માયાની ઉપાધિમાં ફસાયેલ વ્યાવહારિક લોકો હોય છે, તેઓને પોતાના મનમાં પડી ગયેલાં ચિત્રોને ભૂંસી નાખતાં આવડતું નથી, તેથી એ ચિત્રોને લીધે આગલાપાછલા બનાવો તેની નજર આગળ તર્યા કરે છે અને તેના ધક્કા વાગ્યા કરે છે, તેથી તેઓ દુઃખી થયા કરે છે; અને દુઃખનો સ્વભાવ એવો છે કે, એક દુઃખ બીજાં ઘણાં દુઃખોને પોતાની સાથે લેતું આવે છે, તેથી જે માણસ દુઃખની જાળમાં સપડાઇ જાય તે દિનપ્રતિદિન વધારે વધારે દુઃખી થતો જાય છે; એટલે પછી દુઃખને લીધે તેના આગળ વધવાના રસ્તા બંધ થઈ જાય છે, દુઃખને લીધે તેના અંતરમાં જ્ઞાન ઠરી શકતું નથી, દુઃખને લીધે તેના મનના વિચારોની એકાગ્રતા થઇ શકતી નથી અને દુઃખને લીધે તે પ્રભુનો ઉપકાર માની શકતો નથી, તેથી તે પ્રભુના રસ્તામાં આગળ વધી શકતો નથી; માટે ભક્તિમાં

આગળ વધવા સારુ પ્રથમ માનસિક દુઃખોને દૂર કરવાં જોઇએ અને એવાં દુઃખોને દૂર કરવા સારુ આગળપાછળના બનાવોનાં તથા વારંવાર કરેલા વિચારોનાં જે ચિત્રો આપણા મનમાં પડેલાં હોય તેને ભૂંસી નાખતાં શીખવું જોઈએ; માટે એ ચિત્રોને ભૂંસી નાખવાની ઘણીક યુક્તિઓ જાણવી જોઇએ. એ માટે તે બાબતમાં પાસ થયેલા ભગતો કહે છે કેઃ-

૧-જયારે જ્યારે એવા આગલાપાછલા બનાવોનાં ચિત્રો નજર આગળ તરી આવે, ત્યારે ત્યારે તુરતજ ખાસ ચાહીને એવો વિચાર કરવો કે, 'હવે એ બાબતો સાથે મારે કાંઇ લેવાદેવા નથી. હું એ બનાવોને હવે યાદ કરવા ઇચ્છતો નથી, હું હવે એ વાતોને ભૂલી જવા ઇચ્છું છું. જાઓ, જાઓ, મારા મનમાંથી એ વિચારો જાઓ. મારે હવે એ વિચારોનું કામ નથી.' આ પ્રમાણે એ વિચારોની સાથે વારંવાર લડાઈ કરવી, એટલે ધીમે ધીમે એ ચિત્રો ભૂંસાતાં જશે.

૨-'મારી ભૂલને લીધે, નબળા સંજોગોને લીધે અને ખરાબ વાતાવરણને લીધે, ઘણા વખત ઉપર અથવા તાજેતરમાં જે બનાવ બની ગયા કે જે વિચારો મનમાં આવી ગયા તેની સાથે હવે મારે કાંઈ કામ નથી; કારણ કે હું કાંઇ એ વખતનો એનો એ માણસ નથી. અત્યારે તો હું નવો માણસ છું; કારણ કે જિંદગી દરેક ક્ષણેક્ષણે બદલાતી જાય છે, દરેક પળેપળે આપણા દેહમાંથી ઘણી જાતનાં કરોડો પરમાણુઓ નીકળતાં જાય છે અને તેને બદલે નવાં નવાં પરમાણુઓ આવતાં જાય છે; એટલુંજ નહિ પણ દરેક સેકંડે સેકંડે માણસોની સ્થિતિઓ તથા સંજોગો બદલાતા જાય છે, તેથી આસપાસની હવા પણ બદલાતી જાય છે અને તેના મનનું ચક્કર પણ ક્ષણે ક્ષણે બદલાતું જાય છે; માટે એ બધા બનાવો બન્યા તે વખતે હું જુદો માણસ હતો અને અત્યારે હું જુદો માણસ છું. અત્યારે તો હું નવા જીવનમાં છું; માટે એ બનાવો સાથે હવે મને કાંઈ લાગતુંવળગતું નથી; માટે એ બનાવોની યાદ મારા મનમાંથી નીકળી જાઓ, નીકળી જાઓ, નીકળી જાઓ. !' આમ કરવાથી પણ જેટલી મનની મજબૂતી હોય તેટલા પ્રમાણમાં એ ચિત્રો ભૂંસાતાં જાય છે.

૩-બંધુઓ ! એ ચિત્રોને ભૂંસી નાખવાનો સૌથી સરસ ઉપાય એ છે કે, પ્રેમપૂર્વક ખરેખરી દીનતાથી પરમ કૃપાળુ પરમા-

ત્માની પ્રાર્થના કરવી અને પોકારી પોકારીને કહેવું કે, 'હે પ્રભુ! હે દિનબંધુ! હે અનાથના નાથ! હે નોધારાના આધાર! હે ભક્તવત્સલ! હે પિતા! મારા મનમાં જે આ ખરાબ વિચારોનાં ચિત્રો ભમ્યા કરે છે અને મારી નજર આગળ તર્યા કરે છે, તેનો નાશ કરવાની તું કૃપા કર! હે નાથ! મારા જોરથી એ ચિત્રો ભૂંસાતાં નથી; માટે તું મારી ઉપર દયા કર. હે નાથ! એ ચિત્રો મને બહુ દુઃખ દે છે, તારા ભજનમાં આડાં આવે છે, તારા ધ્યાનમાં આડાં આવે છે અને જે વખતે હું કાંઈક શુભ કરવા ઇચ્છું છું ત્યારે તે તારા જ્ઞાનમાં આડાં આવે છે. દુષ્ટ વિચારોનાં ચિત્રો દુષ્ટ રાક્ષસની પેઠે મને દુઃખ દે છે. એ ભયંકર ચિત્રો મારી સામે મારાં પાપને ઊભાં કરે છે, તેથી એ જોઇ જોઇને હવે હું બળી મરું છું! હે નાથ! એ સંતાપ હવે મારાથી ખમાતો નથી; કારણ કે હું હવે તારો થવા ઇચ્છું છું; માટે હે પ્રભુ! મને એ આફતમાંથી બચાવ, બચાવ, બચાવ.' એ પ્રમાણે વારંવાર ખરા જિગરથી પ્રાર્થના કરવામાં આવે તો એથી બહુ જલદીથી એ ચિત્રો ભૂંસાઇ જાય છે.

૪–એવાં દુઃખદાયક નઠારાં ચિત્રોને ભૂંસી નાખવાના આવા ઘણા ઉપાય છે. તેમાંથી જે જાતનો ઉપાય જે માણસને લાગુ પડે તેણે તેવા ઉપાય અજમાવવા જોઇએ અને તે પણ ઉપલકપણે નહિ; પણ બહુ આગ્રહપૂર્વક અને અંતરના ઊંડાણમાં એવી ઇચ્છા રાખવી જોઇએ કે, ગમે તેમ કરીને પણ જરૂર એ ચિત્રોને ભૂંસી નાખવાં છે; કારણ કે એ ચિત્રોને ભૂંસ્યા વિના આરો આવે તેમ નથી એમ સમજીને લાગુ રહેશો તો ધીમે ધીમે એ ચિત્રો ભૂંસાઈ જશે. એટલે પછી તમે બહુ સહેલાઇથી ધર્મના રસ્તામાં આગળ વધી શકશો અને પ્રભુના વહાલા થઇ શકશો; માટે નબળા વિચારોનાં તથા ખરાબ અનુભવોનાં મનમાં પડી ગયેલાં ચિત્રોને ભૂંસી નાખતાં શીખો, ભૂંસી નાખતાં શીખો, એજ અમારી ભલામણ છે.

## ૩૩–સાચા ભગતો દુનિયાથી ડરતા નથી, પણ પોતાના મનમાંના વિકારોથી ડરે છે

હરિજનોમાં અને સાંસારિક લોકોમાં શું ફેર છે તે વાત બહુ ચોખ્ખી રીતે હરિજનોએ જાણી લેવી જોઈએ; કારણ કે એ જાણવાથી આગળ જતાં સાચા ભગત થઈ શકાય છે; માટે ગામઠી લોકો તથા ભગતોની વચ્ચેના મોટા મોટા તફાવતો જાણી લેવા

જોઇએ,તે સમજાવવા માટે એક ભક્તરાજ મહારાજ કહેતા હતા કેઃ–

"સાંસારિક લોકો શાથી ડરે છે, એ તમને ખબર છે ? તેઓ પોતાની નાતજાતના રીતરિવાજોથી ડરે છે, તેઓ ભૂતપ્રેતથી ડરે છે, તેઓ લોકલાજથી ડરે છે, તેઓ વિવેકના કાયદાઓથી ડરે છે, તેઓ અમલદારોથી ડરે છે, તેઓ પોતાના મનના વહેમોથી ડરે છે, તેઓ મોટા માણસોથી ડરે છે, તેઓ રોગથી ડરે છે, તેઓ ઉદારતાથી ડરે છે, તેઓ ત્યાગવૈરાગ્યથી ડરે છે અને તેઓ મોતથી ડરે છે. આવી આવી બાબતો માટે તેઓ અતિશય ડર્યાં કરે છે; પણ જે બાબતથી ખાસ ડરવું જોઇએ, તે બાબતમાં તે ડરતા નથી. જેમકે કોઈના પૈસા લઇ લેવા માટે જુદી જુદી જાતની યુક્તિઓ કરતાં તેઓ ડરતા નથી, નજીવાં નજીવાં કારણ માટે પણ જૂઠું બોલતાં તેઓ ડરતા નથી, કોઇનું મન દુખાવતાં તેઓ ડરતા નથી, મનની અંદર વિષયવાસનાના વિચારો સાથે રમ્યા કરતાં તેઓ ડરતા નથી, અભિમાનના ખ્યાલો વધારે કરવામાં તેઓ ડરતા નથી, લોભના વિચારો કર્યાં કરવામાં તેઓ ડરતા નથી, બીજાઓનો દ્વેષ કર્યાં કરવામાં તેઓ ડરતા નથી, પારકી નિંદા કરવામાં તેઓ ડરતા નથી, મનને કઠોર બનાવવામાં તેઓ ડરતા નથી, કોઈને નુકસાન થાય તેવી હલકી જાતની મશ્કરીઓ કરવામાં તેઓ ડરતા નથી, જ્યાં નરમ શબ્દોથી ચાલી શકે તેમ હોય ત્યાં પણ કઠણ પથરા જેવા શબ્દો ફેંકતાં તેઓ ડરતા નથી અને પ્રભુથી વિમુખ રહેવાય તથા પ્રભુનું ભજન ધ્યાન ન થાય અને પોતાની અમૂલ્ય જિંદગી ફોગટ ચાલી જાય એ વાતથી તેઓ ડરતા નથી; પણ તેઓ તો માત્ર બહારની લોકલાજથીજ ડર્યાં કરે છે. સાંસારિક લોકો જ્યારે આવી વાતોથી ડરે છે, ત્યારે એને બદલે ભગતો કઈ ચીજોથી ડરે છે અને કઈ ચીજોથી ડરતા નથી એ તમે જાણો છો? એ બાબત સમજવા માટે મહાન ભક્તરાજ પ્રહ્લાદનો દાખલો જાણવા જેવો છે. પ્રહ્લાદ ભગવાનની સ્તુતિ કરતી વખતે ભાગવતમાં કહે છે કે, "ઇન્દ્રને હરાવનારા રાક્ષસોના રાજા હિરણ્યકશિપુથી પણ હું ડરતો નથી; પણ મારી અંદર જે વિકારો રહેલા છે તે વિકારોથી હું ડરું છું; માટે હે પ્રભુ! એ વિકારોથી તું મને બચાવવાની કૃપા કરજે." આ પ્રમાણે ખરા જિગરથી પ્રહ્લાદ પ્રાર્થના કરે છે; કારણ કે તે સાચો ભગત હતો એટલે સમજતો હતો કે, જે ચીજ માણસને નરકમાં લઇ

જનારી છે, જે ચીજ ઈશ્વરથી વિમુખ કરનારી છે, જે ચીજ જિંદગી બગાડી નાખનારી છે, જે ચીજ ચોરાશી કાળના ફેરામાં નાખનારી છે અને જે ચીજ હમેશનો અખંડ આનંદ લૂંટી લેનારી છે, તે ચીજથી ડરવું જોઇએ અને તે ચીજ કાંઇ બહારની નથી પણ તે ચીજ તો આપણી અંદરજ રહેલી છે અને તે આપણા મનમાં રહેલા વિકારો છે; માટે એ વિકારોથી ડરવું જોઇએ અને તેમાંથી બચવા માટે પ્રભુની મદદ માગવી જોઇએ. એજ સાચા ભગતની ખૂબી છે.

બંધુઓ! પ્રહ્લાદના ચરિત્રથી આપણે જાણીએ છીએ કે, હિરણ્યકશિપુ જેવા મોટા ભયંકર રાજાથી પણ પ્રહ્લાદ ડર્યો નહોતો, તેને પહાડો ઉપરથી ફેંકી દીધો તોપણ તે ડર્યો નહોતો, તેને હાથીના પગ નીચે કચર્યો તોપણ તે ડર્યો નહોતો, જુદી જુદી જાતનાં હથિયારો વડે માર્યો તોપણ તે ડર્યો નહોતો; તેને પાણીમાં ડુબાડ્યો તોપણ તે ડર્યો નહોતો, તેને કેદમાં નાખ્યો તોપણ તે ડર્યો નહોતો અને માણસજાત જે જે દુઃખ દઇ શકે, જે જે અપમાન કરી શકે અને જે જે ત્રાસ આપી શકે તે બધું પ્રહ્લાદ ઉપર કરવામાં આવ્યું હતું; છતાં પણ તે એકે વાતથી ડરતો નહોતો. છેવટે અગ્નિથી લાલચોળ કરેલા સ્થંભની સાથે બાથ ભરતાં પણ તે ડર્યો નહોતો; પણ તે પોતાની અંદર રહેલા વિકારોથી ડરતો હતો. આજ તેના જીવનની ઉત્તમતા છે અને એજ ભક્તિની ખરી કૂંચી છે; એટલુંજ નહિ પણ ભગતોમાં અને સાંસારિક લોકોમાં જે તફાવત છે તેનું એજ કારણ છે; માટે જો સાચા ભગત થવું હોય તો જગતની નજીવી ચીજોથી ડરવા કરતાં તમારા અંતરમાં રહેલા વિકારોથી ડરતાં શીખો અને તેને વશ રાખવાની કોશિશ કરો, એટલે ધીમે ધીમે તમે સાચા ભગત થઇ શકશો; માટે એવી બીકને દૂર કરી જેનાથી ડરવું જોઇએ તેનાથી ડરો, જેનાથી ડરવું જોઇએ તેનાથી ડરો!



## ૩૪–વખારમાં ઘણીએ જાતનો માલ છતાં એ વેચવા માટેજ હોય છે; તેમ કેટલાક પંડિતોની પંડિતાઇ બીજાઓને માટેજ હોય છે; ત્યારે સાચા ભગતોનું જ્ઞાન તેમના પોતાના ઉપયોગ માટે હોય છે

એક મહાત્મા કહેતા હતા કે, "પંડિતોમાં અને ભગતોમાં ઘણોજ મોટો ફેર હોય છે; કારણ કે પંડિતો માત્ર જ્ઞાનની, ભક્તિની અને ભગવાનની વાતો કરી શકે છે; પણ ભગતો તો એ વાતોને પોતાના જીવનમાં ઉતારે છે અને તેનો આનંદ લે છે; માટે પંડિતો કરતાં ભગતો વધારે શ્રેષ્ઠ છે. આ વાત બરાબર રીતે સમજાવવા માટે એક સંત કહેતા હતા કેઃ—

"ઘણાએ વેપારીઓને ત્યાં ઘણી જાતના માલની વખારો ભરેલી હોય છે. જેમકે કેટલાક દાણાવાળાઓને ત્યાં બહુજ ઊંચી જાતના ચોખા, તુવરની દાળ, ઘઉં વગેરે હોય છે; પણ એ બધો માલ બીજા શેઠિયાઓને વેચવા સારુજ રાખેલો હોય છે. એ કાંઇ પોતાના ઉપયોગ માટે હોતો નથી. દાણાના કેટલાક ગરીબડા કચ્છી વેપારીઓ તો બાજરાના રોટલા, ખીચડી અને અડદની દાળ ખાઇનેજ પોતાનો ગુજારો કરે છે અને ઊંચી જાતના જીરાસાલના ચોખા, સુરતી તુવરની દાળ, પોરબંદરનું ઘી, જંબુસરી ચણા અને ખંડવાના સફેદ ઘઉં તો બીજાઓને માટેજ તે પોતાની વખારમાં ભરી રાખે છે; તેમજ કેટલાક પંડિતો, હરિકથા કરવાવાળાઓ, વ્યાસો, શાસ્ત્રીઓ, વિદ્વાનો, લેખકો તથા કવિઓ અને વક્તાઓના મગજમાં પણ ઘણોએ ઊંચો ઊંચો માલ ભરેલો હોય છે; પણ એ માલ તેઓને પોતાને કામ લાગતો નથી, એ તો બીજા સાંભળનારાઓને માટેજ હોય છે. આવીજ રીતે કેટલાક રેશમી તથા ગરમ કાપડના વેપારીઓ હોય છે, તેઓને ત્યાં બહુ મોટી મોટી કિંમતનાં કપડાંઓ હોય છે; જરીના બુટ્ટાવાળાં કીમતી સેલાંઓ, કાશ્મીરની શાલો, ઊંચી કિંમતની મખમલ વગેરે બહુ કીમતી માલ તેઓની દુકાનોમાં ભરેલો હોય છે; પણ એ બધો માલ કાંઈ પોતાના ઉપયોગ માટે હોતો નથી. પોતે તો હમેશાં પોતાની રીત પ્રમાણે જે જાડાં, મોટાં લૂગડાં પહેરતા હોય તેવાંજ લૂગડાં વાપર્યા કરે છે. તેઓની વખારમાં ભરેલો માલ કાંઇ તેઓને કામ લાગતો નથી; તેમજ ઘણાએ પંડિતોની

અંદર બુદ્ધિની ચતુરાઈ હોય છે અને તેઓને ખૂબ અક્કલની ઉજાણી કરતાં આવડે છે, તેથી વાત વાતમાં સેંકડો માણસોને રાજી કરી દે છે અને કોઇક ઉત્તમ સિદ્ધાંતો પણ બતાવી દે છે તથા સારી સૂચનાઓ પણ કરી દે છે; પણ એ સિદ્ધાંતો અને એ સૂચનાઓ તેઓને પોતાને કામ લાગતી નથી; કારણ કે એ ઉત્તમ વસ્તુઓને તેઓએ પોતાના હૃદયમાં ઉતારી નથી અને પોતાની કરી લીધેલી નથી; પણ એ તો પોતાનું બુદ્ધિબળ બતાવવા માટે તથા ગુજરાનનું સાધન મેળવવા માટે પોતાના મગજમાં ભરી રાખેલું હોય છે, એટલે એ જ્ઞાન તેઓને પોતાની જિંદગી સુધારવામાં ઉપયોગી થતું નથી; પણ ભગતોની સ્થિતિમાં ઘણો ફેર હોય છે; કારણ કે તેઓનું જ્ઞાન તેઓના અનુભવમાં આવે છે અને તેઓ જે જે સિદ્ધાંતો સમજ્યા હોય તે પ્રમાણે વર્તવાની કોશિશ કરે છે; એટલે ઘણા પંડિતોના કરતાં તેઓ શ્રેષ્ઠ બની જાય છે.

કેટલાક હથિયાર વેચવાવાળા વેપારીઓ હોય છે, તેઓ બંદૂકો, તલવારો, તોપો વગેરે વેચવાનું કામ કરે છે; પણ તેઓની આખી જિંદગીમાં એ હથિયારો વાપરવાનો તેઓને વખત આવતો નથી કે એ હથિયારોનો ઉપયોગ કરતાં તેમને આવડતું નથી; પણ એ હથિયારોથી જે લાભ મેળવવો જોઇએ તે લાભ તો તેઓની પાસેથી એ હથિયારો ખરીદ કરનાર તેઓના શૂરવીર ગ્રાહકોનેજ મળે છે. તેમજ ઘણાએ ઉપદેશકો, ગુરુઓ તથા વક્તાઓની પાસે શબ્દના પ્રહારનો બહુ વખાણવા લાયક દારૂગોળો હોય છે; પણ એ દારૂગોળો ને એ હથિયારો પોતાની જિંદગી સુધારવામાં કામ લાગતાં નથી; માટે તેઓ ભગતો કરતાં ઊતરતા પ્રકારના છે."

બંધુઓ ! આ બધી વાતો કહીને અમે તમને એમ સમજાવવા ઇચ્છીએ છીએ કે, અમુક વાતો યાદ રાખી લેવી, એ જુદી વાત છે; અમુક સ્તોત્રનો પાઠ કરી જવો એ જુદી વાત છે; અમુક બાબતો યાદ રાખી પઢાવેલા પોપટની માફક ફરીથી બીજાઓની આગળ તે બાબત કહી જવી એ જુદી વાત છે અને બુદ્ધિના વિલાસમાં પડ્યા રહેવું એ જુદી વાત છે; તરંગોની લહેરો ઉપર નાચ્યા કરવું એ જુદી વાત છે; કલ્પનાના ઘોડાઓ ઉપર દોડ્યા કરવું એ જુદી વાત છે અને અક્કલની ઉજાણી કર્યા કરવી એ જુદી વાત છે તથા સત્ય વસ્તુની શોધમાં લાગવું એ જુદી વાત છે. જે જે

વાતો પોતાને ઠીક લાગતી હોય તેને પોતાના અંતઃકરણમાં ઉતારવાની મહેનત કરવી તે જુદી વાત છે; જે પ્રમાણે પોતાના અંતરાત્મારૂપે રહેલા પ્રભુ પ્રેરણા કરે તે પ્રમાણેજ વર્તવું એ જુદી વાત છે; પોતે જે પ્રમાણે બોલતા હોય તે પ્રમાણે પાળવાની તજવીજ રાખવી એ જુદી વાત છે; જેવા પોતાના અંતરના ખરેખરા વિચારો હોય તે પ્રમાણેજ પોતાના વ્યવહારમાં આચાર રાખવા એ જુદી વાત છે; કહેણી પ્રમાણેજ રહેણી રાખવી એ જુદી વાત છે; શાસ્ત્રની જે જે વાતો પોતે સાંભળેલી હોય તેમાં ઊંચી જાતની શ્રદ્ધા રાખવી એ જુદી વાત છે; પ્રાણીમાત્ર ઉપર પ્રેમ રાખવો એ જુદી વાત છે; ધર્મના જે જે નિયમો પોતાને ઠીક લાગતા હોય તેને અમલમાં મૂકવા માટે દરરોજ ઘણો વખત અભ્યાસ કરવો એ જુદી વાત છે; જેમકે પ્રભુના નામનું સ્મરણ કરવું એ વાત બીજાઓને કહી દેવી એ જુદી વાત છે અને પોતે નિરાંતે એકાંતમાં બેસીને થોડા કલાકો સુધી તેનો જપ કરવો એ જુદી વાત છે; સેવાપૂજા કરવી એ સારી વાત છે એમ કહી દેવું એ જુદી વાત છે અને દરરોજ બેત્રણ કલાક સેવાપૂજામાં ગાળવા એ જુદી વાત છે. વેદ, ઉપનિષદ, ગીતા, ભાગવત કે વિષ્ણુસહસ્રનામ કે રામાયણનો પાઠ કરવાથી ફાયદો થાય છે, એમ કહી દેવું એ જુદી વાત છે અને પોતે નાહીધોઈ પવિત્ર થઇ અમુક વખત સુધી પાઠ કરવા બેસી જવું અને કેટલીક અગવડો હોય તથા વખતની મારામારી હોય, છતાં પણ પાઠ કર્યો વિના જમવું નહિ એવો નિયમ રાખવો એ કાંઈક જુદી વાત છે; માટે હરિજનો ! આ વાતો ઉપરથી તમે સમજી લેજો કે, પંડિતો અને ભગતોની વચ્ચે બહુ તફાવત હોય છે; કારણ કે પંડિતો માત્ર મોઢેથી વાતોજ કરે છે; પણ ભગતો તો એ પ્રમાણે પોતાનાં આચરણોમાં કરી દેખાડે છે; માટે પંડિતો કરતાં ભગતો હજારો દરજ્જે શ્રેષ્ઠ છે; માટે જીભની આવડતમાં અને ફોગટની પંડિતાઈમાંજ રહી જશો મા; પણ શાસ્ત્રના જે જે સિદ્ધાંતો તમને ઠીક લાગ્યા હોય તે પ્રમાણે વર્તવાની કોશિશ કરજો, તે પ્રમાણે વર્તવાની કોશિશ કરજો ! એજ અમારી ભલામણ છે.



## ૩૫–ઘરની મૂડીથી વેપાર કરનાર અને ઉછી–ઉધાર લઇ વેપાર કરનાર વચ્ચે મોટો ફેર છે; તેમ પોતાના બળથી ભક્તિ કરનાર અને પરાયા બળથી ભક્તિ કરનાર વચ્ચે પણ મોટો ફરક છે

બંધુઓ ! વિદ્વાનો એમ કહે છે કે, "જે વિષયમાં આપણે ઊંડું ઊતરવું હોય અને જે ધંધોરોજગાર કે હુન્નરકળા શીખવી હોય, તેની આજુબાજુની જાણવાલાયક દરેક હકીકત સારી પેઠે સમજી સમજીને જાણી લેવી જોઇએ; કારણ કે જો એ પ્રમાણે આસપાસની તથા આગલીપાછલી દરેક હકીકત જાણી લેવાય તો આપણો રસ્તો સુગમ થઇ પડે છે અને આપણે કયે ઠેકાણે ભૂલ કરીએ છીએ, કયે ઠેકાણે અટકી પડીએ છીએ, કયે ઠેકાણે તોફાન નડે છે, એ બધી વાતો બહુ ચોખ્ખેચોખ્ખી રીતે સમજાઈ જાય છે, તેથી આજના વખતમાં એવી રીતિ છે કે, દુનિયાદારીનાં જે કાંઇક કામો શીખવાં હોય તે દરેક બાબતોને માટે જુદી જુદી નિશાળો હોય છે અને તેમાં પહેલેથી છેલ્લે સુધી વિધિસર શીખવવામાં આવે છે. જેમકે ખેતીવાડીનું કામ શીખવું હોય તો એ માટે તેનાં દરેક જાતનાં ઓજારો બતાવે છે તથા તેનો ઉપયોગ કરતાં શીખવે છે; એટલુંજ નહિ પણ અસલના વખતમાં કઈ જાતનાં ઓજારો વપરાતાં, હાલમાં કઈ જાતનાં ઓજારો વપરાય છે અને હવે ભવિષ્યમાં કેવી જાતનાં ઓજારો જોઇશે તે બધું પણ સમજાવે છે. જુદી જુદી જાતનાં બી કેમ બગડી જાય છે તથા તેને કેમ સાચવવાં જોઇએ એ બધી બાબતો બતાવે છે. એ સિવાય જુદી જુદી જાતના પાકની અંદર જે જે જાતનાં જીવજંતુઓ લાગે છે, તે બધી જાતનાં જંતુઓ પણ બતાવે છે અને એવાં જંતુઓના નાશ કરવાના ઉપાયો પણ બતાવે છે. વળી તે ઉપરાંત જુદી જુદી જાતનાં ખાતરો, જુદી જુદી મોસમે થતા જુદી જુદી જાતના પાકો અને એ પાકની અંદર વધારે માલ ઉત્પન્ન કરવાની કળાઓ–એ બધું શીખવે છે, તેથી જૂની રીત પ્રમાણે ખેતી કરનાર ગામડિયા ખેડૂતના કરતાં આ બધી બાબતો સમજીને કામ કરનાર માણસને ઘણો વધારે ફાયદો થાય છે. જેમ ખેતીની બાબતમાં આવું શિક્ષણ અપાય છે, તેમજ વેપાર માટે, વિમાનો બનાવવા માટે, છબીઓ પાડવા માટે, એંજિનો બનાવવા માટે, રસાયણશાસ્ત્ર શીખવ-

વા માટે, વીજળીનો ઉપયોગ કરવા માટે અને એવાંજ બીજાં અનેક કામોને માટે નિયમપૂર્વક શીખવવામાં આવે છે તથા તેની આગલીપાછલી જાણવા જેવી બધી હકીકત જણાવવામાં આવે છે; તેમજ હે હરિજનો! જો આપણે સાચા ભગત થવું હોય તો આપણે પણ ભક્તિની બધીએ ગલીકૂંચીઓ બરોબર રીતે જાણવી જોઇએ અને ભગતોના પ્રકાર સારી રીતે સમજી લેવા જોઇએ; કારણ કે ભક્તિ કરવાની અનેક રીતો છે અને સેંકડો પ્રકારના ભગતો હોય છે; માટે એમાંથી જરૂર જેટલી બાબતો જાણી લીધી હોય, તો તેથી આપણને કોઇ વખત ઘણો ફાયદો થઇ જાય છે અને ભગતોના પ્રકાર જાણવાથી આપણને ખબર પડી જાય છે કે, આપણે પોતે કઇ જાતનાં ભગત છીએ. એ સમજણ પડવાથી આપણામાં રહેલી કચાશ દૂર કરવાની આપણને ઇચ્છા થાય છે; માટે ભગતોના પ્રકાર જાણવાની જરૂર છે. તે સારુ આજે બે જાતના ભગતોની વાત તમને કહું છું. તેમાં એક જાતના ભગતો એવા હોય છે કે તેઓ ઘડીક વારના ભગત હોય છે. એવા ઘડીક વારના ભગતોમાં પોતાનું બળ હોતું નથી; પણ તેઓમાં ઉધાર લીધેલું બળ હોય છે, તેથી તેઓનું એ બળ કાંઇ હમેશાં ટકી શકતું નથી; પણ અમાસપૂનમનો જુવાળ આવે ત્યારે ચંદ્રસૂર્યના જોસથી જેમ સમુદ્રમાં ભરતીઓટનું જોર વધી જાય છે, તેમજ એવા ઘડીક વારના ભગતોને જ્યારે કાંઇક બહારનું જોર મળી જાય ત્યારે તેઓ બહુ મોટા ભગત બની જાય છે. જેમકે એવા માણસોને જ્યારે વેપારમાં તડાકો પડી જાય ત્યારે થોડાઘણા રૂપિયા ઉડાવી દે છે અને કાંઈક એકાદું સારું કામ કરી નાખે છે; એવા માણસોને જ્યારે કોઇક સારો મહાત્મા મળી જાય, ત્યારે જેટલા દિવસ તેની સોબતમાં રહે તેટલા દિવસ કાંઈક ઊંચી ભૂમિકામાં રહે છે અને સારી રીતે વર્તે છે; પણ એ મહાત્માના સંગથી જ્યારે એ છૂટો પડે, ત્યારે પાછો જેવો હોય તેવો બની જાય છે. એવા માણસોનાં મનમાં જ્યારે કોઈક પ્રકારની કાંઈક ધૂન ભરાઇ જાય ત્યારે તેઓ એ ધૂનમાં ને ધૂનમાં કાંઇક મોટું કામ કરી નાખે છે; પણ એ ધૂન પાછી ઊતરી જાય ત્યારે તેઓ જેવા હતા તેવાને તેવા બની જાય છે. એવા કેટલાક માણસો લાગણીઓના પૂરમાં તણાઇ જાય છે,તેથી જ્યારે પોતાના કુટુંબમાં કોઈ લાગણી ઉશ્કેરનારો બનાવ બને છે, ત્યારે તેઓ થોડો વખત ભગત બની જાય છે અને જેટલો વખત એ પૂર રહે

છે, તેટલા વખતમાં કાંઇક ઠીક ઠીક રહેણીકરણી રાખે છે, પણ જ્યારે એ પૂર ઊતરી જાય છે ત્યારે પાછા તેઓ કોરાધાકોર જેવા બની જાય છે. કેટલાક માણુસો પોતે બહુ સારા હોતા નથી; પણ તેઓને બાયડી સારી મળી ગઈ હોય છે, અગર કોઇ દોસ્તદાર સારો મળી ગયો હોય છે, અગર કોઇ મુનીમ સારો મળી ગયેલો હોય છે અને તે એ માણુસ ઉપર કેટલીક સત્તા ચલાવી શકે છે. તેને લીધે જ્યાંસુધી એવો સંગ હોય ત્યાંસુધી તેઓ કાંઇક કાંઈક ભલાં કામો કર્યાં કરે છે અને રૂડી રીતે વર્ત્યા કરે છે; પણ જ્યારે તેઓની એ મદદ જતી રહે ત્યારે તેઓ પાછા જેવા હતા તેવા ને તેવા બની જાય છે; કારણ કે આવા માણુસોની અંદર ચોક્કસ સંજોગોને લીધે થોડો વખત જે બળ આવી જાય છે તે બળ ઉધાર લીધેલું હોય છે, તે ભાડૂતી બળ હોય છે અને તે પારકી પૂંજી હોય છે, એટલે તેઓનાં કામો કે તેઓની ભક્તિ કાંઈ હમેશાં નભી શકતી નથી; પણ જ્યાંસુધી એવું બળ હોય ત્યાંસુધીજ તેઓની ભક્તિ નભે છે અને તે પણ બધાં અંગની ભક્તિ હોતી નથી; પણ જે તે એક અંગી ભક્તિ હોય છે; માટે એવા ઉધાર બળવાળા ભગતોની ભક્તિ કાંઈ ટકી શકે નહિ અને એ કાંઇ સાચા ભગત કહેવાય નહિ; માટે એવા ઉધારિયા ભગત રહી જશો મા, એવા સંજોગોને આધારે ભક્તિ કરનારા બની જશો નહિ અને એવા જરાક વારના પૂરમાં તણાઇ જનારા ભગત રહી જશો મા; પણ હમેશાં ટકી શકે તેવી ભક્તિ કરનારા સાચા ભગત થજો. એજ અમારી ભલામણ છે.

હવે બીજી જાતના ભગતો કેવા હોય છે તે તમારે જાણવું જોઇએ. બીજી જાતના જે ભગતો હોય છે તેઓ હમેશના ભગતો હોય છે. તેઓની ભક્તિ ભલે નાના પાયા ઉપર, પણ દરરોજ જરાજરા વધ્યા કરે છે, એટલે કાંઇક અડચણો આવી પડે તો એની સામે પણ તેઓ ટકી શકે છે. સંજોગો નબળા હોય છતાં પણ તેઓ ભક્તિ કરી શકે છે અને ઘણી જાતની મુશ્કેલીઓ હોય છતાં પણ તેમનો ભક્તિનો રંગ ઊતરી જતો નથી. કેટલીક વખત એમ પણ બને છે કે, પારકા બળવાળા ભગતો થોડીક વાર બહુ વધારે બળ બતાવી દે છે. જેમકે કોઇ ભગત જોરમાં આવી જઇને એકદમ ઘણાએ ઉપવાસ કરી નાખે છે, કોઇ ભગત તોરમાં ને તોરમાં થોડા દિવસ સુધી બહુ મોટું અનુષ્ઠાન કરી નાખે છે, કોઇ ભગત એવે વખતે લહેરમાં ને લહેરમાં બહુ મોટી મોટી રકમો ધર્માદામાં

આપી દે છે,કોઈ ભગતો એવે વખતે એટલે કે જ્યારે પૂર આવેલું હોય, ત્યારે કાંઇક બહુ મોટા મોટા ઠરાવો કરી નાખે છે અને કોઇ ભગતો ઘણા લોકોનું ધ્યાન ખેંચાય તેવી રીતે વર્તવા માંડે છે; પણ યાદ રાખજો કે, આ બધું પોલેપોલું હોય છે અને માત્ર થોડોજ વખત ટકી શકે તેવું હોય છે; માટે વખતે એવા ભગતો કદી બહુ મોટાં કામો કરી નાખે; તોપણ તેઓને સાચા ભગતો સમજવા નહિ; કારણ કે તેઓની એ ભક્તિ કાંઇ હમેશાં ટકવાની નથી. તેઓ નાનકડા વહેળાના જેવા છે. એવા વહેળામાં ચોમાસામાં જ્યારે પૂર આવે છે, ત્યારે તેઓ ઘણુંએ ઝાડને, બકરીઓને અને બીજી ઘણી વસ્તુઓને તાણી જાય છે; પણ પૂર ઊતરી ગયા પછી તેમાં જરાએ જોર રહેતું નથી અને થોડા દહાડા પછી તો એ વહેળાઓમાં મુદ્દલ પાણી પણ હોતું નથી. તેઓ સાવ કોરાધાકોર જેવા હોય છે; પણ એને બદલે જે જીવતા ઝરાઓ હોય છે, તેમાંથી બહુજ નાનાં નાનાં ઝરણુંઓ વહ્યા કરે છે; પણ તે ઝરણુંઓ બારે માસ ચાલ્યા કરે છે અને વરસો વરસ વધતાં જાય છે; તેમજ જે સાચા ભગતો હોય છે તેઓ, જેના તળિયામાંથી પાણી વહ્યા કરતું હોય એવાં જીવતાં ઝરણાં જેવા છે. એટલે તેઓની ભક્તિ હમેશાં નભી શકે છે અને યાદ રાખજો કે, જે ઘડીક વાર ભગત થાય અને બહુ મોટી ધામધૂમ કરી મૂકે તે કાંઇ સાચા ભગત નથી; પણ જેની થોડીઘણી ભક્તિ પણ હમેશાં ટકી રહે અને દરરોજ નિયમપૂર્વક જે ભક્તિ કર્યા કરે તથા અડચણો આવી પડે તોપણ પોતાના અંતરમાંથી ભક્તિને છોડે નહિ, તેમનેજ સાચા ભગત સમજવા અને તેમનેજ ઊંચા ભગત સમજવા.

હવે આ બન્ને જાતના ભગતોમાંથી તમે કઈ જાતના ભગત છો તે વિચારજો અને કઈ જાતના ભગત થવું જોઈએ તેનો પણ વિચાર કરજો; તથા એમાંથી જેમ ઠીક લાગે તે પ્રમાણે વર્તવાની કોશિશ કરજો, એજ અમારી વિનતિ છે.

## ૩૬–મનમાં આવતા માઠા વિચારોને બહાર કાઢી નાખવાની યુક્તિ

કેટલાક સજ્જનો કહે છે કે, જ્યાંસુધી આપણા લોકોનાં શરીર સુધરે નહિ ત્યાંસુધી પ્રજાનું કલ્યાણ થઈ શકે નહિ; કારણ કે શરીરબળ ઉપર બીજાં ઘણી જાતનાં બળનો આધાર રહેલો છે.

શરીર સારું હોય, તે પોતાના કામકાજમાં વધારે ધ્યાન આપી શકે છે; શરીર સારું હોય તે વધારે કલાકો કામકાજ કરી શકે છે; શરીર સારું હોય તેનાં મન તથા બુદ્ધિબળ સારાં રહી શકે છે અને શરીર સારું હોય તે પોતાના બળથી ઘણા જણ ઉપર ફાવી જાય છે. એટલે ચોરલૂંટારા વગેરેથી પણ તે બચી શકે છે; માટે આપણા લોકોની અંદર શરીરનું બળ વધે એવા ઉપાયો કરવા જોઇએ અને શરીરનું બળ વધારવા માટે ઠેકાણે ઠેકાણે કસરતશાળાઓ કરવી જોઈએ તથા કુસ્તીના અખાડાઓ ખોલવા જોઇએ; કારણ કે કુસ્તીના અખાડાની અંદર માણસો પોતાનું શરીરબળ ખીલવતાં શીખે છે, એટલુંજ નહિ પણ ત્યાં દુશ્મનોને હરાવવાના દાવપેચ પણ શીખવવામાં આવે છે અને જેને એવા કુસ્તીના દાવપેચ આવડી જાય તે માણુસ કદી સહેજ નબળો હોય છતાં પણ પોતાના જોરાવર દુશ્મનને પણ તે પછાડી નાખે છે અને પોતે કુસ્તીમાં જીતી જાય છે; કારણ કે, તેને દાવપેચ આવડે છે તેથી તે ફાવી જાય છે ને જેને કુસ્તીના પેચ ન આવડે, પોતાના સમોવડિયાને હરાવતાં ન આવડે, તે માણુસ કદી બહુ જોરાવર હોય છતાં પણ તે કુસ્તીમાં હારી જાય છે; માટે શરીરબળ ખીલવવું હોય અને દુશ્મનોને જીતવા હોય તો કુસ્તીના અખાડા કરવા જોઇએ અને દુશ્મનોને પછાડી શકીએ તેવા દાવપેચ શીખવા જોઇએ.

બંધુઓ! એક સભામાં આવી જાતના વિચારોનાં ભાષણો થયાં હતાં. પછી એ સભામાં જ્યારે એક ભક્તરાજ મહારાજને બોલવાનો પ્રસંગ આવ્યો ત્યારે તેમણે કહ્યું કે, "બેશક, આપણને કુસ્તીના અખાડાની જરૂર છે અને દુશ્મનોને હરાવી શકીએ તે માટે કેટલાક દાવપેચ શીખવાની પણ જરૂર છે; છતાં યાદ રાખજો કે, હું જે કુસ્તીની વાત કરું છું, હું જે દાવપેચની વાત કરું છું અને હું જે દુશ્મનોની વાત કરું છું, તે કુસ્તી, તે દાવપેચ અને તે દુશ્મનો કાંઇક જુદાજ છે; કારણ કે મને એમ લાગે છે કે, બહારનું બળ, શરીરનું બળ એ તો બહુજ નાની વાત છે; તેમજ બહારના દુશ્મનોનું બળ તે પણ બહુ નાની વાત છે; પણ આપણા જે ખરા દુશ્મનો છે તે તો કોઈ જુદાજ છે. એ દુશ્મનો કયા તે તમને ખબર છે? આપણને એકાદ વાર કુસ્તીમાં હરાવી જાય તેવા આપણા કોઈ ભાઈબંધોને હું ખરા દુશ્મન સમજતો નથી; આપણને કોઈ સહેજ નુકસાન કરે કે જરા અપમાન કરે કે વખતે ગુસ્સાના આવેશમાં

ઠોકર મારી લે, તેથી તેને હું કાંઇ ખરા દુશ્મન સમજતો નથી; પણ હું જેને આપણા ખરા દુશ્મન સમજુ છું તે વાત તો કાંઇક જૂદીજ છે. બંધુઓ! હું કોને ખરા દુશ્મન ગણું છું તે તમે જાણો છો? જે દુશ્મનો આપણને ધર્મના માર્ગમાંથી ભ્રષ્ટ કરે છે, તેને હું ખરા દુશ્મન ગણું છું. જે દુશ્મનો આપણને નરકમાં લઇ જાય છે તેને હું ખરા દુશ્મનો ગણું છું; જે દુશ્મનો આપણને ચોરાશી લાખના ફેરામાં નાખી દે છે, તેને હું ખરા દુશ્મનો કહું છું; જે દુશ્મનો આપણને પરમાત્માથી વિમુખ કરે છે, તેને હું ખરા દુશ્મનો કહું છું; જે દુશ્મનો આપણા આત્માના બળનો નાશ કરે છે, તેને હું ખરા દુશ્મનો કહું છું; જે દુશ્મનો આપણી જિંદગીને બગાડી નાખે તેને હું ખરા દુશ્મનો કહું છું; જે દુશ્મનો આપણી આંખ આગળ અંધકારનો પડદો લાવી મૂકે તેને હું ખરા દુશ્મનો કહું છું; જે દુશ્મનો આપણી ફરજ ચુકાવે, આપણું કર્તવ્ય ચુકાવે અને આપણને આપણા પવિત્ર માર્ગમાંથી ભ્રષ્ટ કરી નાખે, તેને હું ખરા દુશ્મનો કહું છું; જે દુશ્મનો આપણી જિંદગીની મીઠાશ લૂંટી જાય, આપણી જિંદગીની ઉચ્ચતા લૂંટી જાય અને આપણી જિંદગીનો આનંદ લૂંટી જાય તેને હું ખરા દુશ્મનો કહું છું; જે દુશ્મનો આપણા અમરપણાને લૂંટી લે તેને હું ખરા દુશ્મનો કહું છું; જે દુશ્મનો આપણી અંદર રહેલા આપણા બંધુઓ ઉપરના સ્વાભાવિક સ્નેહને લૂંટી લે તેને હું ખરા દુશ્મનો કહું છું; જે દુશ્મનો જ્ઞાનસ્વરૂપ આત્માના સત્યજ્ઞાનને છોડી દે તેને હું ખરા દુશ્મનો કહું છું અને જે દુશ્મનો આપણી જિંદગીમાં ઝેર રેડી દે અને આવા આનંદદાયક જગતમાં આપણને દુઃખ આપ્યા કરે તથા ખાલી હાથે યમના દરબારમાં લઇ જાય, તે દુશ્મનોને હું ખરા દુશ્મન સમજું છું; માટે એવા દુશ્મનોથી બચવાના દાવપેચ આપણે શીખવા જોઇએ અને એવા દુશ્મનોને હરાવવાના અખાડા આપણે કરવા જોઇએ. એ દુશ્મન કયા તે તમને ખબર છે? બંધુઓ! યાદ રાખજો કે, એ દુશ્મનો બહારના નથી પણ એ આપણી અંદરનાજ દુશ્મનો છે. આપણા મનની અંદર જે જે માઠા વિચારો રહેલા છે, તે બધા માઠા વિચારો આપણા ખરા દુશ્મનો છે; માટે આપણા મનની અંદર રહેલા માઠા વિચારોરૂપી દુશ્મનોને હરાવવા સારુ આપણે કુસ્તીના અખાડાઓ કાઢવા જોઇએ અને એવા ભયંકર દુશ્મનોને, એવા સમર્થ દુશ્મનોને તથા એવા

અજાણમાં રહી જતા દુશ્મનોને હરાવવાના દાવપેચ આપણે જાણી લેવા જોઇએ. એ માટે સંતો એમ કહે છે કેઃ–

કુસ્તીના અખાડામાં મલ્લ લોકો પોતાની સામેના મલ્લને યુક્તિપ્રયુક્તિ કરીને નીચે પછાડે છે. જેમકે કોઇ વખત તેનો પગ પકડી લે છે, કોઈ વખત તેની ગરદન દાબી દે છે, કોઈ વખત તેને કમરમાંથી પકડી લે છે, કોઇ વખત તેના મર્મસ્થાનમાં મુક્કિ લગાવી દે છે, કોઇ વખત તેની દૃષ્ટિ ચુકાવી દે છે અને કોઇ વખત તે જીતવાની અણી ઉપર હોય ત્યાંથી ખૂબ જોર કરી તેને ઊંધી ગુલાંટ ખવરાવી દે છે; તેજ પ્રમાણે આપણે આપણા મનમાં આવી જતા બૂરા વિચારોની સામે કુસ્તી કરવી જોઇએ અને એવી એવી જાતના દાવપેચ વાપરવા જોઇએ. જેમકેઃ–

કોઇ વખત જેવો મનમાં પાપી વિચાર આવ્યો કે તરતજ તેને દાબી દેવો જોઇએ, કોઇ વખત એ વિચારની સામે બુદ્ધિના દાવ-પેચ વાપરવા જોઇએ, કોઈ વખત એવા વિચારની સામે કામકાજ-માં રોકાઈ જવાનો દાવપેચ વાપરવો જોઇએ, કોઇ વખત એવા વિચારની સામે એ સમય ચૂકી જવાનો દાવપેચ વાપરવો જોઇએ, કોઈ વખત એવા વિચારની સામે સત્તા બદલી નાખવાનો દાવ-પેચ વાપરવો જોઇએ, કોઇ વખત એવા વિચારોની સામે ભજન-કીર્તનનો પેચ વાપરવો જોઇએ, કોઇ વખત એવા માઠા વિચારો-ની સામે માનસિક લડાઈ લડવી જોઈએ, કોઇ વખત એવા વિચા-રોને અટકાવવા માટે પરમકૃપાળુ પરમાત્માની પ્રાર્થનાની કૂંચી વાપરવી જોઈએ, કોઇ વખત એવા વિચારોને હરાવવા માટે પોતા-ના આત્માના બળનો ઉપયોગ કરવો જોઇએ, કોઇ વખત એવા માઠા વિચારોને હરાવવા માટે સંતોના ચરણનો આશ્રય લેવો જોઇએ, કોઇ વખત એવા બૂરા વિચારોને હરાવવા માટે સ્થાન બદલી નાખવું જોઈએ, કોઈ વખત એવા બૂરા વિચારોને હરાવવા માટે ઘણી જાતની તેની સામે હઠીલાઇ કરવી જોઇએ, કોઈ વખત એવા દુશ્મન સામે હારી જઇએ છતાં પણ તેથી નિરાશ નહિ થતાં વારેવારે તેની સામે કુસ્તી કર્યાંજ કરવી જોઇએ અને કદી વારં-વાર એ દુશ્મનોને હરાવીને હાંકી કાઢીએ અને તેને પછાડીને ફેંકી દઇએ છતાં પણ તેથી ફુલાઇ જવું નહિ કે એ માટે મગરૂર થઇ બેદરકારી રાખવી નહિ, પણ એ માટે હમેશાં ચોપ રાખવી; કારણ કે, એ મરી ગયેલા જેવા લાગતા દુશ્મનો પણ બહુ લાંબે

કાળે પણ પાછા સાજાતાજા થઈ જાય છે અને જો જરાક આપણે ઢીલા પડીએ તો તે આપણી ઉપર ફરીથી હુમલો કરે છે; એમ ન થાય માટે ખરાબ વિચારોને આપણા મનમાંથી હાંકી કાઢવા સારુ આ બધા દાવપેચ આપણે જાણી લેવા જોઇએ અને તેમાંથી જે વખતે જે જાતની યુક્તિ કામ લાગે તે વખતે તે જાતની યુક્તિ વાપરી એ દુશ્મનોને હરાવવા જોઇએ. જો એ પ્રમાણે કરીએ તો આગળ જતાં એ કુસ્તીમાં આપણે ફતેહ પામી શકીએ છીએ અને આપણા ખરા દુશ્મનોને હરાવી શકીએ છીએ; માટે ભાઈઓ! જો ધર્મના રસ્તામાં આગળ વધવું હોય, પરમ કૃપાળુ પરમાત્માની કૃપા મેળવવી હોય, જિંદગી સુધારવી હોય અને અનંતકાળના મોક્ષધામનાં સુખો ભોગવવાં હોય, તો આવા અંતરના દુશ્મનો સાથે સાચી કુસ્તી કરતાં શીખો, એટલે ધીમે ધીમે તમે એ ભયંકર દુશ્મનો ઉપર જય મેળવી શકશો. એમાં કાંઇ શક નથી; માટે ભાઇઓ! હવે બહારની કુસ્તીમાંજ ન રહી જાઓ પણ આવી માનસિક કુસ્તી કરતાં શીખો, આવી અંતરની કુસ્તી કરતાં શીખો અને આવી જિંદગી સુધારનારી કુસ્તી કરતાં શીખો! એજ અમારી વિનતિ છે.

---

## ૩૭–અમે સારા છીએ અને બીજા પાપી છે એમ માન્યા કરશો મા; કારણ કે ઘણી વખત પાપીમાં ગણાતા ચડી જાય છે અને પુણ્યશાળી કહેવાતા માણસો હઠી જાય છે

માણસોની અંદર કુદરતી રીતેજ અભિમાનનો અવગુણ રહેલો છે, તેથી વ્યવહારની દરેક બાબતોમાં જ્યાં જરૂર ન હોય ત્યાં પણ ઘણા માણસો પોતાનું અભિમાન બતાવ્યા કરે છે; એટલુંજ નહિ પણ કેટલાક માણસો તો ધર્મનું તથા ભક્તિનું પણ અભિમાન કરે છે અને તે પણ કોઈ સાધારણ માણસો નહિ, પણ કેટલાક હરિજનો પણ આવી જાતની ભૂલો કરે છે અને એવી જાતની ભૂલને લીધે પોતાના મનમાં એમ સમજયા કરે છે કે, અમે બહુ પુણ્યશાળી છીએ અને બીજાઓ બહુ પાપી છે; અમે બહુ ઊંચા છીએ અને બીજાઓ અમારા કરતાં બહુજ નીચા છે; અમે ધર્મના ઘણા નિયમો પાળીએ છીએ અને બીજાઓ કાંઈ પણ પાળતા નથી; અમારા

ગુરુ ઉત્તમ છે, અમારાં શાસ્ત્રો શ્રેષ્ઠ છે, અમારો ધર્મ રૂડો છે અને અમે બહુ સારી રીતે જિંદગી ગાળીએ છીએ, માટે અમે પુણ્યશાળી છીએ; પણ બીજા ઘણા લોકો ખાવાપીવાના નિયમો પાળતા નથી, નાહવાધોવાના નિયમો પાળતા નથી, દેવદર્શન કરવાના નિયમો પાળતા નથી, જપતપ કરવાના નિયમો પાળતા નથી, લૂગડાંલત્તાંની સફાઇ રાખતા નથી અને નીતિની બાબતમાં પણ બહુજ ઢીલા હોય છે; માટે તેઓ અમારા કરતાં ઊતરતા છે અને તેઓ પાપી છે. આમ સમજીને એવા લોકોનો તેઓ તિરસ્કાર કરે છે અને પોતે ઊંચા છે તથા પુણ્યશાળી છે એવા અભિમાનમાં તેઓ રહી જાય છે. આવા હરિજનોને ચેતાવવા માટે અને તેઓની એ જાતની ભૂલ ભાંગવા માટે એક મહાત્મા કહેતા હતા કેઃ–

"બંધુઓ! તમને ખબર છે કે, ઘણી વખત ધોળી ગાયને કાળાં વાછડાંઓ થઇ જાય છે અને કાળી ગાયને ધોળાં વાછડાંઓ થઈ જાય છે? તેમજ યાદ રાખજો કે, હમણાં જે પાપીઓ હશે તે આગળ જતાં ચડી જશે અને જે પુણ્યશાળી હશે તે રહી જશે અગર પડી જશે; માટે પુણ્યનું અભિમાન કરો મા અને તમારા બીજા બંધુઓનાં પાપ જોઇ તેઓનો દ્વેષ કરો મા; કારણ કે આપણું નસીબ હજી અંધારામાં રહેલું છે, દૈવની ઇચ્છાને આપણે જાણતા નથી. થોડા વખત પછી આપણા કેવા હાલ થઇ જશે તેની આપણને ખબર નથી; કારણ કે પ્રભુની ઇચ્છાની બાજી કોઈ જુદીજ છે અને પ્રારબ્ધના યોગની વાતો અંધારામાંજ રહેલી છે; કારણ કે ઠેકાણે ઠેકાણે આપણે જોઇએ છીએ કે, આજે જેઓ લખપતિ હોય છે, તેઓ કાલે ભિખારી બની જાય છે; આજે જેઓ રાજા હોય છે, તેઓ કાલે ફકીર બની જાય છે; આજે જેનાં શરીર અલમસ્ત હોય છે, તેનાં શરીર થોડા દિવસની અંદર મહારોગી બની જાય છે; આજે જે બહુ બુદ્ધિશાળી હોય છે, તે થોડા વખતમાં તદ્દન દીવાના બની જાય છે; આજે જે મહાપાપી હોય છે, તે થોડા વખતમાં મહાન ભગત બની જાય છે; આજે જે ભિખારી હોય છે, તે થોડા વખતમાં મોટો શેઠિયો થઈ જાય છે; આજે જે બહુ લોકપ્રિય હોય છે, તેજ માણસ થોડા વખતમાં બેઆબરૂ થઈ જાય છે; આજે જે માણસ ફાંસીના હુકમો કરી શકે છે, તેજ માણસ પોતે ફાંસીને લાકડે લટકી જાય છે; આજે જે માણસ અતિશય ખૂબસૂરત હોય છે, તે માણસ અકસ્માત્ સંજોગોથી ઘડીવારમાં તદ્દન

બેડોળ બની જાય છે અને આજે જે માણસ સાવ નાસ્તિક હોય છે, તેજ માણસ થોડા વખતમાં પ્રભુનો વહાલો ભગત બની જાય છે; અને એથી ઊલટીજ રીતે જે માણસ હમણાં બહુજ પવિત્રતાથી રહેતો હોય અને ધર્મના ઘણી જાતના ઉત્તમ નિયમો પાળતો હોય, તે માણસ પણ કોઇ વખત પોતાના નિયમો ચૂકીને ભ્રષ્ટ બની જાય છે તથા ખરાબમાં ખરાબ કામો કરે છે. આવી રીતે દરેક માણસોના સંજોગો દરરોજ બદલાતા જાય છે તથા દરેક માણસોનું જીવન પોતાની ઇચ્છા પ્રમાણે તથા દૈવેચ્છા પ્રમાણે બદલાયા કરે છે. એટલે થોડા વખત પછી આપણું પોતાનું શું થશે, તે આપણે જાણી શકતા નથી; તેમજ જે માણસને આપણે બહુજ ઊંચા સમજીએ છીએ અગર બહુજ પાપી સમજીએ છીએ, તેઓનું શું થશે એ પણ આપણે જાણતા નથી. એટલે કોઇ પણ માણસને પાપી સમજી નીચ ગણવાનો આપણને હક નથી; તેમજ આપણાં થોડાંક સારાં કામોથી ફુલાઇ જઇ અમે પુણ્યશાળી છીએ કે ભાગ્યશાળી છીએ એમ માની બેસવાનો પણ આપણને હક નથી; કારણ કે એવી રીતે માની લીધેલું કાંઈ સાચું હોતું નથી. થોડા વખતમાં આપણે આપણી માન્યતાઓ બદલવી પડે છે; માટે જે ડાહ્યા માણસો છે, જેઓ હરિજનો છે, જેઓ જગતની વિચિત્રતા સમજનારા છે અને જેઓ પ્રભુની મોટાઈ સમજનારા છે, તેઓ આવી બહારની વાતો ઉપર ભાર મૂકતા નથી અને એવી વાતો સારુ પોતાના મનને ધક્કો પહોંચવા દેતા નથી; માટે હે હરિજનો ! અમે પુણ્યશાળી છીએ અને બીજાઓ પાપી છે, એવી ભૂલમાં પડ્યા રહેશો મા; કારણ કે આપણું વહાણ પણ હજી દરિયામાં છે. એ સહીસલામત કિનારે પહોંચશે કે વચમાંજ કંઇ હરકત આવી પડશે તે કાંઇ આપણે જાણતા નથી; માટે ખોટા અભિમાનમાં રહી જશો મા અને તમારા બંધુઓને—પરમ કૃપાળુ પરમાત્માના પુત્રોને પાપીઓ ગણ્યા કરવાની ભૂલ કરશો મા. જો આવી રીતે મધ્યસ્થપણું જાળવીને રહેતાં આવડશે તો બહુ જલદીથી તમારી ભક્તિ ફળીભૂત થતી જશે; પણ જો પુણ્યના અભિમાનનો કાંટો તમારા હૃદયમાં રાખી મૂકશો તથા બીજાઓ પાપી છે ને અમારાથી હલકા છે એવો તિરસ્કારનો કાંટો તમારા અંતરમાં રાખી મૂકશો તો તમે ખરેખરા જોરથી ધર્મના રસ્તામાં આગળ વધી શકશો નહિ અને અંતરમાંથી અભેદભાવની જે શાંતિ

ભોગવવી જોઇએ તે શાંતિ ભોગવી શકશો નહિ. એમ ન થાય માટે પુણ્યનું અભિમાન તથા પાપના દોષને દૂર કરો, એજ અમારી ભલામણ છે.”

## ૩૮–ભક્તિના ફળ માટે ઉતાવળા ન થાઓ

ઘણા હરિજનો ભક્તિમાં લાગ્યા પછી તેના ફળની વાટ જોયા કરે છે અને એ ફળ મેળવવા માટે બહુ અધીરા થઇ જાય છે. એ ફળ બે જાતનાં છે. એક લૌકિક ફળ અને બીજાં અલૌકિક ફળ. લૌકિક ફળ એટલે ધન મળવું, નોકરી મળવી, રોગ મટવો, છોકરાં થવાં, માન વધવું અને એવા બીજા દુનિયાદારીના જે જે લાભો થાય તે લૌકિક ફળ કહેવાય છે. એવી જાતના લાભો માટે આ ઠેકાણે અમે કહેવા ઇચ્છતા નથી; પણ અલૌકિક લાભો સંબંધી થોડીક જાણવા જેવી હકીકત કહીએ છીએ અને તે એ કે, અલૌકિક લાભ એટલે પ્રભુની કૃપા; અલૌકિક લાભ એટલે પ્રભુનો પ્રેમ હૃદયમાં આવે તે; અલૌકિક લાભ એટલે દુનિયાનાં બીજાં ઘણાં માણસો જે વાતો માની શકે નહિ એવી વાતો પૂર્ણ વિશ્વાસથી માની લેવાનું બળ અંતઃકરણમાં આવી જાય તે; લૌકિક લાભ એટલે બહારની દુનિયાદારીનાં ઘણી જાતનાં દુઃખો હોય છતાં પણ અંતરમાંથી એક જાતની શાંતિમાં રહી શકાય તે; અલૌકિક લાભ એટલે જે સવાલોના, જે શંકાઓના ખુલાસા મોટા મોટા પંડિતોથી પણ ન થઈ શકતા હોય એવી શંકાઓનાં સમાધાન થઇ જવાં તે; અલૌકિક લાભ એટલે પાપ ઓછાં થઈ જવાં તે; અલૌકિક લાભ એટલે પોતાના બંધુઓ પર નિઃસ્વાર્થપણે પ્રેમ આવી જવો તે; અલૌકિક લાભ એટલે પોતાનું મન ઈશ્વરી ખ્યાલોમાં રોકાયેલું રહે તે; અલૌકિક લાભ એટલે ઘણી જાતની અડચણો ખમી શકવાનું બળ આવી જાય તે; અલૌકિક લાભ એટલે પ્રભુના નિયમો પાળવાનું મન થાય તથા એવા નિયમો પાળવાનું બળ આવે તે; અલૌકિક લાભ એટલે અંતરમાં ઊંડા ઊતરીને ભજન કરતાં આવડે તે અને અલૌકિક લાભ એટલે અનંત બ્રહ્માંડના નાથની સાથે વાતો કરતાં આવડે અને તેની સાથે દોસ્તી થઇ જાય તે. ભગતોની જે આવી સ્થિતિ થઇ જાય તેને અમે અલૌકિક લાભ સમજીએ છીએ અને એ સ્થિતિ માટે દરેક ભાગતો તરફડયા

કરે છે તથા શરૂઆતના ભગતો અધીરા થઇ થઇને પોતાના ગુરુ-ઓને તથા બીજા સંતોને પૂછે છે કે, "મહારાજ! અમોને આવા લાભ ક્યારે મળશે?" એના જવાબમાં સંતો કહે છે કેઃ–

"ઓ હરિજનો! ભક્તિના લાભ મેળવવાની બાબતમાં તમે બાળકોના જેવા અધીરા ન બનો ને તેવા ઉતાવળા ન થાઓ. બાળકો હમેશાં ઉતાવળાં થઇ જાય છે અને કાચાં ફળ તોડી લે છે તથા કાચાં ફળને ખાવા મંડે છે. જામફળ, સીતાફળ, પોપૈયું, કેરી વગેરે કોઇ ચીજ ઘરમાં આણી હોય અને તે જરા કાચી હોય તેથી બાળકોને કહીએ કે, એકબે દહાડા સબૂર કરો, એ ફળને પાકવા દો; પણ એ વાત તેઓને ગળે ઊતરતી નથી. તેઓ તો ઉતાવળાં થઇને વારેવારે એ ફળ સામે જોયા કરે છે, તેને હાથથી દાબ્યા કરે છે અને અંતે એ ફળ હજી પૂરેપૂરું પાક્યું ન હોય એટલી વારમાં તો તેને ભાગીને ખાઈ જાય છે. એવી બાળકોના જેવી ખોટી ઉતાવળ તમે ભક્તિનાં ફળ મેળવવાની બાબતમાં ન કરો. બંધુઓ! જો ભક્તિના આનંદની ખરી મજા લૂંટવી હોય તો ધીરજ રાખો અને જેમ ભક્તિમાં મંડી પડ્યાં છો તેમ હમેશાં મંડ્યા રહો એટલે તેમાંથી આગળ જતાં બહુ મોટા લાભ મળશે, પણ એને બદલે ઉતાવળા થઇને જો કાચાં ફળને ચૂંટયા કરશો અને બાળકોની પેઠે અધીરા બની જશો, તો ખરો આનંદ મે-ળવી શકશો નહિ; માટે હે હરિજનો! ભક્તિના ફળને પરિપક્વ થવા દેવા સારુ હજી પણ ધીરજ રાખો, ધીરજ રાખો, કારણ કે થોડા દિવસમાં પાકી જાય તેવાં ફળો પકવવાને માટે પણ ધીરજ રાખવી પડે છે; જે ફળમાં માત્ર થોડીઘણી મીઠાશ હોય તેવાં ફળોના પાક માટે પણ ધીરજ રાખવી પડે છે; જે ફળ માત્ર જરાક વાર આનંદ આપી શકે તેવાં હોય, તેવાં ફળો પાકવાને માટે પણ રાહ જોવી પડે છે અને જે ફળો પાકયા પછી થોડા વખતમાં બગડી જાય તેવાં હોય, તેવાં ફળો મેળવવા માટે પણ ઘણી વખત ખોટી થવું પડે છે; ત્યારે વિચાર કરો કે, ભક્તિનાં ફળને પકવવા માટે ધીરજ રાખવી પડે, એમાં કંઇ નવાઈ છે? જે ફળ અનંતકાળની શાંતિ આપી શકે, જે ફળ જન્મમરણના ફેરા-માંથી છોડાવી શકે, જે ફળ પરમાત્માની સાથે એકતા કરાવી શકે, જે ફળ ત્રણ લોકના તાપ મટાડી શકે અને જે ફળ અનેક જન્મના પુણ્યથી મળી શકે તેવાં ભક્તિનાં મહાન ફળને માટે

ખૂબ ધીરજ રાખવી પડે, એમાં કાંઇ નવાઈ નથી; માટે હે હરિજનો! જો ભક્તિનું આપણે મહાન ફળ મેળવવું હોય તો બાળકોના જેવા અધીરા સ્વભાવના થશો મા; પણ જેમ બને તેમ ધીરજ રાખજો અને પ્રેમપૂર્વક ભક્તિમાં મચ્યા રહેજો એટલે દિનપ્રતિદિન વધારે વધારે લાભ મળતો જશે અને અંતે જ્યારે એ ફળ પાકે ત્યારે તેના આનંદની તો વાતજ શું કરવી? એ વાતો અમને કહેતાં આવડતી નથી; અને જે કાંઇ થોડીઘણી તેમાંની આવડે છે તે હજી તમારી સમજણમાં ઊતરી શકશે નહિ; માટે ટૂંકામાં એટલુંજ જાણી લો કે, ભક્તિના ફળનો આનંદ અલૌકિક છે અને એ માટે હજી ધીરજની તથા પ્રયત્નની જરૂર છે. એ વાત ધ્યાનમાં રાખજો ને તે પ્રમાણે વર્તજો એટલે પ્રભુ કે જે દયાળુ છે, તે તમોને તેમાંથી કાંઇક ચમત્કાર બતાવશે; માટે ભક્તિનાં ફળ મેળવવાની બાબતમાં હમણાં ધીરજ રાખો, ધીરજ રાખો."

---

## ૩૯—તમને બીજાં ઘણી જાતનાં માપ કાઢતાં આવડે છે; પણ તમારા મનનું માપ કાઢતાં આવડે છે?

---

માણસો બધી વાતમાં બહુ પક્કા હોય છે, એટલુંજ નહિ પણ જે વાતમાં બહુ પક્કાઇ રાખવાની જરૂર ન હોય તેવી વાતોમાં પણ કેટલાક માણસો બહુ પક્કા હોય છે. જેમકે ઘણા માણસો ચંદ્ર-સૂર્યની ગતિનું માપ કાઢી શકે છે; ઘણા માણસો વાયુના વેગ ઉપરથી વરસાદનું માપ કાઢી શકે છે; ઘણા માણસો સમુદ્રની ભરતી-ઓટનું માપ કાઢી શકે છે. કેટલાક માણસો ધરતીકંપ ક્યારે થશે તેની ગણતરી કાઢી શકે છે; ઘણા માણસો જુદી જુદી જાતની માટી જોઈને તે ઠેકાણે કયી જાતની ધાતુની ખાણ નીકળશે તે કહી શકે છે; ઘણા માણસો ખેતરની માટી ચાખીને અગર જોઇને કહી દે છે કે, આ ખેતરમાં અમુક જાતનો પાક બહુ સારો થઈ શકે અને અમુક જાતનો થઇ શકે નહિ; ઘણા માણસો જમીનની અંદર કયે ઠેકાણે પાણી છે, તેનું માપ કાઢી શકે છે; ઘણા માણસો કયા ડુંગરની ટેકરી કેટલી ઊંચી છે તેનું માપ કાઢી શકે છે; ઘણા માણસો ગ્રહોની ચાલ ઉપરથી દુનિયામાં શું શું બનાવો બનશે તેની ગણતરી કરી શકે છે; ઘણા માણસો હાથની રેખાઓ ઉપરથી તથા માથાના ઊંચા-નીચા ભાગ ઉપરથી કેટલીક જાતના ગુણદોષ જાણવાની ગણતરી

કરી શકે છે એને બીજા ઘણા માણસો ઘણી ઘણી વસ્તુઓનાં માપ કાઢી શકે છે; પણ ઊંચા ભગતો સિવાય બીજા કોઇ પણ માણસો પોતાના મનનું માપ કાઢવાની તસ્દી લેતા નથી કે એ બાબતમાં જે સમજવું જોઈએ તે સમજતા નથી; પણ આખી દુનિયાના મહાત્માઓ એમ કહે છે કે, જ્યાંસુધી તમે તમારા મનનું માપ કાઢી શકશો નહિ, જ્યાંસુધી તમે તમારા મનને કાબૂમાં રાખી શકશો નહિ, જ્યાંસુધી તમે તમારા મનની નિર્બળતા સમજી શકશો નહિ, જ્યાંસુધી તમે તમારા મનનું મહાન બળ સમજી શકશો નહિ, જ્યાંસુધી તમે તમારા મનનું લાસરિયાપણું સમજશો નહિ, જ્યાંસુધી તમે તમારા મનનો નીચાણુ તરફ ઢળી જવાનો સ્વભાવ જાણી લેશો નહિ, જ્યાંસુધી તમે તમારા મનની લગામ તમારા હાથમાં લઈ શકશો નહિ, જ્યાંસુધી તમે તમારા મનના નચાવ્યા પ્રમાણે નાચ્યા કરશો અને જ્યાંસુધી તમે તમારા મન ઉપર સંપૂર્ણ અધિકાર ભોગવશો નહિ, ત્યાંસુધી ધર્મનાં કામોમાં તમે કદી પણ ફતેહ મેળવી શકવાના નથી, એ વાત યાદ રાખજો; કારણ કે મન એટલે શું એ તમે જાણો છો ? એ માટે મહાત્માઓ કહે છે કેઃ—

"મનને લીધેજ માણુસ છે, મન ઉપરથીજ મનુષ્ય બનેલું છે. આ જગતના બધા વહેવારો મન વડેજ ચાલી શકે છે. જેનું મન ભ્રમિત થઇ જાય તે માણુસ દીવાનો બની જાય છે. બધી જાતના ગાંડપણુમાં મનનો બગાડ એજ વાત મુખ્ય હોય છે; કારણુ કે મન વડેજ માણુસ છે; માટે જો મનનું માપ કાઢતાં આવડે, મનને ઓળખી લતાં આવડે, મનનો અને દેહનો શું સંબંધ છે એ જાણી લેતાં આવડે તો તેમાંથી ઘણું કામ થઈ જાય છે; માટે જો હરિજન થવું હોય અને ધર્મના નિયમો પાળી પરમકૃપાળુ પરમાત્માના માર્ગમાં ચાલવું હોય, તો આપણે આપણા મનનું માપ કાઢતાં શીખવું જોઇએ અને એ વાત શીખવા સારુ મનનો ને જીવાત્માનો શું સંબંધ છે એ વાત જાણવી જોઇએ. ઇન્દ્રિયોની મન ઉપર કેટલી સત્તા ચાલે છે અને મનની ઇન્દ્રિયો ઉપર કેટલી સત્તા ચાલે છે, તે બાબત સમજવી જોઇએ. મન ઘણે ભાગે હમેશાં કયા કયા વિષયોમાં ફરે છે ? તેની તપાસ કરવી જોઇએ, મનને હમણાં કયી વસ્તુઓ ગમે છે અને ખરી રીતે જોતાં કયી વસ્તુ ગમવી જોઇએ, તેનો વિચાર કરવો જોઇએ. મનને આપણે

કાબૂમાં રાખી શકીએ તેમ છીએ કે નહિ અને હાલમાં તે કેટલા ટકા આપણા વશમાં છે તેનું માપ કાઢવું જોઇએ. જુદા જુદા મહાત્માઓએ પોતાના મનને વશ કરવા માટે કયી કયી જાતના ઉપાયો અજમાવ્યા હતા, તે વાત તેમનાં જીવનચરિત્રોમાંથી તથા બીજા અનુભવી સંતો પાસેથી જાણી લેવી જોઇએ અને મનને વશ કરવાના એ સિવાય બીજા જે જે ઉપાયો મળી આવે તેમાંથી જે ઉપાય આપણી પ્રકૃતિ પ્રમાણે આપણને અનુકૂળ આવે તેવા હોય તે ઉપાયો અજમાવવા જોઇએ; કારણ કે મનને વશ કરવા ઉ-પરજ ધર્મનો બધો આધાર છે. મનને માર્યા વિના ધર્મની બીજી બધી ક્રિયાઓ બહારની બહાર રહી જાય છે; પણ જ્યારે મનને રોકવાની ચાવી મળી જાય, ત્યારે બીજા ઘણા ધર્મો બહુ સહેલા-ઇથી પાળી શકાય છે; માટે જો ખરા હરિજન થવું હોય, જલદી-થી ધર્મના માર્ગમાં આગળ વધવું હોય, બીજાઓ વરસોનાં વરસો ગુમાવ્યા છતાં પણ જે કામ કરી શકતા નથી, તે કામ બહુજ ટૂંકી મુદતમાં કરી લેવું હોય અને હમણાં ધર્મ પાળવામાં જે જે મુશ્કેલીઓ લાગે છે, તે બધી મુશ્કેલીઓને બહુજ સહેલાઇથી જીતી લેવી હોય, તો હે હરિજનો! તમે તમારા મનનું માપ કર-તાં શીખો, તમે તમારા મનને કાબૂમાં રાખતા શીખો. એટલે બ-હુજ થોડા વખતમાં અને બહુજ સહેલાઈથી ધર્મના માર્ગમાં તમે ખૂબજ આગળ વધી શકશો, એમાં કાંઈ પણ શક નથી; માટે ભાઈઓ! હવે વગરજરૂરનાં બીજી ઘણી જાતના માપ કાઢવાં છોડી દો; પ્રથમ તમારા મનનું માપ કાઢતાં શીખો, તમારા મનનું માપ કાઢતાં શીખો; એવી અમારી ભલામણ છે."

---

## ૪૦—તમે હમણાં જે ભજન કરો છો તે તો નાસ્તો કરવા જેવું છે; એ કાંઈ જમવા જેવું નથી

ઘણા હરિજનો પોતપોતાના નિયમ પ્રમાણે હમેશાં કાંઇ કાંઇ ભજન કર્યા કરે છે. જેમકે કોઇ માણસો દર્શન કરવા જાય છે, કોઈ માણસો પાઠપૂજા કરે છે, કોઈ માણસો ભગવાનના ગુણનાં ભજનો ગાય છે, કોઇ માણસો પ્રભુના નામનું સ્મરણ કરે છે, કોઈ માણસો પ્રભુને અર્થે કોઈ કોઇ જાતનાં વ્રત કરે છે, કોઈ માણસો જુદી જુદી પર્વણીને દિવસે જુદી જુદી જાતનાં દાન આપે છે, કોઇ

માણસો પોતપોતાની રીત પ્રમાણે સ્નાનસંધ્યા કરે છે, કોઇ કોઇ માણસો ખાવાપીવાના નિયમોમાં ઘણી જાતના વિધિનિષેધ પાળે છે, કોઇ કોઇ માણસો શરીરનાં બહારનાં ચિહ્નો ઉપર ભાર મૂકે છે અને જુદાં જુદાં માણસો પોતપોતાના સંપ્રદાયની રીતો પ્રમાણે ધર્મની કાંઇક કાંઇક ક્રિયાઓ કર્યા કરે છે; પણ આ બધું કરવા છતાં તેઓને તેઓના અંતરમાંથી જે એક જાતનો ખરેખરો મહાઆનંદ મળવો જોઇએ તે મળતો નથી, આ બધું કરવામાંથી જે એક જાતની અંતરની ખરેખરી તૃપ્તિ થવી જોઇએ તે તૃપ્તિ થતી નથી અને આ બધું કર્યાથી એક જાતના ઈશ્વરી મહાન આનંદમાં જીવન વ્યતીત થવું જોઇએ તેમ થતું દેખાતું નથી; તેથી આગળ વધેલા જિજ્ઞાસુ હરિજનો કોઈ મહાત્માઓની પાસે જઇને કહે છે કે, "મહારાજ! અમે ધર્મની ઘણી જાતની ક્રિયાઓ કરીએ છીએ, પણ અમને જે જાતનો અંતરમાંથી આનંદ મળવો જોઇએ તે આનંદ હજી મળતો નથી એનું કારણ શું?"

આ સવાલ સાંભળીને મહાત્મા કહે છે કે, "ભાઈ! હાલમાં તમે જે કંઈ ભજન કરો છો તે તમારું ભજન હજી માત્ર નાસ્તો કરવા જેવું છે અને નાસ્તામાં તો થોડીક વસ્તુઓ ખાવાની હોય છે, નાસ્તામાં કાંઈ ઘણી વસ્તુઓ હોતી નથી તેમજ પેટ ભરીને ખાવાનું હોતું નથી; પણ ઘણી જાતના સ્વાદ સાથે પેટ ભરીને ખાવાનું તો જમતી વખતેજ બને છે; માટે યાદ રાખજો કે, નાસ્તો કરવો એ પણ એક જાતનું ભોજન છે; પણ તે અધૂરું ભોજન છે અને અધૂરા ભોજનથી કાંઈ પૂરેપૂરી તૃપ્તિ થાય નહિ; તેમજ તમે હાલમાં જે ભજન કરો છો, તે પણ હજી બહારનું ભજન છે; કારણ કે હમણાં ભજન માટે તમે જે જે ક્રિયાઓ કરો છો તે બધું કાંઇક લાભેલોભે કરો છો, થોડુંક દેખાદેખીથી કરો છો, થોડુંક ટેવ પડી ગઈ તેને લીધે કરો છો, થોડુંક વંશપરંપરાના સંસ્કારો છે તેને લીધે કરો છો, થોડુંક વિવેકને લીધે કરો છો, થોડુંક ગાડરિયા પ્રવાહની પેઠે કરો છો અને થોડુંક તમારા મનની મોજને ખાતર કરો છો, એટલે તમારું હમણાંનું ભજન બધું બહારનું બહાર રહી જાય છે, તેથી તમારા હમણાંના ભજનમાં અંતરનું ઊંડાણ બહુ થોડું હોય છે; શ્રદ્ધાનું તત્ત્વ બહુ ઓછું હોય છે; પરમકૃપાળુ પરમાત્માની કૃપાનું તત્ત્વ તેમાં ઓછું હોય છે; પ્રભુ કરાવે છે તેમ હું કરું છું એમ ભગવદ્ઇચ્છાને આધીન થવાનું તત્ત્વ બહુ ઓછું

હોય છે, પ્રભુનો મહિમા સમજીને કરેલું બહુ થોડું હોય છે અને ભજન કરવું એ મારી ફરજજ છે, એમ સમજીને કરેલું બહુજ થોડું હોય છે. એથી તમને તમારું ભજન હમણાં જરાક આનંદ આપી શકે છે અને નાસ્તા જેવું જણાય છે; પણ જો તમે તમારા અંતરમાં જરા વધારે ઊંડા ઊતરો; જે મુકામ ઉપર પહોંચીને ભજન કરવાનું હોય છે તે મુકામ પર પહોંચીને ભજન કરતાં શીખો; તમારા આત્માનું બળ સમજીને આત્મા વડે પરમાત્માને પકડતાં શીખીને પછી ભજન કરો; પ્રભુનો મહિમા સમજીને પછી ભજન કરો અને પ્રભુના પ્રેમમાં ડૂબી જઇને પછી ભજન કરો, તે ભજનની ખૂબી કાંઇક ઓરજ છે અને આવું જે ભજન થાય તેને અમે જમવું કહીએ છીએ; કારણ કે ભોજનથી જેમ પેટ ભરાઈ જાય છે અને એક જાતની તૃપ્તિ થઇ જાય છે; તેમજ આવી જાતનું ભજન કરવાથી પણ અંતરમાંથી એક જાતની મહાન અલૌકિક તૃપ્તિ મળી જાય છે અને અંતરમાંથી હમેશાં મળતા એજ જાતના અવર્ણનીય આનંદમાં રહી શકાય છે. જ્યારે એમ થાય ત્યારેજ સાચું ભજન થયું કહેવાય છે, પણ યાદ રાખજો કે, આવી જાતનું ભજન બહુ ધીમે ધીમે આવડે છે. જ્યારે આપણે આપણા મનનું માપ કાઢતા જઇએ અને ચેતી ચેતીને ચાલતા જઇએ, ત્યારે આવી જાતનું ભજન આવડે છે; જ્યારે હમેશાં સત્સંગમાં પડ્યા રહીએ અને મહાત્માઓને મોઢેથી આવી જાતનાં ભજનની કૂંચીઓ સાંભળ્યાં કરીએ, ત્યારે ધીમે ધીમે આવી જાતનું ભજન કરતાં આવડે છે; જ્યારે આપણા અંતરમાંથી સાચો તરફડાટ થાય અને આપણે આપણા મનમાંથી એમ ઠરાવ કરીએ કે, હવે અમારે પોલંપોલમાં પડયું રહેવું નથી, પણ હવે તો અમારે અમારા પરમકૃપાળુ પિતા પરમાત્માનું સાચેસાચું ભજન કરવું છે, ત્યારે આવું ભજન આવડે છે અને ઘણાંવરસો થયાં દુનિયાદારીની રીત પ્રમાણેનું ભજન કરીએ છીએ, છતાં પણ અમારાં પાપ હજી ગયાં નથી, માટે હવે અમારે ખરેખરી રીતે ચેતવું જોઇએ, એમ સમજીને બહુજ ધ્યાનપૂર્વક ભજન થાય ત્યારે તેમાંથી અંતે આવી જાતનું ભજન આવડે છે; માટે ઓ હરિજનો ! આ બધી વાતો જાણ્યા પછી હવે વ્યાવહારિક રીત પ્રમાણેના જરાક નાસ્તો કરવા જેવા અધૂરા ભજનમાં પડયા રહેશો મા, પણ જેમ બને તેમ અંતરમાંથી મહાઆનંદ મળે, સંપૂર્ણ તૃપ્તિ મળે, એક જાતની

ખરેખરી નિઃસ્પૃહીપણાની ખુમારીમાં રહેવાય અને પ્રભુ સાથે તન્મય થવાય એવી જાતનું ભજન કરજો એજ અમારી વિનતિ છે.”

## ૪૧–સમુદ્રમાં રહેવા છતાં સમુદ્રનાં તોફાન લાગે નહિ એવી યુક્તિ તમને આવડે છે?

એક મહાત્મા પોતાના હરિજનોને કહેતા હતા કે, “અહીં આવો, અહીં આવો. હું તમને આજે એક નવી વાત બતાવું.” એમ કહીને પછી તેમણે કહ્યું કે, “એક જગ્યા એવી છે કે, જ્યાં રહેવાથી અપમાન લાગતું નથી, એક જગ્યા એવી છે કે, જ્યાં રહેવાથી પાપ લાગતું નથી, એક જગ્યા એવી છે કે, જ્યાં રહેવાથી દુઃખ થતું નથી, એક જગ્યા એવી છે કે, જ્યાં રહેવાથી ફિકરચિંતા થતી નથી, એક જગ્યા એવી છે કે જ્યાં રહેવાથી મોતનો ભય લાગતો નથી, એક જગ્યા એવી છે કે, જ્યાં ઘડપણ આવી શકતું નથી અને એક જગ્યા એવી છે કે, જ્યાં જગતની કોઈ પણ જાતની ઉપાધિઓ નડી શકતી નથી. એ જગ્યા તમે જોઈ છે? આજે હું તમને એ જગ્યા બતાવવા ઇચ્છું છું.” એમ કહીને પછી તે મહાત્માએ કહ્યું કેઃ–

“ભાઈઓ! યાદ રાખજો કે, જ્યાંસુધી આપણે આ દુનિયામાં છીએ ત્યાંસુધી કોઈ ને કોઇ જાતનાં દુઃખો તો આવ્યાજ કરશે, કારણ કે આ સૃષ્ટિની રચનાજ એવી છે કે, કોઈ ને કોઈ જાતના ધક્કાઓ વાગ્યા વિના રહેજ નહિ. આપણે ગમે એટલા સંભાળી સંભાળીને ચાલીએ, ગમે એટલા બચી બચીને ચાલીએ અને ગમે એટલા છેટા છેટા ભાગીએ તોપણ કાંઈક ને કાંઈક મુશ્કેલીઓ તો આવવાનીજ, માટે એવી મુશ્કેલીઓથી બચવાનું ઠેકાણું જાણી લેવું એ દરેક હરિજનોનો ખાસ ધર્મ છે; કારણ કે જે હરિજનો એવી જગ્યા જાણતા હોય તેઓ નિર્વિઘ્નતાથી ભજન કરી શકે છે, પણ જે ભગતને એવું સલામત ઠેકાણું ન મળ્યું હોય તે ભગતોની સ્થિતિ હાલકડોલક થતા હોડકાના જેવી હોય છે, માટે હવે આજે તમને હું એ નિર્ભય સ્થળની વાત કહું છું.” એમ કહીને પછી તેમણે કહ્યું કેઃ–

સમુદ્રમાં તોફાન ન થાય એમ કાંઇ બને નહિ. સમુદ્રની ઉપર તો મોજાંઓ આવ્યાજ કરે અને પવનનાં તોફાનો થયાજ કરે

એમાં કાંઇ નવાઇ નથી, પણ યાદ રાખજો કે, એ તોફાનો સમુદ્રની ઉપરજ હોય છે, કાંઈ સમુદ્રની અંદરના ઊંડાણમાં એવાં તોફાનો હોતાં નથી, તેથી જ્યારે સમુદ્રમાં બહારનું તોફાન થાય ત્યારે કાચબાઓ તથા ઘણી જાતનાં માછલાંઓ અને બીજાં દરિયાઈ પ્રાણીઓ દરિયાના ઊંડા પાણીમાં ઊતરી જાય છે, એટલે ત્યાં તેઓને તોફાન લાગતું નથી. એ પછી જ્યારે દરિયામાં તોફાન મટે ત્યારે તેઓ પોતાનો ચારો ચરવા માટે પાણીની સપાટી ઉપર આવે છે; તેમજ અમે તમને કહીએ છીએ કે, સમુદ્રની અંદર જેમ તોફાન ન લાગે તેવી જગ્યા છે, તેમજ તમારા અંતરમાં પણ એક એવી જગ્યા છે કે, જ્યાં દુનિયાદારીના વ્યવહારનાં બહારનાં તોફાનો લાગતાં નથી, તમારા અંતરમાં એક એવી જગ્યા છે કે, જ્યાં માનાપમાન પહોંચતાં નથી, તમારા અંતરમાં એક એવી જગ્યા છે કે, જ્યાં અમીરાઇ કે ગરીબાઇ પહોંચતી નથી, તમારા અંતરમાં એક એવી જગ્યા છે કે જ્યાં કોઇ પણ જાતના રોગ જઇ શકતા નથી, તમારા અંતરમાં એક એવી જગ્યા છે કે જ્યાં કોઇ પણ જાતના દુઃખો પહોંચી શકતાં નથી અને તમારા અંતરમાં એક એવી જગ્યા છે કે, જ્યાં સદાય આનંદ, આનંદ ને આનંદજ રહે છે; તે જગ્યામાં જવાનું હું તમને કહું છું. એ મુકામે જો તમે પહોંચી જાઓ તો પછી જગતની કોઇ પણ વસ્તુ તમને હેરાન કરી શકે નહિ, એ જગ્યા ઉપર જો તમે પહોંચી જાઓ તો પછી નાની નાની બાબત સારુ હેરાન થવું પડે નહિ, એ જગ્યા ઉપર જો તમે પહોંચી જાઓ તો તમને કોઇ પણ જાતની ખોટ રહે નહિ અને જો એ જગ્યા ઉપર તમે પહોંચી જાઓ તો પછી તમારા સ્વાભાવિક આનંદનો પાર રહે નહિ, માટે હવે જો સાચા ભગત થવું હોય તો તમારા અંતરમાં રહેલા એ મુકામને શોધી કાઢો, એ આનંદના ઝરાને શોધી કાઢો, એ અમૃતના કૂવાને શોધી લો અને જે ઠેકાણે પ્રભુ પોતે બિરાજે છે, તે ઠેકાણે પહોંચવાથી પ્રભુ સાથે વાતો થઇ શકે છે અને જે ઠેકાણે પહોંચવાથી પ્રભુ સાથે તન્મય થઇ શકાય છે, તે ઠેકાણે પહોંચવાની કોશિશ કરો, એજ મારી ભલામણ છે.

"બંધુઓ! આ સાંભળીને તમારામાંથી કેટલાકોને એમ લાગશે કે, એ મુકામ વળી કયો? અને ત્યાં કેમ પહોંચાય? પણ યાદ રાખજો કે, એ મુકામ કંઇ તમારાથી અજાણ્યો નથી. કોઇ કોઇ વખત સહેજવાર તમે એ મુકામ ઉપર પહોંચી ગયેલા છો.

જુઓ, જરા યાદ કરો! કોઇ વખત ક્ષણ અર્ધી ક્ષણ એ મુકામ ઉપર પહોંચી ગયા હો અને ત્યાંનો આનંદ જરાક જોઇ લીધો હોય એમ લાગે છે કે નહિ! પણ હમણાં તમે તમારી મરજી પ્રમાણે એ મુકામ ઉપર પહોંચી શકતા નથી, તેમજ કોઇ વખત સ્વાભાવિક રીતે જરા વાર ત્યાં ચાલ્યું જવાય તોપણ એ પછી ઝાઝો વખત ત્યાં ટકી શકાતું નથી; માટે હવે તમારે જે કરવાનું છે તે એજ કે, એ જગ્યા ઉપર તમારી મરજી પડે ત્યારે જઇ શકો અને ઘણી વાર ત્યાં રહી શકો એમ થવું જોઇએ; અને જો અભ્યાસ રાખશો તો ધીરે ધીરે એમ પણ થઇ જશે એમાં કાંઇ શક નથી.

"તમને હજી પણ જો આ વાત ન સમજાતી હોય અને એમ લાગતું હોય કે, અમે કયારે એ મુકામ ઉપર પહોંચ્યા છીએ? તો હું કહું છું કે, જ્યારે તમે એ મુકામ ઉપર જરાક વાર કોઇક દહાડો પહોંચ્યા હતા ત્યારે તમે તમારા ક્રોધને રોકી શકયા હતા, જ્યારે કોઇક દિવસ તમે એ મુકામ ઉપર પહોંચ્યા હતા ત્યારે વધારે ભજન કરી શકયા હતા અને એ વખતના ભજનમાં કાંઇક અજબ જેવો આનંદ આવ્યો હતો; જ્યારે તમે એ મુકામ ઉપર પહોંચ્યા હતા ત્યારે તમારા મનના કેટલાક મુશ્કેલ સવાલોનો ખુલાસો થઇ ગયો હતો; જ્યારે તમે એ મુકામ ઉપર પહોંચ્યા હતા ત્યારે તમારો દિવસ અતિ આનંદમાં ગયો હતો; જ્યારે તમે એ મુકામ પર પહોંચ્યા હતા ત્યારે તમારા ચહેરા ઉપર કાંઇક નવું તેજ આવી ગયું હતું; જ્યારે તમે એ મુકામ ઉપર પહોંચ્યા હતા ત્યારે તમારી ઉદારતા વધી ગઇ હતી; જ્યારે તમે એ મુકામ પર પહોંચ્યા હતા ત્યારે તમારા મનમાંથી ઘણી જાતના વિચારો નીકળી ગયા હતા અને જ્યારે તમે જરાક વાર એ મુકામ પર પહોંચ્યા હતા, ત્યારે તમે જાણે કાંઇક દેવતાઇ આનંદ ભોગવતા હો તેવા બની ગયા હતા અને જાણે જરાક વાર નવી દુનિયામાં હો એમ તમને લાગી ગયું હતું, એ શું યાદ નથી? યાદ રાખજો કે, જ્યારે આપણી જિંદગીમાં આવી ક્ષણો આવી જાય છે, ત્યારે આપણે ઓચિંતા એ મુકામ ઉપર પહોંચી ગયેલા હોઇએ છીએ; પણ એ બધું કંઇક સંજોગોને આધારે અણધારી રીતે બની ગયેલું હોય છે, પણ એને બદલે હવે આપણે નિયમપૂર્વક આપણી ઇચ્છા પ્રમાણે એ ઠેકાણે પહોંચી શકીએ તેમ થવું જોઇએ અને જો તમે સત્સંગમાં પડયા રહો અને ભજનમાં મંડયા રહો તો એમ

બનવું એમાં પણ કાંઈ બહુ મુશ્કેલી નથી. પ્રભુ એવા દયાળુ છે કે, ક્ષણવારમાં તે એવી સ્થિતિ આપી દે છે, માટે ભક્તિમાં મંડયા રહો, ભક્તિમાં મંડયા રહો. એટલે એની મેળે મેળે એ મુકામે પહોંચતાં આવડી જશે અને એ મુકામે પહોંચવાની કૂંચીઓ પરમ કૃપાળુ પરમાત્મા તમને બતાવી દેશે. એમાં કાંઈ પણ શક નથી, માટે ભક્તિમાં મચ્યા રહો, મચ્યા રહો."

## ૪૨–જેમ બહારની સફાઇ રાખો છો તેમ હવે અંતરની સફાઇ રાખતાં પણ શીખો

અસલના વખતમાં આપણા બાપદાદાઓ બહારની સફાઈ રાખવાની બાબતમાં બહુ બેદરકાર રહેતા હતા. જેમકે એ વખતે ગટરો જેવાં સાધનો નહોતાં, છાણમૂતરના ઉકરડા ફળિયામાં જ્યાં ત્યાં રાખતા હતા, ગરીબ માણસો ઘણા દહાડા સુધી મેલાં લૂગડાં પહેર્યા કરતા હતા, છોકરાંઓ ધૂળમાં રખડ્યા કરતાં હતાં, તેમને નવરાવવા ધોવરાવવાની બહુ કાળજી રાખતી નહિ. એકજ ઘરની અંદર ગાયોભેંસો બાંધતા હતા તેથી તેના છાણમૂતરની વાસને લીધે મચ્છરો તથા ચાંચડો થતા હતા. આભડછેટનો ખ્યાલ પણ કાંઇક ઓછા હતા તેમજ છાણાંલાકડાંથી રસોઇ કરતા હતા; એટલે ચૂલામાં રાખના ઢગલાઓ ભર્યા રહેતા હતા. છોકરાંઓ ફળિયામાં પોતાના ઘર પાસે ઝાડોપિશાબ કર્યા કરતાં હતાં; કારણ કે તે વખતે સંડાસોની સગવડો નહોતી. લૂંટારાઓની બીકને લીધે સૌ બહુજ પાસે પાસે રહેવા ઇચ્છતા હતા અને ઘરને જેમ બને તેમ બારીબારણાં ઓછાં રખાવતા હતા, તેથી બહુ સાંકડી જગ્યામાં ઘણાં ઘરો બાંધતા હતા અને એ અંધારામાં કાંઈ હવા-અજવાળાનું ઠેકાણું નહોતું. આવી રીતે બીજી ઘણી બાબતોમાં બહારની સફાઇ રાખવામાં તેઓ અજ્ઞાન હતા અને હજુ પણ ઘણાં ગામડાંઓમાં આ પ્રમાણેજ બધું ચાલે છે. જો કે તે લોકો બહારની સફાઇમાં બેદરકાર હતા, છતાં પણ તેઓ પોતાનાં અંતરની સફાઇ રાખવાની બાબતમાં ઘણાજ સારા હતા, તેથી તેઓનાં અંતઃકરણ પવિત્ર હતાં; તેઓની અંદર સરળતા હતી, તેઓના સ્વભાવમાં એક જાતનું કુદરતી ભોળપણ હતું, તેઓના મનમાં અનેક જાતના પાપી વિચારો ભમ્યા કરતા નહોતા, તેઓને ઘણી જાતના ખોટા ખોટા સંકલ્પવિકલ્પ થયા કરતા નહોતા, તેઓને

ઘણી જાતના કુતર્ક કરતાં કે તર્કવિતર્ક કરતાં આવડતું નહોતું, તેઓ પોતાને સીધે રસ્તે ચાલ્યા જતા હતા. ગરીબાઈ તથા બીજાં જે કાંઇ દુઃખો આવી પડે તે દુઃખો તેઓ શાંતિથી ભોગવતા હતા અને દુઃખને વખતે એકબીજાને ખરા દિલથી મદદ કરતા હતા. તેઓ બનતા સુધી બહુજ સાચું બોલતા હતા, તેઓને બહુ જોખમનાં કામો કરવાં પડતાં નહિ અને તેઓને ઘણી જાતની ઉપાધિઓ ભોગવવી પડતી નહિ, તેમજ તેઓના મન ઉપર ઝાઝો બીજો બોજો પડતો નહિ, તેથી તેઓ બહારની સફાઇની બાબતમાં અજ્ઞાન હોવા છતાં પણ પોતાની અંતઃકરણની સફાઈ રાખવાની બાબતમાં બહુ નમૂનેદાર હતા; પણ ભાઇઓ ! આજના વખતમાં એથી ઊલટીજ વાત બની ગઇ છે, એટલે કે આપણે સૌ બહારની સફાઈ રાખવામાં બહુ પક્કા બની ગયેલા છીએ. જેમકે હજામત વારે વારે જલદી જલદી કરાવવી જોઇએ; લૂગડાં સફાઇદાર અને ચકચકિત પહેરવાં જોઇએ; ઘરમાં ઊંચી જાતનું ફર્નિચર જોઈએ, ઘરની આસપાસ ગંદકી ન હોવી જોઇએ; ઘરમાં જે સરસામાન હોય તેની ઉપર કચરો ન હોવો જોઈએ; રસ્તા વચ્ચે ઝાડોપિશાબ વિગેરે ગંદકી ન કરવી જોઇએ; શહેરના જાહેર રસ્તાઓ ઉપર અંધારું ન રહેવું જોઇએ; ઘરમાં હવાઅજવાળું ખૂબ મળી શકે તેવી રીતનાં બારીબારણાં હોવાં જોઇએ; જાનવરોને રાખવા માટેના તબેલા દૂર હોવા જોઇએ અને સફાઇદાર હોવા જોઇએ. રસોડાં અલગ હોવાં જોઇએ તથા ધુમાડો બહાર નીકળી જાય તેવાં ધુમાડિયાંવાળાં હોવાં જોઇએ; અગર કોલસા કે ગૅસથી રસોઈ બનાવવી જોઇએ; સાબુ લગાડીને ચોળીમસળીને નાહવું જોઇએ, મચ્છર, ચાંચડ, ઊંદર વિગેરે ઘરમાં ન થાય તેની સંભાળ રાખવી જોઇએ. આવી આવી ઘણી બાબતોમાં હાલના વખતમાં બહારની બહુ સફાઇ રાખવામાં આવે છે અને ઘરમાં કચરો ન રહે તેની સંભાળ લેવામાં આવે છે; પણ બીજી તરફ જયારે આપણે આપણા મન સામું જોઈએ, ત્યારે તેમાં ગોટાળા વધતા જાય છે. મનની સફાઇ રાખવાની બાબતમાં આપણે બહુજ ખરાબ સ્થિતિમાં આવતા જઇએ છીએ. જેમકે આપણે આપણા ઘણી જાતના વ્યવહારોમાં જેવી જોઇએ તેવી સફાઇ રાખી શકતા નથી, સાચું બોલવાની બાબતમાં ગોટાળા ચલાવવા પડે છે, અંતઃકરણમાં અનેક જાતની ઉપાધિઓ ભરેલી હોય છે, ઇન્દ્રિયો પોતપોતાના વિષયોની અંદર

બહુ જોરથી દોડ્યા કરે છે, સ્વાર્થની વૃત્તિ બહુજ પ્રબળ થઇ ગયેલી છે, પોતાના ગજા ઉપરાંત માણુસો ઘણી બાબતોમાં ઘણુંયે કરવાની દોડાદોડ કરે છે તેથી તેઓને બહુ તણાવું પડે છે અને રાતદહાડો એની ફિકરમાં રહેવું પડે છે. અભ્યાસની બાબતમાં પણ ઘણે ઠેકાણે જરૂર કરતાં ઘણો વધારે બોજો વિદ્યાર્થીઓની ઉપર પડે છે. ચા, પાન, તંબાકુ વિગેરે ઘણી ચીજોના કર લોકો પોતે પોતાની મેળે નાખે છે અને ખરચોનો બોજો વધારી દે છે. વળી ઘણાં માણુસો તો એમ સમજે છે કે, આજના વખતમાં લુચ્ચા માણુસો ઘણા છે. તેઓ આપણુને ફસાવી દેશે; માટે આપણે હોશિયારી રાખવી જોઇએ. એમ સમજીને પોતે સારા માણુસો હોય અને સરળ સ્વભાવના હોય, છતાં પણ ખાસ ચાહીને કેટલીક જાતની ઉપાધિઓ ને કેટલીક જાતના ભય પોતાના મનમાં આવવા દે છે. એ સિવાય ઘણી જાતના કાયદાઓ વધી પડવાને લીધે તથા જે માણુસ કાયદાથી માહિતગાર હોય તેને લાભ મળી જાય અને જે માણુસ કાયદાથી અજ્ઞાન રહે તે કોઈ વખત હેરાન થઇ જાય તેને લીધે ઘણાં માણુસો પોતાને જે બાબતો જાણુવાની જરૂર ન હોય તેવી બાબતો પણ જાણુવાની ઇચ્છા રાખ્યા કરે છે. હમેશાં છાપાંઓ વાંચવાની સગવડને લીધે તથા મુસાફરીનાં સાધનો તથા શોખ વધવાને લીધે પણ ઘણી જાતની ઉપાધિઓ ભોગવવી પડે છે અને જે વિચારોની પોતાને જરૂર ન હોય તેવા વિચારો પણ મગજમાં ઘૂસી જાય છે. આ સિવાય જિંદગીને ટકાવી રાખવા માટે ગુજરાનનાં જે સાધનો જોઇએ તે સાધનો મોંઘાં થતાં જાય છે અને તેમાં હરીફાઇ વધતી જાય છે. એટલે પોતાની રોટલી કમાઈ ખાવામાં પણ ઘણા લોકોને બહુજ મુશ્કેલી પડે છે. આવાં આવાં અનેક કારણોને લીધે ઘણાં માણુસો જેવી બહારની સફાઈ રાખે છે તેવી પોતાના મનની સફાઇ રાખી શકતા નથી અને અંતરની સફાઈ ન રહે તેને લીધે બીજી ઘણી જાતની ખરાબીઓ થાય છે. જેમકે:—

અંતરની સફાઈ ન રહે તેને લીધે પરમ કૃપાળુ પરમાત્માની સાચી ભક્તિ થઈ શકતી નથી; અંતરની સફાઇ ન રહે તે માણુસોને સાચું જ્ઞાન મળતું નથી; અંતરની સફાઈ ન રહે તે માણુસની તંદુરસ્તી સારી રહી શકતી નથી; અંતરની સફાઈ ન રહે તે માણુસથી ધર્મના ઊંચી જાતના નિયમો પાળી શકાતા નથી અને અંતરની સફાઈ ન રહે તે માણુસ ઊંચી જાતની ખરી

શાંતિ ભોગવી શકતો નથી; એટલુંજ નહિ પણ જે માણસ પોતાના અંતરની સફાઇ રાખી શકે નહિ, તે માણસની જિંદગી બગડી જાય છે, તેનું મોત બગડી જાય છે અને મરણ પછીની તેની સ્થિતિ પણ બગડી જાય છે. આવી ભયંકર ખરાબી ન થાય માટે દુનિયાનાં બધાં ધર્મશાસ્ત્રો તથા બધા મહાત્માઓ પોકારી પોકારીને કહે છે કે, ભાઇઓ અને બહેનો! તમારાં અંતર સાફ રાખો, તમારાં અંતર સાફ રાખો; કારણ કે એકલી બહારની સફાઇથી કાંઇ આરો આવવાનો નથી; પણ જરૂર જેટલી બહારની સફાઇની સાથે જયારે અંતરની ખરી સફાઈ આવશે, ત્યારેજ સાચા ભગત થઈ શકાશે; માટે જો સાચા ભગત થવું હોય તો અંતઃકરણની સફાઇ રાખો! અંતઃકરણને ચોખ્ખું રાખવાની કોશિશ કરો! કારણ કે જે માણસનું અંતઃકરણ ચોખ્ખું ન હોય તે માણસના મનમાં શ્રદ્ધા આવી શકતી નથી, જેનું અંતઃકરણ ચોખ્ખું ન હોય તે માણસ પ્રેમપૂર્વક તપશ્ચર્યા કરી શકતો નથી, જે માણસનું અંતઃકરણ ચોખ્ખું ન હોય તે માણસનું ધ્યાન પ્રભુના સ્વરૂપમાં જામી શકતું નથી, જે માણસનું અંતઃકરણ ચોખ્ખું ન હોય તે માણસને પ્રભુનાં ગુણગાન કરવામાં રસ આવતો નથી, જે માણસનું અંતઃકરણ ચોખ્ખું ન હોય તે માણસ બહુ છૂટથી પ્રભુને અર્થે દાન આપી શકતો નથી, જે માણસનું અંતઃકરણ ચોખ્ખું ન હોય તે માણસ સુખદુઃખને વખતે ભગવદ્‌-ઇચ્છાને આધીન થઇ શકતો નથી, જે માણસનું અંતઃકરણ ચોખ્ખું ન હોય તે માણસ પ્રભુનો ઉપકાર માની શકતો નથી, જે માણસનું અંતઃકરણ ચોખ્ખું ન હોય તેને ઈશ્વરીજ્ઞાનનાં રહસ્યો સમજાતાં નથી અને જે માણસનું અંતઃકરણ ચોખ્ખું ન હોય, તેઓ ધર્મની જે જે ક્રિયાઓ કરે તે તે બધી બહારની બહારજ રહી જાય છે. આમ હોવાથી મલિન અંતઃકરણવાળાં માણસો ધર્મના રસ્તામાં આગળ વધી શકતાં નથી. મલિન અંતઃકરણવાળાં માણસો પોતાનાં બીજાં ભાઇબહેનોને ખરેખરી મદદ કરી શકતાં નથી અને મલિન અંતઃકરણવાળાં માણસો પોતાના આત્માનું પણ કલ્યાણ કરી શકતાં નથી; ત્યારે તેઓ ઈશ્વરની હજૂરમાં અનંતકાળના મોક્ષધામના આનંદો તો કયાંથીજ ભોગવી શકે? અને જન્મમરણના ફેરામાંથી તો કયાંથીજ છૂટી શકે? અંતઃકરણને સાફ ન રાખવાને લીધે આટલી બધી મહાન

ખરાબી થાય છે; માટે ઓ હરિજનો ! છેવટે તમને એજ વિનતિ છે કે, જેમ બહારની સફાઇ રાખવાની મહેનત કરો છો, તેમ તમારા અંતઃકરણને સાફ રાખવાની પણ કોશિશ કરજો! એટલે ધીરે ધીરે પ્રભુ તમને પવિત્રતા આપશે અને તેમાંથી આગળ જતાં બહુજ મોટા લાભ થશે, એમા કાંઇ પણ શક નથી, એ નક્કી સમજજો.

## ૪૩–સુખી થવું હોય તો ભારને માથા ઉપર રાખી મૂકો મા; પણ નીચે મૂકી દો

બંધુઓ ! યાદ રાખજો કે, માથા પર ભાર રાખીને કોઇ પણ માણસ સુખી થઇ શકતો નથી. જ્યારે ભારને નીચે મૂકી દઇએ ત્યારેજ સુખ મળે છે, પણ કેટલાક માણસો એવા હોય છે કે, ભાર નીચે મૂકી દેવાની તેમને તક મળેલી હોય છતાં પણ તેઓ પોતાના માથા ઉપરના ભારને નીચે મૂકી શકતા નથી. જેમકેઃ–

અમે એક ગામડામાં જોયેલું છે કે, એક જંગલી ગામડિયો ઘાસની ભારી માથા ઉપર લઇને આવતો હતો, એટલામાં પોતાની ઓળખાણવાળા કોઇ માણુસનો ઘોડો દામણ તોડાવીને ભાગી જતો હતો, તે તેના જોવામાં આવ્યો, તેથી તે ઘોડાને તેણે પકડ્યો અને એ ઘોડા ઉપર તે ગામડિયો ચડી બેઠો, પણ પોતાની પાસે જે ઘાસની ભારી હતી, તે પોતાને માથેજ રાખી મૂકી. આવી રીતે ઘોડો બેસવાને મળ્યો છતાં પણ ઘાસની ભારીનો બોજો પોતાના માથા ઉપરથી ઘોડા ઉપર મૂકવાનું તેને સૂઝ્યું નહિ, તેથી પોતે ઘોડાને દોડાવે અને માથે ખડની ભારી એક હાથે સાચવ્યા કરે. આ દેખાવ બહુ જોવાલાયક અને હસવાલાયક હતો અને તેવા દેખાવો કોઈક વખતે નજરે પડે છે એમ કંઇ નથી. પણ ગામડાંઓમાં તો આવા બનાવો વારંવાર જોવામાં આવે છે. આ વાત સાંભળીને ઘણાં માણસોને એમ લાગશે કે, એ ગામડિયાનું ચિત્ર તો સિનેમેટોગ્રાફમાં લઇ લેવું જોઇએ અને એ અક્કલનો નમૂનો સૌને બતાવવો જોઇએ. આમ આપણે તેની મશ્કરી કરીએ છીએ, પણ એક મહાત્મા કહેતા હતા કે, બંધુઓ ! તમે કોઇ તમારા મનમાં ફુલાશો મા. તમે પણ ઘણી બાબતોમાં એ ગામડિયાના જેવાજ છો, કારણ કે જે ભાર તમે તમારા માથા ઉપરથી ઓછો કરી શકો તેમ છો, તેવા ભારનો બોજો પણ તમે વિનાકારણ તમારા

ઉપર લઈને ફર્યા કરો છો. તમે કહેશો કે, એ કેવી રીતે? તો એના જવાબમાં જાણવું જોઇએ કે:–

આપણો કેટલોક ભાર પ્રભુ પોતે ઉપાડવાને તૈયાર છે, છતાં પણ આપણી લગામ આપણે તેના હાથમાં સોંપતા નથી. આપણો કેટલોક ભાર આપણા સદ્‌ગુરુઓ ઉપાડવાને તૈયાર છે, પણ આપણને તેમની ઉપર શ્રદ્ધા નથી, તેથી આપણે આપણો ભાર તેમને સોંપી શકતા નથી. આપણો કેટલોક ભાર આપણા વડીલો તથા આપણા કુટુંબનાં બીજાં માણસો ઉપાડવા તૈયાર છે, પણ એમાં આપણું દોઢડહાપણ આપણને નડે છે, તેથી આપણે આપણો બોજો તેઓને સોંપી શકતા નથી. આપણો કેટલોક ભાર આપણા મિત્રો તથા આપણી સમાજો ઉપાડવા તૈયાર છે, પણ તેઓને આપણો ભાર સોંપવાનું આપણને ગમતું નથી. આપણો કેટલોક ભાર આપણા શ્રીમંતો, આપણા વિદ્વાનો તથા આપણા રાજાઓ ઉપાડવાને તૈયાર છે, પણ આપણે વધારાની મદદનો પણ જેવો જોઇએ તેવો લાભ લઈ શકતા નથી, તેથી પરિણામ એ થાય છે કે, આપણા ભારની વહેંચણી ન કરી નાખવા માટે ઘણી જાતનાં સાધનો હોવા છતાં બધો ભાર આપણે આપણી પોતાની ઉપરજ ઉપાડ્યા કરીએ છીએ ને એ બોજા નીચે કચરાઇને દુઃખી થયા કરીએ છીએ, છતાં પણ એ ભાર ઓછો કરવાનું આપણને સૂઝતું નથી.

બંધુઓ! ભારને ઓછો કરવો એટલે શું કરવું? એવો સવાલ પૂછવાનું ઘણાં ભાઇબહેનોને મન થાય એ સ્વાભાવિક છે. એના જવાબમાં સંતો કહે છે કે:–

કેટલીક બાબતમાં કેટલીક જાતનાં દુઃખો જે આપણાથી મટી શકે તેવાં ન હોય, તેવી બાબતનો ભાર આપણે દૈવેચ્છા ઉપર સોંપી દેવો જોઈએ; આપણી જિંદગીમાં કેટલીક જાતના અણધાર્યા બનાવો બની જાય તેનો ભાર પ્રારબ્ધ ઉપર ફેંકી દેવો જોઇએ, કેટલીક જાતની અગવડોનો ભાર સંજોગોના આધાર ઉપર છોડી દેવો જોઇએ, કેટલીક જાતની ઉપાધિઓનો ભાર આપણા પોતાના સ્વાર્થ તથા અજ્ઞાનપણા ઉપર મૂકવો જોઇએ અને એ માટે એમ દિલાસો લેવો જોઈએ કે, જે બની ગયું તે બની ગયું. હવે ફરીથી એવી ભૂલ થવા દઇશું નહિ, એમ સમજીને એ બાબતનો ખ્યાલ મનમાંથી કાઢી નાખવો જોઇએ. કેટલીક જાતનો ભાર ક્ષમાને સોંપી દેવો જોઇએ, એટલે કે આપણાં સગાંવહાલાંઓની કે મિત્રોની જે

નાનીમોટી ભૂલો થયેલી હોય તે બાબતમાં જરા બની ના બની કરતાં ને માફ કરતાં આવડે તો ઘણો ભાર ઓછો થઇ જાય છે. જરા વધારે ઉદારતા રાખતાં આવડે તો આપણી ઉપરનો ઘણો ભાર ઓછો થઈ જાય છે અને જે ભારને લોભ વધારી દે છે, તે ભારને ઉદારતા પોતાની ઉપર ઉપાડી લેછે. જરાક ક્રોધને રોકતાં આવડે અને શાંતિમાં રહેતાં આવડે, તો આપણા મગજ ઉપરનો ઘણો બોજો ઓછો થઇ જાય છે; કારણ ક્રોધના ભારને શાંતિ ઉપાડી લે છે. જરાક ઇન્દ્રિયોને વશ રાખતાં શીખીએ તો આપણા ઉપરથી ઘણી જાતનો ભાર ઓછો થઈ જાય છે; કારણ કે ઇન્દ્રિયનિગ્રહને ઘણી જાતનો ભાર ઉપાડતાં આવડે છે; જરાક મોજશોખ ઓછા કરીએ તો ઘણી જાતના ભાર ઓછા થઇ જાય છે અને ઘણી જાતના નકામા કર આપણી ઉપરથી હમેશાંને માટે નીકળી જાય છે. જો આપણે કોઇ સત્સંગમંડળમાં ભળી જઇએ, તો આપણો ઘણો ભાર સત્સંગ ઉપાડી લે છે; એટલુંજ નહિ પણ બીજી કોઇ પણ બાબતો કરતાં સત્સંગ સૌનો એટલો બધો ભાર ઉપાડી શકે છે કે, તે જોઇને આપણને અજાયબી લાગ્યા વિના રહે નહિ; અને બંધુઓ! ભાર ઓછો કરવાને સૌથી સારામાં સારી અને સહેલામાં સહેલી રીત એ છે કે, પ્રભુપ્રેમને વધારવો, પ્રભુના ગુણ ગાવા, પ્રભુનો મહિમા સમજવો, પ્રભુના નામનો જપ કરવો અને પ્રભુ સાથે તન્મય થવાય તેવી રીતે વર્તવું. જો એમ કરતાં આવડે તો આપણા ઉપરનો ઘણો ભાર ઓછો થઇ જાય છે અને જ્યારે ભાર ઓછો થાય ત્યારેજ ખરું સુખ મળે છે; માટે ભાઇઓ અને બહેનો! જો સુખી થવું હોય તો તમારી ઉપરના પ્રપંચના ભારને ઓછો કરો, તમારી ઉપરના માયાના ભારને ઓછો કરો, તમારી ઉપરના અભિમાનના ભારને ઓછો કરો, તમારી ઉપરના મોહના ભારને ઓછો કરો અને તમારી ઉપરના તમારા ખાનગી સ્વાર્થોના ભારને ઓછો કરો તથા એ બધું કરવા માટે ઉપર જણાવેલી કૂંચીઓ ધ્યાનમાં રાખી તે પ્રમાણે વર્તવાની કોશિશ કરો, એટલે ધીમે ધીમે તમારી ઉપરનો ભાર ઓછો થતો જશે અને જેમ જેમ ભાર ઓછો થતો જશે, તેમ તેમ દિનપ્રતિદિન તમે વધારે વધારે સુખી થતા જશો, તેમાં કાંઇ પણ શક નથી; માટે ભાર ઓછો થાય તેમ કરો, ભાર ઓછો થાય તેમ કરો. એજ અમારી ભલામણ છે.

---

## ૪૪–ભક્તો લંગરવાળા વહાણુ જેવા હોય છે અને સાધારણ માણસો લંગર વિનાના વહાણુ જેવા હોય છે

કોઈ એક ગામમાં બહુ મોટા ભગત આવવાના હતા, તેથી ઘણા દહાડા થયાં એ ભગતના ગુણોની અને તેમની મોટાઈની તથા તેના ચમત્કારની ઘણી વાતો ઘણા લોકો કર્યા કરતા હતા. બજારમાં, દુકાનોમાં, ઘરોમાં, નિશાળોમાં, કચેરીમાં અને બીજે બધે ઠેકાણે એ ભગતનીજ વાતો ચાલી રહી હતી, તેથી કેટલાક અજાણ્યા ગામઠી માણસોને, કેટલાક નાના છોકરાઓને અને કેટલીક બાઇઓને એમ લાગતું હતું કે, એ ભગત તો કોણ જાણે કેવા ને કેવા હશે ? એમ ધારીને એ ભગતને જોવા માટે અને તેની વાણી સાંભળવા માટે ઘણા લોકો બહુજ અધીરા થઈ ગયા હતા. એ પછી નીમેલે દિવસે ભગત આવી પહોંચ્યા, ત્યારે તેમને તેડવા માટે ઘણે દૂર સુધી માણસો ગયાં અને બહુ મોટી ધામધૂમથી સામૈયું કરીને ભગતને પોતાના ગામમાં તેડી લાવ્યા. તે પછી ભગતે ઉપદેશના થોડાક શબ્દો કહ્યા. એ ભગત બહુ સાદા હતા, તેમનું શરીર પણ સાધારણ કદનું હતું, તેઓની બોલવાચાલવાની રીત પણ સાદી હતી અને તેમણે પોતાના ઉપદેશમાં જે વિચારો જણાવ્યા, તે પણ સૌ માણસોએ વારે વારે સાંભળેલા હોય તેવાજ હતા. ભગતના પોષાકમાં, શરીરના દેખાવમાં, રીતભાતમાં કે બોલવાચાલવામાં બીજા માણસોના કરતાં કોઇ ખાસ વિશેષતા ઘણાં માણસોને દેખાઈ નહિ, તેથી એવા કેટલાક માણસો પોતપોતાની અંદર અંદર વાતો કરવા લાગ્યા કે, “ આપણે તો જાણતા હતા કે, આ ભગત તો કોણ જાણે કેવા ને કેવા હશે ! પણ આમાં તો કાંઈ દેખાતું નથી. એ તો આપણી પેઠેજ ખાય છે, પીએ છે, ફરે છે, હરે છે, બોલે છે, ચાલે છે, લૂગડાંલત્તાં આપણા જેવાંજ પહેરે છે, આપણી પેઠેજ લેવડદેવડ કરે છે અને જેમ આપણે આપણા ઘરનાં કામકાજો કરીએ છીએ, તેમજ તે પણ પોતાના ઘરનાં કામકાજો કરે છે. એમાં શું વિશેષતા છે ? અને આટલા બધા લોકો શા માટે તેની પાછળ પડાપડી કર્યા કરે છે ! તે કાંઇ અમને સમજાતું નથી. અમને તો એમ લાગે છે કે, માણસો બધાં ગાડરિયા પ્રવાહ જેવાં છે. તેઓ કાંઇ વિચારીને કામ લેતાં નથી. ઘણા જણા કહે છે કે, ભગત બહુ મોટા, ભગત બહુ મોટા, એટલે સૌ જણ એ

વાત માની લઈને તેની પાછળ દોડાદોડ કરી મૂકે છે, બાકી વાતમાં કંઈ માલ હોતો નથી. કેમ ખરું કે નહિ ?"

એ સાંભળીને ત્યાં બેઠેલા ભગતનું હૃદય સમજનારા એક હરિજને કહ્યું કે, "ભાઈ! એમ બહારના દેખાવ ઉપરથી કાંઇ ભગતની કિંમત થાય નહિ, પણ ભગતની કિંમત તો તેઓના પ્રભુપ્રેમ ઉપરથી અને તેઓની રહેણીકરણી ઉપરથી થાય છે. ભગતોમાં જો કાંઇ આપણા કરતાં ખાસ વિશેષતા ન હોય તો લોકો કાંઈ એવા મૂર્ખા નથી કે તેમના પગમાં જઇને પડે. બેશક, એવી બાબતોમાં દેખાદેખી પણ બહુ ચાલે છે, છતાં જે સાચા ભગતો હોય છે તેમનામાં દુનિયાદારીના બીજા લોકો કરતાં ઘણીજ વિશેષતા હોય છે, પણ ભગતોની એ વિશેષતા સમજવા માટે પણ આપણામાં કાંઇક જોઇએ છે."

તે સાંભળીને પેલા માણસે કહ્યું કે, "ભગતોમાં શી વિશેષતા હોય છે? તે મને સમજાવો."

ત્યારે તે હરિજને કહ્યું કે, "ભાઈ! આપણી સ્થિતિ અને ભગતની સ્થિતિ વચ્ચે બહુ તફાવત હોય છે. તેમાં પહેલી વાત એ હોય છે કે, લંગર વિનાનું વહાણ જે બાજુ વાયુની લહેરો આવે તે બાજુ તણાયા કરે છે અને જેમનો પવન આવે તે પ્રમાણે ઝાડનાં પાંદડાં હાલ્યા કરે છે. સુકાન વગરનું વહાણ કે ઝાડની નાની ડાળીઓ લહેરોની સામે કે પવનની સામે ટકી શકતી નથી, તેના જેવી આપણી સ્થિતિ હોય છે. તેથી જયારે કોઇ પણ સુખનો પ્રસંગ આવી પડે, ત્યારે આપણે રાજી રાજી થઈ જઇએ છીએ; જરાક જેટલો લાભ મળે તો ફુલાઈ જઇએ છીએ અને કોઈ આપણને જરાક વધારે માન આપે કે તરતજ આપણે આપણા મનમાં ને મનમાં મલકાયા કરીએ છીએ અને જાણે આપણામાં કાંઇક આવી પડયું હોય એમ માની લઇએ છીએ. આવી રીતે આપણે સુખને જીરવી શકતા નથી, ત્યારે દુઃખની તો વાતજ કયાં કરીએ? જરાક જેટલું દુઃખ આવે એટલામાં કાયર થઇ જઇએ છીએ; નજીવાં દુઃખોની પણ સૌની પાસે બહુ મોટી મોટી ફરિયાદો કર્યા કરીએ છીએ; જે દુઃખ ભવિષ્યમાં આવવા ધાસ્તી લાગતી હોય તેવાં દુઃખોને માટે પણ હમણાંથીજ દુઃખી થયા કરીએ છીએ અને સાપ, વાઘ કે વરુથી ડરીએ તે કરતાં પણ નાનાં નાનાં દુઃખોથી વધારે ડર્યા કરીએ છીએ; પણ ભગતોની સ્થિતિ એથી તદ્દન જુદી-

જ હોય છે. તેઓ લહેરોના કે પવનના ઝપાટાથી ઝૂકી જતા નથી અને તેઓ કોઇ લંગર વિનાના વહાણના જેવા રહેતા નથી; પણ તેઓએ તો પોતાના વહાણનાં લંગરો બહુ મજબૂતીથી નાખેલાં હોય છે, એટલે એવી બાબતોના તેઓને બહુ મોટા ધક્કા લાગતા નથી અને પવનના બહુ નાના નાના ઝપાટાની તો તેઓને દરકાર હોતી નથી. પવનના ઝપાટાથી જેમ ઝાડનાં ઠૂંઠાંઓ હાલે નહિ, તેમ તેઓ સુખદુઃખના ઝપાટાથી ચલાયમાન થતા નથી; કારણ, કે જેની પાસે ધન ન હોય તેને જ્યારે ઓચિંતુ ધન મળે, ત્યારે તે બહુજ આનંદમાં આવી જાય છે અને તેનાથી એ આનંદ જીરવી શકાતો નથી, તેથી તે ઊભરાઈ જાય છે, તે છલકાઈ જાય છે; પણ જે શેઠિયાની પાસે લાખો રૂપિયા હોય તેને થોડાક બીજા વધારે પૈસા મળે, તો એથી કાંઇ તેને હરખસનેપાત થઇ જાય નહિ; તેમજ જે સાચા ભગતો હોય છે, તેઓ પોતાના અંતરમાંથી ઈશ્વરી આનંદના મહાન ભોગો ભોગવ્યા કરે છે, એટલે બહારનાં જે કાંઇ સુખો મળે તે સુખો તેઓને બહુજ નજીવાં લાગે છે, તેથી એવાં સુખોમાં તેઓ સપડાઇ જતા નથી, એટલે પોતાના મનનું સમતોલપણું જાળવી શકે છે; પણ જે વ્યાવહારિક માણસ હોય છે, તેઓના અંતરમાં પ્રભુપ્રેમનો આનંદ હોતો નથી, તેઓની અંદર ધર્મના બળનો આનંદ હોતો નથી, તેઓની જિંદગીમાં સૌ સાથે આત્મભાવ રાખવાની મીઠાશ હોતી નથી અને ભગતની અંદર જે કુદરતી માનસિક આનંદ હોય છે, તે આનંદ તેઓની અંદર હોતો નથી, તેથી તેઓને બહારના લૂગડાંલત્તાંના, માનપાનના કે ધનધાન્યના નાનકડા લાભ મળે એટલામાં પણ તેઓ રાજી રાજી થઈ જાય છે અને ફુલાઇ જાય છે. એ બધા આનંદોના કરતાં વધારે મોટો આનંદ ભગતોના અંતરમાં ભરેલો હોય છે, તેથી તેઓને આવી જાતના આનંદોની દરકાર હોતી નથી; તેજ પ્રમાણે વ્યવહારની અંદર જે જે જાતનાં દુઃખો છે, તે તે બધાં દુઃખોની અસર કેટલી બધી થોડી હોય છે, એ બધાં દુઃખો કેટલી થોડી વાર રહેનારાં હોય છે, એ બધાં દુઃખો કેવાં નજીવાં કારણોમાંથી ઉત્પન્ન થયેલાં હોય છે અને એ બધાં દુઃખોને કેમ દૂર રાખી શકાય તે વાતની કૂંચીઓ ભગતોના અંતરમાં ઊતરી ગયેલી હોય છે અને એ બધી બાબતો તેઓના અનુભવમાં આવી ગયેલી હોય છે, તેથી બીજા લોકો જેમ દુઃખથી દબાઇ જાય તેમ તેઓ દુઃખ-

થી દબાઈ જતા નથી, દુઃખનાં રોદણાં રોયા કરતા નથી અને કામની હાયવોય કર્યા કરવામાં પડયા રહેતા નથી, એથી દુઃખને વખતે પણ ભગતો સમતા રાખી શકે છે, એથી તેઓનો પ્રભુપ્રેમ કાયમ રહે છે, એથી તેઓની ભક્તિ ટકી શકે છે, એથી તેઓનું જ્ઞાન અનુભવમાં આવી શકે છે અને સુખદુઃખમાં સમતા રાખવાથી બીજાં વ્યાવહારિક માણસોના કરતાં સેંકડો દરજ્જે તેઓ ઊંચી સ્થિતિમાં રહી શકે છે, માટે ભગતોના ચહેરા સામે જોઇને, તેઓનાં કપડાં સામે જોઇને, તેઓના ખાવાપીવા સામે જોઇને કે તેઓ દુનિયાદારીનાં કામકાજો કરતા હોય તે સામે જોઇને કંઈ તેઓની કિંમત કરી શકાય નહિ, પણ તેઓના હૃદયમાં ધક્કા લાગે નહિ એવી જે ખૂબી હોય છે, તેઓના અંતરમાં આગ લાગે નહિ એવું જે ફાયરપ્રૂફપણું હોય છે અને સુખદુઃખના વરસાદના ઝાપટાથી ભીંજાઇને દિલગીર થવું પડે નહિ, એવું જે તેઓની અંદર વૉટરપ્રૂફપણું હોય છે તેજ તેઓની ખૂબી હોય છે, માટે આ દૃષ્ટિએ જોઇને ભગતોની ખૂબી સમજતાં શીખો અને ભગત બનવા માટે એવી ખૂબીઓ મેળવવાની કોશિશ કરો, એવી ખૂબીઓ મેળવવાની કોશિશ કરો.

---

## ૪૫–બીજી બાબતોમાં અનુભવી શિક્ષકની જરૂર પડે છે, તેમ ઈશ્વરના માર્ગમાં પણ અનુભવી ગુરુની ખાસ જરૂર છે

આજના જમાનામાં રમતગમતનાં અનેક સાધનો થયેલાં છે, તેમાં સરકસ એ પણ બહુ અગત્યનો ભાગ ભજવે છે. સારાં સરકસો ઘણા લોકોનું ધ્યાન ખેંચે છે અને તેમાંથી ઘણાં માણસોને ઘણી જાતના આનંદ મળ્યા કરે છે; પણ એ આનંદના પણ ઘણાએ જુદા જુદા પ્રકાર હોય છે; જેમકે જે વ્યાવહારિક માણસો હોય તેઓ તેમાંથી પોતાની વૃત્તિઓ પ્રમાણેનો સાધારણ આનંદ મેળવી શકે છે અને જે ઊંચા માણસો હોય છે તેઓ સરકસો જેવી ગમતોમાંથી પણ ઊંચી જાતનો આનંદ મેળવી શકે છે અને સરકસ જેવી ગમતોમાંથી પણ કાંઇક નવાં નવાં દૃષ્ટાંતો મેળવી લે છે. જેમકેઃ–

એક વખત મુંબઈમાં એક જાણીતું સરકસ આવ્યું. તે સરકસના ખેલાડીઓ ઘોડા ઉપર ઘણી જાતની કસરતો કરી શકતા હતા. જેમકે ઘોડા ઉપર એક પગે ઊભા રહી તેને દોડાવવો, દો-

ડતા ઘોડાની ખુલ્લી પીઠ ઉપર આડીઅવળી ગુલાટો ખાવી, એક ઘોડાની પીઠ ઉપર એક પગ અને બીજા ઘોડાની પીઠ પર બીજો પગ એ પ્રમાણે જુદા જુદા ઘોડા ઉપર જુદા જુદા પગ રાખી બન્ને ઘોડાને ગોળ ચક્કરમાં જુદા જુદા દોડાવવા વગેરે ખેલો જોઇને એક શેઠિયાને એવી મરજી થઇ કે, મારે ત્યાં પણ બહુ સારા સારા ઘોડા છે, માટે હું પણ આ બધી ગમત શીખું તો સારું, એમ ધારીને તે શોખીન શેઠિયાએ સરકસવાળાને કહ્યું કે, "મને બે ઘોડા ઉપર ઊભા રહીને દોડતાં શીખવો, તો તમે કહો તે હું તમને આપું." ત્યારે તે સરકસવાળાએ કહ્યું કે, "શેઠજી ! એ કામ કાંઇ સહેલું નથી. એમાં બહુ મજબૂતી જોઇએ છે, બહુ ચપળતા જોઈએ છે અને ઘણાં વરસો સુધી ઘોડાને કેળવવા પડે છે. એ બધું કાંઈ તરતમાં થઇ જાય નહિ અને એ શીખવું એ કાંઇ તમારું કામ નથી, એ તો અમારા જેવા એ જાતના ખેલાડીઓનું કામ છે; માટે તમે એ વિચાર માંડી વાળો." પણ એ વખતે સરકસવાળાની એ વાત કાંઇ એ શેઠિયાને ગમી નહિ, તેથી તેણે તો બહુ આગ્રહ કરીને કહ્યું કે, "ભલે ગમે તેમ થાય પણ મને બે ઘોડે બેસતાં શીખવો." એ પછી સરકસવાળાએ કબૂલ કર્યું, એટલે શેઠે પોતાના ઘોડાને સરકસના તંબૂમાં મંગાવ્યો અને સરકસના કેળવાયેલા ઘોડાની સાથે તે શેઠિયાના ઘોડાને દોડાવ્યો એટલે તે ઘોડો દોડવા લાગ્યો; કારણ કે એક તો તે કેળવનાર સરકસવાળાની ખૂબી અને બીજું બીજા ઘોડાની દેખાદેખી. તેને લીધે એ વખતે તે શેઠિયાનો ઘોડો કાંઇક સારી રીતે દોડવા લાગ્યો. એ પછી તે સરકસવાળાએ તે શેઠિયાને તે ઘોડા ઉપર બેસાડ્યો, પછી ઊભો રાખ્યો અને ઘોડાને ગોળ ચક્કરમાં ફેરવ્યા, પણ સરકસવાળો પાસે હતો અને તેનો એક ઘોડો ખાસ કેળવાયેલો હતો, એટલે તે શેઠિયાને કાંઈ અડચણ આવી નહિ. એ જોઇને તે શેઠિયાને એમ લાગી ગયું કે, હવે આ સરકસવાળાની મદદની આપણે શી જરૂર છે? હવે તો આપણુને બે ઘોડા ઉપર પગ રાખીને દોડાવતાં આવડી ગયું અને ઘોડાની પીઠ ઉપર ઊભા રહીને ઘોડો દોડાવતાં પણ આવડી ગયું. એમ સમજીને તેણે એ સરકસવાળાને છોડી દીધો અને પોતાને ઘેર જઇ પોતાના ઘોડા ઉપર ચડી તેને તે પ્રમાણે દોડાવવાની કોશિશ કરવા લાગ્યો એટલે ઘોડો ભડક્યો, ભાગ્યો અને તે શેઠિયાને પોતાની પીઠ ઉપરથી નીચે પછાડ્યો, તેથી તે બિચા-

રાનાં હાડકાં ભાગી ગયા.

બંધુઓ ! આ દાખલો આપીને એક ભક્તરાજ મહારાજ એમ સમજાવતા હતા કે, આવી જાડી મોટી બાતતો પણ લાંબા વખતના અભ્યાસ વિના આવડતી નથી, તેમજ એ ખાતાના ઉસ્તાદને પાસે રાખ્યા વિના આવડતી નથી અને તેમ છતાં હઠ કરીને અથવા ખોટું અભિમાન રાખીને જો એ પ્રમાણે કરવા જઇએ, તો ઊલટા એ શેઠિયાની પેઠે બાર વાગી જાય છે. ત્યારે હવે વિચાર કરો કે, આત્મકલ્યાણની બાબતમાં, મોક્ષધામનાં સુખો મેળવવાની બાબતમાં, અનેક જન્મનાં પાપો દૂર કરવાની બાબતમાં, જિંદગી સુધારવાની બાબતમાં અને પરમ કૃપાળુ પરમાત્માની સાથે તેના આનંદ ભોગવવાની બાબતમાં અભ્યાસ કર્યા વિના તથા સદ્ગુરુઓની મદદ વિના કેમ ચાલી શકશે ? એ જરા ખ્યાલ તો કરો ! અને તેમ છતાં એવો વિચાર કર્યા વિના એકતરફી દોરવાઇ જઇને આંધળા ભીંત બનીને કોઈજાતના પૂરમાં તણાઇ જશો અથવા સીધો રાજમાર્ગ છોડીને જલદી જવાની આશાએ કાંઈ આડીઅવળી ગલીકૂંચીમાં ફસાઈ પડશો તો રખડી પડશો અને ઊલટું બધુંએ ચૂકી જશો. એમ ન થાય એ સંભાળજો અને એવી ભૂલ ન થાય માટે પ્રભુ ભજવાની બાબતમાં તથા તેના લાભ મેળવવાની બાબતમાં અયોગ્ય ઉતાવળ કરશો મા; તેમજ મનમોજીપણે વર્તશો મા; પણ કોઈ સારા ભગત, સંત, જ્ઞાની મહાત્મા કે અનુભવી હરિજનોની પાસે રહી ધીમે ધીમે નિયમપૂર્વક જ્ઞાનધ્યાનમાં આગળ વધજો, એટલે પ્રભુ તમારું રૂડું કરશે; માટે ધીરજ રાખો અને સંતના શરણમાં રહો, સંતના શરણમાં રહો.

---

## ૪૬–સારો માળી કલમ બાંધીને જંગલી આંબામાંથી હાફૂસના આંબા બનાવી દે છે; તેમ સારા ગુરુ સાધારણ માણસને પ્રભુ સાથે જોડી દઇને ઉતમ માણસ બનાવી દે છે

દુનિયાનાં દરેક ધર્મશાસ્ત્રોમાં ગુરુઓના મહિમા વિષે ઘણી વાતો કહેલી હોય છે; એટલુંજ નહિ પણ જુદા જુદા સંતો પણ પોતપોતાના ગુરુઓને અતિશય માન આપે છે અને સહેજ વાતમાં પણ ગુરુકૃપા, ગુરુકૃપા એ શબ્દનેજ હમેશાં આગળ રાખે છે. આ

બધું જોઇને તથા સાંભળીને હાલના કેટલાક અંગ્રેજી ભણેલા જુવાનિયાઓને જરાક હસવું આવે છે અને ગુરુમહિમાની બહુ વાતો સાંભળીને ઘણા માણસોને તો કાંઇક કંટાળો પણ લાગે છે. આમ થવાનું કારણ એ છે કે, આપણને જેવા જોઇએ તેવા પવિત્ર આચરણવાળા, અનુભવસિદ્ધ જ્ઞાનવાળા અને પ્રભુ સાથે જોડાઇ ગયેલા ગુરુઓ મળતા નથી. એટલે ગુરુઓ શું શું કરી શકે એ વાતો આપણે જાણતા નથી. તેથી ગુરુમહિમાના ખરા ખ્યાલો આપણને આવી શકતા નથી; કારણ કે એક તરફ હાલના જમાનામાં ગુરુઓની નાલાયકીઓ નજરે પડે છે, ગુરુઓની નબળાઇઓ દેખાય છે, ગુરુઓની પોલંપોલ દેખાય છે, ગુરુઓનો લોભ દેખાય છે, ગુરુઓનું ઘાલમેલિયાપણું દેખાય છે, ગુરુઓના ગોટાળા દેખાય છે, ગુરુઓએ પાથરેલી જાળ દેખાય છે અને ગુરુઓના ત્યાગવૈરાગ્યને બદલે તેઓના મોજશોખ દેખાય છે અને બીજી તરફથી ગુરુમહિમાનાં સ્તોત્રો સંભળાય છે, તેમની આરતીઓ થતી જોવાય છે, તેમનાં ચરણામૃત લેવાતાં જોવાય છે અને તેમને પોતાની મિલકતો આપી દેતા દેખાય છે. એટલે એ ઊલટાસૂલટી બાબતો જોઇને ઘણા માણસોને ગુરુઓની સ્થિતિ માટે દયા ઊપજે છે અને કોઇ કોઇને આવી સ્થિતિ જોઇને ચેલાઓની મૂર્ખાઈ માટે હસવું આવે છે; પણ હે હરિજનો! આપણે આવી બાબતો સાથે કામ નથી, આપણે તો પ્રભુને માર્ગે આગળ વધવું છે, ધર્મના માર્ગમાં આગળ વધવું છે અને આપણી પોતાની જિંદગી સુધારવાનું કામ કરવું છે; માટે એ રસ્તામાં જે કોઇ ભોમિયો હોય, તેવા મહાત્માની, તેવા ગુરુની આપણે જરૂર છે; માટે ગુરુમહિમા સમજવા સારુ સાચા ગુરુ ચેલાઓનું કેટલું બધું હિત કરી શકે છે, તે વાત બહુ ચોખ્ખા રૂપમાં આપણે જાણી લેવી જોઇએ. એ બાબત સમજાવવા માટે એક મહાત્મા કહેતા હતા કેઃ–

જંગલી આંબાને સુધારવા માટે અને તેનાં ઊંચી જાતનાં કીમતી ફળો લાવવા માટે તથા એ ફળો બહુ જલદીથી ને ટૂંકી મુદતમાં આવી શકે તે સારુ હોશિયાર માળી આફૂસના આંબા સાથે તે જંગલી આંબાની કલમ બાંધે છે. એટલે થોડા વખતની અંદર જંગલી આંબામાંથી આફૂસનું ઝાડ બની જાય છે અને ટૂંક વખતની અંદર તેમાંથી બહુ કીમતી આફૂસની કેરીઓ થવા

લાગે છે. આવા કલમ બાંધનારા માળીનાં બહુ વખાણ થાય છે અને તેને બહુ ફાયદો થાય છે; કારણ કે જંગલી આંબામાંથી આફૂસના આંબા બનાવી દેવા એ કાંઇ નાનીસૂની વાત નથી; તેમજ યાદ રાખજો કે, જે સદ્ગુરુઓ છે તેઓ હોશિયાર માળીના જેવા છે; પણ તેમાં ફરક એટલોજ છે કે, માળી તો માત્ર ઝાડનેજ સુધારી શકે છે, પણ સદ્ગુરુઓ તો અજ્ઞાની માણસોનાં જીવન સુધારી દે છે અને તેઓની પ્રભુ સાથે કલમ બાંધી દે છે, તેથી પ્રભુના જેવા ગુણો હરિજનોની અંદર આવી જાય છે. આવી રીતે માણસોને પ્રભુની સાથે જોડી દેવા એ કેટલી મોટી વાત છે અને એથી પ્રભુ સાથે જોડાઇ ગયેલા ભગતોને કેટલો બધો ફાયદો થાય એ જરા ખ્યાલ તો કરો! ત્યારે એવા ફાયદાના બદલામાં હરિજનો માત્ર ગુરુમહિમાની વાતો કરે તેમાં કાંઈ નવાઈ છે? કારણ કે પ્રભુ સાથે જોડાઇ ગયેલા ભગતોને એમ લાગે છે કે, જે મહાત્માએ અમને આવી ઊંચી સ્થિતિમાં લાવી મૂક્યા તેને ખાતર અમે અમારી બધી મિલકત આપી દઇએ તોપણ તે થોડુંજ છે, આવા મહાત્માને અમે અમારા પ્રાણ અર્પણ કરીએ તોપણ તે થોડુંજ છે અને આવા મહાત્માના ઋણમાંથી છૂટવા માટે આ એક અવતાર તો શું, પણ સેંકડો અવતાર સુધી તેના દાસના દાસ બન્યા કરીએ તોપણ તે થોડુંજ છે; કારણ કે પ્રથમ પોતે કઇ સ્થિતિમાં હતો અને તેને બદલે હવે કઇ સ્થિતિમાં છે, એ વાત તે બરાબર રીતે સમજી શકે છે. તેવી રીતે હરિજન જોઇ શકે છે કે, પ્રથમ હું એક કાળમીંઢ પથ્થર જેવો હતો, પણ આજે હું પારસમણિ જેવો છું; પ્રથમ હું હમેશાં દિલગીરીમાં રહેનારો હતો, પણ મારા સદ્ગુરુની કૃપાથી હવે હું હમેશાં આનંદમાં રહું છું; પ્રથમ હું માયાના પ્રદેશમાં રમનારો હતો, પણ હવે હું પ્રભુના સ્વરૂપમાં અને પ્રભુના મહિમામાં રમનારો થયો છું; પ્રથમ મારામાં પશુવૃત્તિના અવગુણો હતા, તેને બદલે હવે મારામાં ઈશ્વરી ગુણો આવતા જાય છે અને પ્રથમ હું રોગના તથા મરણના ભયમાં હતો, તેને બદલે ગુરુની કૃપાથી તેણે પ્રભુ સાથે મારી કલમ બાંધી આપી તેથી, તેણે પ્રભુ સાથે જોડી આપ્યો તેથી, હવે મારામાં દરેક ક્ષણે નવા નવા ઈશ્વરી ગુણો આવતા જાય છે. આવા સદ્ગુરુનો ઉપકાર માનવા માટે સ્વાભાવિક રીતેજ મન થઇ જાય અને તેના મહિમાનાં કાંઈક સ્તોત્ર ગાઇ લેવાય તેમાં

શું કાંઈ નવાઇ જેવું છે? નહિ, નહિ. એમાં કાંઈ નવાઇ નથી; પણ ઊલટો હમેશાં અસંતોષ રહે છે કે, અમારાથી ગુરુસેવા બનતી નથી, ગુરુસેવા બનતી નથી.

બંધુઓ! જો ખરો ગુરુમહિમા સમજવો હોય, તો તમારા આત્માને પ્રભુ સાથે જોડી શકે તેવા ગુરુ મેળવવાની કોશિશ કરજો અને ઈશ્વરકૃપાથી જો એવા ગુરુ મળે તો તેની સેવા કરવામાં પછાત પડશો મા; તેમજ લેભાગુ ગુરુઓની જાળમાં સપડાઇ જશો મા એજ અમારી ભલામણ છે.

## ૪૭–મુડદાં નોંધનાર કારકુનને મમતા ન હોવાથી મરનારાં માટે દિલગીરી થતી નથી; તેમ અહંતા-મમતા કાઢી નાખો એટલે તમને પણ દિલગીરી થશે નહિ

આ જગતમાં માણસજાતને વધારે હેરાન કરનારી જે વસ્તુ છે, તે દિલગીરી છે. દિલગીરીને લીધે માણસો દબાઇ જાય છે, દિલગીરીને લીધે મન ઢીલું પડી જાય છે, દિલગીરીને લીધે માણસો પોતાનું પોઝિશન જાળવી શકતા નથી, દિલગીરીને લીધે ઘણા માણસો ગરીબડા બની જાય છે, દિલગીરીને લીધે કર્તવ્ય ચૂકી જવાય છે, દિલગીરીને લીધે ધર્મના રસ્તામાં આગળ વધી શકાતું નથી, દિલગીરીને લીધે ઘણી જાતના શરીરના તથા મનના રોગો થાય છે, દિલગીરીને લીધે અનેક જાતના કુતર્ક થાય છે, દિલગીરીને લીધે ઘણી જાતના નિર્ણયો કરી શકાતા નથી, દિલગીરીને લીધે જિંદગી કંટાળાભરેલી લાગે છે, દિલગીરીને લીધે બુદ્ધિ સાંકડી થઇ જાય છે, દિલગીરીને લીધે આત્માનો વિકાસ થતો અટકી જાય છે, દિલગીરીને લીધે ઇન્દ્રિયોમાં શિથિલતા આવી જાય છે, દિલગીરીને લીધે ઘણી જાતના પાળવા જેવા નિયમો પણ પાળી શકાતા નથી, દિલગીરીને લીધે યાદ રાખવા જેવી બાબતો પણ યાદ રહી શકતી નથી, દિલગીરીને લીધે મનનું સમતોલપણું રહી શકતું નથી, દિલગીરીને લીધે બીજાઓની સાથે પ્રેમભાવથી વર્તી શકાતું નથી, દિલગીરીને લીધે જ્ઞાનધ્યાન બની શકતું નથી અને દિલગીરીને લીધે સ્વર્ગ ભોગવી શકાતું નથી. આવી રીતે દિલગીરીથી અનેક બાબતમાં અનેક જાતની ખરાબી

થઈ જાય છે, માટે આ બધી ખરાબીઓ તથા એ સિવાય બીજી હજારો જાતની ખરાબીઓ બંધ કરવા સારુ આપણા અંતરમાંથી દિલગીરી ઓછી થાય તેમ કરવું જોઇએ, અફસોસ ઓછો થાય તેમ કરવું જોઇએ અને ખોટો શોક થાય નહિ તેમ કરવું જોઇએ; પણ જ્યાંસુધી દિલગીરીના મૂળને પકડીએ નહિ, ત્યાંસુધી એમ બનવું બહુ મુશ્કેલ થઈ પડે છે; કારણ કે દિલગીરીનાં થોડાંઘણાં ઉપલક ઉપલક કારણો દૂર કરીએ, તેથી કાંઈ ખરેખરી રીતે દિલગીરી મટી જતી નથી. એક રૂપમાં દિલગીરી દૂર કરીએ તો ફરીથી બીજા રૂપમાં તે આવી પડે છે, એક બાબતમાંથી દિલગીરી દૂર કરીએ તો બીજી બાબતમાં દિલગીરી આવી પડે છે અને એક ઠેકાણેથી દિલગીરીને દૂર કરીએ તો બીજે ઠેકાણે તે પછી વગર તેડ્યે આવી પડે છે; કારણ કે એ રીતે દિલગીરી દૂર કરવી એ માત્ર દિલગીરીના ઝાડનાં કોઈ કોઈ પાંદડાં તોડવા જેવું છે, પણ થોડાંક પાંદડાં તોડવાથી કાંઈ એ ઝાડનો નાશ થાય નહિ; પણ જ્યારે ઝાડનું મૂળ કાપી નખાય ત્યારેજ તેનો નાશ થઈ શકે; તેમજ જો દિલગીરીનો ખરેખરા ઊંડાણમાંથી નાશ કરવો હોય, તો દિલગીરીના મૂળને શોધવું જોઇએ અને એ મૂળને શોધ્યા પછી તેને કાપી નાખવું જોઇએ; માટે હવે આપણે એ જાણવું જોઇએ કે, દિલગીરીનું મૂળ કયું ? એ વાત સમજાવવા માટે એક સંત પોતાના સત્સંગીઓને કહેતા હતા કેઃ–

મુંબઈમાં સોનાપુરનું મસાણ બહુ જબરું છે. ત્યાં હમેશાં ઘણાં મુડદાંઓને બાળવા તથા દાટવા લઈ જાય છે. એ સોનાપુરમાં જે જે મુડદાંઓ જાય તેની નોંધ રાખવામાં આવે છે. એવી નોંધ રાખવા માટે ત્યાં એ ખાતાના માણસો હોય છે. તેઓ રોજ ઘણાંએ મુડદાંઓની હકીકત લખે છે. એ હકીકતમાં મરનારની જાત, તેની ઉંમર, તેને થયેલો રોગ વગેરે બાબતો લખે છે; પણ એવી બાબતો લખવા માટે તેને કોઇ ખાસ અફસોસ થતો નથી. શહેરમાં સારી હવા ચાલતી હોય ત્યારે તેઓને થોડાં મુડદાં નોંધવાં પડે છે; પણ જ્યારે કોલેરા, મરકી કે શીતળા વગેરે દરદો ફાટી નીકળે છે, ત્યારે દરરોજ સેંકડો મરણો તેઓને નોંધવાં પડે છે, એ જોઇને એક દિવસ એક માણસે પૂછ્યું કે, "તમારે દરરોજ આટલાં બધાં મુડદાંઓ નોંધવાં પડે છે એ માટે તમને દિલગીરી લાગે છે કે નહિ ?" ત્યારે તે માણસે કહ્યું કે, "નહિ,

અમને એમાં શા માટે દિલગીરી લાગે? અમે તો અમારી નોકરી બજાવીએ છીએ." ત્યારે પેલા માણુસે કહ્યું કે, "આટલાં બધાં મરનારાંઓમાં કોઈ જુવાન ઉંમરનાં હોય, કોઇ પરોપકારી માણુસો હોય, કોઇનો એકનો એક દીકરો હોય, કોઇનાં સગાંવહાલાં બહુ કલ્પાંત કરતાં હોય, કોઇ અકસ્માતથી વાતવાતમાં મરી ગયાં હોય અને કોઇ બહુ ખાનદાન કુટુંબનાં હોય, એ બધું જાણીને શું તમને દિલગીરી ન થાય?" ત્યારે તે મુડદાં નોંધનારે કહ્યું કે, "જ્યારે એવા બનાવો હોય ત્યારે જરાક સામાન્ય રીતે એમ લાગે કે બહુ ખોટું થયું; પણ એથી વધારે બીજું કાંઇ નહિ. એવી બાબતોની કાંઇ અમને દિલગીરી થાય નહિ. જો એમ દિલગીરી થયા કરે તો અમારો આરો ક્યાં આવે? મુંબઇ શહેર બહુ મોટું છે ને તેમાં રોગનું જોર હોય, એટલે ઘણાં માણુસો મરે એમાં નવાઈ શી? અને અમે ન ઓળખતા હોઇએ તેવા અજાણ્યા માણુસો મરી જાય તેમાં અમને શાની દિલગીરી થાય?" આમ વાત કરે છે એટલામાં ત્યાં એક શબ આવ્યું. તેનું નામઠામ નોંધાવવા કેટલાક લોકો આવ્યા. તે નામ સાંભળીને એ મુડદાં નોંધવાવાળો રોઇ પડ્યો. ત્યારે એને પૂછ્યું કે, "હમણુાંજ તમે કહેતા હતા કે, અમને દિલગીરી થાય નહિ અને હવે કેમ રડો છો?" ત્યારે તેણે કહ્યું કે, "આ મરનાર તો મારા કાકાનો દીકરો થાય. એ ટ્રામના ઝપાટામાં આવી ગયો ને તરતજ મરી ગયો, એ માટે હું રોઉં છું. કાલ રાત્રે તો અમે સાથે હતા અને અત્યારે એકદમ ઓચિંતો તેને મરી ગયેલો સાંભળું છું તેથી મને રોવું આવે છે; કારણ કે એ તો મારો સગો છે. સગાનું રોવું કેમ ન આવે?"

બંધુઓ! હવે જુઓ કે, જ્યાંસુધી એ મુડદાં નોંધનારને પોતાપણું નહોતું ત્યાંસુધી મરનાર માણુસો માટે દિલગીરી લાગતી નહિ, પણ જ્યારે તેણે જાણ્યું કે, "આ માણુસ મારો સગો છે, ત્યારે તેનામાં મારાપણું આવ્યું એટલે તેને દિલગીરી થઇ. આ ઉપરથી સમજી શકાય છે કે, કોઇ પણ બાબત માટે આપણામાં જ્યારે હુંપણું આવે છે, મારાપણું આવે છે અને પોતાનું પોતાપણું આવે છે, ત્યારે દિલગીરી થાય છે; પણ જો પોતાપણું ન હોય તો કોઇ પણ બનાવોની ખરેખરી દિલગીરી કદી પણ થાય નહિ. માટે આજથી યાદ રાખો કે, દિલગીરીના ઝાડનું મૂળ પોતાનું પોતાપણું છે; માટે આપણામાં જે આપણાપણું છે, તેને જો

કાઢી નાખીએ તો કોઈ પણ જાતની દિલગીરી થાય નહિ; કારણ કે બધી જાતની દિલગીરીઓ, બધી જાતના અફસોસ, બધી જાતની ફિકરો, બધી જાતના શોક અને બધી જાતની ચિંતાઓ પોતાના પોતાપણાને લીધેજ થાય છે. માટે બધી જાતની દિલગીરીઓને દૂર કરવાનો સૌથી સારો ઉપાય એ છે કે, દરેક બનાવોમાંથી પોતાના પોતાપણાને કાઢી નાખવું, દરેક પ્રસંગોથી પોતે અલગ થઈ જવું, દરેક બાબતોમાં પોતે તટસ્થ થઇ જવું અને કોઇ પણ બનાવો સાથે કે સંબંધો સાથે અતિશય જોડાઈ જવું નહિ પણ એ બધી બાબતોને બહારની બહાર રાખવી અને અંતરમાંથી તદ્દન છૂટેલા રહેવું. જો આ પ્રમાણે કરતાં આવડે તો દિલગીરીને દૂર કરી શકાય છે અને જ્યારે દિલગીરી દૂર થાય ત્યારે પછી બીજાં ઘણી જાતનાં દુ:ખોને તથા ઘણી જાતની અડચણોને દૂર કરી શકાય છે, માટે દિલગીરીને દૂર કરવા સારુ તેના મૂળને પકડી તેનો નાશ કરતાં શીખો અને એમ કરવા માટે જેમ બને તેમ પોતાના પોતાપણાને ઓછું કરો અને દરેક બનાવોમાંથી જરાક ખસી જતાં શીખો. જરાક અલગ થઈ જતાં શીખો અને જરાક મધ્યસ્થપણું જાળવતાં શીખો, એટલે ઘણી જાતની દિલગીરી બહુજ સહેલાઇથી એની મેળે મેળે ઓછી થઇ જશે અને દિલગીરી ઓછી થયા પછી સ્વાભાવિક રીતેજ સ્વર્ગીય આનંદ મળવા લાગશે. દિલગીરી ઓછી થયા પછી ધર્મના રસ્તામાં ચાલવાનું ખાસ બળ આવી જશે, દિલગીરી ઓછી થયા પછી આત્માનો ભાર હલકો થઇ જશે અને દિલગીરી ઓછી થયા પછી તમારામાં નવું જીવન આવી જશે. એટલે તમે બહુ સહેલાઈથી પ્રભુના રસ્તામાં આગળ વધી શકશો અને પ્રભુના પ્યારા થઇ શકશો; માટે દિલગીરી દૂર થાય તેમ કરો અને દિલગીરીને દૂર કરવા સારુ પોતામાંથી પોતાના પોતાપણાને કાઢી નાખવાની કોશિશ કરો, પોતાના પોતાપણાને કાઢી નાખવાની કોશિશ કરો!

## ૪૮–ધર્મના એકેએક નિયમ પાળવા જશો તો બધા નિયમો પાળી શકશો નહિ; માટે જેમાં બધા નિયમો આવી જાય એવી જાતનું ભજન કરતાં શીખો

બંધુઓ! ધર્મના બહારના નિયમો અનેક જાતના હોય છે; એટલુંજ નહિ પણ જુદા જુદા ધર્મગુરુઓ જુદા જુદા નિયમો

ઉપર બહુ ભાર મૂકયા કરે છે. તેમજ જુદાં જુદાં શાસ્ત્રો જુદા જુદા નિયમોને વખાણ્યા કરે છે. જેમકે કોઈ લોકો બ્રહ્મચર્યની ઉપર બહુ ભાર મૂકે છે, કોઇ લોકો સત્યની ઉપર બહુ ભાર મૂકે છે, કોઇ લોકો ઇન્દ્રિયનિગ્રહની ઉપર બહુ ભાર મૂકે છે, કોઇ લોકો દીનતા ઉપર બહુ ભાર મૂકે છે, કોઇ લોકો પ્રભુની ઇચ્છાને આધીન થવાની બાબત ઉપર બહુ ભાર મૂકે છે, કોઇ લોકો પ્રભુપ્રેમની ઉપર બહુ ભાર મૂકે છે, કોઇ લોકો ઇશ્વરના અવતારને માનવા ઉપર બહુ ભાર મૂકે છે, કોઇ લોકોઇશ્વરના નિરાકાર સ્વરૂપઉપર ભાર મૂકે છે, કોઇ લોકો પ્રેમ ઉપર બહુ ભાર મૂકે છે, કોઈ લોકો જગતના જીવોની સેવા કરવા ઉપર બહુ ભાર મૂકે છે, કોઈ લોકો મૂર્તિપૂજા ઉપર બહુ ભાર મૂકે છે, કોઈ લોકો દાન ઉપર બહુ ભાર મૂકે છે, કોઇ લોકો તપ ઉપર બહુ ભાર મૂકે છે, કોઇ લોકો ત્યાગ ઉપર બહુ ભાર મૂકે છે અને કોઈ લોકો જ્ઞાન ઉપર બહુ ભાર મૂકે છે; એટલુંજ નહિ પણ તે બધાઓ એમજ કહે છે કે અમારા સિદ્ધાંત પ્રમાણે ચાલ્યા વિના કદી પણ માણસનો ઉદ્ધાર થઇ શકેજ નહિ. જેમકેઃ–

સત્ય ઉપર ભાર મૂકનારાઓ કહે છે કે, ભલે બીજા ગમે એટલા નિયમો પાળો પણ સત્ય પાળ્યા વિના મોક્ષ મળેજ નહિ, અહિંસાવાળા કહે છે કે, અહિંસા પાળ્યા વિના ઉદ્ધાર થાયજ નહિ, પ્રેમવાળાઓ કહે છે કે, પ્રભુપ્રેમ વિના આરો આવેજ નહિ. ત્યાગવાળાઓ કહે છે કે, બધું ત્યાગ કર્યા વિના મુક્તિ મળેજ નહિ અને જ્ઞાનવાળાઓ કહે છે કે સત્ય જ્ઞાન થયા વિના કદી પણ ઉદ્ધાર થઇ શકતો નથી. આવી રીતે દરેક લોકો પોતપોતાનાં જુદાં જુદાં એક એક અંગ ઉપર અતિશય ભાર મૂકયા કરે છે અને પોતે સ્વીકારી લીધેલા નિયમને પાળ્યા વિના ઉદ્ધાર થઈ શકેજ નહિ એમ માન્યા કરે છે; માટે હવે આપણે વિચાર કરવો જોઇએ કે, આ બધાની અંદર સૌથી વધારે ઊંચી વાત કઇ છે? કારણ કે આપણે આપણી જિંદગીના અનુભવથી જોઇએ છીએ કે કોઇ પણ હરિજન શાસ્ત્રમાં કહેલા બધા નિયમો બરોબર રીતે કદી પણ પાળી શકતો નથી; કારણ કે કેટલાક નિયમોમાં પરસ્પર વિરોધ હોય છે અને જુદાં જુદાં શાસ્ત્રોમાં જુદા જુદા નિયમો પાળવાનું કહ્યું હોય છે, જેમકે મુસલમાનોના ધર્મમાં હિંસા કરવાની છૂટ છે, એટલુંજ નહિ પણ અમુક દિવસ કુરબાની કરવાની તેઓની

ઉપર ફરજ નાખેલી છે. એ વિચાર ને એ રજા જૈનધર્મશાસ્ત્રના સિદ્ધાંતોથી તદ્દન વિરુદ્ધ છે. આવીજ રીતે જૈનધર્મવાળાઓ ઈશ્વરને માનતા નથી અને દુનિયાના બીજા બધા ધર્મવાળાઓ ઈશ્વરને ખાસ માને છે. આવીજ રીતે ઘણા ધર્મવાળાઓ ઈશ્વરના અવતારને માનતા નથી. જેમકે મુસલમાનો, પ્રૉટેસ્ટન્ટ પથંવાળા, ક્રિશ્ચિયનો અને આર્યસમાજ, બ્રાહ્મોસમાજ વગેરે ધર્મવાળાઓ અવતારને માનતા નથી, પણ હિંદુઓ, રોમન કૅથલિક ધર્મ વગેરે કેટલાક ધર્મવાળાઓ ઈશ્વરના અવતારોને ખાસ માને છે. આવી આવી ઘણી બાબતોમાં તથા ઘણા નિયમોમાં પરસ્પર વિરોધ હોય છે; એટલુંજ નહિ પણ કેટલાક નિયમો તો કેટલાક ભગતોના અંતઃકરણની વિરુદ્ધ હોય છે. એટલે એવા ભગતો બહુજ સારા હોય, ઊંચી જાતના વિચારોમાં રહેતા હોય, ભગવાન ઉપર પ્રેમ રાખનારા હોય અને પ્રભુના હુકમો પ્રમાણે ચાલવા રાજી હોય તેવા ભગતો પણ શાસ્ત્રમાં કહેલા અથવા ગુરુએ બતાવેલા બધા નિયમો બરાબર રીતે કદી પણ પાળી શકતા નથી અને થોડાઘણા નિયમો પળાય તેથી કાંઈ ખાસ ફાયદો થઈ જતો નથી; કારણ કે એક મોટી આગબોટને લોઢાની બહુ લાંબી સાંકળથી બાંધેલી હોય તે સાંકળમાંથી જો માત્ર એકજ કડી તૂટી જાય તો બીજી હજારો કડીઓ સાજી છતાં પણ આગબોટ દરિયામાં તણાઈ જાય છે. એવી રીતે નિયમોની સાંકળની કડીમાંથી જો એક પણ કડી તૂટી જાય એટલે કે બીજા ઘણી જાતના નિયમો પળાતા હોય છતાં પણ તેમાંથી એકાદો નિયમ ન પળાય, તોપણ મોક્ષમાં જવાનું બની શકતું નથી. એકાદો નિયમ તૂટવાથી પણ મોક્ષનો રસ્તો ચૂકી જવાય છે, આમ હોવાથી મુશ્કેલી એ છે કે, જે હરિજન ધર્મના એકેએક નિયમોને સિદ્ધ કરવા જાય તેનાથી કાંઈ બની શકતું નથી; કારણ કે એ નિયમો એવા જબરા હોય છે કે એકએક નિયમને સિદ્ધ કરવા જતાં વરસોનાં વરસો વીતી જાય છે અને તેમ છતાં એ નિયમો પૂરેપૂરા પાળી શકાતા નથી અને નિયમો પાળ્યા વિના તો ઉદ્ધાર થતોજ નથી; માટે કરવું શું? આના જવાબમાં એક મહાત્મા એમ કહેતા હતા કેઃ—

"ભાઇઓ! ધર્મના નિયમો અનેક જાતના છે અને એ નિયમોને જુદા જુદા પાડીને જો તેમાંથી એક એક નિયમને સિદ્ધ કરવા ઇચ્છીએ તો તે કદી પણ બની શકે તેમ નથી; માટે આજે હું તમ-

ને એ વાત શીખવવા ઇચ્છું છું કે, જે એક નિયમ પાળવાથી બધા નિયમો પળાઈ જાય. આપણા અંતરમાં એક એવી જગ્યા છે કે જ્યાં પહોંચી જવાથી ધર્મના બધા નિયમો પાળી શકાય છે. ભગતોના અંતરમાં બહુ કાળ પછી કુદરતી રીતે ઊપજતા આત્મિક જ્ઞાનમાં એક એવી ખૂબી છે કે, એ જ્ઞાનની અંદર ધર્મના બધા નિયમો આવી જાય છે. કેટલાક ભગતોની અંદર ભગવાનને માટે એક એવી જાતની પ્રેમની તાલાવેલી હોય છે કે, એ તાલાવેલીની અંદર ધર્મના બધા નિયમો આવી જાય છે, કોઈ કોઇ ભગતોની અંદર ત્યાગવૈરાગ્યનું એટલું બધું જોર હોય છે અને તેઓનો ત્યાગવૈરાગ્ય એવે ઠેકાણેથી જન્મેલો હોય છે કે, એ ત્યાગવૈરાગ્યમાંજ ધર્મના બધા નિયમો આવી જાય છે; કેટલાક ભગતોને પરમ કૃપાળુ પરમાત્માનાં આનંદદાયક સર્વવ્યાપક સ્વરૂપનું એવું ચોખ્ખું જ્ઞાન હોય છે કે, એ સ્વરૂપના અનુભવમાંજ ધર્મના બધા નિયમો આવી જાય છે અને કેટલાક ભગતોને પોતાના અંતરના ઊંડાણમાંથી એક એવી જાતની પ્રાર્થના કરતાં આવડે છે કે, એ પ્રાર્થનાની અંદર ધર્મના બધા નિયમો આવી જાય છે. આવી રીતે જુદા જુદા ભગતો, જુદા જુદા ત્યાગીઓ, જુદા જુદા જ્ઞાનીઓ અને જુદા જુદા હરિજનો જુદે જુદે માર્ગે માત્ર એકજ નિયમ પાળીને ધર્મના બધા નિયમો પાળવાનું ફળ મેળવી લે છે, માટે તમારે પણ તમારી શક્તિના પ્રમાણમાં, તમારા જ્ઞાનના પ્રમાણમાં અને તમારા ધર્મના પ્રમાણમાં એવી કાંઇક કૂંચી મેળવી લેવી જોઇએ કે જેથી કરીને એક નિયમ પાળવાથી બીજા ઘણા નિયમો પાળી શકાય; એટલુંજ નહિ પણ યાદ રાખજો કે, જ્યારે આવી કોઈ ખરી કૂંચી તમને મળી જશે, ત્યારેજ તમે ખરેખરા ભાવથી ધર્મના માર્ગમાં આગળ વધી શકશો અને ત્યારેજ તમે સાચા ભગત થઇ શકશો; પણ એની સાથે આ વાત પણ યાદ રાખજો કે, જે એક મુખ્ય નિયમની અંદર ધર્મના બીજા અનેક નિયમો આવી જાય એવી કૂંચી કાંઇ સહેલ નથી અને તે કાંઈ સૌને તરતમાં મળી જાય તેમ નથી; પણ એ કૂંચી મેળવવાની રીત એ છે કે, રાતદિવસ પ્રભુપ્રેમને જાગતો રાખવો જોઇએ. જેને આવી કૂંચી મળેલી હોય તેવા સંતોના શરણમાં રહેવું જોઇએ અને એવી કૂંચી મને ક્યારે મળે, એ જાતનો તરફડાટ અંતરમાં હમેશાં રહેવો જોઇએ. જ્યારે આ પ્રમાણે થાય ત્યારે વખત આવ્યે

એ કૂંચી પોતાની મેળે મેળે મળી જાય છે; પણ ચાહીને શોધવા જઇએ ત્યારે તરતજ એ કૂંચી કંઈ મળી જતી નથી. તેમજ એ કૂંચીની વાત કાંઇ એવી સહેલી નથી કે, સૌને જલદીથી શીખવી દેવાય; પણ એ તો ધીરે ધીરે અનુભવથી તથા સંતોના સંગથીજ આવડી શકે છે; માટે અમારી તમને સૌ હરિજનોને એજ ભલામણ છે કે, એકેએક નિયમ પાળ્યા કરવાથી આરો આવે તેમ નથી, માટે જેની અંદર ધર્મના બધા નિયમો આવી જાય એવી જાતનું ભજન કરતાં શીખો અને એવી જગ્યા તમારા અંતરમાં રહેલી છે તેને શોધી કાઢતાં શીખો, એજ અમારી ભલામણ છે; કારણ કે એ જિંદગી સુધારવાની ચાવી છે, એ મોક્ષની ચાવી છે, અને એ પ્રભુ સાથે તન્મય થઇ પ્રભુના આનંદ ભોગવવાની ચાવી છે, માટે જે મહાત્માઓને એવી ચાવી મળેલી હોય તેઓના શરણમાં રહી એવી ચાવી મેળવવાની કોશિશ કરો, એવી ચાવી મેળવવાની કોશિશ કરો !”

---

## ૪૯–પાંખોવાળાં પક્ષીઓની પેઠે સાચા ભકતો નીચે બહુ વાર ન રહેતાં ઊંચેજ ઊડ્યા કરે છે; જ્યારે સંસારી લોકો જ્ઞાનભકિતમાં ઊંચે ન ઊડી શકતાં પશુઓની પેઠે નીચે સાંસારિક બાબતોમાંજ રહી જાય છે

ભગતો અને સંસારીજનો એ બન્ને જણાઓ આ જગતમાં સાથેજ રહે છે અને દુનિયાદારીના ઘણા વહેવારો તે બન્ને જણના ઘણું કરીને સરખાજ હોય છે; છતાં પણ ભગતોની વચ્ચે અને સાંસારિક જનોની વચ્ચે બહુજ મોટો ફરક હોય છે. એ ફરક અજ્ઞાની લોકો જોઇ શકતા નથી, તેથી તેઓ ભગતોને જોઇ શકતા નથી અને ભગતોની કિંમત સમજી શકતા નથી; માટે ભગતો તથા સાંસારિક લોકોની વચ્ચે શો ફેર હોય છે, તે વાત બહુ ચોખ્ખી રીતે દરેક હરિજનોએ જાણી લેવી જોઇએ. એ સમજાવવા માટે એક સંત કહેતા હતા કેઃ–

જેઓ સાચા ભગતો છે તેઓ સુંદર પાંખવાળાં પક્ષીઓના જેવા છે, તેથી તેઓ નીચે પડ્યા રહેતા નથી, પણ ઊંચે આકાશમાં ઊડ્યા કરે છે અને જે સંસારીજનો છે તેઓ જમીન ઉપર

પડ્યાં રહેનારાં પશુઓ જેવા છે; એટલે પાડાની પેઠે તેઓ કાદવમાં લોટ્યા કરે છે અને બીજાં પશુઓની પેઠે તેઓ હલકી તથા મલિન વસ્તુઓ ખાધા કરે છે, પણ પાંખવાળાં પંખીઓ કાંઈ જમીન ઉપર પડ્યાં રહેતાં નથી. તેઓ તો ફક્ત ચારો ચરવા માટેજ નીચે આવે છે, બાકી તો ઘણો વખત કોઈ ઊંચા ઝાડ ઉપરજ રહે છે; પણ પંખીઓની જાતમાં પણ ઘણો ફરક છે. કેટલાંક પંખીઓને પાંખો હોય છે, છતાં પણ તે બહુજ થોડું ઊડી શકે છે. જેમકે કૂકડા, બતકો વગેરે બહુ ઊંચે ઊડી શકતાં નથી અને સમડી, બાજ, ગરુડ વગેરે કેટલાંક પક્ષીઓ બહુજ ઊંચે ઊડી શકે છે; તેમજ શરૂઆતના કેટલાક ભગતો નીચે વધારે વાર સુધી રહે છે અને મરજી પડે ત્યારે થોડી વાર થોડે દૂર સુધી ઊડી લે છે; પણ જે ખરા ભગતો છે તેઓ તો હમેશાં ઊંચે ને ઊંચેજ રહે છે. માત્ર ખાસ જરૂર હોય ત્યારેજ જરા વાર નીચે આવી જાય છે. જેમકેઃ-

એવા સાચા ભગતો ધર્મ પાળવામાં બીજા લોકોના કરતાં આગળ ને આગળ હોય છે, એવા સાચા ભગતો સારા વિચારો કરવાની બાબતમાં ગામડી લોકોના કરતાં બહુ આગળ હોય છે, એવા સાચા ભગતો પોતાની રહેણીકરણીમાં બીજા લોકોના કરતાં બહુ ઊંચા હોય છે, એવા સાચા ભગતો શ્રદ્ધા રાખવાની બાબતમાં બીજા લોકોના કરતાં બહુ ઊંચા હોય છે, એવા સાચા ભગતો પવિત્ર આચાર પાળવાની બાબતમાં બીજા લોકોના કરતાં બહુ ઊંચા હોય છે, એવા સાચા ભગતો ભજનકીર્તન કરવાની બાબતમાં બીજા લોકોના કરતાં બહુ ઊંચે ચડેલા હોય છે, એવા સાચા ભગતો પોતાની ઇન્દ્રિયોને વશ રાખવાની બાબતમાં બીજા લોકોના કરતાં બહુ ઊંચા હોય છે, એવા સાચા ભગતો દુઃખીઓની દાઝ સમજવામાં તથા પોતાનાથી બની શકતી તેઓને મદદ કરવાની બાબતમાં બીજાઓના કરતાં બહુ ઊંચા હોય છે અને પ્રભુપ્રેમની બાબતમાં તથા પ્રભુના આનંદો અનુભવવાની બાબતમાં બીજા ઘણા લોકોના કરતાં તેઓ બહુ આગળ વધેલા હોય છે. ટૂંકામાં એજ કે, ધર્મને લગતી જે જે સારી વાતો હોય છે, તે તે બધી બાબતોમાં તેઓ બીજા ગામડિયા લોકો કરતાં બહુ આગળ નીકળી ગયેલા હોય છે ને ઊંચે ચડી ગયેલા હોય છે, માટે આ બધી હકીકત બરોબર રીતે સમજી લઈને યાદ રાખજો

કે, સાચા ભગતો હમેશાં સંસારીઓના કરતાં ઊંચા ને ઊંચા રહે છે અને પક્ષીઓ જેમ ચારો ચરવાની જરૂર પડે ત્યારે નીચે ઊતરે છે, તેમ જ્યારે પોતાનો ઘરસંસાર ચલાવવા માટે ગુજરાનનાં સાધનો મેળવવા માટે જરૂર પડે ત્યારેજ તેઓ નીચે ઊતરે છે. મતલબ કે જ્યારે જરૂર પડે ત્યારેજ વ્યવહારનાં કામોમાં ધ્યાન આપે છે. બાકી ઘણો વખત ઈશ્વરી આનંદમાંજ તલ્લીન રહે છે અને એ આનંદ મેળવવા માટે જે જે ઉપાયો કરવા ઘટે તે તે ઉપાયો અજમાવવામાંજ મશગૂલ રહે છે, પણ આ બધી બાબતોની ગામઠી લોકોને ખબર પણ હોતી નથી, તેઓ તો માત્ર પોતાના નજીવા નજીવા સ્વાર્થમાંજ પડયા રહે છે અને દુઃખનાં રોદણાં રડયા કરવામાંજ પોતાની જિંદગી ગુજારી નાખે છે, માટે બંધુઓ ! એમ ન થાય તે સંભાળજો અને સાચા ભગતોની પેઠે સાંસારિક લોકોના કરતાં ધર્મની દરેક બાબતોમાં શ્રેષ્ઠ રહેવાય ને ઊંચે રહેવાય એમ કરવાની કોશિશ કરજો, એટલે પ્રભુ તમારા મદદગાર થશે. અને તમે બીજાઓના કરતાં ઊંચે રહી શકશો અને સાચા ભગત થઇ શકશો.

## ૫૦—વાંદરાં જેમ મૂઠી ચણા મળતાં હાથમાં આવેલું કીમતી ઘડિયાળ છોડી દે છે, તેમ આપણે પણ નજીવી બાબતો પાછળજ પોતાની મહામોંઘી જિંદગી ગુમાવી દઇએ નહિ તે સંભાળજો

પરમ કૃપાળુ પરમાત્માએ જગતના સૌ જીવો ઉપર ઘણીજ દયા કરેલી છે અને તેમાં પણ મનુષ્યજાત ઉપર તો પરમાત્માએ પોતાની કૃપાનો બેહદ વરસાદજ વરસાવેલો છે, તેથી જ્યાં જ્યાં નજર નાખીએ, ત્યાં ત્યાં કાંઇક કાંઇક ખાસ ઉપયોગી ને આનંદદાયક વસ્તુઓ નજરે પડયા કરે છે; એટલુંજ નહિ પણ જ્યાં કાંઈ પણ આશા જેવું ન હોય, ત્યાં પણ ઓચિંતી કાંઇક શુભ તક મળી જાય છે. આવી ઈશ્વરની આપણા ઉપર અખૂટ દયા છે, તેથી જો આપણે ધારીએ તો આ જગતમાંથી ઘણીએ કીમતી વસ્તુઓ લઈ શકીએ તેમ છીએ અને જિંદગી સુધારી પ્રભુની નજીક જઇ શકીએ તેમ છીએ, છતાં પણ અફસોસની વાત એ છે કે, આપણે આપણા અજ્ઞાનપણાને લીધે એવી અમૂલ્ય તકો ગુમાવી નાખીએ

છીએ અને હાથમાં આવેલી ઉત્તમ વસ્તુઓને ફેંકી દઇએ છીએ તથા તેને બદલે નજીવી નજીવી તથા નકામી નકામી વસ્તુઓથી રાજી થઇએ છીએ. આ વાત બરોબર રીતે સમજાવવા માટે એક ભક્તરાજ મહારાજ પોતાના હરિજનોને કહેતા હતા કેઃ–

મથુરામાં વાંદરાંઓનું બહુ જોર છે. એ વાંદરાંઓ ઘણીક વખત ઘણે ઠેકાણેથી કોઈ કોઇ વસ્તુઓ ઉપાડી જાય છે; જેમકે કોઈ વખત કોઇની ખીલીએ ઘડિયાળ લટકાવેલું હોય તે ઉપાડી જાય છે; કોઈ વખત કોઈ ચાંદીનું કે ત્રાંબાપિત્તળનું વાસણ પડેલું હોય તો તે ઉપાડી જાય છે; કોઇ વખત કોઇ શાલ, શેલું કે ટોપી તેને હાથ ચડી જાય તો તે ઉપાડી જાય છે અને કોઈ વખત પૈસાનું પાકીટ કે દાગીનાનું પોટલું હાથ આવી જાય તો તે ઉપાડી જાય છે. પણ એ બધી કીમતી વસ્તુઓ તે વાંદરાંઓને કાંઇ કામ આવતી નથી. વાંદરાંઓને તો માત્ર મૂઠી ભરીને ચણા આપીએ એટલે તે રાજી થઇ જાય છે ને પેલી કીમતી વસ્તુઓને છોડી દે છે; કારણ કે તેને કાંઇ એ વસ્તુઓના ઉપયોગની કે તેના કીમતીપણાની ખબર નથી, એટલે તેઓ તો માત્ર ચણામમરા કે બીજા કોઇ ફળનો કટકો લઇને રાજી થઇ જાય છે, તેમજ બંધુઓ! યાદ રાખજો કે, આપણે પણ એવીજ ભૂલ કરીએ છીએ. જેમકેઃ—

આ ઉત્તમ મનુષ્યાવતાર મળેલો છે, માટે જેમ બને તેમ તેની સાર્થકતા કરી લેવી જોઇએ અને ધર્મના માર્ગમાં તથા પ્રભુના માર્ગમાં ચલાય તેમ કરવું જોઇએ, તેને બદલે હાલમાં આપણે શું કરીએ છીએ, એ તમે જાણો છો?

આપણને અમૂલ્ય વખત મળેલો છે, એ વખતની કિંમત કેટલી મોટી છે, એનો કાંઈ તમને ખ્યાલ છે? આખી દુનિયાનું રાજ્ય કદી કોઇ આપી દે, છતાં પણ તેના બદલામાં એક ક્ષણ પણ વધારે જિંદગી મળી શકે તેમ છે? કહો કે નહિજ. તેમ છતાં એવી અમૂલ્ય જિંદગી આપણે ઠઠ્ઠામશ્કરીમાં, આળસુ રહેવામાં અને જરૂર કરતાં વધારે ઊંઘવામાં ગુમાવી નાખીએ છીએ, એ શું વાંદરાંઓ મુઠ્ઠી ચણાથી રાજી થાય અને હાથમાં આવેલું ઘડિયાળ છોડી દે તેના જેવી વાત નથી? આવીજ રીતે ઘણાએ સજ્જન છે તે આપણને સારો સારો ઉપદેશ આપે છે, તેમ છતાં પણ એવે સારે ઠેકાણે અને સારી સોબતમાં નજતાં આપણે કુસંગમાં પડયા રહીએ છીએ અને જે ઠેકાણે ખરાબ વાતો થતી હોય, કોઇની નિંદા

થતી હોય અને નજીવાં નજીવાં દુઃખોને વધારી વધારીને તેનાં રોદણાં રોવાતાં હોય, તેવે ઠેકાણે ખાસ ચાહી ચાહીને આપણે દોડ્યા કરીએ છીએ, એ શું સારી વસ્તુને છોડીને ખરાબ વસ્તુથી રાજી થઇએ છીએ તેના જેવું નથી? આપણુને પ્રાર્થના કરવા માટે સુંદર આલેશાન પવિત્ર મંદિરો તૈયાર છે, ત્યાં જવા માટે શાસ્ત્રો આપણુને કહે છે, સંતો આપણુને કહે છે અને હરિજનો હમેશાં એવાં પવિત્ર મંદિરોમાં જાય છે, એ આપણે આપણી નજરે જોઇએ છીએ; એટલુંજ નહિ પણુ ત્યાં જવાની આપણુને અનુકૂળતાઓ પણુ છે; છતાં પણુ આપણે એવાં કલ્યાણનાં સ્થળોમાં જતા નથી. પણુ તેને બદલે નાટકચેટકમાં, ઢોંગધતૂરામાં અને એવાંજ બીજાં હલકાં સ્થળોમાં જઈએ છીએ, એ શું હાથમાં આવેલી ઉત્તમ તક ગુમાવવા જેવું નથી? જ્ઞાન મેળવવાથી, ઈશ્વરનું ભજન કરવાથી અને પરમાર્થનાં કામો કરવાથી આપણા આત્માને શાંતિ મળે છે અને પ્રભુ રાજી થાય છે તથા તે પ્રમાણે વર્તવાથી મરણુ પછીની જિંદગીમાં પણુ સુખ ભોગવી શકાય છે અને એ બધું હાલમાં આપણે કરી શકીએ તેમ છીએ, છતાં પણુ એવી બાબતોમાં ધ્યાન રાખતા નથી, પણુ તેને બદલે અનેક જાતની ખોટી ખોટી ઉપાધિઓ ભોગવ્યા કરીએ છીએ, વગર મફતના અનેક જાતના પ્રપંચોમાં પડયા રહીએ છીએ, જે જાતની ફિકર કરવાની જરૂર નથી, તેની ફિકર કર્યા કરીએ છીએ અને આ પુણ્ય મેળવવાનો વખત છે, તેને બદલે પાપ મેળવીને રાજી થયા કરીએ છીએ, એ શું આપણી ભૂલ નથી? હે હરિજનો! આવી ભૂલોમાં તે હવે આપણે કયાં સુધી પડયા રહીશું? હવે તો આપણે ચેતવું જોઇએ અને જે જે ઉત્તમ તકો આપણા હાથમાં આવેલી છે, તેનો આપણે લાભ લેવો જોઇએ અને આપણી જિંદગીની સાર્થકતા કરવી જોઈએ. જો એમ ન કરીએ તો પછી આપણામાં અને બીજા જંગલી અજ્ઞાનીઓમાં ફેર શો? માટે હવે તો આપણે આપણી જિંદગી સુધારવાની કોશિશ કરવી જોઇએ અને પરમકૃપાળુ પરમાત્માએ કૃપા કરીને આપણુને જે જે ઉત્તમ વસ્તુઓ તથા ઉત્તમ તકો આપેલી છે, તેનો ઉત્તમ રીતે લાભ લેવો જોઇએ; માટે હવે જાગો, જાગો અને જલદીથી એવો ખરો લાભ લો, એજ અમારી ભલામણુ છે.

## ૫૧–ઘડિયાળ બહારથી ભપકાદાર હોય પણ અંદરનો કાંટો બરાબર ટાઇમ ન આપતો હોય તો તે નકામું છે, તેમ બહારનાં ચિહ્નો અને આચાર ગમે તેટલા હોય, પણ અંદર જો સાચો પ્રભુપ્રેમ ન હોય, તો તેની કાંઇ પણ કિંમત નથી

સાચા ભગતોને ઓળખવાની બાબતમાં ઘણા માણસો બહુ ઠગાઈ જાય છે; કારણ કે ઘણાએ ભોળા લોકો માત્ર બહારની માળાકંઠી સામે જુએ છે, ઘણા લોકો માત્ર તિલકછાપાં સામે જુએ છે, ઘણા લોકો માત્ર જટાભસ્મ સામે જુએ છે, ઘણા લોકો માત્ર દાઢીમૂછ કે ચોટલી સામે જુએ છે, ઘણા લોકો કપડાના રંગ સામે જુએ છે અને ઘણા લોકો બહારના ઘણી જાતના ટ્રેડ-માર્કની સામે જુએ છે તથા તે ઉપરથી ભગતોની કિંમત આંકે છે, એટલે તેઓ ઠગાય છે; કારણ કે એ બધી વસ્તુઓ તો બહારની છે, એમાં કાંઇ બહુ માલ નથી, પણ ખરી ભક્તિ સમજવા માટે જે કૂંચી જાણવા જેવી છે તે તો કાંઇક જુદીજ છે. એ બાબત સમજાવવા માટે એક સંત કહેતા હતા કેઃ–

કોઇ ઘડિયાળ બહારથી દેખાવમાં બહુ સારું હોય, તેની ઉપર ચાંદીનો કે સોનાનો ઓપ ચડાવેલો હોય અને છેડો બહુ સુંદર હોય તેમાંનાં ચક્કરો બહુ ચકચકિત હોય, તેને રાખવાનું બાકસ ઘણું સરસ હોય અને બીજી પણ ઘણી બાબતોમાં એ ઘડિયાળ આપણને ગમી જાય તેવું હોય, તેમ છતાં જો તેની અંદરનો કાંટો બગડેલો હોય અને તે જો બરોબર ટાઇમ આપી શકતું ન હોય, તો એ કાંઈ સારું ઘડિયાળ કહેવાય નહિ. કારણ કે ઘડિયાળની કિંમત કાંઈ તેના બહારના ઠાઠમાઠ ઉપર નથી, પણ તેની ખરી કિંમત તો અંદરના કાંટા ઉપર છે. તેમજ યાદ રાખજો કે, ભક્તિનાં બહારનાં ચિહ્નો સામે જોઇને ઠગાવું નહિ, પણ ભગતોની અંદરનો પ્રભુપ્રેમનો કાંટો કેવો છે તે વાતનો વિચાર કરવો જોઈએ; કારણ કે જો તેઓની અંદર પ્રભુપ્રેમ હોય અને બહારનાં ચિહ્નો કદી થોડાં હોય એ ચાલી શકે છે; પણ બહાર ઘણાં ચિહ્નો છતાં પણ જો અંદરનો પ્રભુપ્રેમનો કાંટો બરાબર ન હોય, તો તેથી કાંઈ ખરો ફાયદો થતો નથી; માટે ભક્તિની પરી-

ક્ષા કરવામાં બહારનાં ચિહ્નોથી ઠગાઈ જવું નહિ; પણ અંદરના પ્રભુપ્રેમની તપાસ કરવી જોઇએ; કારણ કે પ્રભુપ્રેમ એ જીવન છે, પ્રભુપ્રેમ એ ધર્મનું મૂળ છે, પ્રભુપ્રેમ એ જિંદગીની સાર્થકતા છે અને પ્રભુપ્રેમને લીધેજ બહારનાં બીજાં ચિહ્નો શોભે છે; પણ જો અંદરનો સાચો પ્રભુપ્રેમ ન હોય, તો બહારનાં ચિહ્નોની કાંઈ પણ કિંમત નથી, માટે બહારનાં ચિહ્નો જોઇને છેતરાશો મા અને એવાં ચિહ્નો ઉપરથીજ કોઇને સાચા ભગત માની લેવા ભૂલ કરશો મા; પણ જો ભગતોની ખરી પરીક્ષા કરવી હોય તો તેઓની અંદરના પ્રભુપ્રેમની સામે જોજો, તેઓના સદ્‌ગુણોની સામે જોજો, તેઓની રહેણીકરણીની સામે જોજો, તેઓની પ્રભુ માટેની તાલાવેલી સામે જોજો, તેઓની અંદરની તૃપ્તિની સામે જોજો અને અનંત બ્રહ્માંડના નાથની ઉપર તેઓ જે અજબ જેવો પ્રેમ રાખે છે, તેની સામે જોજો, એટલે તમને સમજાઇ જશે કે, સાચા ભગતોની દશા કેવી હોય છે અને ડોળઘાલુ ભગતોની સ્થિતિ કેવી હોય છે. આ બન્ને બાજુ હોવાથી તમને સત્ય સમજાશે અને સાચા ભગત થવાની ઇચ્છા થઈ જશે; માટે બંધુ ! સાચા ભગતોને ઓળખતાં શીખો, સાચા ભગતોને ઓળખતાં શીખો !

---

## ૫૨–તમે ભગવાનની પાછળ ફરો એ જુદી વાત છે અને ભગવાન તમને પોતાના કરી લે એ જુદી વાત છે

બંધુઓ ! ભક્તિનાં ઘણાં અંગો છે અને ભક્તિના ઘણા પ્રકારો છે તથા ભગતોના પણ ઘણા પ્રકારો છે. એ બધા ખુલાસા જાણવાથી આપણી ભક્તિમાં નવું બળ આવે છે, માટે ઊંચા પ્રકારની ભક્તિ કેવી હોય છે અને ઊંચા પ્રકારના ભગતો કેવા હોય છે તે વાતો આપણે જાણી લેવી જોઇએ. એ બાબત સમજાવવા માટે એક સંત કહેતા હતા કેઃ–

કોઈ શેઠિયો આપણને ચાહતો હોય પણ આપણને તે શેઠિયાની ગરજ હોય તે સારુ આપણે તે શેઠિયાની પાછળ પાછળ ફરતા હોઇએ એ જુદી વાત છે અને એ શેઠિયો આપણને ચાહતો હોય તથા આપણે માટે ખાસ લાગણી ધરાવતો હોય તે જુદી વાત છે. આપણે શેઠિયાની પાછળ પાછળ ફરીએ તેથી કાંઇ ઘણું કામ થાય નહિ; પણ જો તે શેઠિયો આપણને ચાહતો

હોય તો ઘણો વધારે લાભ થઇ જાય; તેમજ યાદ રાખજો કે, આપણે પ્રભુની પાછળ પાછળ ફરીએ એ જુદી વાત છે અને પ્રભુ પોતે આપણને પોતાના કરી લે અને આપણી પાછળ પાછળ ફરે એ જુદી વાત છે. મતલબ કે, આપણે પ્રભુની પાછળ પાછળ ફરીએ તે સાધારણ પ્રકારની ભક્તિ છે અને પ્રભુ આપણને પોતાના કરી લે તે ઉત્તમ પ્રકારની ભક્તિ છે.

આમ હોવાથી આપણે જોઇએ છીએ કે, પ્રભુની પાછળ પાછળ ફરનારા ભગતો આ જગતમાં ઘણાએ દેખાય છે; પણ પ્રભુએ જેને પોતાના કરી લીધા હોય એવા ભગતો કોઇકજ દીઠામાં આવે છે; માટે આજથી સમજી લો કે, જ્યાંસુધી પ્રભુએ આપણને પોતાના કરી લીધા નથી, ત્યાંસુધી આપણી ભક્તિ અધૂરી છે; માટે પ્રભુ પોતે આપણને પોતાના કરી લે એવી ભક્તિ હવે થવી જોઈએ અને એવી ઉત્તમ પ્રકારની ભક્તિ થઈ શકે તેની કૂંચીઓ જાણી લેવી જોઇએ.

બંધુઓ! પ્રભુ આપણને પોતાના કરી લે તેની કૂંચી એ છે કે, પ્રથમ આપણે પોતે પ્રભુના થઈ જવું જોઇએ અને પ્રભુના થઇ જવા માટે પ્રભુની ઇચ્છા પ્રમાણે ચાલવું જોઇએ, પ્રભુના હુકમો પાળવા જોઇએ, હમેશાં સત્સંગમાં રહેવું જોઈએ અને આપણી અંદર જે અભિમાન રહેલું હોય છે, તેને કાઢી નાખી તેને બદલે સાચી દીનતા લાવવી જોઈએ; એટલુંજ નહિ પણ પરમકૃપાળુ પરમાત્માનો મહિમા સમજવો જોઇએ. તેનાજ વિચારમાં, તેનાજ જ્ઞાનમાં અને તેનાજ ધ્યાનમાં નિમગ્ન રહેવું જોઇએ. મતલબ કે, આપણી જિંદગી તેને અર્પણ થઇ જાય તેવી રીતે વર્તવું જોઇએ અને તે પ્રમાણે જગતના વ્યવહાર ચલાવવા જોઇએ. જ્યારે આ પ્રમાણે કરતાં આવડે અને આપણે પોતે પ્રભુના થઈ જઇએ ત્યારે પ્રભુ આપણને પોતાના કરી લે છે અને જ્યારે એ પ્રમાણે પ્રભુ પોતે આપણને પોતાના કરી લે ત્યારેજ આપણી ભક્તિ ફળીભૂત થાય છે; પણ જ્યાંસુધી એમ થતું નથી ત્યાંસુધી આપણી ભક્તિ અધૂરીજ રહે છે; કારણ કે આપણે પ્રભુની પાછળ પાછળ ફરીએ છીએ, પણ પ્રભુને કાંઇ આપણી પૂરેપૂરી દરકાર હોતી નથી, તેથી આપણને ભક્તિનો જે આનંદ મળવો જોઇએ, તે આનંદ મળી શકતો નથી અને ભક્તિના જે લાભ મળવા જોઈએ તે લાભ પણ મળી શકતા નથી; પણ જ્યારે આપણે પ્રભુના થઇ જઇએ, ત્યારે પ્રભુ આપણા થઈ જાય છે અને એ પછી પ્રભુને આપણે માટે

વધારે લાગણી હોય છે, તેથી આપણે પ્રભુની પાછળ પાછળ ફરવું પડતું નથી; પણ પ્રભુ આપણી પાસે ને પાસેજ રહે છે અને જે ભગતની પાસે પ્રભુ હાજર ને હાજર રહેતા હોય, તેનો આનંદ કેટલો બધો હોય તે વિચારવું કાંઇ મુશ્કેલ નથી તથા એવા ભગતોની જિંદગીની સાર્થકતા થઇ જાય તેમાં પણ કાંઇ નવાઈ નથી. માટે બંધુઓ! આવા ઊંચી જાતના સાચા ભગત થાઓ, આવા ઊંચી જાતના સાચા ભગત થાઓ.

---

## ૫૩—ઘરમાં આગ લાગતાં ઊંદર વગેરે પ્રાણીઓ બળી ગયાં અને ચકલાં વગેરે પાંખોને લીધે બચી ગયાં; તેમ આ જગતનાં પાપતાપથી બચવા માટે જ્ઞાનભકિતરૂપી પાંખો મેળવો

એક ભક્તરાજ મહારાજ પોતાના હરિજનોને સત્સંગની ને ભક્તિની વાતો કરતાં કરતાં એમ કહેતા હતા કે, "હવે તમે નમાલા ભગત શું રહો છો? હવે તો તમને પાંખો આવેલી છે, માટે હવે તો તમારે ઊડતાં શીખવું જોઈએ; જુઓ આજે હું તમને ઊડતાં શીખવાની વાતો કહુ છું." એમ કહીને તેમણે કહ્યું કેઃ—

"એક ઘરમાં આગ લાગી ત્યારે તેમાં ઊંદરો વગેરે ઊડી શકે નહિ તેવાં પ્રાણીઓ હતાં તે બધાં બળી મૂઆં; પણ જે ચકલાંઓ હતાં તે ઊડી ગયાં તેથી તે બચી ગયાં; તેમજ યાદ રાખજો કે, આ સંસારમાં પણ ઘણી જાતની આગ લાગેલી છે; માટે જો પાંખો વિનાના રહીશું, તો વ્યવહારની આગમાં બળી મરીશું. એમ ન થાય માટે હવે તો આપણે પાંખોવાળા ભગત થવું જોઇએ અને પ્રભુના માર્ગમાં ઊડતાં આવડે તેમ કરવું જોઇએ અને યાદ રાખજો કે, હરિજનોને માટે એમાં કાંઇ બહુ મુશ્કેલી નથી; કારણ કે ઘણો વખત સત્સંગ કરવાથી અને ભજન કરવાથી ઈશ્વરી રસ્તામાં ઊડવાની પાંખો આવી શકે છે અને એ પાંખો જયારે મજબૂત થઈ જાય, ત્યારપછી જરાક જોર કરવાથી ઊડતાં પણ આવડી શકે છે; માટે હવે તો આપણે ઊડતાં શીખવું જોઇએ અને તે શીખી શકાય એવી યુક્તિઓ જાણી લેવી જોઇએ.

" પ્રથમ મનમાં શ્રદ્ધા આવે તેનું નામ પાંખો છે, પ્રભુ ઉપર પ્રેમ આવે તેનું નામ પાંખો છે, ભજન કરવાનું મન થાય તેનું નામ

પાંખો છે, જે ઠેકાણે પ્રભુનું ભજન થતું હોય તે ઠેકાણે જવાનું મન થાય અને ત્યાં બેસી શકાય તેનું નામ પાંખો છે, હરિજનોની વાતો સાંભળવી ગમે અને મહાત્માઓનાં વચનોની હૃદયમાં અસર થાય તેનું નામ પાંખો છે, ઘણી જાતની સંસારની ઉપાધિઓમાંથી ભજન કરવાનું સૂઝે અને એ રસ્તામાં જવાય તેનું નામ પાંખો છે, પોતાની અંદર રહેલાં પાપોને તજવાનું મન થાય તેનું નામ પાંખો છે, પોતાની અંદર રહેલાં પાપોને તજવાની મહેનત કરવા છતાં જલદીથી તે પાપો નીકળે નહિ એથી એ માટે જે તરફડાટ થાય તે પાંખો છે અને દિનપ્રતિદિન વધારે વધારે ભક્તિમાં જીવ લાગતો જાય તેનું નામ પાંખો છે. આવી પાંખો જ્યારે મળે છે, ત્યારે પછી ધીમે ધીમે ઈશ્વરી રસ્તામાં ઊડી શકાય છે અને જ્યારે ઊડતાં આવડે ત્યારે એવો આનંદ આવે છે કે, તેની વાતો કહેતાં અમને આવડતી નથી; કારણ કે જ્યારે ઈશ્વરી રસ્તામાં ઊડતાં આવડે ત્યારે પાપ કપાઈ જાય છે, જ્યારે ઈશ્વરી રસ્તામાં ઊડતાં આવડે ત્યારે વ્યવહારનાં બંધનો ઢીલાં પડી જાય છે, જ્યારે ઈશ્વરી રસ્તામાં ઊડતાં આવડે ત્યારે ઘણી જાતના મોહ ઓછા થઈ જાય છે, જ્યારે ઈશ્વરી રસ્તામાં ઊડતાં આવડે ત્યારે નવી જિંદગી બની જાય છે અને જ્યારે ઈશ્વરી રસ્તામાં ઊડતાં આવડે ત્યારે ધર્મસંબંધી ઘણી જાતની શંકાઓ મટી જાય છે તથા ઘણી જાતના ખુલાસા થઈ જાય છે અને જાણે આનંદના સમુદ્રમાં તરતા હોઈએ એવું થઈ જાય છે. આવી સ્થિતિને અમે ઊડવું કહીએ છીએ; માટે ભાઈઓ ! જો ખરા ભગત થવું હોય તો આવી રીતે પ્રભુના માર્ગમાં ઊડતાં શીખો, પ્રભુના માર્ગમાં ઊડતાં શીખો !"

## ૫૪–રસ્તા ઉપરના ઝાડ ઉપર છોકરાઓ પથરા ફેંક્યા વિના રહે નહિ, તેમજ જે ગુરુઓ, પંડિતો કે વક્તાઓ હોય તેઓની ઉપર પણ પથરા તો ફેંકાશે; પણ તેથી ડરવું નહિ

એક બહુ સારા સદ્‌ગુરુ હતા. તેમની વૃત્તિ બહુ સારી હતી. તેમનો ઉપદેશ બહુ અસરકારક હતો અને તેમની રહેણીકરણી બહુ ચોખ્ખાઈભરેલી હતી, તેથી ઘણા લોકો તેમને બહુ માન આપતા હતા અને પ્રેમભાવથી તેમનો ઉપદેશ સાંભળતા હતા;

પણ એ ગુરુનું માન વધતું જાય, તેની પાસે ધન વધતું જાય, તેના શિષ્યો વધતા જાય અને તેની કીર્તિ વધતી જાય એ જોઇને ઘણુાએ અદેખા માણુસો વિનાકારણ પોતાના મનમાં બળ્યા કરતા હતા અને બીજાઓની પાસે તે ભગતની નિંદા કર્યા કરતા હતા. એ જોઇને કોઇ એક સારા માણુસે તે ભગતને કહ્યું કે, "મહારાજ! તમે આટલી બધી ચોખ્ખાઈથી રહો છો, આટલું બધું પવિત્ર જીવન ગાળો છો, આટલી બધી ઉદારતા રાખો છો, આટલું બધું નિઃસ્પૃહીપણું રાખો છો અને લોકોને સુધારી ભગવદ્‌માર્ગમાં લઇ જવા માટે આટલી બધી મહેનત કરો છો, છતાં પણુ કેટલાક લોકો તમારી નિંદા કેમ કરે છે? એનું કારણુ મને કહો."

એ સાંભળીને તે ભક્તરાજ મહારાજે એવું કહ્યું: "ભાઈ, જે ઝાડ સૌની નજરે પડે તે રસ્તા ઉપર આવેલાં હોય અને વળી તે ઝાડમાં ફળ લાગેલાં હોય તથા તે ફળ પાકતાં હોય તેની ઉપર છોકરાંઓ પથરા ફેંકયા વિના રહેજ નહિ, તેમજ જે ધર્મગુરુઓ છે, જે ઉપદેશકો છે, જે વક્તાઓ છે, જે હરિકથા કરનારાઓ છે અને જે જાહેર કામોમાં આગેવાનીથી ભાગ લેનારાઓ છે, તેઓ જલદીથી સર્વની નજરે ચડે તેવાં રસ્તા ઉપરના ઝાડ જેવા છે અને તેમની ઉપર કીર્તિરૂપી ફળો આવતાં જાય છે. એટલે એ ઝાડો ઉપર લોકો પથરા ફેંકયા વિના રહેજ નહિ; કારણુ કે, કીર્તિનાં ફળ તોડી પાડવાનું એવા અદેખા લોકોને બહુ ગમે છે, તેથી વિનાકારણું તેઓ તો એમ કરવાનાજ; માટે એવા નિંદકોના બોલવા સામે કાંઇ જોવાય નહિ. કોઈ પણુ સારા કામમાં કે સારા માણુસો ઉપર પોતાની ખરાબ વાણીના પથ્થરો ફેંકવા એ તો તેઓનો સ્વભાવજ હોય છે. એમાં કાંઈ ધર્મગુરુઓનો, વક્તાઓનો કે જાહેર કામો કરનારા સજ્જનોનો ખરેખરો વાંક હોતો નથી. જો તેઓનો કાંઇ પણુ વાંક હોય તો તે એટલોજ છે કે, તેઓ દિનપ્રતિદિન વધારે વધારે જાહેરમાં આવતા જાય છે અને તેઓની કીર્તિ વધતી જાય છે. એટલાજ સારુ અદેખાઓ તેમની નિંદા કર્યા કરે છે; પણુ ખરી રીતે જોતાં એ નિંદામાં કાંઇ સત્વ હોતું નથી. માટે એવા પેટે બળેલા માણુસોના બોલવા સામે જોઇ પોતાની ફરજો બજાવવામાં ઢીલા પડવું નહિ કે એવા નબળા મનના છોકરવાદી માણુસોથી ડરી જવું નહિ; પણુ જ્યારે એવી નિંદા થાય અને એવી રીતે પથરા ફેંકાય, ત્યારે પ્રભુએ હવે મને

પોતાની સેવા કરાવવા માટે અંગીકાર કરેલો છે, એમ સમજી રાજી થવું જોઇએ અને બેવડા ઉત્સાહથી કામ કરવું જોઇએ; કારણ કે જે નમાલા માણુસો હોય તેમની નિંદા થતી નથી, જે દુઃખી માણુસો હોય તેમની નિંદા થતી નથી, જે કંગાલ માણુસો હોય તેમની નિંદા થતી નથી અને જે ગાડરિયા પ્રવાહ પ્રમાણે ચાલનારા પ્રવાહી જીવો જેવા માણુસો હોય તેઓની નિંદા થતી નથી; પણ જે માણુસ બીજાઓની આંખમાં ખૂંચે તેવો હોય તેની નિંદા થાય છે; જે માણુસ પોતાનાં બીજાં ભાઇબહેનો કરતાં વધારે આગળ નીકળી જાય તેની અદેખાઈ થાય છે; જે માણુસ બીજા સામાન્ય લોકોના કરતાં માનમાં તથા કીર્તિમાં વધારે ફાવી જાય તેની અદેખાઇ થાય છે અને જે માણુસ પોતાના બીજા પાડોશીઓ કરતાં કોઈ પણ બાબતમાં ખાસ આગળ નીકળી જાય તેની અદેખાઈ થાય છે; અને એવી અદેખાઇને લીધે તેઓની નિંદા થાય છે. માટે જ્યારે એવી જાતની નિંદા થાય ત્યારે પ્રભુનો ઉપકાર માનવો જોઇએ અને ખુલ્લા દિલે એમ પ્રાર્થના કરવી જોઇએ કે, ‘હે પ્રભુ! તને ધન્ય છે. મારા જેવા ગરીબ અને નાલાયક માણુસને એવો ઊંચે ચડાવ્યો કે, આ બિચારાઓને મારી તરફ પથરા ફેંકવા પડે છે. ધન્ય છે! પ્રભુ તને ધન્ય છે! તારો ઉપકાર હું કેવી રીતે માનું?” આવી રીતે જે સાચા ભગતો છે તેઓ તો જ્યારે પોતાની ઉપર પથરા ફેંકાય ત્યારે પ્રભુનો ઉપકાર માને છે અને એમ સમજે છે કે, અમારી નિંદા એ અમારી ફતેહનું કારણ છે; પણ તેમાં એટલું ધ્યાન રાખવું જોઇએ કે, કોઈ પણ જાતનાં ભૂલભરેલાં કામો થવા દેવાં નહિ; પણ જેમ બને તેમ પવિત્રતાથી અને ભલાઇથી જિંદગી ગાળવી અને તેમ છતાં જે દ્વેષ થાય તથા જે નિંદા થાય તે પ્રભુનો ઉપકાર માનીને સહન કરવાં, એજ ખૂબીની વાત છે અને એજ ખરા ભગતોનું લક્ષણ છે; માટે હે હરિજનો! તમારી ભક્તિ માટે તમારી નિંદા થાય ત્યારે તમે દિલગીર થશો મા; પણ એ વખતે તો ઊલટો પ્રભુનો ઉપકાર માનજો અને દિનપ્રતિદિન પોતાના સિદ્ધાંતોમાં આગળ વધી શકાય તેમ કરજો. એજ અમારી ભલામણ છે.”



## ૫૫–દરેક સ્થિતિમાં જરા જરા દુઃખ તો રહેવાનુંજ માટે દુઃખથી કંટાળવું નહિ

બહારની નજરે જોતાં કેટલાક માણસો આપણને બહુ સુખી દેખાય છે; પણ ખરી રીતે જોતાં તેઓ જેવા આપણને સુખી દેખાય છે તેવા અંદરથી સુખી હોતા નથી. જેમકેઃ—

કેટલાક મોટા વેપારીઓના બહારના ઠાઠમાઠ તથા તેમના કામકાજની બહુ મોટી ધમાલો જોઇને આપણને એમ લાગે છે કે, તેઓ બહુ સુખી હશે; કારણ કે આપણે માત્ર તેમને ત્યાં જે વેપારીઓની ભીડાભીડ થતી હોય તે સામે જોઇએ છીએ. વેપારના સોદાની મોટી મોટી રકમોના આંકડાઓ સાંભળીને આપણે અંજાઈ જઇએ છીએ અને તેમને ત્યાં જે દલાલો ધક્કા ખાતા હોય ને ખુશામતો કરતા હોય તે જોઇને આપણે એ વેપારીઓને સુખી સમજીએ છીએ; તેમની વખારોમાં જે માલના ઢગલા પડેલા હોય તે ઢગલાઓ જોઈને આપણે તેમને સુખી સમજીએ છીએ અને ઘણા માણસો તેઓને શેઠ સાહેબ, શેઠ સાહેબ, કરતા હોય તથા જ્યાંત્યાં મોટા વેપારી તરીકે તેમનું નામ સંભળાયા કરતું હોય એ માટે આપણે તેમને સુખી સમજીએ છીએ; પણ યાદ રાખજો કે, આ બધી તો માત્ર બહારની દૃષ્ટિની વાતો છે; પણ જરા અંદરથી જોતાં તરતજ સમજાય છે કે તેઓ આપણે ધારીએ છીએ તેવા ને તેટલા બધા સુખી હોતા નથી. જેમકે માલના ભાવ પડી જશે તો શું કરીશું ? હમણાં ઘરાકી બરાબર નહિ જામે તો શું કરીશું ? જે ઘરાકો પાસે લેણું છે તેમાંના કોઇ ખૂટી પડશે તો શું કરીશું ? વેપારમાં ગજા ઉપરાંતની રકમ રોકાઇ ગઇ છે ને ઓચિંતા કોઇ માગનારને તેના પૈસા આપવા પડશે તો શું કરીશું ? આ સાલ માલ તો ખૂબ ભરી મૂક્યો છે, પણ આવતી સાલ વરસ સારું નહિ નીવડે તો શું હાલ થશે ? આ દલાલો બધા હમણાં બજારના રંગની જે વાતો કરે છે તે સાચી હશે કે મને ઠગતા હશે ? હમણાં બજારનો કાંઇ ઢંગધડો નથી, ઘડીકમાં ભાવમાં ઊથલપાથલ થઇ જાય છે એવા વખતમાં વધારે જોખમ ખેડવું નહિ. આવી આવી અનેક જાતની જંજાળોમાં તેને રોકાવું પડે છે, તેથી એવા મોટા વેપારીના જીવ હમેશાં ઊંચા અને ઊંચાજ રહે છે. મજાનાં ફળ ખાતી વખત પણ તેઓનું મન પોતાના વેપારને

લગતી ચિંતામાં કયાંક રોકાયેલું હોય છે, ઘણી જાતનાં સ્વાદિષ્ટ ભોજન કરતી વખત પણ તેઓના મનમાં અનેક જાતની જંજાળોના વિચારો હોય છે અને પોતાની બાયડી સાથે જ્યારે હેતપ્રીતની વાતો કરતા હોય તથા પોતાનાં નાનાં સુંદર છોકરાંઓને રમાડતા હોય એ વખતે પણ તેઓના અંતરમાં કેટલીએક જાતની ચિંતાઓ હોય છે, તેથી તેઓને ઘણી જાતની સગવડો હોવા છતાં પણ, તેમાંથી જે આનંદ મળવો જોઇએ તે આનંદ મળી શકતો નથી; માટે બંધુઓ! આ બધી હકીકત જાણીને તેમાંથી એ સિદ્ધાંત સમજી લેજો કે, બહારની નજરે જે માણસોને આપણે જેટલા સુખી સમજીએ છીએ એટલા સુખી તેઓ અંદરથી હોતા નથી; કારણ કે ઈશ્વરી આનંદ સિવાય બીજાં બધી જાતનાં સુખોમાં હમેશાં કંઇને કંઇ દુઃખ રહેલું હોય છે; કારણ કે આ જગતની રચનાજ એવી છે કે, કોઇ પણ જાતનું વ્યાવહારિક સુખ દુઃખ વિના રહી શકેજ નહિ; કોઈ પણ જાતનું સાંસારિક સુખ દુઃખ વિનાનું હોયજ નહિ અને કોઇ પણ જાતનું માયાનું સુખ દુઃખ વિનાનું હોયજ નહિ. આવો નિયમ હોવાથી જ્યાં જ્યાં બહુ સુખ દેખાય ત્યાં પણ કંઇક કંઇક દુઃખ તો સમજી લેવું અને હરિજનોએ તેમાંથી એમ શીખી લેવું જોઇએ કે, ઘણા સુખની અંદર પણ દુઃખ રહેલાં છે; માટે દુઃખથી કાયર થવું નહિ, દુઃખથી હિંમત હારવી નહિ અને દુઃખનો અફસોસ કર્યા કરવો નહિ.

કોઇ માણસ બહુ મોટા કુટુંબવાળા હોય છે. એવા માણસોને ઘેર ઘણા ભાઇઓ હોય છે, ઘણા દીકરાઓ હોય છે અને દીકરાને ઘેર દીકરા હોય છે તથા મામાના, માશીના, ફોઈના, કાકાના અને સસરાના કુટુંબનાં ઘણાં માણસો હોય છે. એ બધાંની જ્યારે પંગત બેસે, ત્યારે કેટલાક લોકોને એમ લાગી જાય છે કે, વાહ! વાહ! વાહ! આ માણસ કેવો ભાગ્યશાળી છે! એનું કુટુંબ કેટલું બધું મોટું છે! એક હાંડલે કેટલાં બધાં માણસો જમે છે! આવા નસીબદાર માણસો બહુ થોડા હોય છે. જેણે બહુ પુણ્ય કર્યાં હોય તેનેજ આવા મોટા કુટુંબનું સુખ મળે છે. એમ સમજીને ઘણાએ અજાણ્યા માણસો મોટા કુટુંબવાળાં માણસોનાં સુખનાં વખાણ કર્યા કરે છે અને વાત કરતાં કરતાં કહે છે કે, “ભાઇ! એના સુખની શું વાતો કરીએ? ન્યાતમાં એનું કર્યું થાય, સગામાં પણ એનું કર્યું થાય અને ગામમાં પણ એનું કર્યું થાય; કારણ જ્યાં

જુઓ ત્યાં એનાંજ સગાંવહાલાં હોય એટલે એની વાત તે શું કરીએ?" આવી રીતે બહારનાં માણસોને લાગે છે; પણ જો અંદરથી જોઇએ તો તરતજ સમજાય છે કે, મોટા કુટુંબવાળાં માણસો બહારથી જેવાં સુખી દેખાય છે, તેવાં ખરેખરાં સુખી કાંઇ અંદરથી હોતાં નથી; કારણુ કે જરા ઊંડા ઊતરીને જોતાં સમજાય છે કે જેમને ઘણાં છોકરાંઓ હોય તેમાંથી કોઇ છોકરો કેવા વિચારનો હોય છે અને કોઈ છોકરો કેવા વિચારનો હોય છે. ઘણા ભાઇઓ હોય તે બધાની પ્રકૃતિ જુદી જુદી હોય છે. ઘરમાં ઘણી સ્ત્રીઓ હોય તે બધી સ્ત્રીઓ શુદ્ધ મનથી સંપીને રહે એમ આજના વખતમાં બનતુંજ નથી. એ સિવાય જેનું કુટુંબ બહુ મોટું હોય તેમાં કોઈ મૂર્ખ હોય છે, કોઈ ધંધારોજગાર વિનાનો હોય છે, કોઇ માણસ કજિયાખોર પ્રકૃતિનો હોય છે તેથી ઉછીના કજિયા લે છે, કોઈ માણસ કુટુંબને બટ્ટો લગાડે તેવી ખરાબ ચાલચલગતનો હોય છે, કોઇ માણસ વડીલનું કહ્યું માને નહિ તેવો હોય છે, કોઇ માણસ રોગી હોય છે; અને કોઇ માણસને અંદર અંદર બહુ મોટી દુશ્મનાઇ થઈ ગયેલી હોય છે. આવાં બધાં માણસોને જાળવવાં પડે છે અને તે બધાંને ખાતર કુટુંબના આગેવાન માણસને ઘણી જાતનાં દુઃખો ભોગવવાં પડે છે; કોઇ કોઇ વખત તો દુઃખો એટલાં બધાં હોય છે કે, તે જોઈને આપણને પણ ત્રાસ લાગ્યા વિના રહે નહિ; કારણુ કે જરા વિચાર કરો કે, આપણા કુટુંબમાં થોડાં માણસો હોય તેનું મન–મો જાળવતાં પણ બહુ મહેનત થઈ પડે છે અને તેમ છતાં નાના કુટુંબમાં પણ કેટલીક વખત કડવાશ ઉત્પન્ન થઇ જાય છે, ત્યારે મોટા કુટુંબને વશ રાખવું, મોટા કુટુંબમાં સમાધાની જાળવવી અને મોટા કુટુંબની મોટી આબરૂ જાળવી રાખવી એ કામ કેટલું બધું મુશ્કેલ હશે, એ જરા ખ્યાલ તો કરી જુઓ! પણ સામાન્ય લોકોનો સ્વભાવ એવો છે કે, તેઓ આ બધી બાબતો જોતા નથી; પણ માત્ર બહારની નજરે જોયા કરે છે અને ફક્ત એક કુટુંબનાં ઘણાં માણસોને જોઇને એમ માની લે છે કે, આ માણસ બહુ સુખી છે. પણ એ સુખી દેખાતા માણસના અંતરનાં દુઃખો કેવાં હોય છે ને કેટલાં બધાં હોય છે, એનો તેઓને ખ્યાલ હોતો નથી! માટે હે હરિજનો! આ બધી વાતો કહીને અમે તમને એમ સમજાવવા ઇચ્છીએ છીએ કે, જગતની કોઇ પણ વસ્તુમાં તમે જેટલું ધારી લો છો તેટલું સુખ

કે દુઃખ નથી; એટલુંજ નહિ પણ બહારની નજરે જ્યાં આપણને બહુ સુખ દેખાતું હોય ત્યાં પણ એ સુખની સાથે જરૂર કાંઈક દુઃખ હોય છેજ, માટે જો સાચા હરિજન થવું હોય તો દુઃખથી દબાઈ જશો મા અને દુઃખની ફિકર કર્યા કરશો મા; પણ સાચું સુખ શોધવાની કોશિશ કરજો, એજ અમારી ભાવના છે.

ઘણા માણસો ન્યાતજાતમાં તથા સરકારદરબારમાં બહુ માન પામેલા હોય છે અને મોટા મોટા ખિતાબવાળા હોય છે. તેઓ જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાં તેઓને માનપાન મળે છે અને તેઓનાં વખાણ ઉપર વખાણ થાય છે. આ બધું જોઈને કેટલાક ભોળા લોકોને એમ લાગે છે કે, આ માણસ બહુ સુખી છે; પણ યાદ રાખજો કે, ખરી રીતે જોતાં એ બહુ માન મેળવનાર માણસ પણ ખરેખરો સુખી હોતો નથી. તેવા માલવાળા માણસને જ્યારે કોઇ માણસ માન ન આપે અગર કોઇ સભામાં જરા આગળપાછળની ખુરશીએ બેસવું પડે, તો તેવા માણસના મનને બહુ ધક્કો પહોંચે છે અને આપણને જે વાત સાવ નજીવી લાગતી હોય તેવી વાતનું પણ તેને બહુ મોટું દુઃખ લાગી જાય છે; એટલુંજ નહિ પણ બહુ લાંબા વખત સુધી એ દુઃખ તેના મનમાં ઘોળાયા કરે છે અને એવા પ્રસંગો કાંઇ કોઇકજ વખત બને છે એમ નથી; પણ એવા માણસોના સામાવાળિયા પણ બીજા ઘણાએ હોય છે, તેથી એવા પ્રસંગો વારંવાર આવ્યા કરે છે. એટલે બહુ માનવાળા પણ બિચારા બહુ દુઃખી હોય છે. એ સિવાય બીજાં પણ ઘણી જાતનાં તેઓને દુઃખો હોય છે, પણ એ બધાં દુઃખો ગણાવવાની કાંઇ જરૂર નથી. ટૂંકામાં એટલુંજ કે આ દુનિયાનો નિયમજ એવો છે કે, જ્યાં માયાનાં બહુ સુખ દેખાતાં હોય ત્યાં પણ અંતરનાં થોડાં થોડાં દુઃખો તો હોય છેજ. માટે આ બધા દાખલા જોઇને હરિજનોએ દુઃખોથી દબાઇ જવું નહિ અને દુઃખની ચિંતામાં પડ્યા રહેવું નહિ; પણ પોતાની સ્થિતિમાંથી સુખ મેળવતાં શીખવું.

કેટલાક શેઠિયાઓને માટે એમ કહેવાય છે કે, આ માણસ બહુ પૈસાવાળા છે. એ વાતને વધારી વધારીને ઘણા માણસો કહે છે કે, ફલાણો શેઠ દશ લાખનો આસામી છે; ફલાણો શેઠ પચીશ લાખનો આસામી છે; ફલાણો શેઠ ચાળીશ લાખનો આસામી છે; ફલાણો શેઠ સાઠ લાખનો માલિક છે અને ફલાણો શેઠ કરોડપતિ છે, આમ લોકોમાં બોલાયા કરે છે તેથી લાખો રૂપિયાના

આંકડા સાંભળીને સામાન્ય લોકો તેઓને બહુ મોટા પૈસાદાર સમજે છે અને માત્ર ઝાઝા પૈસાવાળા છે એટલાજ સારુ લોકો એમને સુખી સમજ્યા કરે છે; પણ ખરી રીતે જોતાં જે માણુસ દશ લાખનો આસામી કહેવાય છે તેની પાસે બે લાખ રૂપિયા પણ પૂરેપૂરા હોતા નથી અને જે માણુસ ચાળીસ લાખનો આસામી કહેવાય છે, તેની પાસે દશ લાખ રૂપિયા પણ હોતા નથી. આવી રીતે પહેલી પોલ તો રકમની ગણુતરી કરવામાંજ હોય છે, એટલે સાચી ગણુતરી કરતાં સાચા માણુસના મનમાંથી તેઓના સુખનો ઘણોએ મોહ ઓછો થઈ જાય છે. એ સિવાય ધનવાનોને પોતાનું ધન જાળવી રાખવા માટે કેટલી બધી મહેનત કરવી પડે છે અને 'અમારું ધન જતું રહેશે તો?' એ ફિકરમાં તેઓનું મન કેટલું બધું રોકાયેલું રહે છે તથા કોઇ વેપારીઓને કે બેંકોને ધીરધાર કરતાં તેઓનું મન અંદરથી કેટલું બધું ડર્યા કરે છે અને તેઓની આગળ કેટલા બધા સવાલો ઊભા થાય છે, એ બધું તમે ક્યાંથી સમજો? જો એ બધી હકીકતો તેના ખરા રૂપમાં તમે જાણુતા હો તો એજ વખતે તમને એમ લાગી જાય કે, અમે શ્રીમંતોને બહુજ સુખી સમજીએ છીએ તેમાં અમારી ભૂલ થાય છે; કારણુ કે ધનના સુખની સાથે બીજાં ઘણાં દુઃખો તેઓને વળગેલાં હોય છે. એટલે ધનવાનો પણુ કાંઇ ખરેખરા સુખી નથી.

બંધુઓ! આવી રીતે જ્યાં બહુ, સુખ દેખાતું હોય ત્યાં પણુ કાંઈક દુઃખ રહેલું હોય છે; કારણુ કે આ જગતમાં દુઃખ વિનાની કોઇ સ્થિતિજ નથી. મનુષ્યદેહની સાથે દુઃખ તો વળગેલાંજ છે; માટે જે ખરા હરિજનો હોય તેઓએ દુઃખથી કાયર થવું નહિ અને દુઃખના વિચારોમાં પડ્યા રહેવું નહિ; પણુ દુખની અંદરથી પણુ સુખ મળે તેવા ઉપાયો કરવા જોઇએ અને એવા ઉપાયો બતાવવા એજ અમારો મુખ્ય હેતુ છે; માટે હજી પણુ દુઃખ સંબંધી થોડાક વધારે ખુલાસા સાંભળો.

---

## ૫૬—આ દુનિયામાં દરેક સ્થિતિમાં દરેક માણુસોને કાંઇક કાંઈક દુઃખ હોય છે

---

દુઃખ વિનાની સ્થિતિ આ દુનિયામાં હોતીજ નથી. નાનું મોટું કોઇ ને કોઇ પ્રકારનું દુઃખ તો દરેક માણુસને હોય છેજ; કારણુ

કે આ જગતની રચનાજ એવી છે કે, તેમાં દુઃખ વિનાની કોઇ પણ સ્થિતિજ નથી. જેમકે વિધવાને વિધવાપણાનું દુઃખ હોય છે; ધણીવાળીને ધણી સાથે મતભેદ થતો હોય તેનું દુઃખ હોય છે; નિર્ધનોને ધન ન હોય તેનું દુઃખ હોય છે; ધનવાનોને ધન જતું રહેવાની ફિકરનું દુઃખ હોય છે; નિશાળિયાઓને અભ્યાસનું દુઃખ હોય છે; ઘરડાંઓને અશક્તિનું દુઃખ હોય છે; જુવાનોને ઉછાંછળાપણાનું, મનમોજીપણાનું તથા મોજીલાપણાનું દુઃખ હોય છે; નોકરોને નોકરી કરવાનું દુઃખ હોય છે; શેઠોને મનગમતા સારા નોકરો મળે નહિ તેનું દુઃખ હોય છે, રૈયતને રાજાને તાબે રહેવું પડે તેનું દુઃખ હોય છે. રાજાઓને બીજાં રાજ્યોના ભય હોય છે; જેને છોકરાં ન હોય તેને છોકરાંની તીવ્ર ઇચ્છાનું દુઃખ હોય છે; જેને ઝાઝાં છોકરાં હોય તેઓને છોકરાંની જંજાળોનું તથા તેઓ કહ્યું માને નહિ તેનું દુઃખ હોય છે. પંડિતોને પોતાની પંડિતાઇ બતાવવાની તક ન મળે તેનું દુઃખ હોય છે; ગુણી માણસોને તેઓની કદર ન થાય તેનું દુઃખ હોય છે; ખેડૂતોને વરસાદ તથા પવનની પ્રતિકૂળતાઓનાં દુઃખો હોય છે; વહાણવટીઓને સમુદ્રનાં તોફાનનાં દુઃખો હોય છે; વેપારીઓને ભાવ વધીઘટી જાય–તેજીમંદી થઇ જાય તેનાં દુઃખો હોય છે; ગુરુઓને પોતાના ચેલાઓ સરખી રીતે વર્તે નહિ તેનાં દુઃખો હોય છે અને ત્યાગીઓને જોઈતી સગવડો ન મળે તથા પોતાનાથી પૂરેપૂરો ત્યાગ ન પળાય તેનાં દુઃખો હોય છે. આવી રીતે માણસોની દરેક સ્થિતિમાં કાંઇક કાંઇક દુઃખો રહેલાં હોય છે; કારણ કે આ દુનિયાની રચનાજ એવી છે તથા મનુષ્યના મનનો સ્વભાવજ એવો છે કે, એને કોઈ પણ જાતનું દુઃખ થયા વિના રહેજ નહિ; માટે હે હરિજનો! દુઃખથી ડરી જશો મા, દુઃખથી કાયર થઇ જશો મા અને દુઃખથી હિંમત હારી જશો મા; કારણ કે દેવોને પણ તેઓની જુદી જુદી સ્થિતિઓનાં જુદાં જુદાં દુઃખો હોય છે; ત્યારે આપણે તો આ મૃત્યુલોકમાં છીએ, એટલે તેમાં કંઇક કંઇક દુઃખો હોયજ એમાં કાંઇ નવાઈ નથી; માટે દુઃખની દરકાર રાખશો મા.

બંધુઓ! જે ઊંટ ઉપર બેસે તેનું શરીર તો હાલકડોલક થવાનુંજ; તેમજ યાદ રાખજો કે, જે માણસ આ જગતમાં રહેશે તેની ઉપર તો કોઈક અને કોઈક જાતનાં દુઃખો આવશેજ; કારણ કે જેમ ઊંટ ઉપર બેઠેલો માણસ હાલકડોલક થયા વિના રહી

શકે નહિ, તેમજ આ જગતમાં જન્મેલા માણુસને દુઃખ થયા વિના રહેજ નહિ.

જેને તડકામાં ચાલવું હોય તેને ગરમી લાગ્યા વિના રહે નહિ તેમજ જે માણુસ આ જગતમાં રહેશે, તેને તો કોઇને કોઇ પ્રકારનું થોડુંઘણું દુઃખ તો ખમવુંજ પડશે.

જે આગબોટ સમુદ્રમાં સફર કરવા માટે ઘડાયેલી છે, તેને તો પવનનાં ને પાણીનાં મોજાનાં તોફાનો ખમવાંજ પડશે, તેમજ યાદ રખજો કે, જે માણુસો આ મૃત્યુલોકમાં જન્મેલ છે અને જેને સંસારસમુદ્રમાં મુસાફરી કરવાની છે, તેની ઉપર તો જાણુતાં અજાણુતાં સુખદુઃખના ઘસારા લાગવાનાજ એમાં કાંઈ પણુ શક નથી કે એમાં કાંઇ પણુ નવાઈ નથી, માટે હરિજનોએ દુઃખથી દબાઇ જવું ન જોઇએ, પણુ દુઃખને વખતે પણુ ધીરજ રાખતાં શીખવું જોઇએ.

---

## ૫૭–બધા માણસોને કાંઈ એક ને એક જાતનાં દુઃખો હોતાં નથી; જુદે જુદે વખતે જુદી જુદી જાતનાં દુઃખો ભોગવવાં પડે છે

દુઃખ વિનાની આ દુનિયા નથી, એટલે થોડાંઘણું દુઃખો તો સૌને હોયજ; પણુ આપણુને જેવાં આપણું પોતાનાં દુઃખો વસમાં લાગે છે, તેવાં બીજાનાં દુઃખો વસમાં લાગતાં નથી; એટલુંજ નહિ પણુ માણસોનો સ્વભાવ હોય છે કે, તેઓ પોતાના દુઃખ સામે બહુ ધ્યાન આપીને જોયા કરે છે; પણુ બીજાઓના દુઃખ સામે બારીકાઇથી જોતા નથી; એટલુંજ નહિ પણુ બીજાઓ ચોક્કસ ચોક્કસ બાબતોમાં બહુ દુઃખી હોય, તેને પણુ તેઓ એકેક વાત પકડીને સુખી સમજ્યા કરે છે, તેથી બીજાનાં દુઃખોની આપણુને બહુ ખબર પડતી નથી, પણુ જો જરા ઊંડા ઊતરીને જોઇએ તો તો તરતજ સમજાય છે કે, દરેક માણુસોને કોઈ કોઈ જાતનાં દુઃખો હોય છે. જેમકેઃ–

કોઇને ઘરનાં દુઃખો હોય છે, કોઈને બહારનાં દુઃખો હોય છે; કોઈને કુટુંબનાં દુઃખો હોય છે, કોઈને ન્યાતનાં દુઃખો હોય છે; કોઇને વેપારનાં દુઃખો હોય છે, કોઇને કરજનાં દુઃખો હોય છે; કોઇને દરદનાં દુઃખો હોય છે, કોઈને અપમાનનાં દુઃખો હોય છે;

કોઇને જુદી જુદી ઋતુઓનાં જુદાં જુદાં દુઃખો હોય છે, કોઇને મરણનાં દુઃખો હોય છે અને કોઈને ધર્મનાં દુઃખો હોય છે. આવી રીતે દરેક માણસોને કોઇ ને કોઇ જાતનાં દુઃખો હોય છે; એટલુંજ નહિ પણ જેને આપણે બહુજ સુખી સમજતા હોઇએ, તેને પણ કાંઈક કાંઇક દુઃખ હોય છે; કારણ કે આ દુનિયામાં દુઃખ વિનાનું કોઇ પણ માણસ નથી. થોડુંઘણું દુઃખ તો સૌને હોયજ; માટે દુઃખથી કાયર થવું નહિ અને દુઃખથી ડરી જઇ પોતાની ફરજો બજાવવામાં પછાત પડવું નહિ, એજ અમારી ભલામણ છે.

---

## ૫૮–આ દુનિયા એક મુસાફરીરૂપ હોવાથી તેમાં પણ બીજી મુસાફરીઓની પેઠે સુખદુઃખ તો ભોગવવાંજ પડવાનાં



આપણે જ્યારે પરદેશ જવા માટે નીકળીએ છીએ અગર યાત્રાએ જઈએ છીએ, ત્યારે કેટલેક ઠેકાણે બેસવા માટે આગગાડી મળે છે, કેટલેક ઠેકાણે ગાડીઓ દોડી શકે તેવી સડકો હોય છે અને કેટલેક ઠેકાણે ગામડાંની ગાડાવાટ ઉપર તથા પગ કેડી ઉપર ચાલવું પડે છે; તેમજ કોઇ ગામમાં ખારાં પાણી પીવાં પડે છે, કોઇ જંગલમાં ઝાડ નીચે વિસામો લેવો પડે છે અને કોઇ ગામમાં ઊતરવા માટે સુંદર ધર્મશાળાઓ મળે છે. આવી રીતે મુસાફરીમાં ચડતાં ઊતરતાં સુખદુઃખ આવ્યા કરે છે, તેમજ આ સંસારની મુસાફરીમાં અને આ જિંદગીની યાત્રામાં પણ ઘણી જાતની મુશ્કેલીઓ આવી પડે છે. કોઇ વખત કાંઇ નુકસાની થઈ જાય છે, કોઈ વખત કાંઈ અડચણો ભોગવવી પડે છે, કોઈ વખત અપમાન ખમવું પડે છે અને કોઈ વખત મંદવાડ ભોગવવો પડે છે. માટે પ્રસંગોપાત્ત આવી પડતાં એ બધી જાતનાં દુઃખો ખમવા માટે તૈયાર રહેવું જોઇએ અને ભગવદ્દઇચ્છાથી, પ્રારબ્ધના યોગથી, આસપાસના સંજોગોથી કે અકસ્માતથી કે બીજા કાંઇ કારણસર જે જે દુઃખો આવી પડે તે તે દુઃખો બહુ શાંતિથી ખમી ખાવાં જોઇએ; એજ હરિજનોનું લક્ષણ છે અને જે માણસની અંદર ધર્મનું બળ જામેલું હોય તેની એજ ખૂબી છે.

---

## ૫૯–ખરું સુખ મેળવવા માટે થોડુંક દુઃખ ખમવાની પણ જરૂર છે

જે માણસો દુઃખના બહુ કાયર હોય છે, તેઓ કોઈપણ જાતના દુઃખને જોઇને પોતાના મનમાં એમ મૂંઝાયા કરે છે કે, ભગવાને દુઃખને તે શા માટે બનાવ્યું હશે? શું આ દુનિયામાં દુઃખ ન હોત તો ન ચાલત? આવા સવાલોમાં તેનું મન ઘોળાયા કરે છે અને કોઇ કોઈ બ્રાહ્મણ કે સાધુને તેઓ એવા સવાલો પૂછયા કરે છે; પણ તેઓનો મનમાનતો ખુલાસો થતો નથી. એવા લોકો માટે સંતો કહે છે કે, માણસોને મોક્ષમાર્ગમાં આગળ વધારવા માટે દુઃખની જરૂર છે, માણસો વધારે હોશિયાર થાય, વધારે પક્કા થાય, વધારે ચોક્કસ થાય અને વધારે અનુભવી થાય તે સારુ તેઓને દુઃખની જરૂર છે; માટે યાદ રાખજો કે, દુઃખ કાંઈ નકામી વસ્તુ નથી; પણ મનુષ્યજાતને આગળ વધારવા માટે દુઃખની જરૂર છે, તેથી જગતમાં દુઃખ રહેલ છે; માટે દુઃખની આ ખૂબી સમજીને ખરા સંતો કદી પણ દુઃખોથી દિલગીર થતા નથી કે દુઃખથી દબાઈ જતા નથી; પણ તેઓ તો દુઃખમાંથી પણ ઊલટો કાંઇક બહુ મોટો સાર લઈ લે છે; કારણ કે એવા ભગવદ્દઇચ્છાને આધીન થયેલા સંતો જોઇ શકે છે કેઃ—

જે વહાણના વચલા ભાગમાં નીરમ ન હોય તે વહાણ બરોબર રીતે ચાલી શકતું નથી. નીરમ વિનાનું વહાણ હાલકડોલક થયા કરે છે અને કંઇ સહેજસાજ ધક્કો લાગે તોપણ બહુજ વાંકુંચૂકું થયા કરે છે; તેમજ યાદ રાખજો કે જે માણસને માથે જરૂર જેટલાં દુઃખો પડ્યાં નથી, તે માણસ પણ પક્કો માણસ થઇ શકતો નથી; પણ દુઃખનો અનુભવ લીધા પછીજ કેટલીક જાતની હોશિયારી આવી શકે છે; માટે દુઃખને ખરાબ, ખરાબ ને ખરાબ એમજ સમજ્યા કરવાની ભૂલ કરવી નહિ; પણ આપણને આગળ વધારવા માટે દુઃખની મદદની જરૂર છે, એમ સમજવું જોઇએ. આ વાત વધારે સારી રીતે સમજવા માટે બીજો પણ એક દાખલો સાંભળો અને તે એ કેઃ—

શ્રીમંતોના આંગણામાં જે નાના નાના ફૂલના છોડવાઓ હોય છે, તેઓ તડકાથી સુકાઈ જાય છે અને પવનથી પડી જાય છે; કારણ કે એ છોડો બહુ નાજુક જાતના હોય છે અને બહુ નાજુક

રીતે ઊછરેલા હોય છે. તેઓએ બહુ ટાઢતડકો જોયેલો નથી, તેથી તેઓ ટાઢતડકો ખમી શકતા નથી; પણ એને બદલે જે ઝાડો કે છોડવા જંગલમાં ઊગેલા હોય છે અને ટાઢતડકો તથા વરસાદનાં તોફાનો સહન કર્યાં કરે છે અને પાણી તથા પવનના ઝપાટા ખમ્યા કરે છે, તેઓની મજબૂતી કાંઈક જુદીજ જાતની હોય છે, તેઓનું આયુષ્ય બહુ લાંબું હોય છે અને તેઓનો ઉપયોગ પણ ઘણો વધારે થાય છે; કારણ કે તેઓ ટાઢતડકો ખમી શકે છે; તેમજ યાદ રાખજો કે, જે માણસો દુઃખના ઝપાટા ખમી શકે છે, તેઓ વધારે બહાદુર બને છે; જે માણસો દુઃખના ઝપાટા ખમી શકે છે, તેઓ વધારે અનુભવી થાય છે અને જેઓ દુઃખના ઝપાટા ખમી શકે છે, તેઓ આગળ જતાં કાંઈક નવી નવી ખૂબીઓ મેળવી શકે છે; એટલુંજ નહિ પણ જેઓ દુઃખના ઝપાટા ખમી શકે છે, તેઓની અંદર કાંઈક અજબ જેવું બળ આવી જાય છે, તેથી તેઓ પોતાનાં બીજાં ઘણાં ભાઈબહેનો કરતાં વ્યવહારમાં તથા પરમાર્થમાં બહુ આગળ નીકળી જાય છે અને બીજાને અજાયબી લાગે તેવી મોટી ફતેહ મેળવી જાય છે; માટે હે હરિજનો ! દુઃખથી કાયર થશો મા અને દુઃખનાં રોદણાં રોયા કરશો મા; પણ દુઃખની અંદર જે ખૂબી રહેલી છે તે સમજવાની કોશિશ કરજો, એટલે તમારાં ઘણાં દુઃખ ઓછાં થઈ જશે અને તમારાં મોટાં દુઃખ પણ નાનાં થઈ પડશે.

શેઠિયાઓના જે છોકરાઓ બહારના બીજા લોકોની સાથે બહુ હરતાફરતા નથી અને ટાઢતડકો ખમતા નથી, તેઓ નમાલા જેવા થઈ જાય છે; પણ એને બદલે ગરીબ માણસોના જે છોકરાઓ જુદા જુદા માણસોના જુદા પ્રસંગોમાં આવે છે અને નાનાંમોટાં સુખદુઃખ ભોગવ્યા કરે છે, તે છોકરાઓ બહુ હોશિયાર થઈ જાય છે અને ઘણી બાબતોમાં બીજા ઘણા માણસો કરતાં ચડી જાય છે; માટે દુઃખથી કાયર થવું નહિ અને એકલાં ખોટાં સુખમાં પડ્યું રહેવું નહિ, પણ ખરા હરિજનોએ તો દૈવેચ્છાથી આવી પડેલાં દુઃખો ખમવા માટે તૈયાર રહેવું જોઈએ અને તે દુઃખો આપણને આગળ વધારવા માટેજ છે એમ સમજી દુઃખમાંથી પણ કાંઈક સારો અનુભવ મેળવી લેવો જોઈએ.

બંધુઓ ! સમુદ્રને કિનારે ઘણે ઠેકાણે નાનામોટા ખડકો હોય છે, તે ખડકો ઉપર હમેશાં વારંવાર ભરતીઓટ વખતે પાણીનાં

મોજાંઓ આવ્યા કરે છે અને ખડકની સાથે મોજાંઓ બહુ જોરથી અથડાયા કરે છે, છતાં પણ એ ખડક ત્યાંથી જરા પણ ખસતો નથી, તેમજ જે હરિજનો છે તેઓ ખડક જેવા મજબૂત હોય છે, તેઓ ખડક જેવા દૃઢ હોય છે અને તેઓ ખડક જેવા જોરાવર હોય છે, તેથી તેઓ ઘણી જાતનાં દુઃખોથી દિલગીર થતા નથી ને હિંમત હારતા નથી, પણ દુઃખની સામે ખરેખરા હૃદયબળથી ઊભા રહે છે; કારણ કે તેઓ એમ સમજે છે કે, આપણને કચરી નાખવા માટે કાંઈ દુઃખ આવતું નથી, પણ આપણને મજબૂત બનાવવા સારુ તથા આપણને વ્યવહારમાં અને પરમાર્થમાં આગળ વધારવા સારુ દુઃખ આવે છે માટે આપણે દુઃખથી કંટાળવું ન જોઈએ. એમ સમજીને તેઓ બહાદુરીથી દુઃખો ભોગવ્યા કરે છે; માટે હે હરિજનો ! તમે પણ સંતના આવા ગુણો મેળવવાની કોશિશ કરજો; એજ અમારી ભલામણ છે.

---

## ૬૦–ઘણા માણસો પોતાના નજીવા દુઃખને મોટું માનીને નાહકના હેરાન થયા કરે છે

પક્ષીઓને આકાશમાં ઊડવા માટે જેમ બે પાંખો હોય છે, તેમ માણસોને પોતાના આત્માના કલ્યાણના રસ્તામાં આગળ વધવા માટે સુખ અને દુઃખ એ બે જાતનાં સાધનો હોય છે; પણ માણસોનો સ્વભાવ એવો છે કે, તેઓને સુખ અતિશય ગમે છે અને દુઃખ બિલકુલ ગમતું નથી. આમ હોવાથી ઘણું કરીને બધા માણસો ઘણા સુખને પણ ઉપલકપણામાં ઉડાવી દે છે અને જરાક જેટલા દુઃખને પણ ઠાલા ઠાલા વધાર્યા કરે છે; કારણ કે તેનાં દુઃખને વધાર્યા કરવાની માણસોને ટેવ પડી ગયેલી છે. આ સાંભળીને કોઇને એમ લાગશે કે, દુઃખને તે કોણ વધારે ? દુઃખ કાંઇ કોઇને ગમે એવી ચીજ નથી કે તેને વધારે. જે વસ્તુ માણસોને ગમે તેને તે વધારે છે; પણ જે વસ્તુ ન ગમે તેને કોઇ વધારતું નથી; પણ તેનો તો સૌ નાશજ કરવા ઇચ્છે છે. તેને બદલે અણગમતાં દુઃખને માણસો વધાર્યા કરે છે એ કેમ બને ? અને તેમ છતાં જો તેઓ દુઃખને વધારતાં હોય તો તેનું કારણ શું ? આ પ્રશ્ન સ્વાભાવિક છે. એના જવાબમાં મનુષ્યપ્રકૃતિનાં રહસ્ય સમજનાર વિદ્વાનો આપણને કહે છે કેઃ–

કોઇ પણ જીવોને દુઃખ ગમતું નથી અને તેમાં પણ મનુષ્યોને તો તે બિલકુલ ગમતું નથી; કારણ કે બીજા જીવોની પાસે દુઃખ દૂર કરવાનાં જેટલાં સાધનો છે તે કરતાં મનુષ્યોની પાસે દુઃખ દૂર કરવાનાં ઘણાંજ વધારે સાધનો છે એટલે બીજા જીવો સાધનોની તંગીને લીધે લાચારીથી દુઃખ ભોગવી લે છે; પણ માણસોની પાસે તો દુઃખ દૂર કરવાનાં અનેક સાધનો છે, એટલે તેઓને જરાક જેટલું દુઃખ ભોગવવું પણ ગમતું નથી, તેથી જે જે બાબતો તેઓને દુઃખવાળી જણાય તેની તેની તેઓ સામે થાય છે. દુઃખવાળી બાબતોનાજ તેઓ વિચાર કર્યા કરે છે, દુઃખવાળી બાબતોનીજ તેઓ ચર્ચા કર્યા કરે છે ને દુઃખવાળી બાબતોમાંજ તેઓ પોતાના મનને પરોવી રાખે છે, તેથી તેઓના અંતઃકરણના ઊંડાણમાં દુઃખના સંસ્કાર પડી જાય છે; તેઓના હૃદયમાં દુઃખનાં મૂળિયાં રોપાઇ જાય છે અને ખરેખરું જેટલું દુઃખ હોય તે કરતાં સેંકડો ને હજારોગણું દુઃખને મોટું માનવાની ટેવ પડી જાય છે; એટલુંજ નહિ પણ પછી તેમનામાં દુઃખને વધારવાની એવી શક્તિ આવી જાય છે કે, ખરાં દુઃખ તો બાજુએ રહ્યાં પણ કલ્પિત દુઃખોના ઢગલા તેમની સામે ખડા થઈ જાય છે અને એ બધાં દુઃખમાંથી બીજાં નવાં નવાં દુઃખો જન્મ્યાજ કરે છે; કારણ કે ભયમાંથી ઘણાં દુઃખની ઉત્પત્તિ થાય છે અને વળી તે બહુ જલદીથી થાય છે. સાચા ભગતોને બીજા વ્યાવહારિક લોકોની પેઠે આનંદ મેળવવા માટે બહાર ભટકવું પડતું નથી.

ભાઈઓ! ભગતોના અને વ્યાવહારિક લોકોના આનંદમાં આવો મોટો ફેર હોય છે; માટે ભગત બનીને આવો કદી પણ ન ખૂટે તેવો, પોતાના અંતરમાંથી પ્રકટ થયેલો ખરો ઈશ્વરી આનંદ મેળવવાની કોશિશ કરો.

---

## ૬૧–દુઃખની અંદર પણ કાંઇક સુખ તો રહેલુંજ છે

આપણે સૌ દુઃખનું નામ સાંભળીને ભડકયા કરીએ છીએ અને દુઃખ એ જાણે કાંઇક બહુજ મોટામાં મોટી ખરાબી હોય એમ આપણને લાગ્યા કરે છે; તેથી દુઃખને વખતે તથા દુઃખ આવવાનું છે એમ જાણતાંજ–અગાઉથીજ આપણે બહુજ ઢીલા પડી જઇએ છીએ, તેથી આપણી ઘણી શક્તિઓ એ ભયને લીધેજ વિના-

કારણ ગુમ થઇ જાય છે, કેટલીક શક્તિઓ એવે વખતે દબાઇ જાય છે, કેટલીક શક્તિઓ એવે વખતે બૂઠી લાગણીવાળી થઇ જાય છે, કેટલીક શક્તિઓ એવે વખતે ગભરાટવાળી થઈ જાય છે અને કેટલીક શક્તિઓ એવે વખતે સ્તબ્ધ થઇ જાય છે, તેથી પોતાની લાયકાત દબાઇ જાય છે, પોતાની હોશિયારી ઉપર પાણી ફરી વળે છે, પોતાનો અનુભવ ઉપયોગમાં આવી શકતો નથી અને પોતાનું કુદરતી બળ ઝાંખું થઇ જાય છે, તેથી ખરે વખતે વધારે જોસથી, વધારે લાગણીથી અને વધારે બળથી તથા વધારે બુદ્ધિ વાપરી કામ કરવું જોઇએ; તેને બદલે દુઃખને વખતે આપણે ઊલટા તદ્દન નકામા થઇ પડીએ છીએ અને જે હોય તે શક્તિઓ પણ ગુમાવી દઇએ છીએ. આમ થાય માટે આપણે દુઃખનું ખરું સ્વરૂપ સમજવું જોઇએ. એ માટે મહાત્માઓ કહે છે કે:–

દુઃખની અંદર પણ ઘણું સુખ ભળેલું હોય છે, પણ દુઃખને નામે આપણા મનમાં જે હેબત પેસી ગયેલી છે, તેને લીધે આપણી દૃષ્ટિ ઉપર એક જાતનાં પડળ આવી જાય છે, તેથી દુઃખની અંદર ભળેલા સુખને આપણે જોઇ શકતા નથી; પણ યાદ રાખજો કે, કોઈ પણ દુઃખ સુખ વિનાનું હોતુંજ નથી, એટલુંજ નહિ પણ જેમ દુઃખ મોટું તેમ તેની અંદર સમાયેલ સુખ પણ બહુ મોટું હોય છે; પણ દુઃખમાંથી સુખને કેમ જુદું પાડવું અને દુઃખને છોડી દઇને સુખ ઉપર કેમ દૃષ્ટિ જમાવવી તે આપણને આવડતું નથી; કારણ કે હજી આપણે મલિનતામાં રહેવાવાળાં છીએ; તેથી કાગડાની પેઠે સારી વસ્તુ છોડીને ખરાબ વસ્તુમાંજ મન રાખ્યા કરીએ છીએ. આવો સ્વભાવ હોવાથી સુખને છોડીને આપણે દુઃખની સામેજ જોયા કરીએ છીએ, તેથી આપણે વધારે વધારે દુઃખી થતા જઇએ છીએ; પણ જે ડાહ્યા માણસો હોય છે, જે હરિજનો હોય છે, જે અનુભવીઓ હોય છે અને જે મહાત્માઓની સોબતમાં રહેનારા હોય છે, તેઓની દૃષ્ટિ હંસના જેવી બની જાય છે. એટલે દૂધ અને પાણી ભેળાં થયેલાં હોય તેમાંથી હંસ જેમ પાણીને છોડી દે છે અને દૂધને પીએ છે, તેમજ એવા ડાહ્યા માણસો પણ દુઃખને સુખ ભળેલાં હોય તેમાંથી દુઃખને છોડી દે છે ને સુખને પકડી લે છે; તેથી તેઓ દુઃખને વખતે પણ ધીરજ રાખી શકે છે, તેથી તેઓ દુઃખને વખતે પણ ઈશ્વરનો ઉપકાર માની શકે છે, તેથી તેઓ દુઃખને વખતે પણ શાંતિમાં રહી શકે

છે અને તેથી તેઓ દુઃખને વખતે પણ પોતાની ફરજો બજાવી શકે છે તથા આગળ વધી શકે છે; કારણ કે તેઓની દૃષ્ટિમાં સુખને જોવાની શક્તિ આવી ગયેલી હોય છે અને તેઓનાં હૃદયમાં દુઃખની સામે થવાનું બળ આવી ગયેલું હોય છે તથા તેઓની લાગણીઓમાં દુઃખને ભોગવી લેવાની સહનશક્તિ આવી ગયેલી હોય છે, તેથી તેઓ દુઃખમાંથી પણ ઈશ્વરની કૃપા સમજી શકે છે અને તેના આશીર્વાદ લઈ શકે છે; કારણ કે તેઓનાં અંતરમાં એવી પક્કી ખાતરી થઈ ગયેલી હોય છે કે, હમણાં અમારી ઉપર જે દુઃખ આવી પડેલું છે તે દુઃખમાં સુખ મળેલું છેજ, કારણ કે કોઈ પણ દુઃખ સુખ વિનાનું હોતુંજ નથી, એવો કુદરતનો નિયમ છે; માટે જ્યારે અમારી ઉપર આવી પડેલાં દુઃખમાં પણ કોઈક જાતનું સુખ રહેલું છે, ત્યારે એ સુખને છોડીને દુઃખમાં શા માટે પડ્યા રહીએ? આમ લાગવાથી તેઓ પોતાની ઉપર આવી પડેલાં દુઃખમાંથી સુખને શોધવા લાગે છે અને એવી રીતે ઘણો વખત શોધતા છતાં પણ જો તેમાં પોતાને કાંઈ ન સમજાય તો પછી તેઓ કોઈ સંતની મદદ લે છે, એટલે અનુભવી સંતો તેનો ખુલાસો કરી આપે છે; પણ તેમાં પણ ઘણી વખત એમ બને છે કે, કેટલાક ખુલાસા આપણને એ વખતે ગમતા નથી, સાચા ખુલાસા હોય છતાં પણ એ વખતે ગમતા નથી; કારણ કે આપણે બહુ મોહવાદી બની ગયેલા છીએ અને માયાના પ્રદેશમાંજ રમનારા છીએ, તેથી ઈશ્વરી તત્ત્વોની ખૂબીઓ તથા તેનું ઊંડાણ આપણને સમજાતું નથી, તેથી સંતો દુઃખની અંદર ભળેલાં સુખનો જે અર્થ આપણને સમજાવે તે અર્થ એ વખતે આપણે માની શકતા નથી. બીજું એ કે જ્યાંસુધી સંતોની સાથે આપણું મન મળેલું ન હોય, તેઓની ઉપર આપણી પૂરી શ્રદ્ધા ન હોય અને આપણામાં અમુક જાતનો અધિકાર તેઓને ન દેખાય, ત્યાંસુધી કેટલીક ઊંડી વાતો, તેઓ આપણને કહેતા નથી; કારણ કે તેઓ કહે તો એ વખતે ઊલટું આપણને માઠું લાગી જાય અથવા તો તેઓનું કહેલું માની શકીએજ નહિ. આવી આપણી પોતાની સ્થિતિ હોય છે, તેથી તેઓ ચોખ્ખે ચોખ્ખું કહેતા નથી, પણ ભરમમાં કહે છે. પણ દુઃખને વખતે આપણી બુદ્ધિ બગડી ગયેલી હોય છે એટલે આપણે તેઓના કહેવાનો હેતુ સમજી શકતા નથી. જેમકે કોઈ લોભી પણ શ્રીમંત સ્થિતિવાળા વૃદ્ધ ગૃહસ્થનો જુવાન દીકરો

મરી ગયો હોય તો એ વખતે કોઇ તેને એમ કહે નહિ કે, બહુ સારું થયું. તેમજ તે પોતે પણ એ વખતે એમ સમજી શકે નહિ કે, આ દુઃખમાં પણ કાંઈક સુખ હશે; પણ એ છોકરો મરી જવાને લીધે તે ગૃહસ્થની લાગણીઓ બદલાઈ જાય છે. તેને એમ લાગે છે કે, હવે આ બધા લાખો રૂપિયા આપણે શું કામના? મફતના પછવાડેથી કોઈક ખાઇ જશે, તે કરતાં હાથે કરીનેજ તેનો લાભ લઈ લઉં તો ઠીક. એમ સમજીને તે પોતાના પૈસા પરમાર્થનાં કામોમાં ખર્ચવા મંડે છે, એથી તેની કીર્તિ વધે છે, તેને સારા સોબતીઓ મળે છે અને તેને ગરીબોના આશીર્વાદો મળે છે. તેથી તેની જિંદગીનું રૂપ બદલાઇ જાય છે, તેના ચહેરાનું તેજ બદલાઇ જાય છે અને દસ વરસમાં તે પ્રથમના કરતાં તદ્દન નવો માણસ બની જાય છે તથા એનો દાખલો જોઇને બીજા પણ ઘણાએ લાયક માણસો પરમાર્થ કરતાં શીખે છે. એ બધાના પુણ્યમાં તેનો થોડો થોડો ભાગ રહે છે; તેથી આગળ જતાં તે બહુ શાંતિ પામી શકે છે, છેવટે તેનું મોત પણ સુધરે છે અને મૂઆ પછી તે ઉત્તમ સ્થાનને પામે છે. હવે વિચાર કરો કે, જો તેનો દીકરો હયાત રહ્યો હોત તો એ લોભીદાસનું કદી પણ આટલું બધું કલ્યાણ થઈ શકત નહિ અને તે દુનિયામાં મોટો માણસ થઇ શકત નહિ, તેમજ પ્રભુનો વહાલો પણ થઈ શકત નહિ; પણ જ્યારે તેને માથે પુત્રના મરણનું દુઃખ પડયું ત્યારેજ તે સુધરી શકયો. હવે બીજો દાખલો લો.

એક નાની ઉંમરની બાઈ રાંડી. એ જોઇને એ વખતે બધા લોકો બહુ અફસોસ કરવા લાગ્યા, તેનાં માબાપ કલ્પાંત કરવા લાગ્યાં અને તે બાઈની સ્થિતિ કેવી હોય એ માટે તો કહેવુંજ શું? કારણ કે પ્રેમઘેલી જુવાન સ્ત્રીનો વહાલો ભરથાર મરી જાય, એ વખતે તેને કેટલું બધું દુઃખ લાગે તેની ગણતરી કોણ કરી શકે? એ તો જેને વીતી હોય તેજ જાણે. આવે વખતે એ બાઇને કોઈ કહે કે ઠીક થયું. તો એ વાત કાંઇ તે બાઇને ગળે ઊતરે કે? અને એમ કહેવાની સાધારણ લોકોની હિંમત પણ ચાલે કે? પણ પછી થોડાં વરસ બાદ એ બાઇની લાગણીઓ બદલાય છે. પતિનો શોક કરીને થાકયા પછી અંતે તેને એમ લાગે છે કે, એ કાંઈ કોઇના અખત્યારની વાત નથી. જિંદગી જેવી અમૂલ્ય વસ્તુને દુઃખમાં ને દુઃખમાં કાઢી નાખવી એના જેવું બીજું કાંઈ મોટું પાપ નથી; માટે હવે મારે ચેતવું જોઇએ અને કાંઈક શુભ

કામ કરવામાં લાગી જવું જોઈએ. એમ વિચારીને પ્રથમ તે પોતે જ્ઞાન મેળવવા મંડે છે, એ પછી પોતાની બહેનપણીઓને જ્ઞાન મેળવવાની સગવડો કરી આપે છે, એ પછી કાંઈ નાનાં નાનાં સેવાનાં કામો કરવા લાગે છે, એ પછી તેની લાગવગ વધે છે; તેના મિત્રો વધે છે અને તેના ઉત્તમ ચારિત્ર્ય ઉપર લોકોનો વિશ્વાસ બેસી જાય છે, તેથી પછી તેને હાથે મોટાં મોટાં પરમાર્થનાં કામો થવા લાગે છે અને પછી તે પોતાની બહેનોને સુધારવા માટે સેવાસદન જેવાં ખાતાં અથવા ઑર્ફનેજ જેવાં ખાતાંઓ ચલાવવા લાગે છે અને તેની અધિષ્ઠાત્રી બની તેનો બધો વહીવટ ચલાવે છે; એટલુંજ નહિ પણ તેનાં આવાં ભલાં કામોની અસરથી આગળ જતાં એવાં બીજાં ઘણાં ખાતાંઓ ઘણે ઠેકાણે નીકળતાં જાય છે. હવે વિચાર કરો કે, જો તે બાઇ પોતાના વરના મોહમાંજ રહી ગઇ હોત, તો તે આટલો બધો પરમાર્થ કરી શકત ખરી? આટલું બધું નામ તથા માન મેળવી શકત ખરી કે? અને તે આટલી બધી ભલી તથા આટલી બધી ઈશ્વરની વહાલી થઇ શકત ખરી કે? કહો કે નહિજ; પણ આ બધી વાતો દુઃખ પડે તે વખતે સમજાતી નથી, તેથી આપણે દુઃખમાં જરૂર કરતાં વધારે દબાઇ જઇએ છીએ. એમ ન થાય માટે દુઃખમાં પણ સુખ રહેલું છે એમ સમજતાં શીખો.

હવે ત્રીજો દાખલો સાંભળો. એક ગરીબ માણસને બીજાઓની ખટપટથી કાંઈ ગેરઇન્સાફ થયો. તેને તેના શેઠે નોકરીમાંથી રજા આપી, એ વખતે તે બહુ દિલગીર થયો અને નિરાશ થઇ ગયો કે, અરર હવે મારું શું થશે? આવા મોંઘવારીના વખતમાં હું મારા કુટુંબનું ગુજરાન કેમ ચલાવી શકીશ? એમ સમજી તે બહુ અફસોસ કરવા લાગ્યો, પણ એ પછી નોકરી માટે શોધખોળ કરતાં દેશમાં ક્યાંય પત્તો લાગ્યો નહિ તેથી તે મુંબઇ ગયો અને ત્યાંથી આફ્રિકા જવાનો જોગ મળતાં તેણે એ નોકરી સ્વીકારી, તેથી પોતાની જૂની નોકરીમાં વીસ રૂપિયા પગાર મળતો હતો, તેને બદલે નવી નોકરી મહિને સાઠ રૂપિયાના પગારે થઇ. એ પછી ત્રણ વરસ બાદ તેણે ત્યાં પોતાની દુકાન કરી તેમાં પાંચ વરસની અંદર લાખો રૂપિયા કમાયો અને દેશમાં બહુ મોટો માણસ થઇ પડ્યો. હવે જુઓ કે જો તે માત્ર વીસ રૂપિયામાં ત્યાં ને ત્યાં પડ્યો રહ્યો હોત તો એમાં તેનું કાંઇ વળત નહિ, તે બિચારો આખી

જિંદગી સુધી કંગાળ ને કંગાળ રહી જાત અને જ્યાંસુધી તેની વીસ રૂપિયાની નોકરી કાયમ રહેત ત્યાંસુધી તે કદી પણ આફ્રિકા જવાનો વિચાર કરત નહિ, પણ જ્યારે તેની નોકરી તૂટી ત્યારેજ તેને ત્યાં જવાનું મન થયું. આવી રીતે તેને મોટો બનાવવા ઈશ્વરની ઇચ્છા હતી, તેથીજ તેની ટૂંકા પગારની નાની નોકરી લઇ લીધી હતી.પણ એ વખતે એ હેતુ તેને સમજાયો નહિ, તેથી તે દિલગીર થતો હતો.

આવી રીતે દરેક પ્રકારનાં દુઃખમાં કાંઇક ઉચ્ચ હેતુ હોય છે તથા સુખ ભળેલું હોય છે; પણ તેનો લાભ લેતાં આપણને આવડતું નથી, તેથી આપણે દિલગીર થયા કરીએ છીએ ને મફતનો હાયઅફસોસ કર્યા કરીએ; માટે હવે કૃપા કરીને આ સિદ્ધાંત સમજી લો કે, દુઃખમાં પણ કાંઇક સુખ ભળેલું હોય છે. માટે દુઃખને છોડી દઈને તેમાંથી સુખને શોધતાં શીખો, સુખને શોધતાં શીખો!

---

## ૬૨–ઘણું કરીને હમેશાં દુઃખની પાછળ સુખજ હોય છે; પણ એ સુખને આપણે અગાઉથી જોઈ શકતા નથી ને દુઃખને નજર આગળ જોઇએ છીએ, તેથી દુઃખ વખતે આપણને વધારે દિલગીરી લાગે છે

બંધુઓ! કુદરતનો આ એક મહાન કાયદો સમજી રાખજો કે જ્યારે દુઃખ આવે, ત્યારે તેની પાછળ કાંઇક કાંઇક સુખ આવવાનું હોયજ છે; પણ એ સુખ આવતાં પહેલાં વચમાં થોડોક કાળ ચાલ્યો જાય છે; બીજું એ કે દુઃખ તો આપણી સામેજ ઊભેલું દેખાય છે; એટલુંજ નહિ પણ તેની કેટલીક અસર પણ ભોગવવી પડે છે અને સુખ તો ભવિષ્યની ભીતરમાં રહેલું હોય છે. તેની આડો તો હજી કાળનો પડદો હોય છે, તેથી સુખને આપણે જોઈ શકતા નથી, એટલે માત્ર દુઃખ આપણી સામે દેખાય છે, તેથી આપણને દિલગીરી લાગે છે; પણ જ્ઞાનીઓ કહે છે કે, એવી ખોટી દિલગીરીમાં પડયું રહેવું જોઇએ નહિ, કારણ કે ભવિષ્યમાં વધારે સુખ મળે તે સારુજ દુઃખ આપવામાં આવે છે. એ માટે એક ભક્તરાજ કહેતા હતા કેઃ–

એક મોટા જૂના વડના ઝાડની નીચે આંબાનું નાનું ઝાડ ઊગ્યું હતું, તેથી એ આંબાનો રોપો જોઈને એક માણસ એમ સમજતો કે, આ વડલાની છાયાને લીધેજ આંબાનું રક્ષણ થાય છે, જો એ ઉપર આવો છાંયાવાળો વડલો ન હોત તો તે ટાઢતડકાથી ક્યારનોએ મરી ગયો હોત અથવા કોઈ ઢોર તેને ખાઈ ગયું હોત; પણ વડલાના આશ્રયને લીધે તે આજ દિવસ સુધી નભી શક્યો છે. એમ ધારીને વડલાનો ઉપકાર માન્યા કરતો હતો અને તેનેજ આધારે આંબો છે, એમ સમજ્યા કરતો હતો. એ પછી એક વખત બહુ આકરું ચોમાસું આવ્યું. તે વખતે બહુ મોટું વાવાઝોડાનું તોફાન થયું. તેમાં એ મોટો વડલો પડી ગયો એ જોઇને પેલો માણસ બહુ અફસોસ કરવા લાગ્યો કે, હવે એ આંબાનું શું થશે? હવે તે થોડા દિવસમાં સુકાઈ જશે. આવા ભયને લીધે તે દિલગીર થવા લાગ્યો; પણ એ પછી થોડા દિવસમાં તેણે જોયું કે, વડના જવાથી આંબાનો રોપો તો ઊલટો વધારે વધારે ખીલતો જતો હતો અને જલદી જલદી મોટો થતો જતો હતો તથા તેનાં ડાળાંપાંદડાં વધતાં હતાં અને તેનામાં એક જાતની તેજી આવી ગઈ હતી. એ જોઇને તે માણસે પોતાના બીજા એક ડાહ્યા મિત્ર આગળ વાત કરી કે, "મેં તો જાણ્યું કે વડલાના પડવાથી ને તેની ઓથ વિના આંબાનો રોપો સુકાઈ જશે; પણ એને બદલે તે તો ઊલટો વધારે વધારે ખીલતો જાય છે તેનું કારણ શું?"

આ સાંભળીને ડાહ્યા મિત્રે કહ્યું કે, "ભાઈ! જ્યાંસુધી તે રોપો નાનો હતો અને છાયાની જરૂર હતી ત્યાંસુધી કુદરતે તેના ઉપર વડલાનો છાંયો રહેવા દીધો. પણ જ્યારે એ છોડ મોટો થયો અને વધારે હવા તથા વધારે અજવાળાની જરૂર લાગી, ત્યારે તે તેને અપાવવા સારુ કુદરતે વડલાને ત્યાંથી ખેસવી નાખવા માટે વડલો પાડી નાખ્યો. તેમાં કુદરતે આંબાનું ભૂંડું કર્યું નથી, પણ તેનું ઊલટું ભલું કર્યું છે; કારણ કે જો હવે ત્યાં વડલો રહ્યો હોત તો એ આંબો જોરથી વધી શકત નહિ; કારણ કે તેને જે હવાની જરૂર હતી, જે અજવાળાની જરૂર હતી, જે સૂર્યના તડકાની જરૂર હતી અને જે ચંદ્રના અમૃતની જરૂર હતી, તે તેને વડલાની છાયાથી મળી શકત નહિ અને જ્યાંસુધી એ બધાં તત્ત્વો મળત નહિ, એ બધી સગવડતા મળત નહિ, ત્યાંસુધી, તે આંબો જોરે-

ખરા જોરથી વધી શકત નહિ, પૂરેપૂરાં ફળ આપી શકત નહિ; માટે આંબાને વધારવા સારુ કુદરતે વડલાને એસવી નાખ્યો છે; માટે યાદ રાખજો કે, વડલો પડયો તે આંબાને દુઃખ દેવા સારુ નહિ પણ આંબાને સુખી કરવા સારુજ કુદરતે વડલાને પાડેલો છે; તેમજ જુઓને, જ્યાંસુધી આપણા કાળુભાના દીવાન જીવતા હતા ત્યાંસુધી તે ભાઇસાહેબ તેમને ચા પાવામાં ને પાન આપ્યા કરવામાંજ રહી ગયો હતો, પણ જ્યારે દીવાન સાહેબ ગયા અને તેમને બદલે નવા દીવાન આવ્યા ને રાજ્યમાં બધો ફેરફાર થયો, ત્યારે તેમની કદર થઇ અને હાલ તેઓ મોટા અધિકારી થયેલા છે તથા આગળ ઉપર ભવિષ્યના નવા દીવાન તરીકે હમણાંથીજ તેમનું નામ બોલાય છે. હવે વિચાર કરો કે, જો તેઓના દીવાન આજ સુધી એજ ઠેકાણે કાયમ રહ્યા હોત તો એ કાળુભાને એવો ચાન્સ મળત કે? અને તેમ છતાં જ્યારે તે દીવાન સાહેબ ગયા ત્યારે કાળુભા કળકળતા હતા. એ તમને કયાં ખબર નથી? ભાઈ! બધું આમજ છે. દુઃખની પાછળ સુખ હોયજ છે અને સુખની ખાતરજ દુઃખ આવે છે; માટે આપણે દુઃખથી દબાઈ જવું જોઇએ નહિ કે હિંમત હારી જવી જોઇએ નહિ. પેલા દાસભાઇ વકીલની વાત તમને યાદ છે કે? એનું પણ એમજ થયું હતું."

એ સાંભળીને પેલા માણસે કહ્યું કે, "નહિ, નહિ, એ વાતની મને ખબર નથી."

ત્યારે આ મિત્રે કહ્યું કે, "દાસભાઈ પહેલાં મહેતાજી હતા, પણ જરા તેજ મિજાજના હતા, તેથી ઉપરી સાથે કાંઈ નજીવી વાત સારુ વાંધો પડયો, તેમાંથી ખટપટ વધી ગઇ અને ઉપરી પણ બહુ તિસમારખાં હતો, તેથી રજનું ગજ કરીને તેણે દાસભાઇને સ્કૂલની નોકરીમાંથી બરતરફ કર્યા. એ પછી દાસભાઇ વકીલાતનો અભ્યાસ કરવા લાગ્યા અને બે વરસમાં સ્ટેટની વકીલાતની પરીક્ષામાં પાસ થયા. એ વખતે બીજા કોઇ સારા વકીલો બહુ નહોતા, તેમજ દાસભાઈ જરા વાચાળ, લાગવગવાળા અને જ્યાંત્યાં ઘૂસી જાય તેવા હતા, તેથી તે ફાવી ગયા અને ખૂબ કમાઇ ગયા. આજે તેની પાસે બે લાખ રૂપિયા છે. હવે તે કહે છે કે, જો હું મહેતાજીની નોકરીમાં બાર રૂપિયાના પગારમાં પડયો રહ્યો હોત તો આજે હું આટલો પૈસાવાળો હોત કે? મહેતાજીપણામાં વધી વધીને બહુ તો ત્રીસચાળીસ રૂપિયા મળત

અને કદી ઇન્સ્પેકટર થાત તોપણ મહિને પચાસ, સાઠ કે સિત્તેર રૂપિયા મળત, એમાં કાંઈ હજારો રૂપિયા મળત નહિ; પણ મહેતાજીની નોકરી ગઇ ત્યારેજ મને વકીલાત શીખવાનું સૂઝ્યું. પણ જો એ નોકરી કાયમ રહી હોત તો મને કદી પણ એ નોકરી છોડી દેવાનું મન થાત નહિ; કારણ કે એ વખતે હું એમ સમજતો કે, મહેતાજીની નોકરીમાં તો બહુ બાદશાહી છે, કોઇની પરવા નહિ, છોકરાઓ બધા તાબેદાર અને વરસમાં બેત્રણ દહાડા ઉપરીને મોઢું બતાવવું. બાકી આખું વરસ ગામમાં સૌ કરતાં ડાહ્યા માણસ તરીકે ગણાવું ને રહેવું. એના જેવી કાંઇ મજા છે ? આવા મારા વિચારો હોવાથી હું કદી પણ મારી ખુશીથી મહેતાજીની નોકરી છોડી દેત નહિ; પણ બરતરફ થયો એટલે લાચારીથી નોકરી છોડવી પડી અને તેમ છતાં તે છોડતી વખત મને અતિશય દુઃખ થયું હતું તથા હું બરતરફ થયો તેથી મારી આબરૂ ગઇ એમ હું સમજતો હતો; પણ તેને બદલે એ બધું થવાથીજ આજે મારું નસીબ કેટલું બધું બદલાઈ ગયું છે, એ જ્યારે જોઉ છું ત્યારે મને અજાયબી લાગે છે અને એમ વિચાર થાય છે કે, પરમકૃપાળુ પરમાત્મા આપણી ઉપર કેવી રીતે દયા કરે છે, તે આપણે જાણી શકતા નથી તેથીજ બડબડ્યા કરીએ છીએ; પણ જો એમ સમજી જઇએ કે, દુઃખમાં પણ તેની તો દયાજ હોય છે, તો પછી આપણને દુઃખને વખતે હાલના જેટલી દિલગીરી લાગે નહિ. ભાઈ! દાસભાઇને માટે તેની આ વાત સાંભળવાની મને બહુ મજા પડે છે.

" ભાઇઓ ! આવા ઘણા કેસો દુનિયામાં થયા કરે છે. જુઓને, નરસિંહ મહેતાનોજ દાખલો લો ને ! તેમને પણ તેમની ભાભીએ મેહેણાં મારી મારીને તથા દુઃખ દઈ દઇને ઘરમાંથી કાઢી મૂક્યા હતા, તેથી તેમને ભક્તિ કરવાનું સૂઝ્યું અને એમાંથી આગળ જતાં મહાન ભગત થયા; પણ જો તેમની ભાભીએ મહેણાં મારીને ઘરમાંથી કાઢ્યા ન હોત તો તેમની સ્થિતિ કેવી થઇ હોત ! ભાભીએ ઘર છોડાવ્યું એ વખતે તેમને કેટલું બધું વસમું લાગ્યું હશે, તે વિચારવું કાંઇ મુશ્કેલ નથી; તેમજ બીજી તરફ જ્યારે ભગવાનનાં દર્શન થયાં હશે, એ વખતે તેમનો આનંદ કેવો અલૌકિક હશે એ વિચારવું પણ કાંઇ મુશ્કેલ નથી. બંધુ ! દુઃખમાંથીજ આગળ જતાં આવા આવા પ્રસંગો નીકળી આવે છે; પણ જો એકલું સુખજ હોય તો માણસ આગળ વધી શકે નહિ.

"જુઓને, મારા કાકાનો દાખલો પણ જાણવા જેવો છે. તેમને વેપારમાં ખોટ ગઈ અને ધંધો પડી ભાંગ્યો, ત્યારે તેઓએ પોતાના એક દોસ્તની મદદથી ખાંડ બનાવવાનું કારખાનું કાઢયું. એ કારખાનું પ્રથમ તો બહુ નાના પાયા ઉપર હતું; પણ હાલમાં તેમાં હજારો ટન ખાંડ બને છે અને તેઓ લાખો રૂપિયા કમાય છે; પણ જો એ નાનકડી દુકાનમાં તેઓ હમણાં સુધી પડયા રહ્યા હોત અને તેઓનો ધંધો એમને એમ ચાલ્યા કરતો હોત ને ખાતાં-પીતાં બસોચારસો રૂપિયા વધે એટલે આપણા જેવું કોઇ સુખી નથી, એમ માનીને એની એ સ્થિતિમાં રહી ગયા હોત તો આજે આવી ઊંચી દશામાં હોત કે? અને તેમ છતાં જે વખતે દુકાનમાં ખોટ ગઈ અને ધંધો બંધ કરવો પડયો એ વખતની તેમની સ્થિતિ જોઇ હોય ને તેમની હાયહાય જોઈ હોય, તો એ જોઇને આપણને પણ દિલગીરી લાગ્યા વિના રહે નહિ; પણ આજે જ્યારે તેઓ પોતાની સ્થિતિ સામે જુએ છે તથા ખાંડનો નવો ઉદ્યોગ દેશમાં ખીલવવા માટે ચોતરફથી પોતાને માન મળતું જુએ છે, ત્યારે તે ઈશ્વરનો ઉપકાર માને છે અને કહે છે કે, 'તેં મને દુકાનમાં ખોટ આપી તે ઠીક થયું. જો મને દુકાનમાં ખોટ ન આવી હોત ને મારો ધંધો એમ ને એમ ચાલ્યા કરતો હોત, તો આજે મારી આવી રૂડી દશા હોત નહિ; માટે હવે મને સમજાયું છે કે, દુઃખમાં પણ આનંદ છે; પણ તે સમજતાં આવડવું જોઇએ.'

"જમાદાર રામપ્રસાદને તમે ઓળખો છો કે? પેલા સોનાના ત્રણ ચાંદ લટકાવીને ફરે છે અને બેઠો બેઠો ચાળીસ રૂપિયા પેન્શન ખાય છે તે. એ વાત કરતો હતો કે, 'હું પ્રથમ મારી જુવાનીના વખતમાં ગવલીનો ધંધો કરતો હતો અને દૂધ વેચતો હતો. મારી પાસે ચાર ભેંસો હતી તે ઉપર મારા ગુજરાનનો આધાર હતો. પણ એક વરસ ભેંસોમાં રોગ આવ્યો તેથી બધી ભેંસો મરી ગઈ. એ વખતે મારી પાસે કાંઇ પૈસા નહોતા. થોડાઘણા પૈસા ભેળા કર્યા હતા તે જુવાનીના જોસમાં, બીજી બાયડી પરણવામાં તથા એક મિત્ર સાથે કજિયો થયો તેની સામે કેસ લડવામાં ખર્ચાઇ ગયા હતા, તેથી મારી પાસે ફૂટી બદામ પણ નહોતી, એટલે પછી લાચારીથી ગવલીનો ધંધો છોડીને એક દોસ્તની મદદથી લશ્કરમાં ઉમેદવાર તરીકે દાખલ થયો અને પછી થોડા વખતમાં બાર રૂપિયાના પગારથી લશ્કરમાં નોકરી મળી. એ પછી

લડાઈનો પ્રસંગ આવ્યો. ત્યાં અમારી ટુકડીને જવું પડ્યું. તેમાં બહાદુરી બતાવવાની તક મળવાથી મારો પગાર વધ્યો અને મને હવાલદારની જગ્યા મળી, એ પછી વધતાં વધતાં જમાદારની જગ્યા મળી અને પ્રસંગોપાત્ત સારી તકો મળવાથી તથા પુરુષાર્થ કરવાથી ઇનામો, સર્ટિફિકેટો તથા સોનાના ચાંદ મળ્યા અને હવે નિરાંતે બેઠો બેઠો પેન્શન ખાઉં છું. જો ભેંસો ન મરી ગઈ હોત તો હું આજ સુધી ગવલીનો ગવલીજ રહી જાત અને માથે દૂધની તાંબડી મૂકી ઘેર ઘેર દૂધ આપવા જતો હોત ને ભેંસોનું છાણ ઉસેડતા હોત તથા તબેલાઓ સાફ કરતો હોત પણ એ બધાને બદલે આજે મને ઠેકાણે ઠેકાણે માન મળે છે અને જ્યાં સરકારી મોટો મેળાવડો હોય ત્યાં મને નોતરું મળે છે તથા સોનાના ચાંદ લટકાવીને ફરું છું અને બેઠો બેઠો પેન્શન ખાઉં છું. તે બધો એ ભેંસો રોગચાળામાં મરી ગઈ તેનોજ પ્રતાપ છે. એ વખતે તો એ માટે મને એટલું બધું દુઃખ લાગ્યું હતું કે જેનો કાંઈ હિસાબ નહિ; પણ આજે એ દુઃખ માટે પ્રભુનો ઉપકાર માનું છું; કારણ કે એવું દુઃખ મારી ઉપર ન પડ્યું હોત તો મને લશ્કરી નોકરી કરવાનું સૂઝત નહિ; પણ મારા જેવો લશ્કરી ગવલીપણામાં પડ્યો રહે એ કુદરતને ગમ્યું નહિ, તેથી તેણે મને ધક્કો મારવા સારુ તથા મારી પાસેથી એ ધંધો છોડાવવા સારુજ મારી ભેંસોનો નાશ કર્યો હશે એમ મને લાગે છે.' આવી રીતે જ્યારે દુઃખમાંથી પણ સુખ થાય છે, એમ સમજતાં શીખીએ અને સુખને માટેજ દુઃખ આવે છે, એમ ખાતરીપૂર્વક સમજી જઈએ, ત્યારે આપણાં દુઃખો હલકાં થઇ જાય છે, માટે આ સિદ્ધાંતો સમજવા જેવા છે.

"આપણા ડૉકટર કાકા કહેતા હતા કે, 'હું મારી જુવાનીના વખતમાં બહુ ખરાબ ચાલનો હતો. એ વખતે મને એક લુચ્ચો મિત્ર મળી ગયો હતો, તેથી ઘણી જાતનાં કાળાંધોળાં કર્યાં હતાં. એ પછી કાંઇ નજીવા વાંધાને લીધે તથા બીજા વિરુદ્ધ પક્ષવાળાઓએ કાંઇક ઉશ્કેરણી કર્યાથી તથા લાંચ આપ્યાથી તે ફૂટ્યો અને તેણે મારાં બધાં ભોપાળાં ખુલ્લાં કર્યાં, તેથી એ વખતે હું બહુ બેઆબરૂ થયો અને મને ચોતરફથી ઘણુંએ ખમવું પડ્યું. એથી એ વખતે તે દુશ્મન થઈ બેઠેલા મિત્ર ઉપર મને અતિશય રીસ ચડી અને એ વખતે મને ગુસ્સાના આવેશમાં એમ લાગતું કે, જાણે હમણાંજ જઇને એનાં હાડકાં ભાંગી નાખું. ભલે ચારછ

મહિના કેદમાં જવું પડે તો ફિકર નહિ, પણ એને તો દુનિયા ત્યાગ કરાવું ત્યારેજ હું ખરો. આવા આવા માઠા વિચારો આવતા, પણ એ પછી એક ભલા મિત્રે સગવડ કરી આપી તેથી મને બહારગામની નોકરી મળી ગઇ, એટલે તરતજ હું પરદેશ ચાલ્યો ગયો અને એ વાત રહી ગઇ. પછી પરદેશમાં જઇને હું મારા કામ ઉપર ધ્યાન આપવા લાગ્યો અને ખાનગી વખતમાં વૈદકનો અભ્યાસ કરવા લાગ્યો, તેથી મારા વિચારો સુધરતા ગયા અને એવી રીતે વિચારો સુધારવાના કામમાં જીવ લાગવાનું એ પણ એક કારણ હતું કે દેશમાં પેલા લુચ્ચા મિત્રની સોબતથી ખૂબ પેટ ભરીને ખાસડાં ખાધાં હતાં અને સૌ ઠેકાણે હડધૂત થયો હતો, તેથી મને બહુ લાગી આવ્યું હતું અને એમ પણ ખાતરી થઈ ગઈ હતી કે, લુચ્ચાઈમાં કાંઈ માલ નથી, પણ નીતિમાંજ બરકત છે. એમ સમજાઇ જવાથી હું મારા કામમાં તથા અભ્યાસમાં મંડયો રહ્યો, તેથી આજે પાંચ પૈસા પણ મેળવ્યા છે, માનઆબરૂ પણ મેળવી છે અને કુટુંબનું પણ સુખ છે. આવી બધી રીતે લીલાલહેર છે, તેનું મૂળ કારણ એજ છે કે જો એ લુચ્ચા મિત્રે મને ઉઘાડો પાડયો ન હોત અને હેરાન ન કર્યો હોત, તો હું એ ને એ લુચ્ચાઇના ધંધામાંજ પડયો રહ્યો હોત અને કદી પણ આટલો સુધરી શકયો ન હોત, પણ જયારે મારી ઉપર દુઃખનો ફટકો પડયો ત્યારેજ હું સુધર્યો છું; માટે મને તો એમ લાગે છે કે, આપણને ચેતાવવા માટે તથા સુધારવા માટે આપણી ઉપર જે દુઃખ આવી પડે છે, તે દુઃખનો પણ આપણે ઉપકાર માનવો જોઇએ અને એ દુઃખમાં પણ પ્રભુની દયા સમજવી જોઇએ. જો એમ કરતાં આવડે તો મોટામાં મોટાં દુઃખો પણ આશીર્વાદ સમાન થઇ પડે છે.'

"ભાઉસાહેબ કહેતા હતા કે, 'હું બહુ મોજીલો માણસ હતો અને અતિશય અહંકારી તથા વ્યભિચારી હતો અને એ બધા દુર્ગુણો મારામાં એટલા બધા જડ ઘાલીને બેઠા હતા કે, કોઇ પણ રીતે તે જાય એમ મને લાગતું નહોતું. હું સારાં સારાં મંડળમાં ફરતો હતો તથા મારી આવક પણ સારી હતી અને મારું જ્ઞાન પણ સારુ હતું એટલે મને સમજાઈ જતું કે, વ્યભિચાર, અભિમાન આડંબર અને અતિશય મોજશોખ એ બહુ ખરાબ છે અને મારે તે ઓછાં કરવાં જોઇએ, પણ ગમે અટલી તજવીજ છતાં હું તેને ઓછાં કરી શકતો નહિ. એ બાબતમાં સત્સંગની અસર પણ

મને થતી નહોતી, શાસ્ત્રની અસર પણ થતી નહોતી અને કોઈ સગાંવહાલાંઓ પ્રસંગોપાત્ત મને કાંઈ કહી લે તેની અસર પણ મને થતી નહોતી; તેમજ મારી ભલી સ્ત્રી એ બાબતોમાં મને કોઇ વખત કાંઈ કહે, તો તેને પણ હું મિજાજમાં ને મિજાજમાં ધુતકારી કાઢતો હતો. આમ હોવાથી મને સુધારવાની એ વખતે કાંઇ પણ આશા નહોતી; પણ એ પછી મારી એકની એક જુવાન દીકરી રાંડી. તે વખતથી મારા મનને એવો મોટો ધક્કો લાગ્યો કે મારા મોજશોખ ઊડી ગયા, મારું અભિમાન ગળી ગયું અને મારી વ્યભિચારની ઇચ્છાઓ મરી ગઈ. છોકરી રાંડી ત્યારથી હું ઘર પકડીને બેસી ગયો અને એ છોકરીનું ભલું કેમ થાય અને તેને હવે જ્ઞાનના રસ્તામાં કેમ દોરવી તેનાજ વિચારો કરવા લાગ્યો તથા એવીજ તજવીજ કરવા લાગ્યો, તેથી મારી દીકરી બહુ પવિત્ર તથા સેવામય જીવન ગાળવા લાગી અને હું પણ ધીરે ધીરે સાચો ભગત થઈ ગયો. આવી રીતે મારી દીકરી રાંડવાથી હું ભગત થયો; પણ જો એ ઘા મને ન વાગ્યો હોત તો બીજી કોઇ પણ રીતે હું કદી પણ સુધરી શકત નહિ; પણ પ્રભુ કયે રસ્તે આપણને સુધારે છે તથા કયે રસ્તે આપણને મદદ કરે છે તે આપણે જાણતા નથી, તેથી આપણને લાગતાં દુઃખો જોઇને બડબડ્યા કરીએ છીએ; પણ જો એ દુઃખના હેતુઓ સમજીએ તો આપણને એમજ લાગે કે, આપણી ઉપર આવી પડતાં દુઃખો એ પણ એક જાતનો ઈશ્વરનો મહાન ઉપકાર છે; કારણ કે બીજી રીતે જે કામો ન થઇ શકે, તે કામો દુઃખની મદદથી થઇ જાય છે; માટે મને તો એમજ લાગે છે કે, દુઃખમાં પણ ઇશ્વરના આશીર્વાદ રહેલા છે; માટે બંધુ! દુઃખમાંથી પણ કાંઇક ખૂબી સમજતાં શીખો.' "

---

## ૬૩–યાદ રાખજો કે, દુઃખમાં પણ કાંઇક ખાસ ખૂબી હોય છે; પણ દુઃખ આવતી વખત દુઃખની ખૂબી આપણે સમજતા નથી, તેથી આપણે દિલગીર થયા કરીએ છીએ

---

મારા મિત્ર મિ૦ દેસાઇ દુઃખના બહુ કાયર હતા અને જરાક જેટલી અડચણ આવી પડે, તોપણ જાણે મહાભારત દુઃખ આવી

પડ્યું હોય એમ તેઓ વર્તતા હતા; જરાક જેટલી અડચણ પડે તોપણ બહુ ઉદાસ થઈ જતા અને સૌ મિત્રો પાસે વારંવાર દુઃખની ફરિયાદ કર્યા કરતા હતા અને તેમ છતાં હું જોતો કે, દરેક દુઃખ વખતે પાછળથી તેઓને કાંઈક ને કાંઇક ફાયદો થતો હતો; પણ એ ફાયદો તેઓના ધ્યાનમાં આવતો નહિ, એ ફાયદા સામે તેઓ જોતા નહિ અને દુઃખની ગણતરી કર્યા કરતા હતા. જેમકે તે નાની ઉંમરના હતા, ત્યારે તેમની મા મરી ગઈ, તેથી મામાને ઘેર ઊછર્યા હતા અને ત્યાં મામીના ટપલા ખાવા પડતા હતા; કારણ કે ભાઈ બહુ તોફાની હતા અને મામી જરા કડક મિજાજનાં હતાં, તેથી બન્નેને બરોબર બનતું નહિ, એટલે કોઇ કોઈ વખત જરા જામી જતી હતી, તેથી તેઓ મામીનું વાંકું બોલ્યા કરતા હતા; પણ પોતાને ઘેર પોતાની માને દુઃખ દીધા કરતા ને હેરાન કર્યા કરતા તથા માનું કહ્યું ન માનીને ઊલટા લડતા હતા, તેને બદલે કડક મિજાજની મામી જેવા આકરા ગુરુના હાથમાં રહેવાથી તેઓની ચાલચલગત સુધરવા લાગી, મામીના ટપલા ખાવાથી તેઓની સુસ્તી ઊડી, એ ટપલાને લીધે તેઓ કેટલીક જાતનાં કામો કરતાં શીખ્યા તથા અભ્યાસમાં ધ્યાન આપવા લાગ્યા અને એથી આગળ જતાં તેઓને બહુ ફાયદો થયો; પણ જો તેમની મા જીવતી હોત તો એ બિચારીનું કહ્યું તે કદી પણ માનત નહિ. તે ડોશીને ઊલટા ભાઇસાહેબ હેરાન કર્યા કરત અને એ ભલી ડોશી પણ તેનાં લાડ પૂર્યા કરત, તેથી તેના જેવા તોફાની છોકરાનું ભવિષ્ય ઊલટું બગડી જાત, પણ એમ કરવા કુદરતની મરજી નહોતી, તેથી તેણે ડોશીને ખેંચી લીધી અને કડક મિજાજની મામીના હાથમાં એ ભાઇસાહેબને સોંપી દીધા, એટલે તેઓને પરાણે પરાણે સુધરવું પડ્યું. આવી રીતે ડોશી મરવાથી અને મામીના ટપલા ખાવાથી પણ તેમને ફાયદો થયો; પણ એ ફાયદાની કિંમત તેઓ સમજતા નહોતા, તેથી તે તો જયારેત્યારે એમજ કહ્યા કરતા હતા કે, ‘ અમે તો બહુ દુઃખના દિવસો ગાળ્યા છે. મા નાની ઉંમરમાં ગુજરી ગયાં અને મામી પાજી સ્વભાવની હતી, તેથી તેણે મને દુઃખ દેવામાં કાંઈ બાકી રાખ્યું નથી.’ આમ વાતો કરે છે, પણ મામીએ દુઃખ દીધું તેથી વૃત્તિ કેવી જાગી ગઇ અને તેથી આગળ જતાં કેટલી બધી હોશિયારી વધી ગઈ તથા કેટલો બધો ફાયદો થઈ ગયો, તેની કાંઇ ગણતરી કરતા નથી; તેથી

તેઓને મા મરી ગયાનું અને મામીના ટપલા ખાવાનું દુઃખ લાગ્યા કરે છે; પણ એમ થવાથી જે સારું પરિણામ આવ્યું, તેની સામે જુએ તો તેઓને એ જાતનું દુઃખ થાય નહિ; પણ દુઃખમાંથી પણ સુખ જોવાની નજર તો કોઇકનેજ મળે છે, પરંતુ ખરી રીતે જોતાં જે જે દુઃખો આવે છે, તે બધાં કોઇક ને કોઇક પ્રકારનાં સુખને માટેજ હોય છે. એ માટે મને તો મારા મિત્રનો દાખલો નમૂનારૂપ થઇ પડેલો છે.

"એ પછી દેસાઇભાઈ જ્યારે બાવીસ વરસના થયા, ત્યારે તેમના પિતાજી સ્વર્ગવાસી થયા. એ વખતે તેઓ કૉલેજમાં અભ્યાસ કરતા હતા અને દુનિયાદારીનો ઝાઝો અનુભવ તેઓને નહોતો; પણ ઘરમાં બીજું કોઇ મોટેરું ન હોવાથી ઘરનો બધો ભાર તેઓને માથે પડ્યો, એટલે એ વખતે તે બહુ અકળાવા લાગ્યા; કારણ કે ઘરનો ભાર ઉપાડવાની એ વખત તેઓમાં આવડત નહોતી અને એ બાબતમાં તેમણે કાંઈ ધ્યાન આપ્યું નહોતું, તેથી બાપના મરણથી એ વખતે તે બહુ દિલગીર થયા, પણ એ પછી બીજું કોઈ કરવાવાળું ન હોવાથી બધું પોતાને કરવું પડયું, એટલે ઘરસંસારનો બહુ સારો અનુભવ થયો અને એ બાબતમાં ઘણી હોશિયારી તેઓમાં આવી ગઈ; પણ જો તેમના બાપ જીવતા હોત તો તેમનામાં એ જાતની હોશિયારી આવી શકત નહિ, કારણ કે દેસાઇભાઈનો જીવ ઘરકામમાં બિલકુલ નહોતો અને તેમના બાપનો સ્વભાવ એવો હતો કે, તેઓ પોતાના કોઇ પણ કામ માટે છોકરાને પૂછતા નહોતા અથવા તો વચ્ચે પડવા દેતા નહોતા. પોતાનાં બધાં કામો તે પોતાની મુનસફીથીજ કરતા હતા, પણ કુદરતની મરજી એવી હતી કે, દેસાઇભાઇને આગળ વધારવા અને તેઓ આગળ વધી શકે એ સારુ બધી જાતના સુખદુઃખના અનુભવો તેમને આપવા, કે જે અનુભવો આગળ જતાં તેમને મોટા માણસ થવામાં બહુ કામ લાગે. પણ કુદરતના આ હેતુઓ દેસાઇભાઇ જાણતા નહોતા, એટલે જ્યારે તેઓને માથે આવાં નાનાંમોટાં દુઃખો આવી પડતાં, ત્યારે તેઓ બહુજ દિલગીર થઈ જતા હતા; કારણ કે દરેક દુઃખ પોતાની સાથે કાંઇક સુખ લઇ આવે છે અને દરેક દુઃખનો કાંઇક ઊંડો હેતુ હોય છે. એ વાત તેઓ બરોબર રીતે સમજતા નહોતા, તેથી દિલગીર થયા કરતા હતા. પણ ખરેખરી રીતે જોતાં નાનાં નાનાં દુઃખોની અંદર દિલગીર થવા જેવું બહુજ

થોડું હોય છે અને તેમાં પણ ખરેખરાં દુઃખ તો આ દુનિયામાં બહુજ થોડાં હોય છે, બાકી તો માણસો પોતે પોતાના મનની નબળાઇને લીધે નાનાં નનાં દુઃખોને પણ વધારી વધારીને મોટાં મોટાં કરી દે છે અને તેમ છતાં બહુ સારા સારા માણસો પણ એમ સમજતા નથી કે, દુઃખને વધારવું એક એક જાતાના મોટા પાપને વધારવા જેવું છે. જો આ સિદ્ધાંત બધા લોકોને સમજાઈ જાય તો દુનિયામાં હાલ જેટલું દુઃખ છે, તેના દશ ભાગ પાડીએ તો તેમાંથી નવ ભાગનું દુઃખ એની મેળે મેળે બહુજ સહેલાઇથી ઓછું થઇ જાય, પણ દુઃખના હેતુઓ લોકો સમજતા નથી એજ મોટી મુશ્કેલી છે.

"એ પછી દેસાઈભાઇ અભ્યાસ છોડીને નોકરીમાં રહ્યા. એ નોકરીમાં તેઓ મજા સમજતા હતા; કારણ કે ટાઇમ ઘણો મળતો હતો, કામ કરવાનું બહુ થોડું હતું અને પગાર સારો મળતો હતો, એટલે તેઓને એ નોકરી ગમતી હતી. પણ એટલામાં કાંઈ વિઘ્ન આવ્યું. બે ભાગિયાઓ વચ્ચે ટંટો થયો, તેથી તેઓ કોર્ટે ચડયા ને બધી મિલકત રિસિવરમાં ગઇ, એટલે દેસાઇભાઈને રજા મળી, તેથી તેઓ બહુ દિલગીર થયા કે, આવી સોનાના મૂલની નોકરી ગઇ. હવે એવી સારી નોકરી બીજે કયાં મળશે? બેઠે બેઠે મહિને એંશી રૂપિયા કોણ આપશે? આવા વિચારથી તેઓ બહુ દિલગીર થવા લાગ્યા. એટલામાં તેઓના એક દોસ્તે કહ્યું કે, 'મારો ભાગિયો ગુજરી ગયો છે અને તમારા જેવા હોશિયાર માણસની મારે જરૂર છે, માટે જો તમે કાનપુર જઇ શકો, તો હું તમને મારી દુકાનમાં ચાર આના ભાગ આપું.' એ વાત તેમણે કબૂલ કરી, તેથી એંશી રૂપિયાને બદલે દર મહિને તેમને ચારસો રૂપિઆ મળવા લાગ્યા અને વેપારનો બહોળો અનુભવ થવા લાગ્યો. હવે વિચાર કરો કે, જો તેઓની નોકરી કાયમ રહી હોત, તો તેઓ વેપારમાં જોડાઇ શકત નહિ અને એંશી રૂપિયાને બદલે ચારસો રૂપિયા મહિને મેળવી શકત નહિ, પણ તેમ છતાં એ દેસાઇભાઈ હજી પણ એવી ફરિયાદ કર્યા કરે છે કે, મારી નોકરી બહુ સારી હતી અને જો ફલાણો ભાગિયો લડયો ન હોત તો મારી નોકરી જાત નહિ; પણ નોકરી જવાથી વેપારી લાઈનમાં જવાયું અને તેથી વધારે પૈસા મળવા લાગ્યા, પરંતુ એ બાબત તરફ તેઓનું લક્ષ ખેંચાતું નથી, એટલે તેઓ નોકરી ગયાનું દુઃખ માન્યા કરે

છે અને આપણાં પણ સોમાંથી પંચાણું દુઃખો ઘણું કરીને આવાજ પ્રકારનાં હોય છે, એટલે કે આપણને આગળ વધવાની તક મળવા સારુજ કોઇક ને કોઇક પ્રકારનું દુઃખ આવે છે. જેમકેઃ—

દેસાઇભાઇનું એક ઠેકાણે વેવિશાળ થવાનું હતું. તે કન્યા જરા ભણેલીગણેલી અને રૂપાળી હતી, તેથી દેસાઇભાઇને ઠેકાણું બહુ ગમતું હતું અને ત્યાં પોતાની સગાઇ થાય તો સારું, એમ તેઓ ઇચ્છતા હતા અને એ માટે પ્રયત્ન પણ કરતા હતા તથા તેઓનો એ પ્રયત્ન લગભગ પાર પડવાની અણી ઉપર આવ્યો હતો; એટલામાં એક શ્રીમંત ગૃહસ્થની બેરી ગુજરી જવાથી, તે ઠેકાણે દેસાઇભાઇએ પસંદ કરેલી કન્યા અપાઇ ગઇ, તેથી દેસાઇભાઇને બહુ ગુસ્સો થયો ને એ માટે તેઓ અતિશય દિલગીર થવા લાગ્યા તથા હવે કોઈ સાથે પરણવું નહિ, એવો વિચાર કરવા લાગ્યા; પણ ધીરે ધીરે તેઓના એ વિચાર નરમ પડચા અને સગાંવહાલાંઓના આગ્રહથી બીજે એક ઠેકાણે તેઓએ લગ્ન કર્યું. એ બાઈ સાથે પ્રથમ તો તેઓને કાંઇ બહુ મજા પડતી નહિ; પણ પછી ચારપાંચ વરસની અંદર તેઓએ જોયું કે, જે છોકરીને પોતે પસંદ કરી હતી અને જે બીજા શેઠિયા સાથે પરણી ગઇ હતી, તે બાઈ તો પાછળથી ખરાબ ચાલની નીવડી હતી, તેની ઘેર ઘેર વાતો થતી હતી અને તેના વરે પણ તેની ખરાબ ચાલ જોઇને તેને તજી દીધી હતી, તેથી તેણે પોતાના વર ઉપર ભરણપોષણની ફરિયાદ માંડી હતી. એ વખતે તેના વરે તે બીજા સાથે સંબંધ રાખતી હતી, તેના સંબંધી કાગળો કોર્ટમાં રજૂ કર્યાં હતા. આ બધું જોયા પછી દેસાઇભાઇને લાગ્યું કે, આવી ખરાબ ચાલની સ્રીના બંધનમાંથી છૂટચા એ બહુ સારું થયું; પણ જ્યારે તે બાઇની સગાઇ બીજે ઠેકાણે થઇ ગઇ, ત્યારે તેમને જે દિલગીરી થઈ હતી તે સામે જો જોયું હોય તો આપણને દિલગીરી લાગ્યા વિના રહે નહિ; પણ તેમ છતાં કુદરતની ઇચ્છા એવી હતી કે, દેસાઈભાઇને એવી ખરાબ બૈરીના સંબંધમાં આવવા દેવા નહિ, એથી એ બાઇની સગાઇ બીજે ઠેકાણે થઈ ગઇ હતી અને તેમ છતાં દેસાઇભાઇ દિલગીર થતા હતા; કારણ કે કુદરતના આવા ભેદો તેઓ જાણતા નહોતા અને આટલા બધા અનુભવો વીત્યા છતાં પણ સુખને માટેજ દુઃખ આવે છે, એમ તેઓની ખાતરી થઇ નહોતી, તેથી તેઓ દિલગીર થયા કરતા હતા.

આ પ્રસંગ વીતી ગયા પછી તેઓ પોતાની સ્ત્રી ઉપર વધારે વધારે હેત રાખવા મંડયા અને જ્યાં સારી રીતે હેત જામ્યું એટલા વખતમાં સુવાવડના રોગમાં તેમની વહાલી સ્ત્રી ગુજરી ગઇ, તેથી તેઓ પોતાની હમેશની રીત મુજબ બહુજ હાયઅફ્સોસ કરવા લાગ્યા; પણ આ વખતે તેઓની લાજઆબરૂ વધી ગઇ હતી અને તેઓની દુકાનમાં પણ સારી કમાણી થતી હતી, તેથી તેઓને એક મોટા લખપતિની દીકરી મળી. એ સગાઇ થવાથી તેઓની જિંદગીનું નવું પાન ઊઘડયું; કારણ કે એ બીજી બૈરીનો બાપ બહુ પૈસાદાર હતો અને તેને પોતાના જમાઈ દેસાઇભાઇની હોશિયારી માટે બહુ સારા વિચાર હતા, તેથી તેઓ બન્ને મળીને કાંઇ ધંધો કરવાનો વિચાર કરવા લાગ્યા. તેમાં અંતે ગરમ કાપડની મિલ કાઢવાનું નક્કી થયું, તેથી એ મિલ તેઓએ કાઢી અને તેમાં બહુ મોટો નફો થવા લાગ્યો. દર વર્ષે પોણો લાખ રૂપિયા દેસાઇભાઇને એ મિલના નફામાંથી મળવા લાગ્યા. હવે વિચાર કરો કે, જો તેની પહેલી બૈરી ન મરી ગઇ હોત અને આ બીજી લખપતિની દીકરી ન મળી હોત, તો તે કાંઇ મિલ કાઢવા જાત નહિ. તેમને તો પોતાની દુકાનમાંથી મહિને ચારસો રૂપિયા મળતા હતા, તેમાં સંતોષ હતો; પણ તેમને આગળ વધારવા ને તેમને હાથે પરમાર્થનાં કામો કરાવવા કુદરતની મરજી હતી, તેથી આવા આવા પ્રકારનાં દુઃખો તેમની ઉપર આવી પડતાં હતાં અને એ દુઃખની પાછળ કેટલાક પ્રકારની ખાસ સગવડો પણ ચાલી આવતી હતી; પણ એ સગવડો પ્રથમ દેખાતી નહિ. તે તો ધીમે ધીમે ઘણે લાંબે વખતે દેખાતી હતી અને દુઃખ તો પ્રત્યક્ષ દેખાતું હતું; એટલુંજ નહિ પણ લાગણીઓ તથા વૃત્તિઓ અમુક રીતે ટેવાઇ ગયેલી હોય ને તેમાં ઓચિંતા ફેરફાર થાય, તેથી દુઃખના ધક્કા તો સ્વાભાવિક રીતે લાગ્યાજ કરે છે, એટલે માણસો દુઃખથી ડર્યા કરે છે; પણ ખરી રીતે જોતાં જ્ઞાનીઓને એમ લાગે છે કે, દુઃખમાં પણ કાંઇક ખૂબી છે; એટલુંજ નહિ પણ સુખને ખાતરજ દુઃખ આવે છે તથા આપણી વૃત્તિઓને કોમળ બનાવવા સારુ અને આપણને આગળ વધારવા સારુજ દુઃખો આવે છે; માટે ડાહ્યા માણસો તો એમજ સમજે છે કે, જેમ સુખમાં ઈશ્વરની કૃપા રહેલી છે; તેમજ દુઃખમાં પણ ઈશ્વરના આશીર્વાદ રહેલા છે.

એ પછી દેસાઈભાઈની સમૃદ્ધિ જ્યારે કૂદકે ને ભૂસકે વધવા

લાગી, ત્યારે તેઓને પોતાની સ્વર્ગવાસી વહાલી સ્ત્રીની યાદગીરી રાખવાનું મન થયું, તેથી તેમણે જુવાન ઉંમરની પરણેલી તથા વિધવા સ્ત્રીઓને કેળવવા માટેનાં ખાતાં કાઢવા સારુ બે લાખ રૂપિયાની રકમ નોખી કાઢી અને તેમાંથી ઘણે ઠેકાણે એ અગત્યનાં પરમાર્થી ખાતાંઓ ચાલવા લાગ્યાં.

હવે વિચાર કરો કે, જો એ સ્ત્રી ગુજરી ગઇ ન હોત, તો તેમને આટલો મોટો પરમાર્થ કરવાનું સૂઝત નહિ, તેમજ જે સ્ત્રીને પોતે પસંદ કરતા હતા, તેનું ભોપાળું જાહેરમાં આવ્યું હોત નહિ, તો તેમને પોતાની ભલી સ્ત્રી ઉપર અતિશય હેત આવી જાત નહિ; તેમજ પોતાની પહેલી સ્ત્રી સ્વર્ગવાસી થઇ ન હોત, તો પોતાના હાલના સસરા સાથે આટલો બધો સંબંધ થઇ શકત નહિ અને તેઓ એટલા પૈસાવાળા થઇ શકત નહિ; પણ આવા આવા દુઃખદાયક બનાવો બનવાથી પણ આગળ જતાં ઘણા ફાયદા થયેલા છે અને તેમ છતાં બિચારા દેસાઇભાઇ હજી સુધી હમેશાં એવીજ ફરિયાદ કર્યા કરે છે કે, 'હું તો જનમનો દુઃખિયારો છું. નાની ઉંમરમાં મા મરી જવાથી મામીના ટપલા ખાવા પડ્યા; પછી ઊગતી જુવાનીમાં બાપ મરી ગયા ને ઘરનો બધો ભાર મારે માથે આવી પડ્યો; પછી જે ઠેકાણે સગાઈ થવાની હતી તે બીજે ઠેકાણે થઇ ગઈ. જો એ કન્યા મને મળી હોત તો તે એવી ખરાબ થાત નહિ. એ પછી સારી નોકરી મળી તે પણ ગઇ; એ પછી લગ્ન થયું પણ તે બાયડી બરોબર ગમતી નહોતી અને જ્યારે તેનો ને મારો જીવ મળ્યો, ત્યારે તે ગુજરી ગઇ. આવી રીતે મારી ઉપર તો ઉપરાઉપરી દુઃખજ પડ્યા કરે છે ને હજી કોણ જાણે શું શું થશે, એ કોને ખબર ?' આવી રીતે દુઃખોની ગણતરી કર્યા કરે છે; પણ એ દુઃખોમાંથી જે સુખો ઉત્પન્ન થયાં તેની તેઓ ગણતરી કરતા નથી. આવીજ રીતે દરેક માણસો વર્તે છે અને જાણે કોક ચાહીને દુઃખ દેતું હોય અને સુખ તો જાણે આપણા બાનુંજ હોય તેવી રીતે માણસો વર્તે છે, તેથી તેઓ વગર મફતના દુઃખી થયા કરે છે; પણ એવી રીતે વિના કારણે દુઃખી થવું અથવા નાનાં દુઃખને મોટાં માની લેવાં, એ એક જાતનું મોટામાં મોટું પાપ છે; માટે આપણે તો ઠરાવ કર્યો છે કે, દુઃખ વખતે પણ પ્રભુનો ઉપકાર માનવો અને હમેશાં મનમાં એવીજ ભાવના રાખતાં શીખવું કે, દુઃખમાં પણ કાંઇક ખૂબી હોય છે. એ ભાવના કેળવવાથી મોટામાં

મોટાં દુઃખો પણ નાનાં થઇ પડે છે અને નાનાં દુઃખોની બહુ દરકાર રહેતી નથી; માટે હે મિત્ર! તમે એવા થવાની કોશિશ કરો.

આ સાંભળીને મારા મિત્રે કહ્યું કે, "દુઃખ વખતે ઉપકાર કેમ માની શકાય?" ત્યારે મેં કહ્યું કે, "એ સંબંધી મેં એક મહાત્માની વાત સાંભળેલી છે, તે તમને કહી બતાવું છું; એટલે દુઃખ વખતે પણ ઈશ્વરનો ઉપકાર કેમ મનાય તે તમને સમજાશે.

"એક મહાત્મા કોઈ શહેરની ગલીમાંથી ચાલ્યા જતા હતા. એ વખતે કોઇ ગાલાવેલી બાયડીએ પોતાના ઘરની ઉપરની બારીમાંથી નીચે જોયા વિના રાખનો ઢગલો ફેંક્યો. તે રાખ મહાત્માના માથા ઉપર પડી. તે જોઇને એ મહાત્મા ત્યાં થંભી ગયા અને ઈશ્વરનો ઉપકાર માનવા લાગ્યા. તે જોઇને તેમની સાથેના બીજા માણસોએ પૂછ્યું કે, 'મહારાજ! આપ શા માટે હાથ જોડીને પ્રાર્થના કરો છો? આ ઠેકાણે કાંઈ તીર્થ નથી, આ ઠેકાણે કાંઇ મંદિર નથી અને આ ઠેકાણે કાંઇ દેવદેવી નથી કે અહીં કોઇ મહાત્મા નથી; પણ અહીં તો ગટર છે. તેમાંથી ગંદકીની વાસ આવે છે. અહીં ઊભા રહીને તમે શા માટે બંદગી કરો છો?' ત્યારે તે મહાત્માએ કહ્યું કે, 'ભાઇ! મારી ઉપર આ રાખનો ટોપલો પડ્યો તે માટે પ્રભુનો ઉપકાર માનું છું.' એ સાંભળીને સાથેના માણસો બહુ અજબ થયા અને કહેવા લાગ્યા કે, 'આ શું ઉપકાર માનવાનો વખત છે? કે ઉપકાર માનવાની જગ્યા છે? કોઇ રાંડ ફૂવડે જોયાતપાસ્યા વિના આપના માથા ઉપર રાખનો ટોપલો નાખ્યો તેમાં વળી ઉપકાર શાનો? એમાં કયું રૂડું કામ થયું કે, ઉપકાર માનવો જોઇએ?'

"એ સાંભળીને તે મહાત્માએ કહ્યું કે, 'ભાઈ! અહીંથી રાખ પડી તે એટલેથીજ છૂટકો થયો, એ ઉપકાર નહિ કે? કદી એ ઘર તૂટી પડ્યું હોત ને હું તેની નીચે દટાઇ ગયો હોત તો શું કરત? કદી ઉપરથી વીજળી પડી હોત તો હું શું કરત? કદી ધરતીકંપ થઇને આ ઠેકાણે જમીન ફાટી હોત અને હું તેની અંદર ગરી ગયો હોત તો શું કરત? ઉપરથી જેમ રાખ પડી તેમ કદી ઉપરથી કાળોતરો નાગ પડ્યો હોત અને મને કરડત તો હું શું કરત? આ બધી આફતોમાંથી તેણે મને બચાવ્યો અને માત્ર થોડીક રાખ નાખવાથીજ મારો છૂટકો કર્યો, એ શું તેની થોડી દયા છે? એ માટે શું આપણે તેનો ઉપકાર માનવો ન જોઇએ?'

" બંધુઓ! મહાત્માઓ તો આવે દુઃખને વખતે પણ ઈશ્વરનો ઉપકાર માને છે; પણ ઓછા જ્ઞાનને લીધે તથા મનની નબળાઈને લીધે દુઃખને વખતે કદી ઉપકાર ન માની શકો, તોપણ દુઃખમાં કાંઈક ખૂબી રહેલી છે અને સુખને માટેજ દુઃખ આવે છે એટલું તો સમજતાં શીખો! જો એટલું સમજશો તોપણ તમારાં ઘણાં દુઃખો ઓછાં થઇ જશે; માટે બંધુ! હવે દુઃખને ઉડાવી દેતાં શીખો, દુઃખને ઉડાવી દેતાં શીખો!"

## ૬૪–ગરીબોના પણ અનેક પ્રકાર હોય છે

શ્રીમંતો કરતાં ગરીબો ઘણાજ વધારે સુખી હોય છે, એમ ઘણા જણ કહે છે; પણ તેમાં આ વાત પણ યાદ રાખવા જેવી છે કે, ગરીબોની અંદર જુદા જુદા ઘણા પ્રકાર છે અને તે બધા પ્રકારના ગરીબો કાંઇ શ્રીમંતો કરતાં વધારે સુખી હોતા નથી; પણ તેમાંથી ચોક્કસ પ્રકારના ગરીબોજ શ્રીમંતો કરતાં વધારે સુખી હોય છે, માટે કયા વર્ગના ગરીબો શ્રીમંતો કરતાં વધારે સુખી છે અને કયા વર્ગના ગરીબો સુખી નથી, તે ભેદ આપણે જાણવો જોઇએ. એ માટે સંતો કહે છે કેઃ—

### ૧–પરાણે પરાણે કચરાઇ મરનારા ગરીબો

ઘણા માણસોની આવક ઓછી હોય છે, કુટુંબ મોટું હોય છે અને સમય પ્રમાણે નાતજાતના રિવાજ વધી ગયેલા હોય છે, તેથી પોતાની શક્તિ સામે નહિ જોતાં, પોતાની આબરૂ સામે જોઇને તેઓ ખર્ચમાં તણાયા કરે છે અને આ ટાણે આમ કર્યા વિના કેમ ચાલે? આજે શ્રાદ્ધ છે, માટે સગાંઓને જમવાનું કહ્યા વિના કેમ ચાલે? આપણા કાકાનો દીકરો પોતાને ઘેર પચાસ માણસોને જમાડશે ને આપણે ન જમાડીએ તો કેવું ખોટું દેખાય? બાપા ગુજરી ગયા તેમનું બારમું કર્યા વિના કાંઈ ચાલે? ભલેને ઘરમાં કાંઇ નથી તો શું થયું? જ્યાંસુધી ધીરવાવાળો વેપારી મળે છે, ત્યાંસુધી કાંઇ ફિકર નથી. અમે તે શું કરીશું? પણ અમારા બાપદાદાઓ તો વારેવારે નાતો જમાડતા હતા, તેથી અમારે કર્યાવિના કાંઇ ચાલે? આવી આવી વાતો સાંભળીને બીજા કોઇ મિત્રો કે સગાંવહાલાં કહે કે, "ભાઈ! એ બધી વાત સાચી પણ એ વખત જુદા હતા ને એ કમાણી જુદી હતી, આજે હવે

તમારી સ્થિતિ સામું તો જુઓ ! બે વરસ થયાં બેઠે બેઠે ખાઓ છો ને ધંધો પડી ભાગ્યો છે, એ સામે તો જુઓ ! પછેડી પ્રમાણે સોડ તાણવી જોઇએ, નહિ તો પાઘડીનો વળ છેડે આવે." ત્યારે એ સાંભળીને પરાણે પરાણે કચરાઇ મરનારા ગરીબો કહે છે કે, "એ બધી વાત સાચી; પણ અમારે આ ટાણે અમારી આબરૂ પ્રમાણે કર્યા વિના છૂટકો નથી." આવી રીતે લોકાચારને ખાતર તણાયા કરે છે ને ગરીબ થતા જાય છે; આવી રીતે બાપદાદાની આબરૂની પાછળ તણાતા જાય છે ને ગરીબ થતા જાય છે, આવી રીતે પોતાના અભિમાનમાં તણાતા જાય છે અને ગરીબ થતા જાય છે અને આવી રીતે શ્રીમંતોની દેખાદેખીમાં તણાતા જાય છે ને ગરીબ થતા જાય છે; કારણ કે આવાં આવાં બહાનાં નીચે તેઓ પોતાના ગજા ઉપરાંત ખર્ચ કર્યા કરે છે ને દિનપ્રતિદિન વધારે વધારે ગરીબ થતા જાય છે. આવી રીતે જે પરાણે પરાણે તણાઇ મરનારા ગરીબો છે ને પોતાના ગજા ઉપરાંત ખર્ચ કરનારા ગરીબો છે, તેઓ કાંઇ શ્રીમંતો કરતાં વધારે સુખી હોતા નથી; પણ એવા તણાઈ મરનારા ગરીબો તો ઊલટા વધારે દુ:ખી હોય છે.

## ૨–પાસે પૈસા હોય છતાં ઢોંગ કરીને ગરીબાઇ દેખાડનારા ગરીબો વિષે

ઘણાં માણસો એવાં હોય છે કે, તેઓની પાસે પુષ્કળ પૈસા હોય છે અગર જરૂર જેટલા પૈસા હોય છે, તેથી ગરીબાઇ ભોગવવાની જરા પણ જરૂર હોતી નથી, છતાં પણ ઘણાં માણસો ગરીબાઇનો ઢોંગ કરીને ફર્યા કરે છે અને પોતાના દ્રવ્યનો લાભ પોતે લેતાં નથી, તેમજ બીજાઓને પણ આપતા નથી. આ વર્ગમાં ભિખારી લોકોનો મોટો ભાગ હોય છે, તેઓની પાસે ઘણાએ પૈસા હોય છે; પણ તેમ છતાં તેઓ ભીખ માગવાનો ધંધો કર્યા કરે છે અને જો લોકો એમ જાણે કે, આની પાસે ઘણા પૈસા છે તો લોકો તેઓને ગરીબ સમજીને દાન આપે નહિ, તેથી છતાં સાધનોએ તેઓ મેલાઘેલા થઇને ફરે છે, ભાંગ્યાતૂટ્યા મકાનમાં રહે છે, હલકી વસ્તુઓ ખાય છે અને કંગાલ જેવા થઇને ભીખ માગતા ફરે છે.

ભિખારીઓમાં જેમ આવા ઢોંગી ગરીબો છે, તેમજ વેપારીઓમાં, કારીગરોમાં, પંડિતોમાં અને બીજા ઘણા વર્ગના લોકોમાં પણ આવી જાતના ઢોંગી ગરીબો હોય છે. તેઓની પાસે જરૂરનાં ખર્ચ જેટલા પૈસા હોય છે, છતાં પણ ખરે વખતે પણ તેઓ પૈસા ખ-

ચિંતા નથી અને એમજ ફરિયાદ કરતા કર્યા કરે છે કે, “ અમારી પાસે કાંઇ નથી, એટલે અમે શું કરીએ ?” એમ કહી છતે ધને દરિદ્રતા ભોગવ્યા કરે છે; આવા પ્રકારના જે ઢોંગી ગરીબો છે, તેઓ કાંઇ શ્રીમંતો કરતાં વધારે સુખી હોતા નથી; પણ એવા ઢોંગી ગરીબો તો છતાં સાધનોએ પોતાના પૈસાનો જેવો જોઇએ તેવો લાભ લઈ શકતા નથી; માટે તેઓ તો ઊલટા દુઃખી હોય છે.

### ૩–વિનાકારણ આળસુ થઇ ફરનારા ગરીબો

ઘણા ગરીબો એવા હોય છે કે, તેઓ જો ધારે તો ઘણુંએ કામ કરી શકે ને પૈસા પેદા કરી શકે એમ હોય છે; છતાં પણ કમાવાની મહેનત નહિ કરતાં મસ્તાના થઇને ફર્યા કરે છે, ધંધારોજગારની બાબતમાં બેદરકારી રાખે છે અને મવાલી જેવા બનીને જ્યાંત્યાં પડયા રહે છે ને ગમે તેમ ગુજારો કર્યા કરે છે. આવા મવાલીપણે રહેવામાં તેઓનો કાંઇ ખાસ હેતુ હોતો નથી, તેમજ એથી તેઓને કાંઇ ફાયદો પણ થતો નથી; છતાં પણ તેઓ એવા આળસુ બની ગયેલા હોય છે અને એવા કઢંગા સ્વભાવના બની ગયેલા હોય છે કે, વિનાકારણ કંગાલિયત ભોગવ્યા કરે છે અને દુઃખી થયા કરે છે. આવા વિનાકારણ આળસુ થઇને ફરનારા મવાલી ગરીબો પણ કાંઇ શ્રીમંતો કરતાં વધારે સુખી હોતા નથી.

### ૪–ઘાતકી ગરીબો

ઘણા માણસો એવા હોય છે કે, જેઓ પાપ કરવા સારુ ગરીબાઈ ભોગવ્યા કરે છે. જેમકે ચોર, લૂંટારા, ધાડપાડુ વગેરે ઘણા પ્રકારના લોકો ઘણી જાતની ગરીબાઇ ભોગવ્યા કરે છે અને એ બધી ગરીબાઇ પાપ કરીને ખોટી રીતે જિંદગી ગાળવાને માટેજ હોય છે. એવા માણસો પોતાની ગરીબાઇ સારુ પ્રભુની સામે બડબડયા કરે છે અને અપવિત્ર જિંદગી ગાળે છે. આવી જાતના જે ગરીબો હોય તેઓ ઘાતકી ગરીબો કહેવાય છે. આવા કેટલાક ગરીબો બીજા ગરીબોની ઉપર ઘણો જુલમ કરે છે અને ઘણી જાતના ગુના કર્યા કરે છે. એવા ઘાતકી ગરીબો પણ કાંઇ શ્રીમંતો કરતાં વધારે સુખી હોતા નથી. ત્યારે હવે સવાલ એ છે કે, કયા ગરીબો, શ્રીમંતો કરતાં વધારે સુખી હોય છે, એના જવાબમાં સંતો કહે છે કેઃ–

### ૫–પવિત્રતાથી રહેનારા ગરીબો શ્રીમંતો કરતાં વધારે સુખી હોય છે

ઘણા ગરીબો એવા હોય છે કે જેઓ અતિશય ગરીબ હોય છે,

છતાં પણ અતિશય પવિત્રતાથી રહે છે. એ વર્ગમાં કેટલાક સાધુ-સંતો, કેટલાક ધર્મચુસ્ત બ્રાહ્મણો તથા કેટલાક બીજા ગૃહસ્થો આવી જાય છે. તેમાં કેટલાક લોકો ઇરાદાપૂર્વક બહુજ વિચાર કરીને જગતને મિથ્યા સમજીને પોતાની ખુશીથી ગરીબાઇ સ્વીકારી લે તેવા હોય છે અને કેટલાક માણુસોને આસપાસના સંજોગોને લીધે ગરીબાઇ મળેલી હોય છે. તે ગરીબાઈમાં તેઓ સંતોષથી અને આનંદથી રહે છે. એવા ભગતો ગરીબાઈને પણ ભગવદ્‌ઇચ્છા સમજી તેમાં રાજી રહે છે, એટલુંજ નહિ પણ પોતાને એવી ગરીબાઇ મળી અને એવી ગરીબાઈમાં આનંદથી રહેતાં આવડ્યું એ માટે તેઓ પ્રભુનો ઉપકાર માને છે; એટલુંજ નહિ પણ શ્રીમંતોના બહારના ખોટા ઠાઠમાઠ અને તેમની મોહવાદી વૃત્તિઓ જોઇને તથા એ બધાથી તેઓ કેટલા બધા છૂટેલા છે, એ જોઈને તેઓ પોતાના અંતરમાં રાજી રાજી થયા કરે છે અને વારંવાર પ્રભુનો ઉપકાર માન્યા કરે છે.

---

## ૬૫–આપણી પાસેથી કોઈ વસ્તુ જતી રહે તો તેને બદલે બીજી વધારે સારી વસ્તુ પ્રભુ આપે છે; માટે દુઃખથી કાયર નહિ થતાં તેમાંથી પણ સારો અર્થ લેવો

---

જ્યારે આપણી કોઇ બહુ કીમતી ચીજ જતી રહે અથવા કોઇ સગુંવહાલું ચાલી નીકળે, ત્યારે આપણુને બહુ દુઃખ થાય છે. એ દુઃખ થવાનું કારણ એ છે કે, ગયેલી વસ્તુ સામે આપણે જોયા કરીએ છીએ; પણ એને બદલે જે બીજી વધારે કીમતી ચીજો આવી પડે છે, તેની સામે આપણે જોતા નથી, તેથી આપણુને વધારે દુઃખ થાય છે; પણ જો આપણુને ચોખ્ખી રીતે એમ સમજાઇ જાય કે, જેટલું જાય છે તે કરતાં ઘણું વધારે પાછું આવી મળે છે, તો આપણુને એટલી બધી દિલગીરી લાગે નહિ; માટે હવે એ વાત સમજી લેવી જોઇએ કે, એકને બદલે બીજી વસ્તુ કેવી રીતે મળે છે? એના જવાબમાં મહાત્માઓ કહે છે કે, જ્યારે ધન ચાલ્યું જાય અથવા દેવાળું નીકળી જાય, ત્યારે શરીરમાંથી રોગ પણ નીકળી જાય છે, કુટુંબમાંથી જૂના કજિયા પણ નીકળી જાય છે અને બુદ્ધિની આડે જે પડળ આવી રહેલાં

હોય તે પણ નીકળી જાય છે; તેમજ જ્યારે કોઈ સગુંવહાલું મરી જાય, ત્યારે તેના ખરા સ્નેહીને મનમાંથી કાંઈક વૈરાગ્ય આવી જાય છે, તેથી તેનો મોહ ઓછો થઇ જાય છે અને તે હોય તે કરતાં ઘણો વધારે ભલો માણસ બની જાય છે. એ સિવાય એ વખતે માણસમાં ધર્મનું બળ આવી જાય છે, પ્રભુઉપરનો વિશ્વાસ આવી જાય છે અને માયાનો પડદો ઓછો થઇ જવાથી તેની બુદ્ધિ પણ સુધરી જાય છે. આજ પ્રમાણે જ્યારે કોઇની આંખોને નુકસાન થાય છે, ત્યારે હાથ, કાન, જીભ વગેરે ઇન્દ્રિયોમાં આંખના ભાગનું વધારે બળ આવી જાય છે, તેથી બીજાં સાધારણ વહેવારી માણસોની ઇન્દ્રિયો કરતાં તેઓની ઇન્દ્રિયો વધારે ખીલેલી રહે છે અને બીજાંઓની દિલસોજી તે મેળવી શકે છે, તેથી પોતાની જિંદગી નિભાવવામાં તેને ઘણી મદદ થઇ પડે છે; પણ જો આંખો ન ગઈ હોય તો તે પોતાની બીજી લાગણીઓમાં વધારે જોર તથા બીજાઓની વધારે દિલસોજી મેળવી શકત નહિ. આવીજ રીતે એક દુઃખ આવે છે તેની સાથે સાથે બીજાં કેટલાંક સુખો પણ આવે છે; પણ એ સુખોની તરત ખબર પડતી નથી અને દુઃખ નજર આગળ તર્યા કરે છે, તેથી આપણને વધારે દિલગીરી થાય છે; પણ સંતો તથા શાસ્ત્રો કહે છે કે, દુઃખમાં આપણે દિલાસો લેવો જોઇએ અને જેમ બને તેમ દુઃખના બંધનમાંથી છૂટવું જોઈએ; કારણ કે જ્યાંસુધી દુઃખને મોટું મોટું માન્યા કરીએ છીએ, ત્યાંસુધી તે દુઃખ આપણને દાબી દે છે અને કચરી નાખે છે, તેથી એમ બને છે કે હમેશાં દુઃખના વિચારો કરવાથી મન નબળું પડી જાય છે. શરીરની શક્તિઓ ઓછી થઇ જાય છે, બુદ્ધિ મંદ પડી જાય છે, લાગણીઓ બુઠ્ઠી થઇ જાય છે, ઇચ્છાઓ વધી પડે છે અને તે પાર પાડવાનાં સાધનો ઘટી જાય છે, તેથી ઉલટું દુઃખ વધતું જાય છે. એ પછી તેમાંથી માનસિક ગરીબાઇ ઉત્પન્ન થાય છે, તેથી માણસ પોતાનું પોઝિશન સાચવી શકતો નથી, એટલે લોકવ્યવહારમાં પણ તે માણસ નીચો પડી જાય છે ને આવી સ્થિતિ થયા પછી આગળ વધતાં બહુ મહેનત પડે છે. યાદ રાખજો કે આ બધું પરિણામ દુઃખને વળગી રહેવાથી થાય છે; એટલુંજ નહિ પણ જેના મનમાં દુઃખના વિચારો ભમતા હોય, તેનાથી ધર્મ પણ બરાબર પાળી શકાતો નથી; કારણ કે ધર્મ પોતે આનંદરૂપ છે, ધર્મનો સંબંધ ઈશ્વરની સાથે છે, ઈશ્વરનું સ્વરૂપ સચ્ચિદા-

નંદ છે એટલે ધર્મ પણ આનંદરૂપ છે, તેથી જ્યાં ખરેખરું દુઃખ હોય ત્યાં સાચો ધર્મ હોતો નથી અને જ્યાં ધર્મ ન હોય ત્યાં કલ્યાણ પણ હોતું નથી, ત્યાં તો નરકજ હોય છે. આ બધું દુઃખમાંથી થાય છે, માટે શાસ્ત્રો વારે વારે સમજાવી સમજાવીને કહે છે કે, આત્મા નિર્લેપ છે અને તેમાં દુઃખનો અંશ પણ નથી; માટે આપણે પણ દુઃખને દૂર કરી આનંદ ભોગવતાં શીખવું જોઇએ.

હવે સવાલ એ છે કે દુઃખ કેમ દૂર થઈ શકે? તેના જવાબમાં સંતો કહે છે કે દુઃખની પાછળ જે સુખ રહેલું છે તે તપાસો, દુઃખની અંદર જે સુખ રહેલું છે તેને શોધો, દુઃખની સાથે જે સુખ રહેલું છે તેને પકડો અને દુઃખમાંથી પણ કાંઇક સારો અર્થ લેતાં શીખો, એટલે ધીરે ધીરે દુઃખો ઓછાં થવા લાગશે અને પછી તો એમ ખાતરી થઇ જશે કે, નાનાંમોટાં જે દુઃખો આવે છે, તે આપણને એકેક પગથિયું આગળ વધવા સારુજ આવે છે, નવા નવા અનુભવો મળતા જાય છે અને જો તત્ત્વ લેતાં આવડે તો દુઃખમાંથી પણ બહુ સાર્થકતા કરી શકાય છે. માટે દુઃખ દુઃખ કરી હમેશાં પડચા નહિ રહેતાં દુઃખમાંથી પણ કાંઇક ઇશ્વરની ખૂબી સમજવાની કોશિશ કરો, એટલે ઇશ્વરકૃપાથી ધીરે ધીરે તમારાં દુઃખો ઓછાં થઇ જશે; માટે દુઃખમાંથી પણ સાર લેતાં શીખો, દુઃખમાંથી પણ સાર લેતાં શીખો!

---

## ૬૬–તોપોના ધડાકા થાય, તોપણ જે લશ્કરના ઘોડા હોય તે ડરતા નથી; પણ ઘરમાં બાંધી રાખેલી ઘોડીઓ પંખીઓને ઊડતાં જોઇને પણ ભડકે છે; તેમજ ભક્તો દુઃખથી ડરતા નથી, પણ સંસારીઓ સહેજ વાતમાં પણ ગભરાઈ જાય છે

---

ભગતોને માથે કાંઇ શિંગડાં હોતાં નથી અને મોહવાદી સંસારીઓને કાંઇ પૂછડું હોતું નથી. તેઓ બન્નેને હાથ, પગ, મોઢું, માથું, નાક, આંખ, કાન વગેરે બધું સરખુંજ હોય છે; છતાં પણ તેઓના આચારવિચારમાં ઘણો ફરક હોય છે; માટે એ ફરક આપણે જાણવો જોઇએ; કારણ કે એ ફરક જાણવાથી આપણે મોહવાદી છીએ કે ભગત છીએ તેની ખબર પડી જાય છે. તે માટે ભગ-

તોની તથા સંસારીઓની ખરેખરી પિછાન થાય તેવી કૂંચી આપણે જાણી લેવી જોઇએ. એ માટે સંતો કહે છે કેઃ—

ભગતોમાં અનેક જાતના ગુણો હોય છે; પણ તે બધા ગુણોમાં પ્રભુપ્રેમ મુખ્ય હોય છે. તેને લીધે તેઓમાં ખમીખાવાનો ગુણ આવે છે, તેઓમાં ધીરજ રાખવાનો ગુણ આવે છે અને તેઓમાં દુઃખો ભોગવી લેવાનો બહુ મોટો ગુણ આવી જાય છે, તેથી તેઓ મતભેદના દરેક પ્રસંગમાં બહુજ મોટી ધીરજ તથા અતિશય સહનશીલતા રાખી શકે છે અને ખરે વખતે ધીરજ, ક્ષમા તથા સહનશીલતા રાખી શકે છે; માટેજ તેઓ ભગત, સંત અથવા મહાત્મા કહેવાય છે.

ભગતો અતિશય ધીરજ તથા સહનશીલતા રાખે છે, તેનું એક મુખ્ય કારણ એ છે કે, તેઓએ જગતનું મિથ્યાપણું સમજી લીધેલું હોય છે. કઇ વસ્તુની કેટલી અસર છે, કઈ વસ્તુ કેટલા કામની છે, કઈ વસ્તુ લાભની છે, કઈ અડચણ કરે તેવી છે, કઇ વસ્તુ પાસે રાખવી જોઇએ, કઈ વસ્તુનો ત્યાગ કરવો જોઇએ અને કઇ વસ્તુ છેવટ સુધી કામની છે, એ બધી હકીકત તેઓ સારી રીતે જાણતા હોય છે, તેથી તેઓ પોતાના મનને કાબૂમાં રાખી શકે છે; એટલે તેઓ ધીરજ પણ રાખી શકે છે, સહન પણ કરી શકે છે અને માફ પણ કરી શકે છે; કારણ કે તેઓ એમ વિચાર કરે છે કે, આ જગતમાં મતભેદ તો હમેશાં રહેવાનાજ. જુદા જુદા માણસોનું જ્ઞાન જુદા જુદા પ્રકારનું હોય છે; દરેક માણસના સંજોગો જુદા જુદા પ્રકારના હોય છે; દરેક માણસના સ્વભાવ જુદી જુદી જાતના હોય છે; દરેક માણસના શરીરનું બંધારણ જુદી જુદી જાતનું હોય છે; દરેક માણસની પસંદગી જુદી જુદી હોય છે; દરેક માણસની રહેણીકરણી જુદા જુદા પ્રકારની હોય છે; દરેક માણસના ધર્મ સંબંધી વિચારો જુદા જુદા પ્રકારના હોય છે; તેમજ જુદી જુદી પ્રજાઓના પોશાકો જુદી જુદી જાતના હોય છે. ભાષાઓ જુદી જુદી હોય છે અને ધર્મ પણ જુદા જુદા હોય છે; એટલુંજ નહિ પણ જે બાબત કરવાથી કોઈ માણસને, કોઇ પ્રજાને કે કોઇ દેશને કાંઈ ખાસ લાભ થાય તેજ કામ કરવાથી કોઈ માણસને, કોઇ દેશને કે કોઈ પ્રજાને ખાસ નુકસાન થાય છે. આવી રીતે ઘણી વખત ઘણી બાબતોમાં સ્વાર્થ તો આડા આવવાનાજ અને જ્યાં પોતાના સ્વાર્થને ધક્કો પહોંચતો હોય, ભવિષ્યમાં ધક્કો

પહોંચવા સંભવ હોય ત્યાં મતભેદ તો થવાનાજ; માટે આ દુનિયામાં ગમે એટલી ચોખ્ખાઇ રાખીએ, ગમે એટલી ચતુરાઈ રાખીએ અને ગમે એટલું વિચારીને કામ કરીએ, તોપણ મતભેદ તો થવાનાજ; માટે અગાઉથી ચેતી જવું અને મતભેદ ન થાય તેમ કરવું, એ જ્ઞાનીઓનું ખાસ લક્ષણ છે. એ માટે તેઓ પ્રથમથી પોતાના મનને એવી રીતે કેળવે છે કે, તેઓ જગતની અંધાધૂંધી સામે તથા દૈવી–આસુરી સંપત્તિની લડાઇ સામે બહાદુરીથી ટકી શકે છે અને જેમ લડાઈના ઘોડાઓ તોપોના ધડાકાથી પણ બીએ નહિ, તેમ તેઓ સંસારનાં દુઃખોથી ડરતા નથી. મહેણાંટોણા સાંભળવાથી ડરી જતા નથી, અપમાન થાય તેથી મૂંઝાઇ જતા નથી અને કદી કાંઈ આફત આવી પડે તોપણ ગભરાઇ જતા નથી; કારણ કે તેઓએ પ્રથમથીજ પોતાના મનમાં એમ વિચાર કરેલો હોય છે કે, અમે આ બધું જે કાંઇ ખમીએ છીએ તે પ્રભુને અર્થે ખમીએ છીએ, અમારા આત્માના કલ્યાણ સારુ ખમીએ છીએ ને અમે આ સંસારમાંજ સ્વર્ગ ભોગવી શકીએ તથા આ જિંદગીમાંજ સ્વર્ગ ભોગવી શકીએ તે સારુ બધું ખમીએ છીએ, કાંઇ મફતના ખમતા નથી; પણ જેટલું ખમીએ તે કરતાં હજારોગણો વધારે ફાયદો થાય છે તે માટે ખમીએ છીએ; માટે અમારા આત્માના કલ્યાણને અર્થે અમે જે કાંઇ ખમીએ છીએ તેમાં અમે કાંઇ નવાઇ કરતા નથી; પણ એવી રીતે ખમીખાવું એ તો અમારી ફરજ છે; કારણ કે એમાંથીજ આગળ વધી શકાય એમ છે. માટે સુખદુઃખમાં ધીરજ રાખવી ને શાંતિથી તેને ભોગવી લેવાં એજ ધર્મનું એક મુખ્ય લક્ષણ છે. આવી સમજણને લીધે હરિજનો દરેક જાતનાં દુઃખ વખતે ધીરજ રાખી શકે છે. જેમકે ગરીબાઈ વખતે પણ તેઓ ધીરજ રાખે છે, રોગ વખતે પણ તેઓ ધીરજ રાખે છે, કાંઇ ઓચિંતાં સુખદુઃખ આવે ત્યારે પણ તેઓ ધીરજ રાખે છે, જન્મ વખતે પણ તેઓ ધીરજ રાખે છે, ઘડપણ વખતે પણ તેઓ ધીરજ રાખે છે અને મોત વખતે પણ તેઓ ધીરજ રાખે છે ને શાંતિથી કાળને આધીન થાય છે; તેમના આ ધૈર્યના ગુણ માટેજ તેઓ ભગત કહેવાય છે.

હવે આવા ભગતને બદલે મોહવાદી સંસારીઓ કેવા હોય છે, એ તમે ક્યાં નથી જાણતા? તેઓ વાત વાતમાં લડી પડે છે, નાની ભૂલોને મોટું રૂપ આપી દે છે, જ્યાં ખાસ ધીરજ રાખવા જેવું

હોય ત્યાં પણ અધીરા બની જાય છે, જયાં ખમીખાવા જેવું હોય ત્યાં પણ તેઓ ખમતા નથી, જ્યાં માફ કરવા જેવું હોય ત્યાં તેઓ દુશ્મનાવટ કરે છે અને જે ધૂળ જેવી વાત હોય તે સારુ પણ લડી મરે છે; એટલુંજ નહિ પણ જે બાબતમાં પોતાને કાંઈ લાગતું-વળગતું ન હોય તેવે ઠેકાણે પણ તેઓ કૂદી પડે છે અને ઉછીના કજિયાઓ લે છે. આમ થવાથી એવા મોહવાદીઓમાં મનને રોકવાનું બળ હોતું નથી, ઇન્દ્રિયોને વશ રાખવાની યુક્તિઓ તેઓને આવડતી નથી, તેઓના અંતરમાં શાંતિ હોતી નથી, તેઓની ભાવનાઓમાં ઉચ્ચતા હોતી નથી, તેઓની વાણીમાં મીઠાશ હોતી નથી તથા તેઓનાં કામોમાં બહુ રસકસ હોતા નથી; કારણ કે તેઓના જુસ્સાઓની સાથે એ બધાં તત્ત્વો બહાર ચાલ્યાં જાય છે, તેથી તેઓ ખરો ધર્મ પાળી શકતા નથી અને અંતે તેઓની બહુ માઠી દશા થાય છે. આમ ન થાય માટે તોપના ગોળા સામે ટકવાવાળા લશ્કરના ઘોડા જેવા થાઓ, પણ પંખીઓથીય ભડકનારી નાજુકડી ઘોડી જેવા ન થાઓ, નાજુકડી ઘોડી જેવા ન થાઓ.

## ૬૭–હાથીના ટોળાને જોઇને ગભરાતી વાઘણને તેની સહીપણીએ કહ્યું કે, "તેં હજી તારા ધણીને ઓળખ્યો નથી, તેથીજ તું ડરે છે;" તેમજ આપણે પણ આપણા ધણી–પ્રભુને ઓળખતા નથી, ત્યાંસુધી રોગશોક વગેરેથી ડર્યા કરીએ છીએ

આપણે જોઇએ છે કે, આ દુનિયામાં ઠેકાણે ઠેકાણે રોગ, શોક દુઃખ, ચિંતા વગેરે દેખાય છે; એટલુંજ નહિ પણ ભવિષ્યમાં દુઃખના વિચારો કરી કરીને આપણે દિલગીર થયા કરીએ છીએ તથા અગાઉના વખતમાં જે બનાવો બની ગયા હોય, તેને યાદ કરી કરીને દુઃખી થયા કરીએ છીએ; પણ આપણે વિચાર કરવો જોઈએ કે, એવી રીતે દુઃખી થયા કરવું તે શું વાજબી છે? આવી રીતે દરેક બાબતોમાં આપણને દુઃખ લાગ્યા કરે છે, તેનું મુખ્ય કારણ એ છે કે આપણે આપણા ધણી પરમ કૃપાળુ પરમાત્માને ઓળખતા નથી, તેનું બળ જાણતા નથી, તેની મોટાઇ સમજતા નથી અને તેનો મહિમા જાણતા નથી, તેથી આપણને દુઃખ થાય છે; પણ જો એમ સમજીએ કે, આપણો ધણી અનંત બ્રહ્માંડનો નાથ છે, આપણો ધણી દેવોને દેવપણું આપનાર છે, આપણો

ધણી દરિદ્રીને તાલેવંત બનાવનાર છે, આપણો ધણી ભિખારી-ઓને મહારાજા બનાવનાર છે, આપણો ધણી તરણામાંથી મેરુ બનાવનાર છે, આપણો ધણી ચાંદાસૂરજને બનાવનાર છે, આપણો ધણી અનંત જીવોને અનંતકાળ થયાં પોષણ આપનાર છે, આપ-ણો ધણી આપણા અનેક ગુનાઓ માફ કરનાર છે, આપણો ધણી આપણને અનંતકાળનાં મોક્ષસુખ આપનાર છે, આપણો ધણી વરસાદ વરસાવનાર છે, આપણો ધણી જીવોની અંદર જીવન પૂરનાર છે, આપણો ધણી કૃપાનો ભંડાર છે, આપણો ધણી સૌનું કલ્યાણ કરવાના સ્વભાવવાળો છે, આપણો ધણી જ્ઞાનસ્વરૂપ છે, આપણો ધણી પ્રેમસ્વરૂપ છે, આપણો ધણી આનંદસ્વરૂપ છે, આપણો ધણી શાંતિદાતા છે, આપણો ધણી આપણા વિકારોને મટાડનાર છે, આપણો ધણી આપણને સદ્‌બુદ્ધિ આપનાર છે, આપણો ધણી મહાન દયાળુ છે, આપણા ધણીએ આપણા સુખ માટે અનેક વસ્તુઓ બનાવેલી છે, આપણા ધણીએ આપણે માટે અનેક પ્રકારના સુખના અખૂટ ખજાનાઓ ભરી મૂકેલા છે, આપણા ધણીનો મહિમા અનંત બ્રહ્માંડમાં વ્યાપી રહ્યો છે, આપણા ધણી-ની સ્તુતિ અનેક મહાત્માઓ કરી રહ્યા છે, આપણા ધણીના ભય-થી દરેક રાક્ષસો ડર્યા કરે છે, આપણા ધણીની કીર્તિ દુનિયાનાં દરેક શાસ્ત્રો ગાઈ રહ્યાં છે અને આપણા ધણીની કૃપા સર્વત્ર વરસી રહી છે; એટલે જો એનું બળ આપણામાં આવી જાય તો પછી આપણને કોનો ભય રહે? પણ જ્યાંસુધી એ બળ આપણામાં આવ્યું નથી, ત્યાંસુધી આપણને દરેક બાબતોમાં દુઃખ લાગ્યા કરે છે; પણ જો આપણા ધણીનું બળ આપણને સમજાઈ જાય અને તેની સાથે એમ પણ સમજાઈ જાય કે, આપણે તેનાં બાળક છીએ, આપણે તેના અંશ છીએ અને આપણી અંદર તે પોતે બિરાજેલા છે તો તે પછી આપણને એમ લાગી જાય કે તેના બધા સુખના આપણે વારસ છીએ, તેની બધી શક્તિના આપણે ભાગીદાર છીએ અને તેના અનંત ગુણો આપણામાં આવી શકે તેમ છે તથા તેનું અદ્‌ભુત સામર્થ્ય આપણામાં આવવા માટે તલપી રહેલું છે. એવી જો આપણી ખાતરી થઇ જાય તો આપણામાં બળ આવી જાય છે, આપણામાં અદ્‌ભુત પરાક્રમ આવી જાય છે, રિદ્ધિસિદ્ધિ આપણી દાસી બની જાય છે, કુદરતના બધા ભેદો આપણી આગળ ખૂલી જાય છે, માયાનો પડદો ઊંચકાઈ જાય છે, સર્વત્ર શાંતિનું રાજ્ય

ફેલાઇ રહે છે, દરેક બાબતમાં તેનો મહિમા સમજાયા કરે છે, દરેક ઠેકાણે તેની હાજરી દેખાય છે, દરેક કામમાં કાંઇક નવો રસ આવી જાય છે અને મનમાં જે જે સંકલ્પ થાય તે તે દરેક સંકલ્પ સફળ થાય એવું બળ આવી જાય છે. યાદ રાખજો કે, આ બધું આપણા ધણીનું બળ સમજવામાંથી થાય છે; માટે આપણા ધણીની મોટાઇ સમજવી, તેનું સામર્થ્ય સમજવું, તેની શક્તિ સમજવી અને તેની સાથે ઐક્ય અનુભવવું એ બળ મેળવવાની ચાવી છે. જેના અંતરમાં પોતાના ધણીના બળનો વિશ્વાસ હોય, તેની જિંદગી જુદાજ પ્રકારની હોય છે. એ માટે એક મહાત્મા દાખલો આપતા કે, એક વાઘણ હતી. તે જે જંગલમાં રહેતી હતી, તે જંગલમાં હાથી નહોતા, તેથી તેણે કોઇ દિવસ હાથીને જોયા નહોતા. એ પછી ધીરે ધીરે જંગલ કપાઇ ગયું તેથી તે વાઘણ બીજા મોટા જંગલમાં ગઈ. ત્યાં તેણે હાથીને જોયા. એ જોઇને તે બહુ ગભરાઇ ગઇ; કારણ કે તેને એમ લાગ્યું કે, આવા મોટા રાક્ષસ તો અમને ખાઇ જશે, તેથી તે બહુ ગભરાવા લાગી; ત્યારે તેની સહીપણીએ કહ્યું કે, "તને તારા ધણીના બળની ખબર નથી, તેથી તું ઘણી ડરે છે; પણ જો તને તારા ધણીના બળની ખબર હોય તો તું ડરે નહિ; કારણ કે તારો ધણી એવો જોરાવર છે કે, એવા મોટા હાથીને પણ જ્યારે તે એક પંજો મારશે, ત્યારે તે હાથી કડડભૂસ થઇને ચીસો પાડતો પાડતો જમીનદોસ્ત થઈ જશે." એ સાંભળીને એ વાઘણને હિંમત આવી. એ પછી થોડી વારમાં ત્યાં વાઘ આવ્યો. તેણે છલંગ મારી એક થપ્પડથીજ હાથીને પાડી નાખ્યો અને મારી નાખ્યો.

બંધુઓ! આ વાત કહીને તે મહાત્મા શ્રોતાઓને એમ સમજાવતા કે જ્યાંસુધી આપણને આપણા ધણીના બળની ખબર નથી, ત્યાંસુધી દુઃખ છે; પણ જ્યારે તેના બળની ખબર પડે ત્યારે રોગ, શોક, ભય, ચિંતા, દુઃખ અને પાપ વગેરે બધી વસ્તુઓ હજારો ગાઉ દૂર ભાગી જાય છે; માટે જે અનંત બ્રહ્માંડનો નાથ આપણો ધણી છે, તે સર્વશક્તિમાન પરમાત્માનું બળ ને તેનો મહિમા સમજવાની કોશિશ કરો, એટલે બધી જાતનાં દુઃખો બહુ સહેલાઇથી એની મેળે મેળે દૂર થઇ જશે. એમાં કાંઈ પણ શક નથી; માટે આપણા ધણી પ્રભુ સાથે ઐક્ય કરી તેનું બળ મેળવો, પ્રભુ સાથે ઐક્ય કરી તેનું બળ મેળવો.

## ૬૮–ઘણાં માણસો પરમાર્થને મોટો સમજે છે અને ઘણાં માણસો ભજનને મોટું ગણે છે, તે સંબંધી સંતોના વિચાર

આ દુનિયામાં જેટલા ભગતો છે, તે બધા ભગતોના મુખ્ય બે વિભાગ થઈ શકે છે. એક પરમાર્થી ભગતો અને બીજા ભજનાનંદી ભગતો. આવી રીતે બે પ્રકારના ભગતો છે. તેમાં જે પરમાર્થી ભગતો છે, તેઓ એમ કહે છે કે, આપણી જિંદગી પરમાર્થને માટેજ છે; કારણ કે બીજાઓનાં કરેલાં શુભ કામોનો આપણે લાભ લઇએ છીએ; માટે આપણે પણ કાંઇક શુભ કામો કરવાં જોઇએ. જેમકે કોઈનાં બંધાવેલાં તળાવોનાં પાણી આપણે પીએ છીએ, કોઇનાં વાવેલાં ઝાડોનાં ફળો આપણે ખાઇએ છીએ, કોઇનાં ઉછેરેલાં પશુઓ આપણે વાપરીએ છીએ, કોઇના બનાવેલા રસ્તાઓ ઉપર આપણે ચાલીએ છીએ, કોઈનાં રચેલાં પુસ્તકોનો લાભ આપણે લઇએ છીએ, કોઇએ શોધેલી ગાડીઓમાં આપણે બેસીએ છીએ, કોઇએ બનાવેલા બગીચામાં આપણે ફરવા જઇએ છીએ, કોઈએ રાખેલાં બૅન્ડ આપણે સાંભળીએ છીએ અને એવીજ રીતે બીજી અનેક બાબતોમાં બીજાઓની બનાવેલી ઘણી ઘણી ચીજોનો આપણે લાભ લઇએ છીએ; માટે આપણે પણ બીજાઓને ખાતર આપણાથી બની શકે તેવાં ભલાઇનાં કાર્યો કરવાંજ જોઇએ.

આ સિવાય પરમાર્થી ભગતો બીજું વળી એમ પણ કહે છે કે; ભજન કરવામાં એક જાતનો આનંદ થાય છે અને તે આનંદ આપણને એકલાને મળે છે; પણ પરમાર્થનાં કામો કરવામાં તો કેટલીક જાતનાં કષ્ટ સહન કરવાં પડે છે; માટે પ્રભુની ખાતર પોતાનો આનંદ છોડી દેવો અને પારકાનાં દુઃખોમાં ભાગ લેવો એ બહુ મોટી વાત છે; માટે પરમાર્થની કિંમત ઘણી વધારે છે, તેથીજ અમે ભજન કરતાં પરમાર્થને વધારે માન આપીએ છીએ અને એવાં કામોમાં રોકાયેલા રહેવાય તો સારું એમ ઇચ્છીએ છીએ.

પરમાર્થી ભગતો જ્યારે આ પ્રમાણે કહે છે, ત્યારે ભજનાનંદી ભગતો કહે છે કે, પરમાર્થ બહુ ઊંચી વાત છે, એમાં કાંઇ શક નથી; પણ પરમાર્થનાં કામો કરવા અગાઉ તે કામો કરવાની આપણામાં યોગ્યતા આવવી જોઇએ. યાદ રાખજો કે, પ્રથમ ખૂબ ભજન કર્યા વિના પરમાર્થનાં કામો કરવાની યોગ્યતા માણસોમાં

આવી શકતી નથી; કારણુ કે બધા સદ્ગુણો પરમ કૃપાળુ પરમાત્મામાંથી આવે છે; માટે જ્યાંસુધી પ્રભુમાંથી બધું મેળવતાં આપણને ન આવડે ત્યાંસુધી આપણે બીજાઓને ખરેખરા ઉપયોગી થઇ શકીએ નહિ. જેની પાસે કાંઈ પણ હોય તે બીજાઓને કાંઈ કાંઈ આપી શકે છે, પણ જેની પાસે કાંઈજ ન હોય તે બીજાઓને ક્યાંથી આપીજ શકે ? જો કૂવામાંજ પાણી ન હોય તો હવેડામાં પાણી ક્યાંથી આવી શકે ? માટે પરમાર્થ કરતાં પહેલાં આપણી અંદરના સદ્ગુણોને ખીલવવા જોઇએ અને કદી પણ ખૂટે નહિ એવાં પરમાર્થનાં પૂર્ણ તત્ત્વોના અખૂટ ઝરામાંથી મેળવેલી પરમાર્થની ભાવનાજ છેવટ સુધી ટકી શકે અને તે સારામાં સારાં ફળો આપી શકે; પણ જ્યાંસુધી પરમકૃપાળુ પરમાત્મામાંથી ભજનની મારફત સદ્ગુણો તથા ભાવના મેળવાતી નથી, ત્યાંસુધી ખરેખરો પરમાર્થ થઈ શકતો નથી અને જે કાંઈ નાનાં નાનાં પરમાર્થનાં કામો થાય તે પણ છેવટ સુધી ટકી શકતાં નથી તથા એ કામો પણ રસકસ વિનાનાં તથા તદ્દન ભીંજાયા વિનાનાં હોય છે, એટલે એવાં કામોથી દુનિયાને પણ કાંઈ લાભ થઈ જતો નથી; માટે ભજનની મારફત પરમ કૃપાળુ પરમાત્મામાંથી ઘણી જાતના સદ્ગુણોનું આકર્ષણ કરીને પછી પરમાર્થનાં કામોમાં લાગવું જોઇએ. જો પરમ કૃપાળુ પરમાત્માને અર્થેજ પરમાર્થ થતો હોય તોજ તે પરમાર્થની કિંમત છે; પણ જો પોતાના સ્વાર્થની ખાતર પરમાર્થ થતો હોય, માનમરતબાની ખાતર પરમાર્થ થતો હોય, અભિમાનની ખાતર પરમાર્થ થતો હોય, કોઈના દબાણુથી કે લાગવગથી પરમાર્થ થતો હોય, કે એવાં બીજાં વ્યાવહારિક કારણોથી પરમાર્થ થતો હોય, તો તેવા પરમાર્થની સાચા ભગતોની આગળ કે ઈશ્વરની હજૂરમાં કાંઇ બહુ કિંમત નથી, એ યાદ રાખજો. ટૂંકામાં એજ કે જેમ બે પાંખ વિનાનાં પંખી ઊડી શકે નહિ અને જેમ બે પૈડાં વિના ગાડી ચાલી શકે નહિ, તેમજ ભજન અને પરમાર્થ એ બન્ને અંગ વિના ભક્તિ ફળીભૂત થઇ શકતી નથી. ઊંચી જાતના મહાન ભગતોમાં એ બન્ને અંગ હોય છે; પણ બીજા કેટલાક એવા પણ ભગતો હોય છે, કે જેઓમાં એક અંગ મુખ્ય હોય છે, એટલે કે પરમાર્થનું અંગ મુખ્ય હોય છે; માટે જેનામાં જે અંગ મુખ્ય હોય તેણે તે પ્રમાણે વર્તવું તે સારી વાત છે.



# ज्ञान अने परमार्थनो संबंध

## સંબંધ જાણવાની જરૂર

આપણી જિંદગી કર્તવ્ય બજાવવા માટે છે, આપણી જિંદગી ધર્મને માટે છે અને જ્ઞાન તથા સેવા એ બન્ને ઉત્તમ વસ્તુઓ સાથે મળે તેનું ટૂંકું નામ ધર્મ છે. આપણું જીવન એ ધર્મને માટેજ છે; કારણ કે ઊંચામાં ઊંચી જાતનાં જે સુખો છે અને છેવટમાં છેવટની જે શાંતિ છે, તે મેળવવા માટે જીવાત્મા આ દેહમાં તથા આ સંસારમાં આવેલો છે અને એવું ઊંચામાં ઊંચું સુખ તથા એવી છેવટમાં છેવટની શાંતિ જેનાથી મળી શકે તેનું નામ ધર્મ છે. ધર્મના પેટામાં બીજી અનેક બાબતો છે. જેમકે યોગ, સંન્યાસ, યમ, નિયમ, દાન, ઇન્દ્રિયનિગ્રહ, જપ, તપ, તીર્થ, વ્રત, પૂજા વગેરે ઘણી બાબતો આવે છે; પણ તે બધાંનો જ્ઞાન તથા કર્મમાં–એટલે કે સેવામાં સમાવેશ થઇ જાય છે, માટે જ્ઞાન તથા સેવાનું ખરું સ્વરૂપ જાણવું જોઇએ. જ્ઞાનશક્તિ અને ક્રિયાશક્તિ એ બન્ને કુદરતી મહાન તત્ત્વો છે, એ બન્ને અનાદિકાળથી ચાલ્યાં આવે છે અને અનંતકાળ સુધી એ બન્ને તત્ત્વો રહેવાનાં છે; માટે એ અલૌકિક તત્ત્વોની ખાસ ખૂબીઓ સમજવી જોઇએ.

## જ્ઞાન એટલે શું ?

જ્ઞાન એટલે વસ્તુ સમજવી તથા સ્થિતિ સમજવી. જેમકે જગત એટલે શું ? જીવ એટલે શું? માયા એટલે શું? ઈશ્વર એટલે શું ? બ્રહ્મ એટલે શું ? મોક્ષ એટલે શું ? જિંદગીની સાર્થકતા કેમ થાય ? આ દુનિયામાં આપણે શા માટે આવ્યા છીએ ? પૈસો કેટલી હદ સુધી કામનો છે ? આ સંસારની સગાઇઓ કેટલી મુદ્દત સુધી ચાલી શકે તેવી છે ? આ શરીરનો સંબંધ કેટલો વખત ટકી શકે તેમ છે ? આ જગતની મોટાઈ ક્યાં સુધી કામ લાગે તેમ છે ? મરી ગયા પછી જીવનું શું થશે ? એ બધું સમજવું તેનું નામ જ્ઞાન છે. મતલબ કે જ્ઞાનમાં બુદ્ધિબળની જરૂર છે,

જ્ઞાનમાં આત્માના અનુભવની જરૂર છે, જ્ઞાનમાં આત્મપ્રતીતિની જરૂર છે, જ્ઞાનમાં વિશુદ્ધિની જરૂર છે, જ્ઞાનમાં ભાવનાની જરૂર છે અને જ્ઞાનમાં સ્પષ્ટ દર્શનની જરૂર છે. આ બધી વસ્તુઓ સાથે મળે અથવા થોડીઘણી મળે તેનું નામ જ્ઞાન છે.

## સેવા અથવા કર્મ એટલે શું?

કર્મમાં–સેવામાં ક્રિયાશક્તિની મુખ્ય જરૂર હોય છે. તેમાં ગતિની મુખ્ય જરૂર છે, તેથી સેવામાં શરીરબળની, ઇન્દ્રિયોના બળની, હિંમતની, તિતિક્ષાની, પ્રેમની, દયાની વગેરે બાબતોની જરૂર છે. મતલબ કે સેવામાં બહારની ક્રિયાઓ, ઇન્દ્રિયોનું બળ તથા લાગણીઓનું બળ વધારે હોય છે; અને જ્ઞાનમાં અંદરથી આત્માની પ્રતીતિનું બળ તથા બુદ્ધિનું બળ વધારે હોય છે.

## સ્વરૂપ સમજવાથી સંબંધ સહેલાઇથી સમજી શકાય છે

જ્ઞાન તથા સેવાનો શું સંબંધ છે, તે આપણે જાણવું છે. તેમાં પ્રથમ ઉપર મુજબ એ બન્ને તત્ત્વોનું સ્વરૂપ આપણને સમજાયું છે, એટલે હવે તેનો સંબંધ સમજવો સહેલો થઇ પડશે. જેમકે કોઇ આપણને એમ કહે કે, બાયડી બહુ ડાહી છે, ભણેલી છે; રૂપાળી છે, ખાનદાન ઘરની છે અને જરા પણ ઊંચે સાદે બોલે નહિ પણ બધું ખમી ખાય ને પેટમાં ઉતારી જાય તેવી છે; પણ તેનો વર ઉડાઉ છે, ક્રોધી છે, ગંજેરી છે, લુચ્ચાઓમાં રખડનારો છે ને તેને પોતાની બાયડીનું ડાચું જરા પણ ગમતું નથી. આવી હકીકત જાણીએ એટલે એ બન્ને વચ્ચેનો સંબંધ કેવો હશે તે આપણે સહેલાઇથી વગર કહ્યે સમજી જઈએ છીએ. તેમજ કોઇ આપણને એમ કહે કે, ફલાણા રાજ્યનો કારભારી લોભિયો છે, દીવાન તેનો મળતિયો છે, રાજ્યમાં અંધેર છે અને કોઇ દાદફરિયાદ સાંભળે તેમ નથી; તેમાં પેલા મુંબઈવાળા શેઠ કે જે બહુ પૈસાદાર છે, તે લાગમાં આવ્યા છે, એટલે તેનું પરિણામ કેવું હોય, તે કહ્યા વિના પણ સમજી શકાય તેમ છે. આવી રીતે વસ્તુઓનું તથા માણસોનું સ્વરૂપ જાણ્યાથી સંબંધ જાણી શકાય છે; માટે હવે જ્ઞાન તથા સેવાનું સ્વરૂપ સમજાયું. એટલે તેનો સંબંધ પણ સહેલાઈથી સમજી શકાશે.

## જ્ઞાન અને સેવાનો સંબંધ

જ્ઞાન વિના કર્મ–સેવા હોય નહિ અને સેવા વિના જ્ઞાન હોય નહિ. એ બન્નેનો સંબંધ ઝાડ અને બીજના જેવો છે. જ્ઞાન તે

બીજ છે અને સેવા તે ઝાડ છે. આમ હોવાથી જ્ઞાન સેવાને ઉત્પન્ન કરે છે અને સેવા જ્ઞાનને વધારે છે. આવી રીતે જ્ઞાન અને સેવાનો સંબંધ આપણે સૂત્રરૂપે જાણ્યો; પણ એટલુંજ જાણવાથી કાંઇ બધા લોકોના મનનું સમાધાન થઈ શકે નહિ; માટે હજી તેનો વધારે સંબંધ આપણે જાણવો જોઈએ. જ્ઞાન તથા સેવાનો સંબંધ વધારે સારી રીતે સમજવા માટે આપણે આપણા અંગત સંબંધો, રિવાજો તથા જાતઅનુભવની મદદ લેવી જોઇએ. એવી મદદ લેવા માટે વધારે વિચાર કરતાં એમ સમજાય છે કે, મુખ્ય સાત જાતના સંબંધથી આ જગત બંધાયેલું છે અને તે બધા સંબંધો જ્ઞાન તથા સેવાને લાગુ પડે છે. જેમકેઃ–

## ૧–સગવડતાનો સંબંધ

આ દુનિયામાંના સ્થૂલ સંબંધોમાં પ્રથમ સગવડતાનો સંબંધ આવે છે. એ સંબંધને આપણે શેઠનોકરનો અથવા સેવ્યસેવકનો સંબંધ કહીએ છીએ. એ સંબંધમાં શેઠને પોતાની સગવડ સાચવવાને સારુ નોકરની જરૂર પડે છે અને નોકરને પોતાનું તથા પોતાના કુટુંબનું પોષણ કરવા સારુ એટલે કે પોતાની સગવડતા સાચવવા સારુ શેઠની મદદની જરૂર પડે છે. આ સગવડતાનો સંબંધ કહેવાય છે; તેમજ જ્ઞાન એ શેઠ છે અને સેવા તેની દાસી છે, તેથી જેમ ભલો શેઠ પોતાના નોકરને સારી સ્થિતિમાં મૂકીને રાજી થાય છે અને જેમ નિમકહલાલ નોકર પોતાના શેઠને ફાયદો કરીને રાજી થાય છે, તેમજ જ્ઞાનરૂપી શેઠ સેવારૂપી દાસીને વધારીને રાજી થાય છે અને સેવારૂપી દાસી પોતાના જ્ઞાનરૂપી શેઠને મદદ કરીને રાજી થાય છે; એટલું નહિ પણ કેટલાક ડાહ્યા રાજાઓ લોકોને એમ કહે છે કે, તમે અમારું માન રાખો એમા શું નવાઇ ? પણ જ્યારે તમે અમારા અમલદારોનું પણ માન રાખો ત્યારેજ તમે ભલા ગણાઓ; તેમજ આપણે જ્ઞાનનું માન રાખીએ અને તેનો મહિમા ગાયા કરીએ તેમાં શું નવાઇ ? પણ જ્યારે જ્ઞાનની દાસી સેવાની આપણે કદર સમજીએ અને તેની સેવા કરીએ, ત્યારેજ આપણી લાયકાત કહેવાય; માટે આપણે સેવા કરતાં શીખવું જોઇએ.

બંધુઓ ! આપણાં પુરાણોમાં એમ કહેલું છે કે જે કામો પ્રભુથી ન થાય, તે કામો પણ ભગતોથી થઈ શકે છે. જેમકે કેટલીક વખત કોઈ કોઇ માણસોને પ્રભુએ કહી દીધેલું કે, "તમારું

પ્રારબ્ધ મંદ છે, માટે તમે હમેશાં ગરીબજ રહેવાના છો; તેમજ બીજા કોઈ માણસને કહેલું કે, તમારા નસીબમાં છોકરું નથી, માટે આ ભવમાં તમને છોકરું નહિ થાય અને કેટલાક લોકોને એમ કહેલું કે, તમારી ભક્તિ હજી મંજૂર થયેલી નથી, માટે આ ભવમાં તમારો ઉદ્ધાર નહિ થાય, તેથી એ બધા લોકો એમ સાંભળીને નિરાશ થઇ ગયેલા હતા. એ પછી કોઈ વખતે તેઓને ભગવાનના ખરા ભગતો મળી ગયા. તેઓએ કહ્યું કે, જાઓ, તમને દીકરો થશે; બીજાને કહ્યું કે, જાઓ તમને રાજ્ય મળશે; ત્રીજાને કહ્યું કે, તમારો ઉદ્ધાર થઇ જશે. એ સાંભળીને તે બધાને અજાયબી લાગી કે, ભગવાને અમને ના પાડેલી છે કે તમારા નસીબમાં એ વસ્તુઓ નથી અને તમે આમ કેમ કહો છો? મહારાજ! તમારું વચન મિથ્યા જશે. એ સાંભળીને તે ભગતે કહ્યું કે, "જરા નિરાંત રાખો. અમારાં વચનમાં ફેર પડે નહિ. શ્રદ્ધા રાખો અને જુઓ કે શું થાય છે." અંતે તે ભગતોના કહેવા પ્રમાણેજ બધાને લાભ થયો. આવી રીતે ઘણી વખત પ્રભુથી જે કામ ન બની શકે તે કામ તેના ભગતો કરી શકે છે; એટલે કે શેઠથી જે કામ ન બની શકે તે કામ તેના નોકરો કરી દે છે. તેવીજ રીતે જે કામ જ્ઞાનથી નથી થઈ શકતું તે કામ સેવાથી થઇ જાય છે. જેમકે ઘણું જ્ઞાન હોય, છતાં પણ કેટલાક માણસોથી ઇન્દ્રિયનિગ્રહ થઈ શકતો નથી; પણ તેજ માણસો જ્યારે પોતાનો બધો વખત જનસમાજની સેવામાં રોકી દે, ત્યારે ધીરે ધીરે તેના વિકારો કાબૂમાં આવી જાય છે, તેથી આગળ જતાં તે માણસો ઇન્દ્રિયનિગ્રહ કરી શકે છે; તેમજ ઘણા માણસોમાં જરૂર જેટલું અથવા તેથી વધારે જ્ઞાન હોય છે; પણ તેમ છતાં તેઓની કીર્તિ હોતી નથી ને તેઓની પાસે પૈસા હોતા નથી; પણ જ્યારે તેઓ જનસમાજની સેવા કરવામાં લાગી જાય છે, ત્યારે તેઓને માન તથા ધન એની મેળે મેળે વધારે વધારે મળવા લાગે છે. આવી રીતે જે કામ જ્ઞાનથી નથી થઈ શકતું, તે કામ સેવાથી થઈ શકે છે. ઘણા માણસો એવા હોય છે કે જેઓનું જ્ઞાન બહુ સારું હોય છે, તેમ છતાં તેઓને અંતરમાંથી જે શાંતી મળવી જોઇએ તે શાંતિ મળેલી હોતી નથી; પણ એ પછી જ્યારે તેઓ ગરીબોની સેવા કરવા લાગે છે, ત્યારે તેઓને શાંતી મળતી જાય છે. મતલબ કે ઘણી વખત લૂખા જ્ઞાનથી જે વસ્તુઓ મળી શકતી નથી, તે વસ્તુઓ સેવાની મદદથી મળી જાય

છે. સેવામાં એવું બળ છે, માટે આપણે આપણા પ્રમાણમાં દેશ-કાળ સામે જોઇને જનસમાજની સેવા કરતાં શીખવું જોઇએ.

જ્ઞાન અને સેવાનો સંબંધ સમજાવવા માટે મહાત્માઓએ એમ પણ કહેલું છે કે, જ્ઞાન આંખે દેખે છે પણ પગે લંગડું છે, તેથી તે પોતાની મેળે ચાલી શકતું નથી; અને સેવામાં ચાલવાની શક્તિ બહુ જબરી છે, પણ તે આંખે આંધળી છે; તેથી દેખી શકતી નથી. આમ હોવાથી જ્યારે જ્ઞાન સેવાની મદદ લે છે, ત્યારે તે ચાલી શકે છે અને સેવા જ્ઞાનની મદદ લે છે, ત્યારે તે દેખી શકે છે. આ દૃષ્ટાંત બરોબર રીતે સમજવા માટે એક ચાલતી આવેલી જૂની વાત જાણવા જેવી છે. તે એ કે કોઇએક મોટા જંગલમાં આગ લાગી. એ જંગલમાં બે માણસો હતા. તેમાં એક આંધળો હતો અને બીજો પાંગળો હતો, તેથી એ બન્ને જણા એ આગમાં બળી મરે એમ હતું, કારણ કે પાંગળાથી પગે ચાલી શકાય તેમ નહોતું અને આંધળો દેખે નહિ, તેથી તે પણ એકલો ચાલી શકે તેમ નહોતું. એ જોઇને પેલા લંગડા માણસે આંધળાને કહ્યું કે, "જો તું મને તારા ખભા ઉપર બેસાડે તો હું તને રસ્તો દેખાડું, એટલે આપણે બન્ને જણા આ જંગલમાંથી બહાર નીકળીએ અને આગમાંથી બચી જઇએ." આંધળાને એ યુક્તિ ઠીક લાગવાથી તેઓએ તે પ્રમાણે કર્યું, એટલે એ રીતે તે બન્ને જણા આગમાં બળી મરતા બચ્યા.

બંધુઓ! આવીજ રીતે આ સંસારરૂપી ઘોર અરણ્યમાં માયારૂપી આગ લાગેલી છે. તેમાં પાંગળું જ્ઞાન પણ બચી શકે નહિ તેમજ આંધળી સેવા પણ બચી શકે નહિ; પણ એ બન્ને મહાતત્ત્વ જો સાથે મળી જાય તો એકબીજાની મદદથી માયાની આગમાંથી આપણને બચાવી દે; માટે આપણા જીવનમાં જેમ બને તેમ જ્ઞાન તથા સેવાને વધારેમાં વધારે ઉતારવાં જોઇએ. એમ થશે ત્યારેજ આપણે છેવટની શાંતિ મેળવી શકીશું.

## ૨-ભવ્યતા-આબાદીનો સંબંધ

જ્ઞાન અને સેવા વચ્ચે બીજો સંબંધ ભવ્યતાનો છે. એ સંબંધ રાજા અને પ્રજા વચ્ચેના સંબંધ જેવો છે. રાજાની ભવ્યતા જોઇને લોકો અંજાઈ જાય છે. આજના વખતમાં રાજાની ભવ્યતા જેવી દેખાવી જોઇએ તેવી આપણને દેખાતી નથી; પણ અસલના વખતમાં એ ભવ્યતા બહુ અદ્ભુત પ્રકારની અને સામા માણસ-

ને આંજી નાખે તેવી હતી. એ વખતે રાજાઓનું શરીરબળ ઘણું વધારે હતું, તેઓનું બુદ્ધિબળ પણ અગાધ હતું, તેઓની આંખમાં ગુનેગારોને પકડવાની અજાયબ જેવી શક્તિ હતી, દુશ્મનો તેઓને જોઇનેજ ધ્રૂજી જાય એવી તેઓમાં સ્વાભાવિક શક્તિ હતી, હજારો માણસોથી જે કામ ન થાય તે કામ પળ વારમાં કરી દેવાનું તેઓમાં જાદુ હતું અને લાખો માણસથી જુદા પડી જાય તથા ઓળખાઇ આવે એવું તેઓનું તેજ હતું. આથીજ રાજાઓમાં દૈવી અંશ છે, એમ શાસ્ત્રોમાં કહેલું છે. આવી મહાન વ્યક્તિની ભવ્યતા આગળ સૌ લોકો ઝૂકી જાય તેમાં કંઈ નવાઇ નથી. એજ પ્રમાણે જ્ઞાન એ રાજા છે અને સેવા એ તેની રૈયત છે, એટલે જ્ઞાનની આગળ સેવા ઝૂકી જાય છે અને જેમ રાજા રૈયતનું રક્ષણ કરે છે, તેમ જ્ઞાન સેવાને સલામત રાખે છે તથા તેની આબાદી વધારે છે.

જ્ઞાન તથા સેવાનો સંબંધ રાજાપ્રજાના જેવો હોવાથી રાજાની મોટાઇમાં જેમ પ્રજાની શોભા છે અને પ્રજાની આબાદીમાં જેમ રાજાની શોભા છે, તેમજ જ્ઞાનની વૃદ્ધિમાં સેવાની શોભા છે અને સેવાની અધિકતાથી જ્ઞાનની શોભા છે.

કેટલાક ભલા રાજાઓ અંધારપછેડો ઓઢીને એટલે કે છૂપો વેશ લઈને પોતાના શહેરની ગલીકૂંચીઓમાં ફરે છે અને રૈયતનાં સુખદુઃખની ખબર રાખે છે; તેમજ જ્ઞાન પણ સેવાની ગલીકૂંચીઓમાં ફરે છે અને તેમાં જે કંઇ ખામી જેવું દેખાય, તેને પકડી પાડે છે.

રાજાને બધી જાતની રૈયત સરખી હોય છે અને બધી જાતના લોકોની તેઓની લાયકાતના પ્રમાણમાં રાજાને કિંમત હોય છે; તેમજ ચડતીઊતરતી દરેક પ્રકારની સેવાની કદર જ્ઞાનરૂપી રાજા કરે છે. કોઈ પણ જાતની સેવા તેના ધ્યાન બહાર રહેતી નથી, તેમજ કોઇ પણ જાતની સેવાની કિંમત સમજ્યા વિના જ્ઞાન રહેતું નથી; માટે અમુક જાતની સેવા હલકી છે અથવા અમુક જાતની સેવા ખરાબ છે, એમ સમજીને છોડી દેશો મા. જેમ ભલો રાજા પોતાની રૈયતની અવગણના કરે નહિ, તેમજ જ્ઞાનરૂપી રાજા પણ કોઈ પણ સેવાની અવગણના કરતો નથી; માટે કદી મોટી સેવાઓ કરવાનું ન બને તો નાની સેવાઓ પણ કર્યોજ કરવી જોઇએ, એ આપણી ફરજ છે. એમાંથીજ આગળ જતાં ઉત્તમ પ્રકારની સેવા-

ઓના રસ્તા ખુલ્લા થાય છે અને જ્ઞાન પણ વધતું જાય છે; માટે ઉત્સાહથી તથા આનંદથી સેવા કરતાં શીખવું જોઇએ.

રાજા બહુ પૈસાદાર હોય, મોજીલો હોય અને રૈયતની તરફ બેદરકાર હોય, એથી રૈયત ભૂખડીબારસ જેવી થઇ ગઇ હોય અને લોકો કંગાળ તથા દુઃખી થઇ ગયા હોય તો તેમાં રાજાની શી આબરૂ ? એવા રાજા ઊલટા નીચ ગણાય છે; તેમજ જ્ઞાનમાં બહુ મસ્ત થઈ ગયા હોય પણ સેવાનું ઠેકાણું હોય નહિ, તે માણસો પણ કાંઇ સારા ગણાતા નથી. એથી ઊલટી રીતે એટલે કે રૈયત બહુ મસ્તાની હોય ને રાજા સાતડે સાત હોય, તોપણ એમાં કાંઇ રાજાની કે રૈયતની ખૂબી કહેવાય નહિ. એમાં તો રૈયતને તથા રાજાને બન્નેને ખરાબજ લાગે; તેમજ સેવામાં મસ્તપણું હોય અને એ મસ્તપણાને લીધે અંધાધૂંધી ચાલતી હોય ને જ્ઞાનનો કોઇ ભાવ પણ પૂછતું ન હોય, તો એવી સેવાથી પણ કાંઇ શુકવાર થતો નથી. હાલમાં આપણા કેટલાક સંપ્રદાયોમાં માત્ર એકલી આંધળી સેવા હોય છે પણ જ્ઞાનનો છાંટો હોતો નથી, તેથી એવી સેવાથી જે લાભ મળવા જોઇએ, તે લાભ જ્ઞાનની મદદ વિના મળી શકતા નથી; માટે સેવાની સાથે જ્ઞાન જોઇએ. આ બન્નેને છૂટાં પાડી શકાય તેમ નથી. તેઓ બન્ને સાથે ને સાથેજ રહે એવો તેઓનો કુદરતી સંબંધ છે; માટે આપણે પણ તેઓનો એવોજ સંબંધ જાળવવાની કોશિશ કરવી જોઇએ.

## ૩–લાગણીનો–મિત્રતાનો સંબંધ

આપણા દુનિયાદારીના વ્યવહારમાં જે ત્રીજો સંબંધ છે, તે લાગણીનો સંબંધ છે. એ સંબંધને આપણે મિત્રતાનો સંબંધ કહીએ છીએ. એ સંબંધની ખરી મજા જેઓને સાચા દોસ્ત મળેલા હોય તેઓને હોય છે. ખરા દોસ્તો એકબીજાની ખાસ એટલી બધી લાગણી રાખે છે, એટલું બધું હિત કરે છે અને બીજા તરફ એટલી બધી દિલસોજી બતાવે છે કે, તેનો ખરો ખ્યાલ આપણને આવી શકે નહિ. એવી અજબ જેવી મિત્રતા, જ્ઞાન તથા સેવાને છે, તેથી સેવા વિના જ્ઞાન તરફડે છે અને જ્ઞાન વિના સેવા તરફડે છે; એટલુંજ નહિ પણ જ્ઞાન એમ ઇચ્છે છે કે, કોઇ પણ રીતે હું સેવાનો મદદગાર કેમ થાઉં ? અને સેવા એમજ ઇચ્છે છે કે, હું જ્ઞાનની મદદગાર કેમ થાઉં ? મારા દોસ્ત જ્ઞાનને વધારવા માટે હું શું કરું ? એવીજ ભાવના સેવાના મનમાં હોય

છે; એમજ નહિ પણ જ્યારે તક મળે ત્યારે તે પોતાનાથી બની શકતી દરેક પ્રકારની મદદ કરે છે.

જેમ એક મિત્ર પોતાના બીજા મિત્રની આગળ પોતાની મુશ્કેલીઓ કહે છે, તેમ સેવા પોતાની મુશ્કેલીઓ જ્ઞાનની આગળ કહે છે અને એકબીજાની તરફથી દિલાસો મેળવે છે.

જેમ એક મિત્ર પોતાના બીજા મિત્રનાં વખાણ કરે અને બીજો મિત્ર પેલા મિત્રનાં વખાણ કરે, તેમ જ્ઞાન સેવાનાં વખાણ કર્યા કરે છે અને સેવા સૌ ઠેકાણે જ્ઞાનનાં વખાણ કર્યા કરે છે તથા જ્ઞાનનો ઉપકાર માન્યા કરે છે અને જ્ઞાન સેવાનો ઉપકાર માન્યા કરે છે; તેમજ યાદ રાખજો કે, એ બધું કાંઇ બહારના વિવેકને ખાતર અથવા સારું લગાડવાને ખાતર નહિ, પણ અંતઃકરણની લાગણીને લીધે સ્વાભાવિક રીતેજ તેઓથી એમ થઈ જાય છે; કારણ કે મિત્રતાના સંબંધની ખૂબી ઓરજ પ્રકારની છે.

જેમ એક મિત્ર પોતાની મોટાઇનો લાભ બીજા મિત્રને આપે છે, તેમજ જ્ઞાન પણ પોતાના ઐશ્વર્યનો લાભ સેવાને આપે છે અને તેને વધારે છે તથા સેવા પોતાના અનુભવનો લાભ જ્ઞાનને આપી તેને વધારે છે. આવી રીતે જ્ઞાન સેવાને વધારે છે અને સેવા જ્ઞાનને વધારે છે; એટલુંજ નહિ પણ તેઓનો સ્વભાવજ એવો છે અને તેઓમાં લાગણીઓજ એવી છે કે, એમ કર્યા વિના તેઓથી રહી શકાતુંજ નથી અને એમ કર્યા વિના તેઓને શાંતિજ મળતી નથી. જ્ઞાનનો ને સેવાનો આવો સંબંધ છે; માટે જે બંધુઓને ઈશ્વરકૃપાથી જ્ઞાન મળેલું હોય, તેઓએ પોતપોતાના પ્રમાણમાં કોઇને કોઇ પ્રકારની પણ નાનીમોટી સેવા કરવી જોઈએ અને જેઓ સેવા કરી રહ્યા હોય તેઓએ પોતાની સેવાને પુષ્ટિ આપવા સારુ જ્ઞાન મેળવવું જોઈએ; કારણ કે જ્ઞાન અને સેવા એ બન્ને જ્યાંસુધી જુદાં જુદાં હોય ત્યાંસુધી એકબીજાને માટે તરફડયા કરે છે; પણ જ્યારે તેઓ સાથે હોય, ત્યારે તેની ખૂબી કાંઇ અલૌકિકજ હોય છે; માટે જ્ઞાન અને સેવા સાથે રહે અને તેઓની મિત્રતા કાયમ રહે તેમ કરો. એવાં દૈવી તત્ત્વોની મિત્રતા તોડી નાખવાનું મહાપાપ કરશો મા; એજ મારી તમને વિનતિ છે.

### ૪–એક લોહીનો–ભાઇબહેનનો સંબંધ

આ દુનિયામાં એક લોહીનો સંબંધ એ પણ બહુ જબરદસ્ત સંબંધ છે. જ્ઞાનશક્તિ અને ક્રિયાશક્તિ તે બન્ને પરમકૃપાળુ પર-

માત્માનાં બાળકો છે અને સગાં ભાઇબહેન છે, તેથી જેમ ભલા ભાઈનું પોતાની બહેન ઉપર અતિશય હેત હોય છે અને જેમ ગુણિયલ બહેનનું પોતાના ભલા ભાઇ ઉપર અતિશય હેત હોય છે, તેમજ જ્ઞાનને સેવા ઉપર અને સેવાને જ્ઞાન ઉપર હેત હોય છે તથા તે હેત કાંઇ બનાવટી કે માની લીધેલું નથી; પણ એ એક લોહીનો સંબંધ છે, એ ભાઇબહેનનો કુદરતી સંબંધ છે; માટે જેમ ભાગ્યશાળી ભાઇ પોતાની બહેનને કાંઇ ને કાંઈ આપીનેજ રાજી થાય છે, તેમજ જ્ઞાન પણ પોતાની બહેન સેવાબાઇને કાંઇ ને કાંઈ આપીનેજ રાજી થાય છે; અને બહેન જેમ પોતાના ભાઇ-નાં વખાણુજ કર્યા કરે, ભાઇને આશિષ આપ્યા કરે તથા ભાઇનાં ઓવારણાં લીધા કરે, તેમજ સેવાદેવી પણ પોતાના ભાઇ જ્ઞાન-દેવનાં વખાણ કર્યા કરે છે, તેને આશિષ આપ્યા કરે છે અને તેનાં ભાવભીનાં ઓવારણાં લીધા કરે છે.

બંધુઓ! ભલી, સુકોમળ લાગણીવાળી અને પવિત્ર બહેનનાં પ્રેમનાં આંસુ, ખાનદાન અમીરી સ્વભાવના ભાઈના હૃદયમાં શું શું આપી દે, તેની ગણતરી કોઇથી પણ થઇ શકે તેમ છે? તેમજ સેવાદેવી પોતાના ભાઈ જ્ઞાનને મૂંગે મોઢે પણ ઘણુંએ દઇ શકે છે અને જ્ઞાન તો તેને પોતાનું ઐશ્વર્ય, પોતાની મદદ આપ્યાજ કરે છે; કારણ કે બહેનનો સ્વભાવ એવો છે કે, વરસો વરસ વીરપસલી માગ્યાજ કરવી. જ્ઞાનરૂપી ભાઇ એવો ભલો છે કે, તે બહેનને કાંઇક કાંઇક આપ્યાજ કરે અને સેવાદેવી પણ જ્ઞાન પાસે કાંઇ કાંઇ વખતો-વખત માગ્યાજ કરે છે તથા જ્ઞાન તેની ખોટ પૂરી પાડ્યાજ કરે છે.

ભાઈ જ્યારે માંદો પડે ત્યારે બહેન લેવાતી જાય છે અને બહેનને જ્યારે ક્ષય કે હિસ્ટીરિયા થાય ત્યારે ભાઈને દોડાદોડ થઇ પડે છે; તેમજ જ્યારે જ્ઞાન ઢીલું પડી જાય છે, ત્યારે સેવા પણ મંદ પડી જાય છે અને જ્યારે સેવા ઢીલી પડી જાય અથવા માંદી પડે કે મરવા પડે, ત્યારે ભાઇના પણ બૂરા હાલ થાય છે; કારણ કે એક લોહીનો સંબંધ એ બહુ જબરો સંબંધ છે.

એક લોહીનો સંબંધ કેવો જબરદસ્ત છે તે સમજવા માટે પ્રતાપ-સિંહ તથા શાક્તસિંહનો ઐતિહાસિક દાખલો જાણવા લાયક છે.

એ માટે ઇતિહાસમાં કહેલું છે કે, શાક્તસિંહ તથા પ્રતાપ-સિંહ એક વખત શિકાર કરવા ગયા હતા, ત્યાં લડી પડ્યા; લડ-વાનું કારણ માત્ર એટલુંજ કે શિકારના જાનવરને જે ઘા વાગ્યો

હતો, તે પ્રતાપસિંહે કહ્યું કે મારો ઘા છે અને શાક્તસિંહે કહ્યું કે એ મારો ઘા છે; તે ઉપરથી લડી પડ્યા, તેથી પ્રતાપસિંહે પોતાના નાના ભાઈ શાક્તસિંહને દેશવટો આપ્યો. તેનું વેર લેવા માટે શાક્તસિંહ અકબર બાદશાહના દરબારમાં જઈને નોકરી રહ્યો. એ પછી અકબરે જ્યારે પ્રતાપસિંહ ઉપર ચડાઈ કરી, ત્યારે શાક્તસિંહ પોતાનું વેર લેવા એ લડાઈમાં ગયો. એ પછી ઘણાં વર્ષો બાદ જ્યારે પ્રતાપસિંહ ઘાયલ થયો, તેને સાત જખમો વાગ્યા, તેનો ઘોડો લડાઈમાં મરી ગયો, તેનું લશ્કર કપાઈ ગયું અને તે જંગલમાં એકલો પડી ગયેલો હતો, ત્યાં શાક્તસિંહ આવી નીકળ્યો. તેણે પ્રતાપસિંહને કહ્યું કે, "હું મારું વેર લેવા આવ્યો છું." ત્યારે પ્રતાપસિંહે કહ્યું કે, "આ વખતે વેર? ઠીક છે, આવી જા." એમ કહીને પ્રતાપસિંહે પોતાની તલવાર ખેંચી, ત્યારે શાક્તસિંહની આંખમાં આંસુ આવી ગયાં, તે રોઈ પડ્યો અને પ્રતાપસિંહને પગે લાગી ભેટી પડ્યો તથા તેને કહ્યું કે, "લે મારું વેર" એમ કહીને તેણે પોતાની સાથેના મોગલ સિપાઈઓને કાપી નાખ્યા ને પોતાનો ઘોડો પ્રતાપસિંહને આપ્યો તથા કહ્યું કે, "હવે જલદીથી અહીંથી ભાગી જાઓ, દુશ્મનો આટલામાંજ છે." એ સાંભળીને પ્રતાપસિંહ ત્યાંથી ચાલ્યો ગયો.

એક લોહીનો સંબંધ શું કામ કરે છે તે જોયું કે? જે દુશ્મનો હતા તેઓ પણ ખરે વખતે મિત્ર થઈ ગયા. આવો એક લોહીનો સંબંધ છે અને તે સંબંધ જ્ઞાન તથા સેવામાં છે; માટે કદી થોડો વખત જ્ઞાન સેવાની સાથે લડે અથવા સેવા જ્ઞાનની સાથે લડે, તોપણ તેઓ બન્ને અંતે જુદાં રહી શકે તેમ નથી. વખત આવ્યે જરૂર તેઓ એકબીજાને મદદ કરશેજ; માટે જ્ઞાન તથા સેવાનો એવો કુદરતી સંબંધ સમજીને સેવા કરો અને જ્ઞાન મેળવો.

## ૫–વાત્સલ્યભાવનો–બાપદીકરીનો સંબંધ

આ જગતમાં જે મુખ્ય સાત જાતના ઉત્તમ સંબંધ છે, તેમાં વાત્સલ્યભાવનો સંબંધ પણ બહુ મોટો છે. એ સંબંધમાં બાપદીકરીનો સંબંધ, બાપદીકરાનો સંબંધ, માદીકરીનો સંબંધ, માદીકરાનો સંબંધ વગેરે સંબંધો આવે છે. તેમાં જ્ઞાનને અને સેવાને જે સંબંધ છે તે સંબંધ બાપદીકરીના જેવો છે. એટલે કે જ્ઞાન એ બાપ છે અને સેવા તેની દીકરી છે; કારણ કે જ્ઞાનમાંથી

સેવા ઉત્પન્ન થાય છે અને દીકરી જેમ બાપની ખાતરબરદાસ રાખે અને તેની સગવડતાઓ સાચવે, તેમ સેવા જ્ઞાનની ખાતરબરદાસ રાખે છે, તેને વધારે પોષણ મળે તેવા ઉપાયો કરે છે.

બાપ પોતાની જુવાન દીકરીને બહુ વખત સુધી પોતાના ઘરમાં રાખી શકે નહિ; કારણ કે કન્યા એ પારકું ધન છે, તેથી તેને લાયક વરની સાથે પરણાવવીજ જોઇએ. તેમજ જ્ઞાન પોતાની દીકરી સેવાને પણ હમેશાં પોતાની અંદરજ રાખી શકે નહિ, પણ બીજાઓને ખાતર જ્ઞાને પોતાની સેવાને આપવીજ જોઇએ; કારણ કે લાયક ઉંમર થયા છતાં પણ જે બાપ પોતાની જુવાન દીકરીને સારે ઠેકણે પરણાવે નહિ, તે બાપ નાલાયક ગણાય છે. તેમજ જો જ્ઞાની માણુસ પોતાના જ્ઞાનના બળથી સેવા કરે નહિ તો તે નાલાયક ગણાય છે; માટે જ્ઞાનીઓએ તો બીજાઓના કરતાં ઉલટી વધારે સેવા કરવી જોઇએ. તેને બદલે જે જ્ઞાનીઓ એમ સમજે કે, અમારે જનસમાજની સેવા કરવાની જરૂર નથી, તે જ્ઞાનીઓ નાલાયક ગણાય છે; કારણ કે સેવાથીજ જ્ઞાન શોભે છે અને સેવાને માટેજ જ્ઞાન કામનું છે. જો સેવા ન હોય તો એવા લૂખા ને સૂકા જ્ઞાનની કાંઈ પણ કિંમતજ નથી.

વાત્સલ્યભાવવાળા ભલા બાપો પોતાની જુવાન દીકરીને ઘડીકમાં વર ન મળે, તો લાયક વરને સામા પૈસા આપીને પણ પોતાની દીકરીને પરણાવે છે; તેમજ ભલા જ્ઞાનીઓને જો સેવા કરવાની તક સહેલાઇથી ન મળે, તો તેઓ પોતાનું તન, મન તથા ધન ખરચીને પણ સેવા કરવાની તક શોધી લે છે; કારણ કે જેમ જુવાન દીકરીને પરણાવે ત્યારેજ બાપને સંતોષ થાય છે, તેમજ જ્યારે પોતાનું જ્ઞાન ગરીબોની સેવાનાં કામોમાં વપરાય, ત્યારેજ ખરા જ્ઞાનીઓને સંતોષ થાય છે; તેથી તેઓ પોતાની જાતનો ભોગ આપીને પણ સેવા કરે છે.

આપણામાં ઘણા લોકો એમ કહે છે કે, જેની દીકરી મોટી થાય ને વર ન મળે તે બાપને સુખે ઊંઘ આવતી નથી; એટલુંજ નહિ પણ તેના માથામાં કીડા પડે છે; તેમજ જે ખરા જ્ઞાનીઓ હોય તેઓને પોતાની સેવા બીજાઓના કલ્યાણ અર્થે આપવાની તક ન મળે તો તેઓને સુખે ઊંઘ આવતી નથી અને જાણે પોતાના માથામાં કીડા પડ્યા હોય એમ તેઓ તરફડ્યા કરે છે અને અંતે જ્યારે તેઓને સેવા કરવાની સારામાં સારી તક મળે

ત્યારેજ તેઓને પૂરેપૂરો આત્મસંતોષ થાય છે.

જુવાન દીકરી પોતાના વયોવૃદ્ધ બાપ માટે કેટલી બધી કાળજી રાખે છે અને બાપ પોતાની જુવાન દીકરીના સુખને માટે કેટલી બધી લાગણીઓ રાખે છે, એ કાંઇ કોઇથી અજાણ્યું નથી. બાપદીકરીની એવી વાત્સલ્યભાવની સ્થિતિ બહુજ અસરકારક ને જોવાલાયક હોય છે; તેમજ ઠરેલા જ્ઞાન માટે આગળ વધેલી સેવા જે ઉત્સાહ બતાવે છે, તેવી સેવા માટે એવું જ્ઞાન જે અલૌકિક ભાવ બતાવે છે, તે સંબંધ પણ બહુજ જોવાલાયક તેમજ અનુભવવાલાયક છે અને બહુજ આનંદદાયક છે.

મતલબ કે, ખરા જ્ઞાનીઓ જેમ બને તેમ જગતની સેવા કરવાનીજ ઇચ્છા રાખે છે અને સેવા કરવાની તક ન મળે તો તેઓને અતિશય દિલગીરી થાય છે; એટલુંજ નહિ પણ શોધીને, ગોતીને, તરફડીને અને આત્મભોગ આપીને પણ તેઓ સેવા કરવાની તક મેળવે, ત્યારેજ તેઓને સંતોષ થાય છે. આવો જ્ઞાનનો ને સેવાનો સંબંધ છે; માટે જો તમે જ્ઞાની હો તો સેવા કરવાની તક મેળવો અને જો સેવા કરી રહ્યા હો તો સાથે સાથે જ્ઞાન મેળવવાની તક મેળવો; કારણ કે એમાંજ જિંદગીની સાર્થકતા છે.

### ૬–અર્ધા અર્ધા અંગનો–ધણીધણિયાણીનો સંબંધ

દુનિયાને ટકાવી રાખવા માટે આ દુનિયામાં જે છઠ્ઠો સંબંધ છે, તે પૂર્ણતા પામવાનો સંબંધ છે. એ સંબંધને આપણે ધણીધણિયાણીનો સંબંધ કહીએ છીએ. એ સિવાય એ સંબંધનું બીજું નામ અર્ધા અર્ધા અંગનો સંબંધ છે; કારણ કે પુરુષ એ અર્ધું અંગ છે અને સ્ત્રી પણ અર્ધું અંગ છે; પણ એ બન્ને જ્યારે સાથે મળે અને પછી કર્તવ્ય કરીને યોગ્યતા મેળવે ત્યારે તેઓ પૂર્ણ થાય છે; માટે મહાત્માઓ ધણીધણિયાણીના સંબંધને પૂર્ણતા પામવાનો સંબંધ કહે છે; તેવીજ રીતે જ્ઞાન એ ધણી છે અને સેવા એ ધણિયાણી છે, તેથી સેવા વિનાનું જ્ઞાન એ અર્ધું અંગ ગણાય છે અને જ્ઞાન વિનાની સેવા પણ અર્ધા અંગવાળી ગણાય છે; પણ જ્યારે જ્ઞાન અને સેવા એ બન્ને સાથે મળીને કામ કરે, ત્યારે બન્ને અંગો આગળ જતાં પૂર્ણતાને પામી શકે છે; માટે પૂર્ણતા પામવા સારુ જેઓની પાસે જ્ઞાન હોય તેઓએ સેવા કરવી જોઇએ અને જેઓ સેવા કરતા હોય તેઓએ પૂર્ણતા પામવા

સારુ જ્ઞાન મેળવવું જોઇએ; કારણ કે જ્ઞાન વિના સેવા અધૂરી છે અને સેવા વિના જ્ઞાન અધૂરું છે. આમ હોવાથી જ્ઞાન અને સેવા એ બન્ને જુદાં જુદાં રહી શકે તેમ નથી પણ તેઓનો સંબંધ સાથે રહેવા માટેજ નિર્માણ થયેલો છે; માટે જ્ઞાનની સાથે સેવા જોઇએ અને સેવાની સાથે જ્ઞાન આવશ્યક છે.

જ્ઞાનને ધણી અને સેવાને ધણિયાણી કહેવાનાં કારણો દર્શાવતાં મહાત્માઓ કહે છે કે, જ્ઞાનમાં પુરુષાર્થ છે, કઠોરતા છે, જ્ઞાનમાં બળ છે, જ્ઞાનમાં હિંમત છે, જ્ઞાનમાં સ્વાશ્રય છે, જ્ઞાનમાં સ્વતંત્રતા છે, જ્ઞાનમાં સત્તા છે, જ્ઞાનમાં તેજસ્વિતા છે અને જ્ઞાનમાં સ્વસ્થતાથી લાગણીઓને વશ રાખવાની શક્તિ છે અને એ બધાં પુરુષોનાં લક્ષણ છે; માટે જ્ઞાન ધણી છે.

આવીજ રીતે સેવામાં સ્ત્રીનાં લક્ષણ છે. જેમકે સેવામાં પરાધીનતા છે, સેવામાં લાગણીઓનું બળ છે, સેવામાં મીઠાશ છે, સેવામાં દયાળુપણું છે, સેવામાં સુંદરતા છે અને સેવામાં નાજુકાઇ છે. આવા આવા ઋજુતાભર્યા સ્વાભાવિક ગુણો સેવામાં રહેલા છે; માટે સેવા ધણિયાણી છે.

સ્ત્રી વિના પુરુષોની સ્થિતિ કેવી ખરાબ હોય, એ તમે ક્યાં નથી જાણતા? સેંકડો રખડેલ વાંઢાઓને આપણે જોઇએ છીએ. તેઓનું ચારિત્ર્ય કેટલું બધું ઢીલું હોય છે અને સ્ત્રીઓની મદદની ખામીને લીધે તેઓ કેટલા બધા ગંભીર પ્રકારના ગુનાઓ કરે છે, એ કાંઈ દુનિયાથી અજાણ્યું નથી; તેમજ સેવા વિનાનું જ્ઞાન પણ મસ્તાનું બની જાય છે, આડે રસ્તે ઊતરી જાય છે અને અંકુશ વિનાનું થઈ પડે છે; માટે જ્ઞાનને સેવાની જરૂર છે.

જેમ સ્ત્રીની મદદ વિના પુરુષની માઠી દશા થાય છે, તેમ પુરુષની મદદ વિના સ્ત્રીઓની પણ બહુજ માઠી દશા થાય છે. એ માટે પણ કાંઇ દૂર જવું પડે તેમ નથી. નિસાસા નાખતી ને ખૂણામાં પડી રડ્યા કરતી તથા અનેક પ્રકારનાં કુકર્મ કરતી તેમજ અનેક રીતે વગર મફતની રિબાયા કરતી વિધવાઓને આપણે જ્યારે જોઈએ છીએ, ત્યારે પુરુષની મદદ વિના સ્ત્રીઓના શું હાલ થાય છે, તે આપણને સમજાઇ જાય છે; તેમજ જ્ઞાનની મદદ વિના સેવાના શું હાલ થાય તે પણ સહેલાઈથી સમજી શકાય છે. આવું ન થાય માટે સેવાએ જ્ઞાનની મદદ લેવી જોઇએ અને જ્ઞાને

સેવાની મદદ લેવી જોઈએ. તે વિના બધું અપૂર્ણ છે.

સ્ત્રી અને પુરુષ એ બન્ને કુદરતની મહાન શક્તિઓ જ્યારે પ્રેમભાવથી સાથે મળે, ત્યારે તેનું નામ લગ્ન કહેવાય છે અને લગ્નને મહાત્માઓ યજ્ઞ કહે છે. વીજળીમાં જેમ નેગેટિવ તથા પૉઝિટિવ એવી બે જાતની શક્તિ છે અને એ બન્ને શક્તિ સાથે મળ્યા વિના કાંઈ બહુ કામ થઈ શકે નહિ, તેમ સ્ત્રી અને પુરુષ એ બન્ને લગ્નના યજ્ઞથી જોડાયા વિના કાંઈ ખરેખરી ઉન્નતિ પામી શકે નહિ; કારણ કે જ્યાંસુધી તેઓનું લગ્ન ન થાય ત્યાંસુધી તેઓ અર્ધાં અર્ધાંજ રહે છે અને લગ્ન સંબંધથી જોડાય ત્યારેજ તેઓ પૂર્ણતા પામી શકે છે; તેમજ જ્ઞાન અને સેવા એ બન્ને પણ જ્યાંસુધી જુદાં જુદાં રહે ત્યાંસુધી તેઓ અધૂરાંજ રહે છે; પણ જ્યારે તેઓ સાથે મળે ત્યારેજ પૂર્ણતા પામે છે; એટલુંજ નહિ પણ જ્યારે એ બન્ને સાથે મળે ત્યારેજ તેનો મહાયજ્ઞ થાય છે, કારણ કે જ્ઞાન એ એક યજ્ઞ છે અને સેવા એ પણ એક યજ્ઞ છે; પણ જ્યારે એ બન્ને યજ્ઞ સાથે મળી જાય, ત્યારે તે મહાયજ્ઞ કહેવાય છે અને મહાયજ્ઞની ખૂબીઓ ઓરજ પ્રકારની છે; માટે પરમકૃપાળુ પરમાત્માને મેળવનારો એવો મહાયજ્ઞ કરવાની કોશિશ કરો, એવો મહાયજ્ઞ કરવાની કોશિશ કરો!

બંધુઓ! સ્ત્રીપુરુષના સ્નેહનો આનંદ તમે જોયો છે? પ્રેમી દંપતીના આનંદના ઉછાળા તમે અનુભવ્યા છે? પુરુષની રસિકતા અને સ્ત્રીનો પ્રેમ—એનો તમને અનુભવ છે? જો એ બાબતમાં તમે ઊંડા ઊતરેલા હશો અથવા એવાં પ્રેમી જોડાં જોયાં હશે, તો તમે સમજી શકશો કે લગ્નસ્નેહમાં કેટલું બધું સુખ છે. હવે વિચાર કરો કે, માણસોના સ્થૂળપ્રેમમાં અને નાનીમોટી લાગણીઓના સંયોગમાંથી પણ જ્યારે આટલો બધો આનંદ ઊપજે છે, ત્યારે જ્ઞાન અને સેવાનાં અલૌકિક તત્ત્વોના સંયોગમાંથી કેટલો બધો આનંદ ઊપજતો હશે, એ જરા ખ્યાલ તો કરો! માટે જ્ઞાન સાથે સેવાનો આનંદ મેળવવાની કોશિશ કરો અને સેવાની સાથે જ્ઞાનનો આનંદ મેળવવાની કોશિશ કરો!

## ૭–ગુરુશિષ્યનો સંબંધ

આ જગતના જે જે મુખ્ય સંબંધો છે, તેમાં સૌથી છેલ્લો ને સાતમો સંબંધ મોક્ષમાર્ગનો છે. તે સંબંધને આપણે વ્યવ-

હારમાં ગુરુશિષ્યનો સંબંધ કહીએ છીએ. એ સંબંધ બીજી બધી જાતના સંબંધો કરતાં શ્રેષ્ઠ છે; કારણ કે બીજી બધી જાતના સંબધોમાં સ્થૂળ સ્વાર્થ રહેલો હોય છે; પણ ગુરુશિષ્યના સંબંધમાં સ્થૂળ સ્વાર્થ હોતો નથી. એ સંબંધમાં તો બહુ ઊંચા પ્રકારનીજ ઇચ્છા રહેલી હોય છે; એટલુંજ નહિ પણ જ્યારે આત્મા અંદરથી જાગે અને તેને પરમાત્માના જ્ઞાનની ભૂખ લાગે, ત્યારેજ એ સંબંધની ખરેખરી બહાર આવે છે; માટે જગતના બીજા સંબંધો કરતાં ગુરુશિષ્યનો સંબંધ વધારે ઊંચા પ્રકારનો છે. આવો સંબંધ જ્ઞાન અને સેવાનો પણ છે. જ્ઞાન છે તે ગુરુ છે અને સેવા છે તે શિષ્ય છે; કારણ કે જ્ઞાન જેટલું સેવાને આપી શકે છે, તેટલું સેવા જ્ઞાનને આપી શકતી નથી. બીજું એ કે શિષ્યને ગુરુ વિના ચાલી શકે નહિ પણ ગુરુને શિષ્ય વિના ચાલી શકે છે; તેમજ સેવાને જ્ઞાન વિના ચાલી શકતું નથી; પણ પૂર્ણતાએ પહોંચ્યા પછી જ્ઞાનને સેવા વિના ચાલી શકે છે; માટે જ્ઞાન એ ગુરુ છે અને સેવા એ શિષ્ય છે.

ભલા ગુરુની ઇચ્છા હમેશાં એવીજ હોય છે કે, સારા શિષ્યોને હું કેમ ઉપયોગી થાઉં ? અને મને જે તત્ત્વ મળેલું છે, જે પ્રકાશ મળેલો છે, તે હું બીજાને કેમ આપું ? શું યુક્તિ કરું તો એ બીજાઓને આપી શકું ? જલદી જલદી બીજાઓને મારો મહાપ્રકાશ આપી શકું તેનો ઉપાય કયો ? આવી શોધમાં અને આવા વિચારોમાંજ ઉત્તમ ગુરુઓ રોકાયલા રહે છે; તેમજ જ્ઞાન પણ એવીજ ઇચ્છા રાખે છે કે, મારો પ્રકાશ હું બીજાઓને ક્યારે આપુ ? અને તે આપવા સારુજ તે સેવા સ્વીકારે છે.

જેમ ગુરુ પોતાનું જ્ઞાન આપવા માટે સારા શિષ્યો માટે આટલી બધી કાળજી રાખે છે, તેમજ લાયક શિષ્યો પણ ગુરુના હુકમ મુજબ વર્તે છે અને ગુરુ કેમ રાજી થાય એવીજ ભાવના રાખે છે તથા ગુરુને વધારેમાં વધારે ગુરુદક્ષિણા કેમ આપી શકાય એનાજ વિચાર કરે છે; કારણ કે તેઓ ચોખ્ખી રીતે એમ સમજી શકે છે કે, જગતમાં કોઇ પણ માણસ જે ચીજ ન આપી શકે તેવી અમૂલ્ય વસ્તુ ઈશ્વરી જ્ઞાન છે, તે ઈશ્વરી જ્ઞાન અમને ગુરુએ આપેલું છે, માટે એમનો ઉપકાર તે કેમ ભુલાય ? અર્જુને ગીતાજીમાં કહેલું છે કે, " મને ત્રણ લોકનું રાજ્ય મળે તોપણ મારા અંતરનો શોક મટે એવું કાંઈ મને દેખાતું નથી." આવો મુશ્કેલ

જે શોક તે ગુરુ પોતાના જ્ઞાનના બળ વડે મટાડી દે છે; માટે જગતની કઈ વસ્તુથી ગુરુના ઉપકારનો બદલો વળી શકે?

એક તરફથી લાયક શિષ્ય જ્યારે આમ વિચાર કરે છે, ત્યારે બીજી તરફથી મહાત્મા ગુરુઓ એમ વિચાર કરે છે કે, જ્યારે અમોને લાયક શિષ્ય મળે છે ત્યારેજ અમારું જ્ઞાન ઉપયોગમાં આવે છે, ત્યારેજ અમારા જ્ઞાનની સાર્થકતા થાય છે અને તેથી એવે વખતે અમારો આત્મા પ્રકાશના રાશિમાં મગ્ન રહ્યા કરે છે, એવે વખતે અમોને એક જાતની સહજ સમાધિ લાગી જાય છે અને એવે વખતે અમોને કૃતાર્થપણું સમજાઇ જાય છે; કારણુ કે જે અદૃશ્ય તત્ત્વ છે, જે ભેદી તત્ત્વ છે, જે ગુણાતીત વસ્તુ છે અને જે અનિર્વચનીય બાબત છે, તે અમે બીજાઓનાં હૃદયમાં ઉતારી શકયા છીએ. એ કરતાં વધારે આનંદ બીજો કયો? માટે આમ સમજીને તેઓ ઊલટો ઉપકાર માને છે ને ઝૂકી ગયેલા શિષ્યોને કહે છે કે, "બંધુઓ! બેટાઓ! અમારી પાસેનું ઝવેરાત લેવાવાળા ઝવેરી તમે નીકળી આવ્યા માટે તમને ધન્ય છે.!" એમ કહીને ગુરુઓ ઊલટો શિષ્યોનો ઉપકાર માનવા મંડી જાય છે અને તેમને આશીર્વાદ દેવા લાગી જાય છે. આવો દૈવી ગુરુશિષ્યનો સંબંધ છે અને તેજ સંબંધ સેવા તથા જ્ઞાન વચ્ચે છે; માટે આપણે સૌએ જ્ઞાન તથા સેવા એ બન્ને અંગ સરખાં રાખવાની તથા સાચવવાની કોશિશ કરવી જોઇએ; કારણુ કે અંતે એમાંજ કલ્યાણુ છે.

આવી રીતે દુનિયાના દરેક જાતના સંબંધો તપાસતાં અને એ સંબંધો જ્ઞાન તથા સેવાને લાગુ પાડતાં ચોખ્ખી રીતે એમ સમજી શકાય છે કે, જ્ઞાન તથા સેવા જુદાં જુદાં રહેવા માટે સરજાયેલાં નથી; પણુ એકબીજાની મદદમાં રહેવા માટેજ સરજાયેલાં છે.

## ૮–આત્મા આત્માનો અલૌકિક સંબંધ

ઉપર બતાવેલા સાતે જાતના સંબંધો સાંસારિક છે અને કાંઇ કાંઈ સ્થૂળતાવાળા છે; પણુ એથી પર જે આઠમો સંબંધ છે તે આત્મા આત્માનો સંબંધ કહેવાય છે; કારણુ કે જ્ઞાનમાં જે આત્મા રહેલો છે, તેજ આત્મા સેવામાં પણુ રહેલો છે અને સેવામાં જે આત્મા રહેલો છે તેજ આત્મા જ્ઞાનમાં રહેલો છે. એટલે એ બન્નેમાં એકજ આત્મા છે, તેથી તેઓ બન્ને એકબીજાની તરફ કુદરતી રીતેજ ખેંચાય છે. એ ખેંચાણુ અલૌકિક છે, એ સંબંધ

નૈસર્ગિક છે, એ ખેંચાણુ કારણુ વિનાનું છે, એ સંબંધ અભેદ-ભાવનો છે અને એ સંબંધ અનિર્વચનીય છે. એટલે કોઇ પણુ રીતે આપણે જ્ઞાન તથા સેવાને જુદાં પાડી શકીએજ નહિ. એ બન્ને તો હમેશાં સાથે ને સાથેજ રહેવાનાં; પણુ એ અલૌકિક સંબંધ હાલમાં આપણે બરોબર રીતે સમજી શકીએ નહિ, તેમજ તેનું શબ્દોથી વધારે વર્ણન કરતાં પણુ મને આવડતું નથી. ટૂંકામાં એજ કે જ્ઞાન અને સેવાનો સંબંધ અલૌકિક છે; માટે તેઓનો એ સંબંધ કાયમ રહે—એ અનુપમ ભાવના કાયમ રહે તેમ આપણે કરવું જોઇએ અને એ સંબંધ કાયમ રહે તે સારુ આપણે જ્ઞાન મેળવવું જોઇએ તથા સેવા કરતાં શીખવું જોઇએ.

## એ સંબંધ અસલના ઋષિઓ જાણુતા હતા તેના દાખલાઓ

જ્ઞાન તથા સેવાનો કેવો અલૌકિક સંબંધ છે, તે વાત ઋષિઓએ તથા ધર્મગુરુઓએ અને ભગતોએ પોતાનાં આચરણુથી સાબિત કરી બતાવેલી છે. જેમકે અસલના ઋષિઓ કેટલા બધા જ્ઞાની હતા તથા કેટલું બધું પ્રેમમય જીવન ગાળનારા હતા, તે કાંઇ આપણાથી અજાણ્યું નથી. આખો દિવસ તેઓને ત્યાં વેદના મંત્રોનો ધ્વનિ સંભળાયા કરતો હતો, યજ્ઞો થયા કરતા હતા અને ઉપનિષદોના અદ્વૈત સિદ્ધાંતની ચર્ચા ચાલ્યા કરતી હતી. એક તરફ જ્યારે આવી રીતે જ્ઞાનનું પ્રાધાન્ય હતું, ત્યારે બીજી તરફ સેવાધર્મ પણુ તેટલોજ વિસ્તારપૂર્વક ને લાગણીપૂર્વક ચાલતો હતો. જેમકે પાઠશાળાઓ ઋષિઓને ઘેર હતી. ગામમાં કોઇ માંદું પડે તો દવા માટે પણુ તે ઋષિઓ પાસેજ જતા હતા. જે મુસાફરો બહારગામથી આવે તે ઋષિઓના આશ્રમમાંજ ઊતરતા હતા. એટલે ધર્મશાળા પણુ ઋષિઓના આશ્રમમાંજ હતી અને કોઇને કાંઇ કજિયો થાય તો તેઓનો ચુકાદો પણુ ઋષિઓનાં વચનો પ્રમાણેજ થતો, એટલે ન્યાયાધીશપણું પણુ ત્યાંજ હતું. આવી રીતે દરેક જાતનાં પરમાર્થનાં કામો ઋષિઓના આશ્રમોમાંજ ચાલતાં હતાં અને તેજ નિયમ પ્રમાણે એ પછીના ધર્મગુરુઓ જેમકે શંકરાચાર્ય, રામાનુજ, વલ્લભાચાર્ય તથા ગુરુ નાનક વગેરે મહાત્માઓ પણુ સેવા તથા જ્ઞાન એ બંને અંગને સાથે સાથેજ રાખતા હતા. જેમકે તુકારામ, રામદાસ, તુલસીદાસ, નરસિંહ મહેતા અને મીરાંબાઇ વગેરેનાં જીવનમાં પણુ જ્ઞાન તથા સેવા એ બંને

બાબતો મુખ્ય હતી; માટે આપણે પણ તેઓને પગલે પગલે ચાલીને આપણાં જીવનમાં જ્ઞાન તથા સેવાને ઉતારવાં જોઈએ.

## દોઢ દીકરાની વાત

જ્ઞાન અને સેવા એ બન્ને મળીનેજ માણસ પૂર્ણતાને પામી શકે છે તે વાત સમજવા માટે વૈષ્ણવધર્મમાં એક દાખલો જાણવા જેવો છે. તેમાં ચોરાશી વૈષ્ણવની વાતમાં એમ કહેલું છે કેઃ

કુમનદાસ નામે એક બહુ ભાવિક વૈષ્ણવ હતા. તેમને એક દિવસ શ્રીવલ્લભાચાર્ય મહારાજે પૂછયું કે, "કુમનદાસ! તમારે કેટલા દીકરા છે?" ત્યારે તેમણે હાથ જોડીને કહ્યું કે, "કૃપાનાથ! મારે દોઢ દીકરો છે." એ સાંભળીને ત્યાં બેઠેલા વૈષ્ણવે આચાર્યજીને કહ્યું કે, "મહારાજ! આ કુમનદાસ આપની આગળ જૂઠું બોલે છે. તેમને સાત દીકરાઓ છે." એ સાંભળીને મહારાજે કુમનદાસના સામું જોયું અને કહ્યું કે, "આ વૈષ્ણવ શું કહે છે?" ત્યારે કુમનદાસે કહ્યું કે, "મારે ચત્રભુજદાસ નામે દીકરો છે તે જ્ઞાન તથા સેવા બન્ને જાણે છે; માટે તે આખો દીકરો છે અને બીજો કૃષ્ણદાસ નામે દીકરો છે તે સેવા કરે છે; પણ પ્રભુનો મહિમા જાણતો નથી. એ જ્ઞાન તેનામાં નથી, માટે તે અર્ધો દીકરો છે, તેથી મારે દોઢ દીકરો છે એમ હું કહું છું. બાકીના પાંચ દીકરા કે જેનામાં જ્ઞાન કે સેવા કાંઇ પણ નથી, તેમને હું મારા દીકરા સમજતો નથી. એ તો છાણના કીડા જેવા કીડાઓ કહેવાય, એ કાંઈ દીકરા કહેવાય નહિ. જેનામાં જ્ઞાન અને સેવા હોય તેજ પૂરો દીકરો કહેવાય." કુમનદાસનો આ જવાબ સાંભળીને આચાર્યજી બહુ ખુશી થયા હતા.

આ વાત આપણે દરેક જણે ધ્યાનમાં રાખવા જેવી છે અને તેમાંથી સમજી લેવું જોઇએ કે, એકલી સેવા એ પણ અધૂરાપણું છે અને એકલું જ્ઞાન એ પણ અધૂરાપણું છે; માટે સેવા તથા જ્ઞાન એ બન્ને વાતો સાથે રહે તેવી તજવીજ કરવી જોઈએ.

## છેવટનો સિદ્ધાંત

બંધુઓ! પ્રથમ જ્ઞાનમાંથી સેવા ઉત્પન્ન થાય છે, પછી તે વધે છે અને જ્ઞાનને પણ વધારે છે. એ પછી અંતે બહુ લાંબા કાળે અનેક જન્મે સંસિદ્ધ થયા પછી ફળ આપી દીધા બાદ જેમ છોડ સુકાઈ જાય છે, તેમ સેવાની જ્ઞાનમાં સમાપ્તિ થઇ જાય છે. એ માટે ગીતામાં શ્રીકૃષ્ણ ભગવાને કહ્યું છે કે, 'सर्वं कर्माखिलं पार्थ

ज्ञाने परिसमाप्यते ।' આ પ્રમાણે બધાં કર્મો જ્ઞાનમાં સમાપ્ત થઈ જાય છે; પણ એ સ્થિતિ બહુજ ઊંચી છે ને છેવટની છે. ત્યાં હાલમાં આપણી કલ્પના પણ પહોંચી શકે નહિ; માટે હાલ તો આપણે× જેમ બને તેમ સેવા (પરોપકાર) અને ભગવદ્ભક્તિમાં આગળ વધ્યા કરવું જોઈએ અને એની સાથે જ્ઞાનમાર્ગમાં પણ બનતો યત્ન કરતા રહેવું જોઇએ. આ પ્રમાણે કરવાથી વિકારો ઘટતા ચાલી હૃદય પવિત્ર થતું જશે અને છેવટે ઉપર જણાવ્યા પ્રમાણે પરમાત્માના સાક્ષાત્કારરૂપી સર્વોત્તમ જ્ઞાન પ્રાપ્ત થતાં કોઇ પણ કામ કરવાની ફરજ ન રહેતાં, કૃતકૃત્ય બની જવાશે અને સદાને માટે પ્રભુનું શરણ અથવા સચ્ચિદાનંદપદની પ્રાપ્તિ થશે.



× અહીંથી આ વિષય પૂરો થતા સુધીના લખાણનું છેલ્લું પાન ગુમ થયેલું હોવાથી, આ પછીની લીટીઓ સંપાદકે લખેલી છે.—સંપાદક



# સ્વર્ગના મહાત્માઓ

સ્વર્ગના મહાત્માઓ એ નામ સાંભળીને એક જિજ્ઞાસુ સજ્જને પૂછ્યું કે, "સ્વર્ગના મહાત્માઓ એટલે શું? કયા સ્વર્ગના મહાત્માઓ માટે તમે કહો છો? તમારા સ્વર્ગનો અર્થ શું છે? અને તમારા મહાત્માઓનાં લક્ષણો કેવાં છે તે ટૂંકામાં સમજાવો તો સારું."

એ સાંભળીને મેં કહ્યું કે, "આ 'સંસારમાં સ્વર્ગ' છે અને આ દુનિયામાંજ સ્વર્ગની જિંદગી ભોગવવી જોઇએ એમ હું માનું છું, તેથી મૂઆ પછીના સ્વર્ગની અથવા આ દુનિયાની બહાર અથવા આકાશમાં કયાંય અધ્ધર રહેલું હોય તેવા સ્વર્ગની વાતો અમે કહેતા નથી; પણ મનુષ્યજાતની અંદર વધુમાં વધુ જેટલા સદ્ગુણો ખીલી શકતા હોય–જેમકે બેહદ ક્ષમા, સંપૂર્ણ સત્ય, પરમાર્થની ભાવનાવાળુંજ જીવન, સૌ જીવો ઉપર કુદરતી સ્નેહ, સૌની સાથે અભેદભાવ, જગતની વસ્તુઓનું તથા આત્માનું અને ઈશ્વરનું છેલ્લામાં છેલ્લું જ્ઞાન અને ઉત્તમમાં ઉત્તમ પ્રકારની શાંતિનો અનુભવ–એ બધાં તત્ત્વોના મિશ્રણમાંથી જે એક અપૂર્વ બળ અને અલૌકિક આનંદ ઉત્પન્ન થાય છે, તેને હું સ્વર્ગ કહું છું અને એવું સાચું સ્વર્ગ આપણી હાલની આ ચાલતી જિંદગીમાંજ આપણે ભોગવવું જોઇએ, એમ હું માનું છું; માટે આવા પ્રત્યક્ષ સ્વર્ગની અને આવા રોકડિયા સ્વર્ગની વાતો હું કહું છું. દેવદેવીનાં સ્વર્ગોની, આ દુનિયાથી કરોડો યોજન દૂર રહેલા સ્વર્ગોની અને હાલમાં આપણે જોઇ શકીએ નહિ પણ મૂઆ પછી મળે તેવાં ઉધારિયાં સ્વર્ગોની વાતો અમે કહેતા નથી; પણ આ સંસારમાંજ અને આ જિંદગીમાંજ ભોગવી શકાય તેવાં રોકડિયાં સ્વર્ગોની હકીકત અમે કહીએ છીએ.

"મહાત્માઓનાં લક્ષણ કેવાં હોવાં જોઇએ, એ સવાલના જવાબમાં જણાવવાનું કે જેના હૃદયમાં અતિશય વિશાળતા આવી ગઇ

હોય; જેના મગજમાં જ્ઞાન ઊભરાઈ જતું હોય; જેના ચરિત્રમાં અતિશય વિશુદ્ધિ હોય; કર્તવ્યની ભાવના જેનામાં મહાપ્રબળ હોય; મનુષ્યજાત ઉપર તથા જગતના બીજા જીવો ઉપર જેને અતિશય પ્રેમ આવી ગયો હોય; સત્ય વસ્તુની મહત્તા જેને સમજાઇ ગઇ હોય; જેની જિંદગીમાં એક પ્રકારની ખાસ મીઠાશ આવી ગઈ હોય; જેની વાણીમાં કાંઈક અદ્ભુત બળ આવી ગયું હોય; જેના ચારિત્ર્યબળથી આસપાસના લોકો ઉપર બહુજ ભલી અસર થતી હોય; જેની દૃષ્ટિમાં બીજાઓના કરતાં કાંઇક નવું નવું જોવાનું બળ આવી ગયું હોય; જેના ચહેરા ઉપર એક જાતની સ્વાભાવિક શાંતિ હોય; જેનું મન અનેક રીતે કાબૂમાં આવી ગયું હોય; જેની ઇન્દ્રિયો અટપટા પ્રસંગોમાં પણ વશ રહી શકતી હોય; જેના વિચારોમાં અખંડ ઉત્તમતા રમ્યા કરતી હોય; જેને પોતાનો સ્વાર્થ છૂટી ગયો હોય; જેની દૃષ્ટિમાં અમૃત ભરેલું હોય; જેના હૃદયમાંથી સ્નેહનો ઝરો અખૂટ રીતે વહ્યાજ કરતો હોય; જેની પાસેથી ખસવાનું મન થાય નહિ એવું જેનામાં આકર્ષણ હોય; જેણે પોતાના સંશયો કાપી નાખ્યા હોય; જે બીજાઓના કરતાં ઘણીજ ઊંચી દશામાં રહેતા હોય; જે અતિશય વિશુદ્ધિ પાળી શકતા હોય; જેની કુદરતી રીતેજ સૌની ઉપર છાપ પડતી હોય; જેના નામથીજ કાંઇક કાંઇક ભલાં કામો પાછળથી પણ થયા કરતાં હોય; જેની ખૂબીનાં સાધારણ લોકો પણ વખાણ કર્યા કરતા હોય અને આગળ વધવાની ઇચ્છાવાળા માણસો જેની સામે જોઇ રહ્યા હોય તથા એમ વિચારતા હોય કે, આટલું બધું બળ તે માણસમાં ક્યાંથી આવી ગયું ? આવું જેને માટે હજારો માણસોને લાગ્યા કરતું હોય; જેની રહેણીકરણી એકસરખી નીતિવાળી હોય, જેનામાં અતિશય વિનય હોય, જેના દુશ્મનોને પણ કાંઈક કાંઇક વખાણ કરવાં પડતાં હોય, જેને મોતનો ભય મટી ગયો હોય, જેના આત્માને વિશાળતામાં ઊડવાની પાંખો મળી ગઇ હોય અને પોતાની હારના બીજા લાખો માણસોની ઉપર દરેક બાબતમાં જે ઉપર ને ઉપર રહેતા હોય, તેવા માણસને અમે મહાત્મા કહીએ છીએ. એ મહાત્મા કોઇ પણ દેશમાં હોઇ શકે છે. જેમકે એવા મહાત્માઓ હિંદુસ્તાનમાં પણ હોય, યુરોપમાં પણ હોય, અમેરિકામાં પણ હોય, ચીનમાં પણ હોય અને અરબસ્તાનમાં પણ હોય, તેમજ એવા મહાત્માઓ કોઇ પણ કાળમાં થઇ શકે છે. જેમકે અસલના

વખતમાં પણ એવા મહાત્માઓ હતા, હાલના વખતમાં એવા મહાત્માઓ છે અને ભવિષ્યમાં પણ એવા મહાત્માઓ થયાજ કરશે.

આવા મહાત્માઓ જેમ અમુક દેશમાં કે અમુક કાળમાંજ થાય એવો નિયમ નથી, તેમજ આવા મહાત્માઓ અમુક જાતમાંજ થાય એવો પણ નિયમ નથી. એટલે બ્રાહ્મણોમાં પણ એવા મહાત્માઓ હોય છે, જૈનોમાં પણ હોય છે, શુદ્રમાં પણ હોઈ શકે છે; અંગ્રેજોમાં પણ હોય છે, ચીનાઓમાં પણ હોય છે, મુસલમાનોમાં પણ હોય છે, યહૂદીઓમાં પણ હોય છે, પારસીઓમાં પણ એવા મહાત્માઓ હોય છે અને ઢેડ જેવા ઊતરતા વર્ગના લોકોમાં પણ તેઓની સ્થિતિના પ્રમાણમાં મહાત્માઓ હોય છે; કારણ કે મહાત્માઓને કાંઈ જાત સાથે બહુ લાગતુંવળગતું નથી. જેમ દરેક જાતમાં મહાત્માઓ થઇ શકે છે, તેમજ દરેક ધંધામાં પણ મહાત્માઓ થઈ શકે છે. એટલે વેપાર કરતાં કરતાં પણ મહાત્મા થઈ શકે છે, ભીખ માગીને પણ મહાત્મા થઈ શકે છે, હજામત કરતાં કરતાં પણ મહાત્મા થઇ શકે છે, લશ્કરની નોકરી કરતાં કરતાં પણ મહાત્મા બની શકાય છે, ખલાસીપણું કરતાં કરતાં પણ મહાત્મા બની શકાય છે, નવીન શોધ કરતાં કરતાં પણ મહાત્મા થઇ શકાય છે. સુતારના ધંધામાં, સોનીના ધંધામાં, મોચીના ધંધામાં, મજૂરોમાં અને ખેડૂતોમાં પણ મહાત્માઓ હોય છે. જેમ ધંધાનો એમાં નિયમ નથી, તેમજ ઉંમરનો નિયમ પણ નથી; એટલે કે કેટલાક માણસો બહુ નાની ઉંમરમાંજ મહાત્મા હોય છે, કેટલાક માણસો જુવાનીમાં મહાત્મા બની જાય છે અને કેટલાક માણસો ઘડપણમાં મહાત્મા થાય છે. જેમ ઉંમરનો નિયમ નથી તેમજ ધર્મનો પણ એમાં નિયમ નથી. દુનિયાના નાનામોટા દરેક ધર્મોમાં મહાત્મા થઈ શકે છે; એટલુંજ નહિ પણ આપણે જે ધર્મોને બહુજ ખરાબ સમજતા હોઇએ તે ધર્મોમાં પણ મહાત્માઓ થઈ શકે છે. એ સિવાય આ વાત પણ યાદ રાખવા જેવી છે કે, મહાત્મા બનવામાં સ્રીપુરુષોનો ભેદ પણ કાંઈ અડચણ કરતો નથી, એટલે કે માત્ર પુરુષોજ મહાત્મા થઈ શકે અને સ્રીઓથી મહાત્મા થવાય નહિ, એવો કાંઇ નિયમ નથી. જેમ પુરુષો મહાત્મા થઇ શકે છે, તેમજ સ્રીઓ પણ પોતાના સદ્‌ગુણોના બળથી મહાત્મા થઇ શકે છે.

“આ ઉપરથી તમને સમજાયું હશે કે, અમે કાંઇ કોઈ અમુક

માણુસોનેજ મહાત્મા માનતા નથી, તેમજ જેની ઉંમર હજારો વર્ષની હોય, જે સાધારણ લોકોથી અદૃશ્ય રહેતા હોય, જે હિમાલય જેવા પહાડોની ગુફામાં રહેતા હોય, જે પૃથ્વીની બહારનાં સ્વર્ગોમાં રહેતા હોય અને જે આપણા ખ્યાલમાં, કલ્પનામાં કે વિચારોમાં આવી શકે તેમ ન હોય તેવા મહાત્માઓની વાતો અમે કરતા નથી; પણ આપણી વચ્ચે જે મહાત્મા રહેતા હોય, જેનું આપણે અનુકરણ કરી શકીએ તેમ હોય, જેના જીવનમાંથી આપણે ફાયદો મેળવી શકતા હોઇએ અને આપણી સાદી સમજથી જે બાબત આપણને સહેલાઈથી સમજાતી હોય તેવા મહાત્માઓની અમે વાત કરીએ છીએ."

"ત્યારે તમારા મહાત્માઓમાં કાંઈ રિદ્ધિસિદ્ધિ હોય છે કે નહિ? તમારા મહાત્માઓમાં કાંઈ ચમત્કાર હોય છે કે નહિ? અને તમારા મહાત્માઓમાં કાંઇક જંતરમંતર હોય છે કે નહિ? કે પછી તમારા મહાત્માઓ સાવ કોરાધાકોરજ હોય છે?"

એ સાંભળીને મેં કહ્યું કે, "બેશક, અમારા મહાત્માઓમાં પણ કાંઈક ચમત્કાર હોય છે અને ઘણીએ રિદ્ધિસિદ્ધિ હોય છે, પણ તમારી રિદ્ધિસિદ્ધિમાં ને અમારી રિદ્ધિસિદ્ધિમાં ઘણો ફેર છે. જેમકે તમે એમ સમજો છો કે, નરસિંહ મહેતાની પેઠે વગરમોસમે વરસાદ વરસાવે ત્યારેજ તે સિદ્ધિ કહેવાય અથવા ત્યારેજ તે મહાત્માપણું કહેવાય; તુકારામની પેઠે પથ્થરનો ખોબો ભરીને તેને પારસમણિ બનાવી દે ત્યારેજ સિદ્ધિ કહેવાય; જ્ઞાનેશ્વરની પેઠે પાડા પાસે વેદ ભણાવે અથવા ભીંત ઉપર બેસીને ભીંતને ચલાવે ત્યારેજ મહાત્મા કહેવાય; મીરાંબાઇની પેઠે ઝેર પી જાય અને તેમ છતાં મરે નહિ ત્યારેજ સિદ્ધિ કહેવાય; દુર્વાસાએ ગોપીઓને યમુનાજીમાંથી ચાલવાનો માર્ગ અપાવ્યો હતો એવી રીતે પાણીના પૂર વચ્ચે જવાનો માર્ગ કરી આપે ત્યારે સિદ્ધિ કહેવાય અથવા તો દ્રૌપદીની પેઠે એક ભાજીના પાંદડામાંથી હજારો માણુસોને જમાડી દે ત્યારેજ સિદ્ધિ કહેવાય. એવી જાતની સિદ્ધિ માટે જો તમે કહેતા હો તો એ જાતની સિદ્ધિ અમારા મહાત્માઓમાં નથી; પણ એને બદલે કોઈ બીજાજ પ્રકારની સિદ્ધિ તેઓમાં હોય છે. જેમકે કોઈ મહાત્મામાં એવી સિદ્ધિ હોય છે કે, તે લાખો માણુસોના વિચારો ફેરવી નાખે છે અને જેવા પોતાના વિચારો હોય તેવા બીજાઓના વિ-

ચારો કરી દે છે. કોઇ મહાત્મામાં એવી સિદ્ધિ હોય છે કે જે વિચારો હાલની દુનિયામાં પ્રચલિત ન હોય, તેવા નવા વિચારો આકાશમાંથી તેઓ ખેંચી લાવે છે અને પોતાના બંધુઓને તેનો વારસો આપે છે; કોઇ મહાત્મામાં એવી સિદ્ધિ હોય છે કે, તેઓ રાજ્યના કાયદાઓમાં ઊથલપાથલ કરાવી નાખે છે અને કરોડો લોકોને ફાયદા થાય તેવા નવા કાયદાઓ રચાવી શકે છે; કોઇ મહાત્મામાં એવી સિદ્ધિ હોય છે કે, તેઓ આજ દિવસ સુધી જે વસ્તુઓ નકામી ગણાતી હોય ને ફોગટની પડી રહેતી હોય, તેમાં-થી કરોડો રૂપિયાની દોલત ઉપજાવી દે છે; કોઇ મહાત્માઓમાં એવી શક્તિ હોય છે કે જે મહાન બળ આજ દિવસ સુધી ઉપયો-ગમાં ન આવતાં હોય ને ફોગટ પડ્યાં રહ્યાં હોય, તેવા મહાન બળોનો ઉપયોગ કરે છે અને તેમાંથી અનેક ધંધાઓને પોષણ અપાવે છે; કોઈ મહાત્માઓમાં એવું બળ હોય છે કે, પોતાના બુદ્ધિબળથી ને સત્યતાથી થોડાં વરસોમાં કરોડો રૂપિયા મેળવી લે છે અને તે પાછા તરતજ જગતના કલ્યાણનાં કામોમાં ખર્ચી નાખે છે. કોઇ મહાત્માઓમાં એવું બળ હોય છે કે જેવા પોતે કર્મયોગી હોય તેવા કર્મયોગી અનેક જનોને બનાવતા જાય છે; કોઇ મહાત્માઓમાં એવી સિદ્ધિ હોય છે કે, મનુષ્યજાતમાં રહેલા ઘણા રંગોને દૂર કરી નાખવાની યુક્તિઓ બતાવી દે છે; ઘણા મ-હાત્માઓમાં એવી સિદ્ધિ હોય છે કે, અજ્ઞાનીઓને પણ કાંઇક નવી રોશની દેખાડી દે છે અને ઘણા મહાત્માઓમાં એવું બળ હોય છે કે જે બળ સામે તેમનાં બીજાં ઘણાં ભાઇબહેનો જોઈ રહે છે અને અજબ થયા કરે છે કે, કાલ સવારે આ માણસમાં કાંઈ નહોતું, પાંચ વરસ ઉપર તો તે આપણી સાથે રખડતો હતો અને આજે આવો કેમ થઇ પડ્યો? અરે આ માણસમાં જરાએ જ્ઞાન નહોતું અને આટલું બધું ડહાપણ ક્યાંથી આવી પડ્યું? અરે, આ માણસ તો સાવ લોભી હતો અને આવો ઉદાર ક્યાંથી થઇ ગયો? અરે, આ તો સાવ બીકણ હતો તેને બદલે આવો બહાદુર કેમ થઇ ગયો? અરે, આ ભાઈસાહેબ તો મહાવ્યભિ ચારી હતા, તેનામાં આટલી પવિત્રતા ક્યાંથી આવી ગઇ? અરે, આ તો કાલ સવારનું છોકરું તેનામાં આટલી બધી ખૂબી ક્યાંથી? અરે, આ તો આપણા ગામવાળો અને આપણી નાતવાળો છે. તે આફ્રિકામાં જઇને આટલું મોટું કામ કરે તે શું કહેવાય? આવી

રીતે લોકો અજબ થયા કરે એટલી સિદ્ધિ ને એટલી શક્તિ તેઓમાં આવી ગયેલી હોય છે. એટલી શક્તિ આવ્યા પછીજ તેઓ મહાત્મા કહેવાય છે. જ્યાંસુધી આવી કોઇ પણ જાતની વિશિષ્ટ શક્તિ આવી ન હોય, ત્યાંસુધી કોઇ પણ માણસ મહાત્મા ગણાઈ શકતો નથી; કારણ કે મહાત્મા થવા માટે મહાન બળની જરૂર છે, આત્માને મહાન બનાવવાની જરૂર છે અને તે કાંઈ એકજ દિશામાં નહિ કે એકજ કામમાં નહિ, પણ અનેક દિશામાં અને અનેક કામોમાં તે મહાનપણું જોઇએ છીએ. એ મહાનપણું જેમ વધારે હોય તેમ તે વધારે સમર્થ મહાત્મા ગણાય છે અને એ મહાનપણું જેમ ઓછું હોય અથવા એકદેશીય હોય તેટલે દરજ્જે તે મહાત્મા અધૂરો ગણાય છે; પણ તેમ છતાં બીજાં લાખો માણસો કરતાં તો તેમનામાં કાંઇક ખાસ વિશેષતા હોય છેજ એમાં કાંઈ શક નથી અને જ્યારે એવી ખાસ વિશેષતા હોય અને તે પણ જરાક નહિ પણ સર્વદેશીય વિશેષતા હોય, ત્યારેજ તે મહાત્મા કહેવાય છે. આવા અમારા મહાત્માનાં લક્ષણો છે."

આ સાંભળીને તે સજ્જને કહ્યું કે, "તમારી વાત મને બહુ ગમે છે; કારણ કે એ બધી વાતો સમજાય તેવી તથા અનુભવમાં આવી શકે તેવી છે અને એનાં કારણો જણાય તથા ઉપાયો જણાય તો કોઇક દિવસ અમારા જેવાથી પણ મહાત્મા બની શકાય તેમ છે; માટે મહાત્મા બનવાના ઉપાયો કહેવાની મહેરબાની કરો તથા મહાત્માઓનાં આચરણો કેવાં હોય અને એવાં આચરણો તેઓ કેમ રાખી શકે છે, તેનાં કારણો વિગતવાર સમજાવવાની કૃપા કરો અને એ સંબંધી હું થોડાક સવાલો પૂછું, તેનો ખુલાસો આપવાની કૃપા કરો.

" મારો પહેલો સવાલ એ છે કે, તમારા મહાત્માઓ ખાયપીએ ખરા કે નહિ ? અને તેઓને નિદ્રા આવે કે નહિ ? એ વાત કહો; કારણ કે મહાત્માઓને માટે અમે એમ સાંભળીએ છીએ કે, તેઓને ભૂખતરસ લાગતી નથી, તેઓ હજારો વર્ષ સુધી ભૂખ્યા રહી શકે છે અને તેઓને ઊંઘવાની પણ જરૂર પડતી નથી. આવી આવી વાતો અમે સાંભળેલી છે અને એ બાબતમાં અમારી કલ્પના કાંઇ કામ કરી શકતી નથી; માટે તમારા મહાત્માઓ ખાવાપીવાની તથા ઊંઘવાની બાબતમાં શું કરે છે તે કહેવાની કૃપા કરો."

એ સાંભળીને મેં કહ્યું કે, " અમારા મહાત્માઓ આપણીજ

માફક ખાય છે, પીએ છે અને ઊંઘે છે; પણ તેમ છતાં તેઓના ખાવાપીવામાં અને ઊંઘવામાં કાંઇક તફાવત હોય છે. જેમકે આપણે જાણે ખાવાને માટેજ જીવતા હોઇએ તેવી રીતે ખાઇએ છીએ; પણ મહાત્માઓ ખાય છે તે જીવવાને ખાતરજ ખાય છે, કાંઇ ખાવાને ખાતર જીવતા નથી. આટલો તેઓની અને આપણી વચ્ચે ફરક છે. આમ હોવાથી ખાવાની બાબતમાં આપણે અતિશય આગ્રહ રાખીએ છીએ, માત્ર આગ્રહજ નહિ પણ મોહ રાખીએ છીએ; તેથી જરૂર ન હોય તેવી જાતના અનેક સ્વાદોની પાછળ આપણે દોડીએ છીએ. જે ચીજો ખાવાની જરૂર ન હોય તેવી ચીજો પણ ખાઇએ છીએ; એટલુંજ નહિ પણ જે ચીજો ખાવાથી નુકસાન થતું હોય તેવી ચીજો પણ ખાઇએ છીએ અને જે ચીજો ખાવી જરૂરની હોય તેવી ચીજો તરફ બેદરકારી રાખીએ છીએ અને ઘણી વખત ઘણા માણસોની રસવૃત્તિ તથા સ્વાદવૃત્તિ એટલી બધી બગડી જાય છે કે, તેઓને તમોગુણી મરચાં ભાવે છે, પણ સત્ત્વગુણી દૂધ ભાવતું નથી; તમોગુણી દારૂ વગેરે કેફી ચીજોનો ઉપયોગ કરવો ગમે છે, પણ દૂધપાક વગેરે પૌષ્ટિક ચીજો ગમતી નથી. આવી રીતે આપણી સ્વાદવૃત્તિને આપણે બગાડી નાખીએ છીએ, પણ જે મહાત્માઓ હોય છે તેઓ પોતાની સ્વાદવૃત્તિને અંકુશમાં રાખે છે, તેઓ યોગ્ય વખતેજ ખાય છે, જરૂર જેટલુંજ ખાય છે, પાચન થઇ શકે તેવીજ વસ્તુઓ ખાય છે, પોતાની સ્થિતિના પ્રમાણમાં જે ખોરાક ખાવો વાજબી હોય તેજ તેઓ ખાય છે; અવસ્થાના પ્રમાણમાં જે ચીજ પોતાને માફક આવે તેજ વસ્તુઓને તેઓ વાપરે છે અને જેમ બને તેમ મધ્યમપણું જાળવે છે, પણ આપણે એ બધી બાબતોમાં જેટલો વિચાર રાખવો જોઇએ તેટલો રાખતા નથી.

"ખાવાની બાબતમાં જેમ મહાત્માઓ મધ્યમપણું જાળવે છે તથા ઊંચી જાતના નિયમો પાળે છે અને પ્રકૃતિને માફક આવે તે પ્રમાણેજ વર્તે છે; તેમજ પીવાની બાબતમાં પણ તેઓ બહુ ચોક્કસ હોય છે. પાણી, દૂધ વગેરે જે ચીજોની જરૂર હોય તે વસ્તુઓ જરૂરના પ્રમાણમાંજ વાપરવી અને તેમાં પણ એ વાત ખાસ ધ્યાનમાં રાખવી કે એ વસ્તુઓ શુદ્ધ છે કે નહિ, જંતુરહિત છે કે નહિ, સૌ ઠેકાણે મળી શકે તેવી છે કે નહિ, પોતાની પ્રકૃતિને અનુકૂળ આવે તેવી છે કે નહિ, જે વખતે પીવાની ઇચ્છા થાય તે વખતે પીવાની જરૂર છે કે નહિ, એ બધી બાબતોનો વિચાર કરીને

નિયમપૂર્વક તેઓ પાણી, દૂધ વગેરે પીએ છે; પણ આપણી માફક જેટલી વખત ચા મળે તેટલી વખત પી લેવો, જેટલી વખત દૂધ મળે તેટલી વખત પી લેવું, ઊનું હોય તોપણ ફિકર નહિ, ટાઢું હોય તોપણ ફિકર નહિ, વાસી હોય તોપણ ફિકર નહિ, તેમાં સાકર નાખી હોય તોપણ અડચણ નહિ, કેસર નાખ્યું હોય તો-પણ અડચણ નહિ, જાયફળ નાખ્યું હોય તોપણ અડચણ નહિ, જે આવ્યું તે પેટમાં ઘાલવાનુંજ કામ ! ભાંગ હોય તોપણ જરાક લેવા તૈયાર, કોફી હોય તોપણ તૈયાર, બુંદનો કાવો હોય તોપણ પીવા તૈયાર, કોઇ જાતનું શરબત હોય તોપણ પીવા તૈયાર! કંઇ પણ મળવું જોઇએ! પણ તે વખતે ઘણા લોકો એમ વિચાર કરતા નથી કે, આ ચીજોની આ વખતે આપણે જરૂર છે કે નહિ? અને એ ચીજોથી આપણને ફાયદો થશે કે નુકસાન? એનો કાંઈ પણ વિચાર કર્યા વિના જે મળ્યું તે પી લે છે; પણ મહાત્માઓ એવી રીતે જે મળ્યું તે પી લેતા નથી; પણ પોતાની પ્રકૃતિને અનુકૂળ આવે તેવીજ વસ્તુઓ જરૂરને વખતે અને જરૂર જેટલીજ વાપરે છે.

“નિદ્રાની બાબતમાં પણ મહાત્માઓની હકીકત જાણવા જેવી છે; કારણ કે મહાત્માઓ પણ આપણી પેઠેજ સૂએ છે, એટલે કે જેમ આપણને ઊંઘ આવે છે તેમ તેઓને પણ ઊંઘ આવે છે; પણ તેઓની ઊંઘમાં અને આપણી ઊંઘમાં ઊંડા ઊતરીને જોતાં ઘણો ફરક દેખાય છે. આપણે જેમ અઘોરીની પેઠે ઊંઘીએ છીએ તેમ મહાત્માઓ કંઇ એવી રીતે ઊંઘતા નથી; પણ તેઓને બહુજ ઓછી નિદ્રા હોય છે. નિદ્રામાં આપણને જેમ અનેક પ્રકારનાં દુષ્ટ સ્વપ્ન આવે છે, તેમ મહાત્માઓને તેઓની ઊંઘમાં કોઈ દિવસ ખરાબ સ્વપ્ન આવતાં નથી; એટલુંજ નહિ પણ બનતાં સુધી તેઓને બિલકુલ સ્વપ્નાંજ આવતાં નથી અને જો કદી કોઇ વખત કાંઇ સ્વપ્ન આવે તો તે કાંઇક અર્થસૂચક હોય છે, ઊંચી જાતનું હોય છે અને કાંઇક હેતુપૂર્વક આવેલું હોય છે, પણ આપણને જેમ ગમે તેવા ગોટાળાવાળાં સ્વપ્ન આવે છે, તેવાં તેઓને સ્વપ્નાં આવતાં નથી. બીજું એ કે આપણે જેટલા કલાક ઊંઘવું પડે છે, તેટલા બધા કલાક મહાત્માઓને ઊંઘવું પડતું નથી. તેઓની નિદ્રા બહુ ઓછી થઈ જાય છે; કારણ કે ખરાબ આહારવિહારમાંથી નિદ્રા વધે છે, પણ જેના આહારવિહાર પ્રમાણસર હોય તેને ઓછી નિદ્રા હોય છે; કારણ કે નિદ્રા એ તમોગુણ છે, માટે જેની

પ્રકૃતિમાં તમોગુણુ વધારે હોય અને જેના શરીરમાં જડતા વધારે હોય તેને વધારે ઊંઘની જરૂર પડે છે; પણુ મહાત્માઓના શરીરમાં જડતા હોતી નથી, તેમજ તેમની પ્રકૃતિમાં તમોગુણુ પણુ બહુજ થોડો હોય છે, એટલે તેઓની નિદ્રા પણુ થોડી હોય છે.

"નિદ્રામાં આપણો વખત ફોગટ જાય છે; એટલુંજ નહિ પણુ ઘણા માણસોનો નિદ્રાનો વખત ઊલટો નરકમાં લઈ જનારો થાય છે; કારણુ કે જે માણસો તમોગુણી હોય, પ્રપંચી હોય અને મલિન વૃત્તિઓમાં રચ્યાપચ્યા રહેનારા હોય તથા એમાંજ જીવન ગાળનારા હોય, તે માણસોનું મન ઊંઘમાં પણુ એજ જાતના વિચારો કર્યા કરે છે અને ઊંઘમાં એવા વિચારો કરવા એ બહુજ ખરાબ છે તથા બહુજ જોખમભરેલું છે; કારણુ કે ઊંઘમાં અંદરનું ઊર્ધ્વ મન જાગૃત થયેલું હોય છે અને ઊંઘમાં સ્થૂળદેહથી લિંગદેહ-જુદો પડી શકે છે તથા ઊંઘ વખતે મનને તથા ઇન્દ્રિયોને બીજું કામ ન હોવાથી એ વખતે વાસનાઓનું જોર બહુ વધી જાય છે. એટલે જે માણસના મનમાં જે જાતની વાસનાઓ બહુ જોરથી સ્ફુરી રહી હોય, તે જાતની વાસનાઓ નિદ્રામાં અતિશય જોરાવર થાય છે; કારણુ કે એ વખતે અંદરના આંતરમનનો તેને ટેકો મળે છે, તેમજ સૂક્ષ્મશરીર બહાર ભમી શકે અને અનેક ચીજો જોઇ ×શકે તેનો પણુ તેને ટેકો મળે છે, તેથી એ બધી મલિન વાસનાઓ મનમાં દૃઢ થતી જાય છે, તેથી પરિણામે બહુજ ખરાબી થાય છે; એટલુંજ નહિ પણુ આવા માણસો જ્યારે ઊંઘતા હોય ત્યારે તેઓના ચહેરા દુઃખભરેલા દેખાય છે, તેઓને જાણે ઘણો થાક લાગ્યો હોય, ઘણો પરિશ્રમ પડ્યો હોય, ઘણી ખોટ ગઈ હોય અને ઘણા નિરાશ થઇ ગયા હોય એવો તેઓનો ચહેરો ઊંઘ વખતે દેખાય છે, તથા એવી જાતના કેટલાક શબ્દો પણુ તેઓથી બકી જવાય છે, પણુ એને બદલે મહાત્માઓ પોતાની ઉત્તમ યોજના-

× સ્વપ્ન આવે છે, તે સ્થૂળશરીરમાંથી સૂક્ષ્મશરીર ઊંઘમાં જુદું પડી બહાર જઇને ખરેખરી વસ્તુઓ જુએ છે અને અનુભવે છે, તેનું નામ સ્વપ્ન છે. થિયૉસોફી અથવા બીજા કોઇ પંથવાળાઓની ટીકા કોઈએક પુસ્તકમાં આ લખનારે વાંચી હતી, કે પઢિયારજીએ એવા ભાવમાં આ વાત લખી હોય તો એ માન્યતા સાવ ખોટી છે. સ્વપ્નમાં જે માણસને મળ્યા હોઇએ, તેને જાગ્યા પછી જઇને પૂછી જોઇશું તો તે નાજ પાડશે. એજ પુરાવો તેના ખોટાપણા માટે પૂરતો છે.—સંપાદક

ઓ મનમાં રાખીને સૂએ છે, તેથી એ યોજનાઓ પુષ્ટ થતી જાય છે; કારણ કે એ વખતે મન શાંત હોવાથી તથા આંતરમન જાગૃત થયેલું હોવાથી અને સૂક્ષ્મદેહ વધારે કામ કરી શકે તેવી સ્થિતિમાં હોવાથી તેઓની યોજનાઓને બહુ બળ મળી જાય છે, તેથી તેઓ અંતરમાંથી રાજી રાજી હોય છે. એ રાજીપણાની છાપ તેઓના ચહેરા ઉપર ઊંઘ વખતે ખુલ્લેખુલ્લી દેખાય છે. મહાત્માઓ જ્યારે ઊંઘતા હોય છે, ત્યારે તેઓનો ચહેરો જોવા જેવો હોય છે. એ વખતે તેઓના ચહેરા ઉપર એક જાતનું તેજ છવાઇ રહેલું હોય છે, એ વખતે તેઓના ચહેરામાં સ્વાભાવિક શાંતિ હોય છે, એ વખતે તેઓના ચહેરા ઉપર જાણે ઈશ્વરના આશીર્વાદ ઊતરેલા હોય એમ દેખાય છે અને એ વખતે જાણે તેઓ મહાઆનંદના સમુદ્રમાં ડૂબકી મારતા હોય એવા દેખાય છે. આ બાબતનો ખરો ખ્યાલ હાલમાં આપણને આવી શકે નહિ; કારણ કે એવા કોઈ ઊંચી જાતના મહાત્માઓને ઊંઘતી દશામાં આપણે જોયેલા નથી; પણ તેઓની આ સ્થિતિ સમજવા માટે ઘોડિયામાં સૂઈ ગયેલા નાના બાળકના મુખ ઉપર કોઇ વખત જે હાસ્ય છવાયેલું હોય છે, તે હાસ્ય જેણે ધ્યાનથી જોયેલું હોય, તેઓને મહાત્માઓના નિદ્રાના આનંદનો અને હસતા ચહેરાનો કાંઇક આછો ઘેરો ખ્યાલ જરૂર આવી શકે.

"બંધુઓ! જે નિદ્રા મોતની નાનકડી બહેન કહેવાય છે અને જે નિદ્રા તમોગુણી કહેવાય છે, તે નિદ્રામાંથી પણ મહાત્માઓ આવો લાભ લઇ શકે છે અને આવો આનંદ મેળવી શકે છે.* માટેજ તેઓ મહાત્મા છે, માટે આપણે પણ જો મહાત્મા બનવું હોય, તો મહાત્માઓને પગલે ચાલતાં શીખવું જોઇએ, તેઓની રહેણીકરણી સમજવી જોઇએ અને એવી રહેણીકરણી આપણામાં કેમ આવે તેની સહેલી કૂંચીઓ મેળવવી જોઇએ."

આ સાંભળીને તે સજ્જને કહ્યું કે, "મહાત્માઓના ખાવાપીવા વિષે તથા નિદ્રા વિષે તમે ઠીક ખુલાસો કર્યો. એ જાણવાથી મને સંતોષ થયો છે. હવે હું એ પૂછું છું કે, મહાત્માઓ વ્યવહારનાં કામકાજ તથા ધંધોરોજગાર કરે છે કે નહિ? કારણ કે ભલે તમને હસવું આવે અગર મારા સવાલો ન ગમે તોપણ હું

---

* ખોરાક તથા નિદ્રા વિષે વધારે હકીકત જાણવી હોય, તો "સ્વર્ગની સીડી"નું પગથિયું અગિયારમું તથા બારમું જુઓ.

તો મહાત્માઓને લગતી દરેક ઝીણી ઝીણી વાતો પણ પૂછીશ અને તેના જવાબ આપવાની તમારે મહેરબાની કરવી જોઇએ." એ સાંભળીને મેં કહ્યું કે, "ભાઇ! મહાત્માઓ સંબંધી જે પૂછવું હોય તે ખુશીથી પૂછો. હું તેનો ખુલાસો કરવા તૈયાર છું; કારણ કે મહાત્માઓને નામે આપણા લોકોમાં જે અંધેર ચાલે છે, તે અંધેરમાંથી આપણા બંધુઓ છૂટે તો સારું એમ હું ઇચ્છું છું; માટે મહાત્માઓ સંબંધી દરેક નાની નાની વાતો કહેવાથી પણ મને બહુ આનંદ થશે; કારણ કે મહાત્માઓને લગતી જે નાનામાં નાની વાત હોય, તે પણ વ્યાવહારિક લોકોને માટે બહુ ઉપયોગી થઈ પડે તેવી હોય છે; માટે તમારે ખુશીથી પૂછવું; એમાં જરાએ સંકોચ રાખવો નહિ."

મહાત્માઓ પોતાનાં ઘરસંસારી કામકાજો કરે છે, એમાં કાંઇજ શક નથી; પણ એટલું ખરું કે એવી નાની નાની બાબતોમાં તેઓ બહુ ધ્યાન આપતા નથી અને બીજા કોઇ માણસો જો એવાં કામો કરવા તૈયાર હોય, તો તેમાં તેઓ ખાસ ચાહીને માથું મારતા નથી. શાકભાજી, લેવામાં, કોલસા લેવામાં, લાકડાં લેવામાં, દાતણવાળા સાથે રકઝક કરવામાં, ઘાસ લેવામાં, કેરી લેવામાં અને એવીજ બીજી ઘણી બાબતોમાં આપણે જેટલી હાયહાય કરીએ છીએ, જેટલી ઉપાધિ ભોગવીએ છીએ અને જેટલી વાસના એ માટે રાખીએ છીએ તેટલી વાસના એવી બાબતોમાં મહાત્માઓ રાખતા નથી. તેઓ એવી બાબતો તરફ કાંઈક બેદરકારીથી વર્તે છે અને જ્યાંસુધી એવાં કામો બારોબાર થતાં હોય, ત્યાંસુધી તેઓ પોતે એવાં નાનાં કામોમાં પોતાની ખુશીથી રોકાઈ રહેતા નથી. કોઈ વખત કોઇનાં દબાણને લીધે કે ફરજને લીધે એવી વાતોમાં વધારે ધ્યાન આપવું પડે એ જુદી વાત છે; પણ એકંદરે જોતાં એવી ઝીણી ઝીણી ઘરસંસારી બાબતો માટે તેઓ બેદરકાર હોય છે અને તેમ છતાં તેઓનાં એવાં કામો બહુ સારી રીતે ઊકલ્યા કરે છે; કારણ કે તેઓ બીજાં બહુ અગત્યનાં કામોમાં રોકાયેલા હોય છે એટલે કુદરત પોતે અણધારી રીતે તેઓને મદદ કરે છે, તેથી તેઓનાં એવાં કામો કાંઈ અટકતાં નથી અને કદાચ કોઇ વખત કાંઈ અગવડ પડે; તોપણ તેઓ એવી અગવડો ભોગવી લે છે; પણ જરાક અગવડ સારુ પોતાના ઉત્તમ સિદ્ધાંતોનો ભોગ આપતા નથી.

ઘરસંસારનાં વ્યાવહારિક કામોમાં જેમ મહાત્માઓ બેદરકાર રહે છે, તેમજ ધંધારોજગારની બાબતમાં પણ ઘણા મહાત્માઓ બેદરકાર હોય છે. કેટલાક મહાત્માઓ* ધંધોરોજગાર કરે છે પણ તે આસક્તિ રાખીને નહિ, એમાં રૂઢ બની જઇને નહિ અને પોતાનું મહાત્માપણું ગુમાવીને નહિ; પણ આડકતરી રીતે તથા સીધી રીતે થોડુંઘણું વચમાંથી જે થઇ જતું હોય તે કરી લે છે; પણ ધંધાના કીડા તેઓ બની જતા નથી; કારણ કે મહાત્માઓ એમ સમજે છે કે જે અસલ વસ્તુ છે તે તો જુદી છે, જે ઊંચી વસ્તુ છે તે તો જુદી છે, જેને ખાતર આપણને જિંદગી આપવામાં આવી છે, તે વસ્તુ તો જુદી છે અને જેને ખાતર આપણે ફાંફાં મારીએ છીએ, તે વસ્તુ તો જુદી છે. ધંધોરોજગાર એ તો માત્ર જિંદગી ટકાવવાનું સાધન છે, એ કાંઈ આત્મા માગે છે તે વસ્તુ નથી; માટે ધંધારોજગારમાં જરૂર જેટલું ધ્યાન આપવું પડે એ જુદી વાત છે; પણ એમાં અતિશય ધ્યાન આપવાની કાંઇ જરૂર નથી. આમ હોવાથી તેઓ ધંધાની બાબતમાં પણ ઝાઝું ધ્યાન આપતા નથી; પણ જ્ઞાનની બાબતમાં, સેવાની બાબતમાં, ઈશ્વરી સ્નેહ ખીલવવાની બાબતમાં, કુદરતનાં તત્ત્વોના ભેદો સમજવાની બાબતમાં અને જગતના જીવોનાં દુઃખો ઓછાં કરવાની બાબતમાં વધારે ધ્યાન આપે છે.

મહાત્માઓને એવો પણ વિશ્વાસ હોય છે કે, અમે જેની સેવા કરીએ છીએ, તે પરમકૃપાળુ પરમાત્મા અમારું યોગક્ષેમ કરવા માટે બંધાયેલો છે. તેણે દુનિયાનાં દરેક શાસ્ત્રો મારફત કોલ આપેલો છે કે, "હું મારા ભગતોને ભૂલીશ નહિ; એટલુંજ નહિ પણ તેઓને જે ચીજની જરૂર હશે તે હું પૂરી પાડીશ અને જે ચીજ સાચવવાની જરૂર હશે, તે હું સાચવીશ; એટલુંજ નહિ પણ મારા ભગતોનું હું કદી પણ ભૂંડું થવા દઇશ નહિ." આમ તેણે વેદમાં, ગીતામાં, પુરાણોમાં, કુરાનોમાં, બાઇબલમાં, ઝંદ અવસ્તામાં, તોરાતમાં અને જૈનોનાં તથા બૌદ્ધોનાં શાસ્ત્રોમાં પણ કબૂલાત આપેલી છે. આ કબૂલાત ઉપર સાધારણ લોકોનો વિશ્વાસ હોતો નથી; પણ મહાત્માઓને એ વચનોનો પૂરેપૂરો વિશ્વાસ હોય છે, તેથી તેઓ પોતાના ગુજરાનનાં સાધનોની બાબતમાં બીજા વ્યાવહારિક માણસોના કરતાં બેદરકાર રહે છે; પણ જેમ

* શેઠ સગાળશા જેવા.

પ્રભુ દયાળુ છે, તેમજ માણુસોની અંદર પણ કદર કરવાની લાગણી રહેલી છે, તેથી કોઇ કોઈ ભાગ્યશાળી લાયક માણુસો એવા મહાત્માઓને મદદ કરનારા નીકળી આવે છે અને તેઓ મહાત્માઓની ઘરસંસારી ઉપાધિનો બોજો પોતાની ઉપર ઉપાડી લે છે, તેથી મહાત્માઓ મસ્ત રહી શકે છે અને વ્યવહારમાં તથા ધંધારોજગારમાં ઓછું ધ્યાન આપે, તોપણ તેઓનું કામ ચાલ્યું જાય છે. જો કે વચમાં વચમાં કોઇ કોઇ વખત શરૂઆતની સ્થિતિમાં કાંઇ મુશ્કેલીઓ આવી પડે એ જુદી વાત છે; પણ એ મુશ્કેલીઓ કાંઇ છેવટ સુધી રહેતી નથી. અંતે તો બીજાઓના કરતાં તેઓજ ખરેખરા સુખી હોય છે અને બેદરકારી રાખ્યા છતાં તેઓનો ઘરસંસાર બહુ રૂડી રીતે નભ્યા કરે છે.

× મહાત્માઓ પોતાના ઘરસંસારની બાબતમાં તથા ધંધારોજગારની બાબતમાં ઢીલા હોય છે, તેથી એમ ન સમજવું કે, તેઓ પોતાનાં બીજાં કામકાજો કરવામાં પણ ઢીલા હશે. એ બાબતમાં તો તેઓ ખાસ પક્કા હોય છે અને બીજાઓના કરતાં પોતાની ફરજો બજાવવામાં તો તેઓ સેંકડો દરજ્જે આગળ વધેલા હોય છે; એટલુંજ નહિ પણ બીજાઓ જેટલું કામ કરી શકે તે કરતાં મહાત્માઓ ઘણુંજ વધારે કામ કરી શકે છે; કારણકે:–

૧–મહાત્માઓ ચોખ્ખી રીતે ખાતરીપૂર્વક એમ સમજે છે કે, ફરજ બજાવવા માટેજ અમારો અવતાર છે; એટલુંજ નહિ પણ ફરજ બજાવવામાંથીજ અમારે તરવાનું છે. એ સિવાય તરવાનો બીજો કોઈ પણ રસ્તો નથી. કર્તવ્યમાંજ અમારી સિદ્ધિ છે, કર્તવ્ય એજ અમારો દેવ છે અને ફરજ બજાવવી એજ અમારો ફાયદો છે. અમે કાંઇ આ દુનિયામાં ખાલી બહારની ઉપરછલ્લી જરાક વારની મોજમજા ભોગવવા સારુજ આવ્યા નથી, અમે કાંઇ પોલંપોલમાં પડ્યા રહેવા સારુજ અહીં આવ્યા નથી, અમે કાંઇ વિષયોના ગુલામ બનવા સારુજ અહીં આવેલા નથી, અમે કાંઈ માત્ર જરાક વાર લોકોને રાજી કરવા સારુજ અહીં આવેલા નથી, અમે કાંઇ બડેખાંઓની ખુશામતો કરવા સારુજ અહીં આવેલા નથી અને અમે કાંઇ જરાક વારના નજીવા મોહમાં પડ્યા રહેવાને માટેજ અહીં આવેલા નથી; પણ અમે તો અમારી ફરજ બજાવવા માટે અહીં આવેલા છીએ; કારણ કે ફરજ

× ગુરુ નાનક, તુકારામ, એમના જેવા.

બજાવવામાંથીજ ઉદ્ધાર થવાનો છે અને ફરજ બજાવવામાંથીજ સર્વસ્વ મળવાનું છે. આ પૃથ્વી તેજ કર્મભૂમિ છે, એટલે કર્મ કર્યા વિના કોઇ પણ માણસનો કદી પણ આરો આવી શકેજ નહિ એવો નિયમ છે; માટે શાસ્ત્રોમાં આ પૃથ્વીને કર્મભૂમિ કહેલી છે. આવું પૃથ્વી જેવડું મહાન મેદાન આપણને કામ કરવા માટે મળે, બુદ્ધિ જેવી અલૌકિક શક્તિ મળે, આત્માનું સામર્થ્ય મળે અને ઈશ્વરની કૃપા મળે, તેમ છતાં જો આપણે સારામાં સારાં અને મોટામાં મોટાં કામો ન કરીએ, તો પછી એથી બીજું વધારે કમનસીબ કયું? માટે અમારો તો એજ સિદ્ધાંત છે કે, કામ, કામ ને કામ એજ અમારો કીમિયો છે, કામમાંજ અમારો મોક્ષ છે અને કામ કરવા માટેજ અમારી જિંદગી છે; કારણ કે અમારી અગાઉ થઈ ગયેલા મહાત્માઓએ અમને એમજ શીખવેલું છે કેઃ—

**કામ કરોજી કામ જગતમાં, નહિ કાંઇ કામ સમાન;**
**કામજ બ્રહ્મા, કામજ વિષ્ણુ, કામજ શિવ ભગવાન;**
**જગતમાં નહિ કાંઈ કામ સમાન.**

આમ હોવાથી અમે એમ સમજીએ છીએ કે, જેણે કામ કર્યું તેણે કામણ કર્યું, જેણે કામ કર્યું તેણે દેવને પૂજ્યા, જેણે કામ કર્યું તેણે આત્માને ઊંચે ઊડવાની પાંખો મેળવી અને જેણે કામ કર્યું તેણે પોતાને માટે સ્વર્ગમાં જવાની સીડી બાંધી એમ અમે સમજીએ છીએ; કારણ કે સ્વર્ગની સીડીનાં પગથિયાં કયાં એ તમને ખબર છે? કામ એ સ્વર્ગની સીડીનાં પગથિયાં છે; માટેજ વેદોમાં તથા જગતનાં બીજાં શાસ્ત્રોમાં એમ કહ્યું છે કે, કર્મ કરવાથીજ સ્વર્ગમાં જઇ શકાય છે; માટે કામ કરવું જોઇએ અને એ કામ કયું? જે કામ કરવા માટે પ્રભુએ આપણને આ દુનિયામાં મોકલ્યા છે તે કામ કરી બતાવવું તેનું નામ ફરજ બજાવવી છે. હવે સવાલ એ થાય છે કેઃ—

### આપણને કયું કામ કરવા માટે પ્રભુએ આ દુનિયામાં મોકલ્યા છે?

એના જવાબમાં શાસ્ત્રોમાં કહેલું છે કે, તમારા આત્માનું કલ્યાણ કરવા માટે તમોને આ દુનિયામાં મોકલ્યા છે, અનંતકાળનાં મોક્ષસુખ મેળવવા માટે તમને આ દુનિયામાં મોકલ્યા છે, આસુરી સંપત્તિની સાથે લડાઈ કરવા માટે અને તેમાં ફતેહ મેળ-

વવા માટે તમને આ દુનિયામાં મોકલ્યા છે, આ સંસારમાં સ્વર્ગ ભોગવવા માટે તમને અહીં મોકલેલા છે; માટે એ બિંદુ ઉપર લક્ષ્ય રાખીને તમારે તમારી ફરજો બજાવવી જોઇએ. બીજું એ કે તમે શું કામ કરવાને લાયક છો અને પ્રભુ તમારી પાસે શું કરાવવા ઇચ્છે છે તે સમજવા માટે તમોને બુદ્ધિ આપેલી છે, શાસ્ત્રો આપેલાં છે અને રસ્તો બતાવી શકે તેવા ઘણાએ મહાન પુરુષો તમારી આસપાસ મૂકેલા છે; એટલુંજ નહિ પણ તમારામાં કેટલીક જાતનાં કુદરતી વલણો હોય છે, કેટલીક જાતની સ્વાભાવિક ખાસિયતો હોય છે, કેટલીક જાતના જન્મથીજ સદ્ગુણો હોય છે અને કેટલીક જાતની અનુકૂળતાઓ કુટુંબ તરફથી તથા ધર્મો તરફથી અને રાજ્યો તરફથી મળેલી હોય છે. એ બધી બાબતો ઉપર લક્ષ રાખીને જો તમે વિચાર કરો તો તમારે માટે પ્રભુની શું ઇચ્છા છે અને કયું કામ કરવાને તમે લાયક છો, તે બહુ સહેલાઈથી સમજી શકો તેમ છો; પણ મુદ્દાની વાત એટલીજ છે કે, સાધારણ વ્યાવહારિક માણસો આવી બધી બાબતો તરફ ઊંડાણથી જોતા નથી, તેથી તેઓને પોતાનું કર્તવ્ય સમજાતું નથી; પણ જેઓ આગળ વધેલા હોય છે અને ભવિષ્યમાં મહાત્મા થવાના હોય છે, તેઓ આ બધી બાબતો બરોબર રીતે જોઇ શકે છે. તેઓને પોતાની ફરજો બહુ ચોખ્ખી રીતે સમજાઇ જાય છે, એટલે પછી તેઓ એ ફરજો બજાવવા પાછળજ ખાઇપીને મંડી પડે છે; કારણ કે ફરજને માટેજ અવતાર છે અને ફરજ બજાવવામાંથીજ મોક્ષ મળે છે એમ તેઓને ખાતરી થઇ ગયેલી હોય છે. તેથી મહાત્માઓ ઘણાજ વધારે જોરથી કામ કરી શકે છે; પણ દુનિયાદારીના આપણા જેવા બીજા વ્યાવહારિક માણસોને પોતાની ફરજો બજાવવા માટે એટલી બધી શ્રદ્ધા હોતી નથી, એટલો બધો વિશ્વાસ હોતો નથી અને તેઓમાં એટલી બધી સમજશક્તિ હોતી નથી,તેથી તેઓ પોતાની ફરજો બજાવવાને બદલે મોજશોખમાં પડ્યા રહે છે અને ઘડીક વાર સારી સારી લાગે તેવી નજીવી નજીવી વસ્તુઓના મોહમાં પોતાની જિંદગી ગુમાવી નાખે છે; એટલે તેઓ મહાત્માઓના જેટલું ખરેખરા જોરથી ને સંગીનપણે કામ કરી શકતા નથી.

૨—સાધારણ લોકોના કરતાં મહાત્માઓ ઘણું વધારે કામ કરી શકે છે, તેનું બીજું કારણ એ છે કે, મહાત્માઓની કામ કરવાની

દિશા ચોક્કસ થયેલી હોય છે, તેથી તેઓ બરોબર રીતે એમ સમજે છે કે, આ ઠેકાણેથી આપણે નીકળવાનું છે અને આ ઠેકાણે આપણે પહોંચવાનું છે. વચમાં આટલાં આટલાં બંદરો કે સ્ટેશનો આવવાનાં છે અને ત્યાં આટલો આટલો વખત ખોટી થવાનું છે. અથવા અમુક અમુક ઠેકાણે અમુક અમુક પ્રકારની મુશ્કેલીઓ પડે તેમ છે તથા અમુક અમુક પ્રકારની લાલચો આવે તેમ છે. એની સામે કેમ ટકી રહેવું તેની ગોઠવણ તેઓએ અગાઉથી કરી મૂકેલી હોય છે; કારણ કે તેઓએ એમ નક્કી કરેલું હોય છે કે, આપણે મુંબઇથી નીકળીને અમેરિકા પહોંચવું છે; એટલુંજ નહિ પણ અમેરિકા જતાં સ્ટીમર ચલાવવા માટેનું હોકાયંત્ર તેઓની સામે હોય છે. તેઓનાં એંજિનો બહુ ઝડપવાળી ચાલનાં હોય છે અને રસ્તાના તેઓ ભોમિયા હોય છે; કારણ કે એ રસ્તાઓના નકશાઓ તેઓની પાસે હાજર હોય છે, તેથી તેઓ બહુ સહેલાઈથી અને ઝપાટાબંધ પોતાની મુસાફરી શરૂ કરી શકે છે, એટલે ધારેલે મુકામે તેઓ બહુ જલદીથી પહોંચી જાય છે; પણ જે વ્યાવહારિક ગામઠી લોકો છે, તેઓને ક્યાં જવું છે એ ખબર હોતી નથી, તેઓના વહાણુમાં એંજિનો હોતાં નથી. તેઓની પાસે દિશા બતાવનારાં હોકાયંત્ર હોતાં નથી અને તેઓની પાસે રસ્તાના ચોખ્ખા ખાતરીપૂર્વક નકશાઓ હોતા નથી; પણ તેઓ તો બિચારા અટકળે અટકળે પોતાનાં ગાડાં ગબડાવ્યા કરે છે. જે બાજુનો પવન આવે તે બાજુ તેઓનાં વહાણો ખેંચાઈ જાય છે; એટલુંજ નહિ પણ કેટલાક તો બિચારા એટલા બધા ભોળા ને અજ્ઞાન હોય છે કે, પોતાના વહાણને લંગર નાખેલું હોય, પણ માત્ર દરિયાના મોજાને લીધે હાલકડોલક થયા કરતું હોય ને જરા આગળપાછળ થયા કરતું હોય તેને એમ સમજ્યા કરે છે કે આ વહાણુ ચાલ્યા કરે છે; પણ ખરી રીતે જોતાં તેઓનું વહાણુ તો આખી રાત હાલ્યા કરે છતાં પણ ત્યાંનુંત્યાંજ હોય છે અને તેમ છતાં એ બિચારાઓ જાણુતા નથી કે અમારું વહાણુ હજી અહીંનું અહીંજ છે. આવી રીતે સાધારણ લોકોની કામ કરવાની દિશા નક્કી થયેલી ન હોવાથી, તેઓ ઝાઝું કામ કરી શકતા નથી; પણ મહાત્માઓની દિશા ચોક્કસ થઈ ગયેલી હોય છે, તેથી મહાત્માઓ આપણા કરતાં સેંકડો ને હજારોગણું વધારે કામ કરી શકે છે. જેની કામ કરવાની દિશા ચોક્કસ થઈ જાય તે

માણુસ એટલું વધારે કામ કરી શકે તેમાં કાંઇ નવાઈ નથી; માટે મહાત્માઓની પેઠે આપણે પણ જો વધારે કામ કરવું હોય તો આપણી કામ કરવાની દિશા પ્રથમ નક્કી કરી લેવી જોઇએ. એ નક્કી કરવાથી મહાન બળ આવી જાય છે; કારણ કે એ પછી રસ્તો સીધો ને સુગમ થઈ પડે છે, તેથી વધારે જોરથી ચાલી શકાય છે.

૩–મહાત્માઓ આપણા કરતાં ઘણું વધારે કામ કરી શકે છે, તેનું ત્રીજું કારણ એ છે કે, પોતે જે કામ હાથમાં લીધેલું હોય છે તે કામ કરવાથી કેટલા બધા ફાયદા થશે, એ તેઓની નજર આગળ તર્યા કરે છે; તેમજ બીજી બાજુએ કામ ન કરવાથી કેટલું બધું નુકસાન થશે, તે પણ તેમની નજર આગળ પ્રત્યક્ષ દેખાય છે. એ બાબતમાં તેઓને જરા પણ સંશય હોતો નથી, તેથી તેઓ વધારે કામ કરી શકે છે; કારણ કે જ્યારે સંશય મટી જાય ત્યારે બહુજ હિંમત આવી જાય છે અને હિંમત આવે એટલે તેની સાથે અદ્ભુત બળ આવી જાય છે, તેથી અજબ જેવાં કામો થઈ શકે છે. એથી ઊલટું જેના મનમાં પોતાના કામના પરિણામ માટે સંશય હોય, તે માણુસ બહુ છૂટથી કામ કરી શકતો નથી. જેમકે કોઇ વેપારીને જ્યાંસુધી પોતાના મનમાં એમ લાગ્યા કરતું હોય કે, આ જાતનો માલ લેવાથી ફાયદો થશે કે નહિ, એવી શંકા હોય ત્યાંસુધી તે છૂટથી વેપાર કરી શકતો નથી; પણ જે વેપારીને એમ ખાતરી હોય કે, આ જાતના વેપારમાં આટલો નફો અચૂક રીતે થશેજ, તે માણુસ બહુ હિંમતથી તથા કાંઇક વધારે જોખમ ખેડીને પણ મોટો વેપાર કરે છે. જે કારીગરના મનમાં એમ સંશય હોય કે, મારી આ યોજના પાર પડશે કે નહિ, તે કારીગર પોતાની યોજનાના નમૂનાઓ જલદીથી તૈયાર કરી શકતો નથી; પણ તેને બદલે જે કારીગરને એમ ખાતરી હોય કે મારી યોજના ફતેહમંદ થશેજ, એ બાબતમાં જેને કાંઈ પણ શક ન હોય તે માણુસ પોતાની યોજનાનો નમૂનો બહુ જલદીથી તૈયાર કરી શકે છે. જે વિદ્યાર્થીના મનમાં એમ શંકા હોય કે, હું પાસ થઈશ કે નહિ, તે વિદ્યાર્થી પોતાના અભ્યાસમાં ઢીલો રહે છે, પણ જે વિદ્યાર્થીને એમ ખાતરી હોય કે, બસ હું તો પાસ થઈશજ, એમાં વળી શક શું? તે વિદ્યાર્થીની મસ્તી કાંઇ ઓર પ્રકારની હોય છે. એવીજ રીતે જે માણુસોને પોતાનાં કામોમાં શંકા હોય, પોતાની યોજનાઓમાં અધૂરાપણું લાગતું હોય અને આ કર્તવ્ય

માટે કરવા જેવું છે કે નહિ, આ કામ કરવાથી મને ફાયદો થશે કે નહિ, આવી આવી બાબતો માટે જેના મનમાં શંકા હોય, તેઓ બહુ જોરથી કામ કરી શકતા નથી અને આપણે સૌ વ્યાવહારિક માણસો આપણાં કામો માટે તથા આપણી ફરજો માટે હમેશાં આવા શંકાશીલજ રહીએ છીએ, તેથી આપણે ખરેખરા જોરથી કામ કરી શકતા નથી; કારણ કે આપણા કામના પરિણામ માટે આપણને ખાતરી નથી અને એ કામ નહિ કરીએ તો શું નુકસાન થશે, તે પણ આપણે ચોખ્ખી રીતે જાણતા નથી. એટલે આપણામાં આપણાં કર્તવ્ય બજાવવાનું જોર ઢીલું પડી જાય છે; પણ મહાત્માઓ એ બન્ને બાબતમાં બહુજ ચોક્કસ હોય છે અને શંકા વિનાના હોય છે; કારણ કે તેઓ પોતાના વિશ્વાસના બળથી, પોતાની ભાવનાના બળથી તથા પોતાની જ્ઞાનદૃષ્ટિના બળથી ખુલ્લી રીતે જોઇ શકે છે કે, આ કામ કરવાથી આટલો આટલો ફાયદો છે અને ન કરવાથી આટલું આટલું નુકસાન છે, એમ બરોબર રીતે જાણે છે. તેથી તેઓ આપણા કરતાં ઘણુંજ વધારે કામ કરી શકે છે અને જેટલે દરજ્જે વધારે કામ કરી શકે, તેટલે દરજ્જે તેઓ આપણા કરતાં આગળ વધી જાય છે અને શ્રેષ્ઠ બની જાય છે તથા તેમાંથીજ આગળ જતાં મહાત્મા બની જાય છે; માટે જો મહાત્મા બનવું હોય, તો આપણી ફરજ આપણે બરોબર રીતે ખૂબ જોરથી ને સંપૂર્ણતાથી બજાવવી જોઇએ.

૪—આપણા કરતાં મહાત્માઓ ઘણું વધારે કામ કરી શકે છે તેનું ચોથું કારણ એ છે કે, મહાત્માઓમાં નિઃસ્વાર્થપણું હોય છે તેથી તેઓ વધારે કામ કરી શકે છે. યાદ રાખજો કે સ્વાર્થ એ બહુ મોટી ખરાબી કરનારો કીડો છે, સ્વાર્થ એ ઘણીએ સારી વસ્તુઓને પણ બાળી દે તેવો અગ્નિ છે, સ્વાર્થ એ મોટી મોટી ને ઊંચી ઊંચી વાતોને પણ હવામાં ઉડાવી દે તેવો જબરજસ્ત વાયુ છે, સ્વાર્થ એ આત્મારૂપી સૂર્યનું પણ ખગ્રાસગ્રહણ કરી દે તેવો રાહુ છે, સ્વાર્થ એ પોતાનું જરાક મનગમતું થાય તે સારુ આખા નિમાડામાં આગ મૂકી દે અને બીજા હજારો જીવોને બાળી નાખે તેવો આપમતલબિયો છે, સ્વાર્થ એ માણસોની અંદર જે માણસપણું રહેલું છે તેને દાટી દેનાર ઉકરડો છે અને સ્વાર્થ એ મનુષ્યની અંદર જે મહાન નબળાઈ રહેલી છે, તેની જીવતી પ્રત્યક્ષ મૂર્તિ છે. આવો સ્વાર્થ જગતમાં સૌને નડે છે.

એ સ્વાર્થને લીધે માણુસો પાછળ રહી જાય છે, એ સ્વાર્થને લીધે માણુસો નાની નાની વાતોમાં પોતાની જિંદગી ગુમાવી નાખે છે, એ સ્વાર્થને લીધે માણુસો અનેક જાતનાં પાપ કરે છે, એ સ્વાર્થ-ને લીધે માણુસો એકબીજા ઉપર વેરઝેર વરસાવે છે અને એને લીધેજ પૃથ્વીમાં નરક દેખાય છે. જો એવો મલિન સ્વાર્થ મનુષ્યજાતમાં ન હોય, તો માણુસો દેવ હોય એમાં કાંઇ પણુ શક રાખવા જેવું નથી.

બંધુઓ ! સ્વાર્થ આવો અધમ છે; છતાં પણુ આપણે તેને છોડી શકતા નથી, આપણે ઉત્તમ વસ્તુઓ મૂકી દઇને બીજી હલકી હલકી ચીજોમાં પડયા રહીએ છીએ, એટલે આપણે વધારે કામ કરી શકતા નથી; પણુ જે મહાત્માઓ હોય છે, તેઓએ પોતાના ખાનગી સ્વાર્થ ઉપર પૂળો મૂકી દીધેલો હોય છે, તેથી તેઓ ઘણું વધારે કામ કરી શકે છે; ખરેખરું કામ થવામાં જે આડો અંતરાય આવે છે તે સ્વાર્થ છે; માટે એ અંતરાય જેનામાંથી નીકળી જાય તે બેહદ કામ કરી શકે છે. પણુ સ્વાર્થ એ એટલો બધો મહાન છે અને તેમ છતાં એટલો બધો સૂક્ષ્મ છે કે, જ્યાં આપણે ન ધારતા હોઇએ ત્યાં પણુ તે પહોંચી ગયેલો હોય છે. હૃદયનાં ઊંડાણુમાં પણુ તે હોય છે અને મોક્ષના બારણુા સુધી પણુ કોઇક ને કોઇક રૂપમાં તે આડો ઊભેલો હોય છે. પણુ તેમ છતાં આ વાત પણુ સમજી લેવા જેવી છે કે, સ્વાર્થમાં પણુ કેટલોક ભેદ છે. સ્વાર્થના પણુ ઘણુા પ્રકાર છે, પણુ તેમાં મુખ્ય બે પ્રકાર છે. એક મલિન સ્વાર્થ અને બીજો ઊંચી જાતનો સ્વાર્થ. તેમાં જે વ્યાવહારિક ગામડી લોકો હોય છે, તે પોતાના અંગના નાના ને મલિન સ્વાર્થમાં પડયા રહે છે અને જે મહાત્માઓ હોય છે તે બહુ ઊંચી જાતના મહાન ને પરમાર્થી સ્વાર્થમાં લાગેલા રહે છે. એટલે મહાત્માઓમાં પણુ સ્વાર્થ તો ખરોજ; પણુ તે સ્વાર્થ સત્ત્વગુણી હોય છે, તે સ્વાર્થ આગળ વધારનારો હોય છે, તે સ્વાર્થ ધર્મની બાજુમાં રહેનારો હોય છે અને તે સ્વાર્થ જગતનું કલ્યાણુ કરનારો હોય છે. એવા સ્વાર્થમાં મહાત્માઓ રહે છે અને અધમ પ્રકારના સ્વાર્થને તેઓ લાત મારે છે, તેથી તેઓ ઘણું વધારે કામ કરી શકે છે. માટે જો મહાત્માઓના જીવનમાં જીવવાનું શીખવું હોય ને તેઓને પગલે ચાલી આગળ જતાં મહાત્મા બનવું હોય, તો ધીરે ધીરે આપણા હલકી જાતના

સ્વાર્થને તજતાં આપણે શીખવું જોઇએ. એ પણ મહાત્મા બનવાની એક મુખ્ય કૂંચી છે.

૫—મહાત્માઓ આપણા કરતાં ઘણું વધારે કામ કરી શકે છે, તેનું પાંચમું કારણ એ છે કે, તેઓનું મન બીજા કોઈ વિષયોમાં રોકાયેલું હોતું નથી. તેથી તેઓના ચિત્તની એકાગ્રતા થઇ શકે છે એટલે તેઓ જલદી કામ કરી શકે છે; પણ આપણું મન અનેક ઠેકાણે રોકાયેલું હોય છે, તેથી આપણું ચિત્ત એકાગ્ર થઇ શકતું નથી એટલે આપણે બહું ઊંડાણમાં ઊતરીને ખરેખરા જોરથી કામ કરી શકતા નથી; કારણ કે આપણું મન કોઈ કોઇ વખત શરીરની ફિકરમાં રોકાયેલું હોય છે. જેમકે કોઇ વખત માથું દુખે છે, કોઈ વખત પેટમાં ગડબડ હોય છે, કોઈ વખત ઝાડાની કબજિયાત હોય છે ને કોઈ વખત અજીર્ણ થયેલું હોય છે. આવાં આવાં કારણોને લીધે આપણું મન શરીરની ફિકરમાં રોકાયેલું રહે છે. કોઇ વખત કુટુંબકલેશને લીધે મનમાં ચિંતા થયા કરે છે અને એવાં ભાગ્યશાળી કુટુંબ તો કોઈકજ હોય છે કે જેમાં કલેશ ન હોય; બાકી તો ઘેર ઘેર કાંઇ ને કાંઈ ખટપટો હોય છે. માબાપ સાથે ખટપટ, ભાઇઓ ભાઇઓ સાથે લડાઈ, ધણીધણિયાણી વચ્ચે અણબનાવ, આવા આવા પ્રસંગો વારે વારે આવ્યા કરે છે. એટલે વ્યાવહારિક લોકોનું મન એવી બાબતોમાં બહુ રોકાયેલું રહે છે. ધનની ફિકરમાં પણ ઘણા માણસોને દરરોજ પોતાના ઘણા કલાકો ગાળવા પડે છે. જેને ધન ન હોય તેને ધન મેળવવાની ફિકરમાં અને જેની પાસે ઝાઝું ધન હોય તેને ધન સાચવવાની ફિકરમાં તથા ખર્ચવાની ફિકરમાં ઘણો વખત રોકવો પડે છે. એમાં એટલો વખત જાય છે કે, ખરી રીતે જોતાં એવી ફિકરોમાં એટલો બધો વખત ગાળવાની જરા પણ જરૂર હોતી નથી. છતાં પણ વ્યાવહારિક લોકોને એવી ટેવ પડી ગયેલી હોય છે કે, તેઓ એવી જાતના વિચારોમાંજ પોતાનું જીવન ગાળે છે. એટલુંજ નહિ પણ તેઓના મનમાં એવાજ ચીલા પડી ગયેલા હોય છે કે, વારે વારે ધનની બાબતમાંજ મન દોડયા કરે છે. જ્યારે એવો કોઈ પ્રસંગ ન હોય, એવી કોઈ ખાસ અગત્ય ન હોય અને જ્યારે મન કોઈ બીજાં ઊંચાં કામોમાં રોકાયેલું હોય, ત્યારે તેમાંથી પણ નીકળીને તે પોતાની મેળે મેળે ધનની બાબતના વિચારો કરવામાં દોડયું જાય છે. આવી આપણા દેશના માણસોની

હાલના વખતમાં પ્રકૃતિ થઈ ગયેલી છે, તેથી એ ફિકરમાં દરેક માણુસોનો ઘણો વખત ફોગટ જાય છે.

કેમ જાણે અનેક જાતની ફિકરો કર્યા કરવાને માટેજ આપણે અવતાર લીધો હોય, એમ દરેક માણુસ ફોગટની ફિકર કર્યા કરે છે. શરીરની, કુટુંબની ને ધનની ફિકર કરે છે; એટલુંજ નહિ પણ જે બનાવો બની ગયેલા હોય, તેનો પણ માણુસ જોઇએ તે કરતાં વધારે અફસોસ કર્યા કરે છે. જે બનાવો બની ગયા છે અને હવે જેમાં કાંઇ પણ ફેરફાર થઇ શકે તેમ નથી; તેમજ જે બન્યું છે તે કાંઇક હેતુસરજ થયેલું હોય છે, કુદરતના નિયમો પ્રમાણેજ થયેલું હોય છે અને પોતાની ભૂલોથીજ થયેલું હોય છે અને તે હવે મિથ્યા થઈ શકે તેમ નથી. છતાં પણ બની ગયેલા બનાવોનો શોક કરવામાં માણુસો પોતાનો વખત ગુમાવી દે છે અને એમાં ને એમાં પોતાનું મન પરોવી રાખેલું રાખે છે, તેથી બીજાં વધારે ઊંચાં કામો તેઓ કરી શકતા નથી. એ સિવાય મરી ગયેલાં માણુસોનો શોક કરવાની બાબતમાં પણ તેઓ પોતાની જિંદગીનો ઘણો ભાગ ગુમાવી દે છે અને યાદ રાખજો કે, ફિકર એ એવી વસ્તુ છે કે તે ઘણા સદ્ગુણોને બાળી દે છે. ફિકર એ એવી વસ્તુ છે કે તે બુદ્ધિનો નાશ કરી દે છે, ફિકર એ એવી ખરાબ વસ્તુ છે કે, તે જીવાત્માને નીચો પાડી દે છે અને ફિકર એ એવી ખરાબ વસ્તુ છે કે, તે પ્રભુથી જીવને વિમુખ કરી નાખે છે; છતાં પણ આપણે સૌ ફિકરના ગુલામ બની ગયેલા છીએ; એટલુંજ નહિ પણ જેની ફિકર કરવાની જરૂર નથી ને જે દુઃખો હાલમાં આપણી ઉપર આવેલાં નથી, તેમજ ભવિષ્યમાં આવશેજ એવી ખાતરી પણ નથી, તેવાં ભવિષ્યનાં દુઃખો માટે પણ આપણે અતિશય ફિકર કર્યા કરીએ છીએ. ઘડપણમાં જે દુઃખ આવવાનો સંભવ હોય તેવાં દુઃખો માટે જુવાનીમાંથીજ બળ્યા કરીએ છીએ અને તેમ છતાં આપણુને એટલી તો ખબર હોતી નથી કે, ઘરડા થઇશું કે નહિ? મરણનો ભય દરેક પળે છે. જિંદગી કેટલો વખત ટકશે તેનો કાંઈ પણ ભરોંસો નથી. દેહ ક્ષણભંગુર છે એમ બોલીએ છીએ; એટલુંજ નહિ પણ ઘણા માણુસોને વાત કરતાં કરતાં મરી જતા નજરે જોઇએ છીએ અને તેમ છતાં જુવાનીના વખતમાંજ ઘડપણની ફિકર કરીને ઊલટા ઘડપણને વહેલું બોલાવીએ છીએ. ફિકરની બાબતમાં આવા આપણા હાલ છે, એટલે અનેક જાતની ચિંતા

ઓમાં આપણું મન રોકાયલું હોય છે. આપણે આપણા ચિત્તની એકાગ્રતા કરી શકતા નથી, એટલે આપણે ઊંડા ઊતરીને સારામાં સારી રીતે કોઇ પણ કામ કરી શકતા નથી; પણ જે મહાત્માઓ છે તેઓ આવી કોઇ પણ જાતની ફિકર કરતા નથી, તેથી તેઓ ઘણું વધારે કામ કરી શકે છે. જ્યારે તેઓની ઉપર કોઇ જાતની ખરેખરી ફિકર આવી પડે, ત્યારે એટલો વખત તેઓ તે બાબતમાં ધ્યાન આપી દે એ જુદી વાત છે; પણ જે વખતે તેઓ પોતે પોતાની ફરજ બજાવવા બેઠા હોય, કામ કરવા બેઠા હોય અને કામમાં તલ્લીન થયા હોય, તે વખતે આવી કોઇ પણ જાતની ફિકરને કદી પણ પોતાના મનમાં આવવા દેતા નથી; એટલે તેઓ ઘણું વધારે કામ કરી શકે છે. માટે આપણે પણ જો વધારે કામ કરતાં શીખવું હોય તો મનમાંથી ફિકરનો ભાર ઓછો કરી નાખવો જોઇએ. બેશક એટલું ખરું છે કે, આ સંસારની રચનાજ એવી છે કે સાત સાંધીએ ત્યાં તેર તૂટે છે. એટલે કોઇ કોઇ જાતની ફિકર તો માણસને માથે હોયજ; પણ એ ફિકરને વખતે ફિકર કરવી જોઈએ અને કામને વખતે ફિકરને લાત મારવી જોઇએ. પણ ફિકરને લાત મારવાની કૂંચીઓ આપણે જાણતા નથી, તેથી આપણને ફિકર દુઃખ દીધા કરે છે. મહાત્માઓ ફિકરને લાત મારવાની કૂંચીઓ જાણે છે, તેથી તેઓ ફિકરને ઉડાવી દે છે, એટલે તેઓ વધારે કામ કરી શકે છે અને વધારે સારી રીતે પોતાની ફરજો બજાવી શકે છે. માટે આપણે પણ જો મહાત્માઓને પગલે ચાલવું હોય અને ભવિષ્યમાં મહાત્મા બનવું હોય, તો ફિકરને ઉડાવી દેતાં અને ચિત્તને એકાગ્ર કરતાં શીખવું જોઇએ.

૬—આપણા કરતાં મહાત્માઓ ઘણું વધારે કામ કરી શકે છે, તેનું છઠ્ઠું કારણ એ છે કે, આપણા કામનો આધાર બીજાઓની ઉપર હોય છે. જેમકે ફલાણા ભાઇ મદદ કરે તો ફલાણું કામ થાય; ફલાણી વસ્તુઓ હાજર હોય તો ફલાણું કામ થાય; ફલાણી મોસમ આવે તો કામ થાય; આટલા રૂપિયા હોય તો કામ થાય; આવડી ઉંમર હોય તો કામ થાય. આવી રીતે આપણા કામનો આધાર કોઇક માણસ ઉપર, કોઈક વસ્તુ ઉપર, કોઇક મોસમ ઉપર, કોઇક ઉંમર ઉપર અને કોઇકના પૈસા ઉપર હોય છે, તેથી આપણાં કામો રખડી પડે છે અને ઘણાંખરાં કામો તો શરૂજ થતાં નથી. પણ મહાત્માઓનાં કામનો આધાર આવી રીતે તદ્દન બીજાઓની મદદ

ઉપર હોતો નથી; પણ તેઓના કામનો મુખ્ય આધાર પોતાની ઉપરજ હોય છે; કારણ કે તેઓ પોતે પોતાનું બળ સમજે છે, પોતે પોતાની આબરૂ સમજે છે, પોતે પોતાનો ટેક સમજે છે, પોતે પોતાનું સ્વમાન સમજે છે અને પોતે પોતાના પગ ઉપર કેમ ઊભા રહેવું એ વાત સારી રીતે સમજેલા હોય છે, તેથી તેઓ પોતાના કામનો મુખ્ય આધાર પોતાની ઉપરજ રાખે છે અને બીજાઓની મદદની જરૂર પડે, તો તેઓ પોતાનો ટેક સાચવીને બીજાઓની મદદ લે છે. પણ યાદ રાખજો કે જે બહુ આગળ વધી ગયેલા મહાત્માઓ હોય, તેઓને બીજાઓની મદદ લેવાની બહુ જરૂર પડતી નથી. જો ખરેખરી રીતે તેઓને મદદની જરૂર હોય, તો ઘણાં માણસો પોતાની ખુશીથી તેઓને મદદ કરવા તૈયાર હોય છે. કુદરતનો એવો નિયમ છે કે, જે માણસ પોતે પોતાને મદદ કરે છે તેને કુદરત પોતે મદદ કરે છે; પણ જે માણસ પોતે પોતાને મદદ કરતો નથી અને બીજાના આધાર ઉપરજ રહે છે, તેઓને કુદરત મદદ કરતી નથી. કુદરતની મદદ ન હોય એટલે બીજા લોકો પણ તેઓને મદદ કરતા નથી; કારણ કે આપલપોપલિયાં જેવાને મદદ મળતી નથી, લેભાગુઓ-ને મદદ મળતી નથી, પોતાના પગ ઉપર ઊભા રહી શકે તેવા ન હોય તેઓને મદદ મળતી નથી, ખરેખરી જિગરની લાગણીથી કામ કરી શકે તેવા ન હોય તેઓને મદદ મળતી નથી, બીજા-ઓની મદદની વાટ જોઇને બેસી રહે તેઓને મદદ મળતી નથી, મદદ મળે તોજ કામ કરીએ, નહિ તો કાંઈ ન કરીએ; એવા વિચા-રવાળા હોય તેઓને મદદ મળતી નથી અને જે પોતાના આ-ત્માનું બળ સમજતા ન હોય તેવા માણસોને મદદ મળતી નથી. કદી એવાઓને મદદ મળે તોપણ તે મદદ અધૂરી હોય છે, તે મદદ ઉપલક હોય છે અને તે મદદ ખરા પ્રસંગે મળેલી હોતી નથી. એટલુંજ નહિ પણ એવા માણસોને જે મદદ મળેલી હોય તે મદદને લીધેજ આગળ જતાં ઊલટા મદદ આપનાર સાથે તેઓને કજિયા થયા છે અને વાંધા પડે છે; પણ જે માણસ પોતા-નાં ખરેખરા જોરથી કામ કરે છે, નિઃસ્પૃહીપણે રહે છે, પોતાના સ્વાર્થનો ભોગ આપે છે અને જગતની સેવા કરવાનો ઉચ્ચ હેતુ ધ્યાનમાં રાખીને શાંતિથી યોગ્ય રસ્તે પોતાનું કામ કર્યા કરે છે, તેને અનાયાસે મદદ મળે છે, તેઓને ખરે પ્રસંગે મદદ મળે છે,

તેઓને અંતરના ઉમળકાથી મદદ મળે છે, તેઓને પૂરેપૂરી મદદ મળે છે અને તેમને મદદ આપનાર માણુસના દિલને પણ સંતોષ થાય છે. તેઓ મદદ આપીને ઊલટા ઉપકાર માને છે કે, આવું સારું કામ અમારે હાથે અથવા અમારા પૈસાથી તમે કરાવ્યું એ માટે તમારો જેટલો ઉપકાર માનીએ તેટલો થોડો છે. મહાત્માઓને જે મદદ મળે છે તે આવી જાતની હોય છે; પણ આ બધાનું મૂળ એ છે કે, પોતે પોતાના પગ ઉપર ઊભા રહેતાં શીખવું જોઇએ અને બીજાઓની મદદની બિલકુલ ઇચ્છા કે આશા ન રાખવી જોઇએ અને એ પછી જો ખરેખરી મદદની જરૂર હશે તો પરમાત્મા પોતે કોઈ પણ રસ્તે તે મેળવી આપશે એમાં કાંઇ પણ શક નથી. માટે જો મહાત્માઓને પગલે ચાલવું હોય અને ઘણું વધારે કામ કરવું હોય, તો પોતે પોતાના બળ ઉપર નિર્ભર રહેતાં શીખો અને જેમ બને તેમ બીજાઓની ઓછામાં ઓછી મદદ લેવાય તેમ કરો.

૭–મહાત્માઓ આપણા કરતાં ઘણું વધારે કામ કર્યે જાય છે અને ફરજ બજાવવાની શરતમાં તેઓ આપણા કરતાં બહુજ આગળ નીકળી જાય છે, તેનું સાતમું કારણ એ છે કે, તેઓને માનાપમાનની ઝાઝી દરકાર હોતી નથી, તેથી તેઓ આગળ નીકળી જાય છે અને આપણે માનાપમાનની બહુ દરકાર કર્યા કરીએ છીએ, તેથી શરૂઆતમાંજ અટકી પડીએ છીએ. જેમકે ઘણી વખત લોકલાજને ખાતર આપણે કેટલીક જાતનાં ભલાં કામો કરી શકતા નથી. જેમકે કોઈ પરમાર્થના કામ માટે ફંડ કરવું હોય તો મોટા લોકોને એમ લાગે છે કે, શું અમે કોઇને કહેવા જઇએ? અમારું માન ન રાખે તો? આવી રીતે માનાપમાનને ખાતર લોકો ભલાં કામો કરતાં અટકી પડે છે. ગામમાં કૉલેરા કે મરકી વગેરે ચાલતું હોય એ વખતે હલકી જાતના લોકો ખરેખરા દુઃખી થતા હોય તે જોઇને કેટલાક ભલા માણુસો પણ કહે છે કે, " અમોને તેની બહુ દયા આવે છે; પણ અમારાથી તેઓને ઘેર કેમ જવાય અને એનાં પાણીછાણીને કેમ અડાય?" ઘણા લોકો કોઇ કોઇ સુધારાની વાત માટે એમ કહે છે કે, " એની વાત સાવ સાચી છે; પણ અમારાથી તેને ટેકો આપી શકાય તેમ નથી. જો અમે એને ટેકો આપીએ તો અમારી નાતજાતમાં અમને બહુ ખરાબ લાગે, શેઠિયાઓમાં અમારી ટીકા થાય અને બીજા ઘણા લોકો અમારી હાંસી કરે;

માટે અમે એ સાચી વાતમાં પણ હાલમાં ટેકો આપી શકીએ તેમ નથી.” આવી રીતે લોકલાજને ખાતર ઘણા માણસો ઘણી જાતનાં ભલાં કામો કરતાં અટકી જાય છે.

લોકલાજને લીધે અનેક પ્રકારના બહારના વિવેકો જાળવવા પડે છે, ઘણી જાતના આડંબરો રાખવા પડે છે, કેટલીક બાબતોમાં પરાણે પરાણે તણાઈ મરવું પડે છે તથા ઘણી વખત તમાચો મારીને મોઢું લાલ રાખવું પડે છે. આ બધું માન મેળવવાને ખાતર અને અપમાન ન ખમવાને ખાતર લોકલાજ સારુ કરવું પડે છે; પણ મહાત્માઓને માનાપમાનની બહુ દરકાર હોતી નથી; કારણ કે તેઓ નાતજાતનાં માનની ઝાઝી ઇચ્છા રાખતા નથી, પણ તેઓ પ્રભુના માનની અને પોતાના અંતરના માનની ખરી ઇચ્છા રાખે છે; તેથી તેઓ વધારે કામ કરી શકે છે; કારણ કે જગતનાં જરાક વારનાં માનાપમાનની પોલમાં તેઓને પડ્યું રહેવું પડતું નથી, તેથી તેઓ ઘણું વધારે કામ કરી જાય છે.

બંધુઓ! માનાપમાનના ભ્રમને લીધે તથા ખોટી લોકલાજને લીધે એટલા બધા માણસો પાછળ રહી જાય છે કે, તેનો જો આપણે ખરો વિચાર કરીએ તો આપણને ત્રાસ લાગ્યા વિના રહે નહિ. એક મહાત્મા એમ કહેતા કે, બીજા કાંઇ પણ ગુના વિના માત્ર ખોટી લોકલાજને લીધેજ કરોડો ભલા માણસો સાવ વિનાકારણ નરકમાં ચાલ્યા જાય છે. એવા લોકો કોઈ પણ જાતનાં મોટાં પાપ કરતા નથી. પણ માત્ર લોકલાજને લીધે ઘણાંએ કરવા જેવાં કામો પણ કરી શકતા નથી, પોતાનાથી બની શકે તેવાં કામો પણ કરી શકતા નથી અને કાંઇ પણ ખરેખરા ખાસ કારણ વિના લોકલાજના મિથ્યા ભ્રમને લીધેજ સારાં સારાં કામો કરી શકતા નથી, તેથી છતાં સાધનોએ લોકલાજને લીધે, માનાપમાનની દરકાર સારુ નરકમાં જાય છે. માટે લોકલાજ કેટલી હદ સુધી પાળવી અને માનાપમાનની કેટલી દરકાર રાખવી એનો કાંઇક વિચાર કરજો; કારણ કે જો ખરેખરી રીતે અંતરાત્મા રાજી થાય તે પ્રમાણે કામ કરવું હોય ને કર્તવ્ય બજાવી જિંદગીની સાર્થકતા કરવી હોય, તો માનાપમાનની દરકારમાં કે લોકલાજના ભ્રમમાં પડ્યું રહેવું પાલવે તેમ નથી. જો કે એ ગામઠી લોકોને એ ચીજો પણ જરૂરની છે અને એથી પણ માણસ અંકુશમાં રહી શકે છે; છતાં પણ જ્યારે કસોટીનો વખત હોય અને એક તરફ કર્તવ્ય ને બીજી તરફ મા-

નાપમાનની લાગણી, એવો સમય હોય, ત્યારે તો કર્તવ્યનેજ પ્રાધાન્ય આપવું જોઇએ. જો એમ કરતાં આવડશે તોજ ખરેખરું કર્તવ્ય બજાવી શકાશે અને તોજ આગળ જતાં મહાત્મા બની શકાશે; માટે મહાત્માઓની કામ કરવાની કૂંચીઓ મેળવો, મહાત્માઓની કામ કરવાની કૂંચીઓ મેળવો.

૮—મહાત્માઓ આપણા કરતાં ઘણું વધારે કામ કરી શકે છે, તેનું આઠમું કારણ એ છે કે, આપણે નાની નાની અડચણોથી ડરી જઇએ છીએ; પણ મહાત્માઓને જો પોતાનું ધારેલું કામ થતું હોય, તો તેઓ અનેક પ્રકારનાં મહાન ભયંકર જોખમોની પણ સામે થાય છે. એ વખતે તેઓ પોતાની જિંદગીની પણ પરવા રાખતા નથી; કારણ કે તેઓ એમ સમજે છે કે, પોતાની જિંદગી કરતાં પણ પોતાની ફરજ બજાવવી એ વધારે ઊંચી વાત છે; ફરજ બજાવવાને માટેજ જિંદગી આપવામાં આવી છે; માટે ફરજના પેટામાં જિંદગી છે, કાંઇ જિંદગીના પેટામાં ફરજ નથી. આવી જાતની તેઓની સમજણ હોય છે, તેથી જયારે ખરેખરો પ્રસંગ આવી પડે, ત્યારે જિંદગીની દરકાર રાખ્યા વિના તેઓ પોતાની સામે આવતાં જોખમોની સામે થાય છે અને અંતે તેમાં ફતેહ મેળવે છે; એટલુંજ નહિ પણ ફરજ બજાવતાં કદી મોત થાય તો એને પણ તેઓ પોતાની ફતેહ સમજે છે. આમ હોવાથી આપણે જેમ નાની નાની અડચણોથી ડરીને મોટાં મોટાં કામો કરતાં અટકી પડીએ છીએ, તેમ તેઓને અટકી જવું પડતું નથી. આપણે નાની નાની અડચણોથી પણ કેવી રીતે ડર્યા કરીએ છીએ, તે કાંઈ તમારા ધ્યાન બહાર નહિ હોય; છતાં પણ જરા ફરીથી સાંભળો. જેમકેઃ—

પૈસાની અડચણને લીધે આપણે આપણી ફરજ બજાવવામાં ડર્યા કરીએ છીએ- આપણી પાસે પૂરતા પૈસા હોય અથવા જરૂર જેટલા પૈસા હોય છતાં પણ આપણે આપણી ફરજ બજાવવામાંથી પણ વધારે પૈસાની લાલચ રાખીએ છીએ અને થોડાક પૈસાના લોભ સારુ આપણે આપણાથી થઈ શકે તેવાં ઘણાંએ કામો કરતાં અટકી પડીએ છીએ. આવીજ રીતે ઘણા માણસોને પૈસાની અગવડ હોતી નથી અને પૈસાની ઝાઝી દરકાર પણ હોતી નથી; છતાં પણ તેઓને મહેનત કરવી ગમતી નથી. જરાક વધારે મહેનત કરવી પડે અથવા કયાંય જવુંઆવવું પડે એટલામાં તેઓનું

કોકડું ગૂંચવાઈ જાય છે અને મહેનત ન કરવી પડે એટલા ખાતર પોતાથી બની શકે તેવાં ઘણાંએ કામો તેઓ કરતા નથી. કારણ કે એક પ્રકારનું શારીરિક ને માનસિક આળસ તેઓમાં ભરાઇ ગયેલું હોય છે, તેથી તેઓને કામ કરવું ગમતું નથી. બહુ મહેનત કરીએ તો અમને વસમું લાગી જાય, એવે બહાનેએ અડચણ બતાવીને તેઓ કામ કરવામાંથી છટકી જાય છે. કેટલાક માણસોને દુઃખ ખમવું ગમતું નથી. દુઃખ ખમવું ન ગમે, એ જીવોનો કુદરતી સ્વભાવ છે; પણ પોતાની ફરજ બજાવવાને ખાતર જે નજીવાં દુઃખો આવી પડે, તે દુઃખો ખમવાને માટે તો હમેશાં દરેક માણસોએ તૈયાર રહેવુંજ જોઈએ; પણ વ્યાવહારિક માણસોને પોતાના સ્વાર્થ સિવાયનાં પરમાર્થનાં દુઃખો ખમવાની ટેવ પડેલી હોતી નથી, તેથી પોતાની ફરજ બજાવવાને અંગે આવી પડતાં નાનાં નાનાં દુઃખો પણ તેઓ સહન કરી શકતા નથી; એટલુંજ નહિ પણ એવા ગામઠી સ્વાર્થી માણસોને પોતાના શરીરને સુખી રાખવાની એટલી બધી કાળજી હોય છે તથા જીવવાની એટલી બધી પ્રબળ ઇચ્છા હોય છે કે, જરાક દુઃખ ખમવું તો બાજુએ રહ્યું, પણ દુઃખના ખ્યાલોથીજ તેઓ ડરી જાય છે. ફલાણું કામ કરીએ પણ તેમાં ફલાણી જાતની અડચણો આવી પડે તો પછી શું કરીએ ? એ અડચણો આવી પડવાના ભયને લીધેજ તેઓ કાંઈ પણ શુભ કામ શરૂ કરતા નથી. આટલા બધા તેઓ અડચણોથી ડર્યા કરે છે, એટલે પછી ધીરે ધીરે તેઓના મનમાં એવાજ વિચારો ઠસી જાય છે કે, જો આ કામ કરીશું તો આટલા આટલા જણા આપણી વિરુદ્ધ થશે અને આપણે માટે આવી આવી રીતે બોલશે. એ બધું વિના કારણ આપણે શા માટે ખમવું જોઈએ ? એવી એવી ગણતરીઓ કર્યા કરે છે અને એવા ભયને લીધે કોઇ પણ જાતના ભલા કામમાં ભાગ લેતા નથી; પણ જે મહાત્માઓ હોય છે, તેઓને આવી જાતની ફિકર હોતી નથી; કારણ કે તેઓમાં અતિશય હિંમત હોય છે, તેથી આ બધી બાબતોની સામે થવાનું તેઓમાં બળ હોય છે અને બીજું એ કે પોતાના શરીરના સુખની તેઓને બહુ દરકાર હોતી નથી, એટલે એ સામે તેઓને ઝાઝું જોવું પડતું નથી; અને બીજું એ કે તેઓની અંદર એટલું બધું બળ આવી ગયેલું હોય છે અને કામ કરવાની એવી સરસ કૂંચીઓ તેઓને મળી ગયેલી હોય છે કે, બી-

જાઓની તરફથી આવી પડતી અડચણોથી તેઓ બિલકુલ ડરતા નથી; કારણ કે એ અડચણો તેઓને બચ્ચાંના ખેલના જેવી લાગે છે અને તેઓને એમ લાગે છે કે, આપણે ફૂંક મારીશું તો એ અડચણો ઊડી જશે. એનો શું ભાર છે કે, આપણી સામે અડચણો ટકી શકે ? એવા જોરને લીધે તેઓની સામે નાની નાની અડચણો ટકી શકતી નથી; એટલુંજ નહિ પણ જ્યારે કાંઇ બીજી મોટી અડચણો આવી પડે ત્યારે પણ તેઓ દિલગીર થતા નથી; પણ ઊલટા તેઓ એમ સમજે છે કે, આ કસોટીનો પ્રસંગ છે, આ પરીક્ષાનો વખત છે અને આ ઇનામ મેળવવાનો વખત છે; માટે આ શરતમાં આપણે જીતવુંજ જોઇએ. એમ સમજીને તેઓ ઊલટા ઘણા વધારે જોરથી અડચણોની સામે થાય છે અને તેમાં ફતેહ મેળવે છે. આવી રીતે સાધારણ અડચણોથી કે વિશેષ અડચણોથી પણ મહાત્માઓ ડરતા નથી; માટે તેઓ આગળ વધી શકે છે અને આપણા કરતાં સેંકડોગણું વધારે કામ કામ કરી શકે છે અને આપણે અડચણોની ફિકરમાં રહ્યા કરીએ છીએ, તેથી કોઈ પણ સારાં કામો પાર પાડી શકતા નથી. અરે, પાર પાડવાં તો બાજુએ રહ્યાં પણ એવાં કામો શરૂ પણ કરી શકતા નથી. આટલો તેઓની અને આપણી વચ્ચે તફાવત છે અને એ બધું ફરજ બજાવવામાં આવી પડતી અડચણોથી ડર્યા કરીએ તેથીજ થાય છે; માટે ફરજો બજાવવામાં આવી પડતી અડચણોથી ન ડરવું. એ આગળ વધવાનો ને મહાત્મા બનવાનો મુખ્ય ઉપાય છે.

૯–આપણા કરતાં મહાત્માઓ ઘણું વધારે કામ કરી શકે છે, તેનું નવમું કારણ એ છે કે, આપણે આપણા જેવા અને આપણાથી હલકા પ્રકારના માણસોની સામે જોયા કરીએ છીએ. જેમકે આ ભાઈ છઠ્ઠી ચોપડી ભણ્યા છે ને હું તો સાતમી ચોપડી ભણેલો છું; આ ગૃહસ્થ પાસે દસહજાર રૂપિયા છે અને તેમ છતાં તે કાંઇ વાપરતા નથી અને મારી પાસે બે હજાર રૂપિયા પણ નથી, છતાં પણ હું તેના કરતાં વધારે દાનધર્મ કરું છું; તે દોસ્ત ફક્ત ત્રીજી ચોપડી ભણેલો છે અને હું તો મેટ્રિક થયેલો છું; આપણો ઘડિયાળી સંચાના કામમાં બહુ સમજતો નથી, એના કરતાં તો એ કામમાં મારી ઘણી વધારે નજર પહોંચે છે; આપણો લાયબ્રેરિયન કાંઇ વાંચતો નથી, એના કરતાં તો અમે ઘણાં પુસ્તકો વાંચેલાં છે; તે મુંબઈ જાય છે પણ હું તો રંગૂન જઇ આવેલો છું; તે

સો રૂપિયામાં રહે છે અને મને તો અઢીસો રૂપિયા મળતા હતા. આવી રીતે કામ કરવામાં, દાન કરવામાં, ધર્મ પાળવામાં, જ્ઞાન મેળવવામાં અને ફરજ બજાવવાની બાબતમાં આપણે આપણા જેવા માણસોની સામે અથવા આપણાથી જરા હલકા માણસોની સામે જોયા કરીએ છીએ, તેથી આપણને એમ લાગે છે કે, તેઓના કરતાં અમે ઠીક કરીએ છીએ, તેઓના કરતાં અમે ઘણું વધારે કરીએ છીએ અને તેઓના કરતાં અમારી સ્થિતિ તથા અમારી શક્તિ સારી છે. આવી રીતે ગામઠી માણસોની સાથે આપણે આપણી સરખામણી કર્યા કરીએ છીએ, તેથી આપણે ગામઠી જેવા રહી જઇએ છીએ અને નાની નાની વાતોમાં સંતોષ માન્યા કરીએ છીએ તથા રાજી થઈ જઇએ છીએ; પણ એને બદલે જે મહાત્માઓ હોય છે તેઓ કાંઈ ગામઠી માણસોનાં કામો સામે કે તેઓની શક્તિઓ સામે જોતા નથી ને એથી સંતોષ પામતા નથી; પણ મહાત્માઓ તો પોતાની અગાઉ થઇ ગયેલા તથા પોતાના સમયમાં હયાત હોય તે મહાત્માઓની સામે અને દેવોની સામે જુએ છે તથા એ પ્રમાણેનાં કામો પોતે ક્યારે કરી શકે, એવીજ ઇચ્છા રાખે છે અને એવીજ યુક્તિઓ શોધવાના પ્રયત્ન કરે છે. જેમકે મહાત્મા શંકરાચાર્યે જગતના ભલા માટે ઉત્તમ પ્રકારનું વેદાંતનું જ્ઞાન ફેલાવવા માટે કેટલી બધી મહેનત કરેલી છે, તેના પ્રમાણમાં મેં શું કર્યું છે? શા માટે હું શંકરના જેટલી મહેનત ન કરું? બત્રીસ વરસની ઉંમરમાં તેમણે આખા હિંદુસ્તાનને હલાવી નાખ્યો અને જામી ગયેલા બૌદ્ધધર્મને હિંદુસ્તાનમાંથી જડમૂળમાંથી ઊખેડી નાખ્યો, એ કેટલો બધો ભગીરથ પ્રયત્ન કહેવાય? શું એ કામ અનાયાસે થઇ ગયું હશે? શું એ કામ હસતેરમતે થઇ ગયું હશે? શું એ કામ કરવામાં તેમને મુશ્કેલીઓ નહિ નડી હોય? એ બધી મુશ્કેલીઓની સામે થવાનું તેમનામાં જે બળ હતું તે બળ કયું? એ બળ મારે જોઇએ છે અને જે વિદ્યા વડે તેમણે હિંદના બીજા બધા ધર્મોને જીતી લીધા તે જ્ઞાન મારે જોઇએ છે. આવીજ રીતે જેને મહાત્મા થવું હોય તે વિચાર કરે છે કે, ભગવાન બુદ્ધે પોતાનું રાજપાટ જુવાનીમાં છોડી દીધું અને આખી દુનિયાનો ત્રીજો ભાગ જેને માને છે એવો ધર્મ ચલાવ્યો. એ શક્તિ કઇ અને એ જ્ઞાન કયું? એ શક્તિ ને એ જ્ઞાન મારે જોઇએ છે. શા માટે હું બુદ્ધના જેવો ન બની શકું અથવા બુદ્ધને પ-

ગલે પગલે ચાલનારો ન થઈ શકું ? મહાત્મા મહમદ પયંગબરે અરબસ્તાનના જંગલી આરબોને ફેરવી નાખ્યા અને તેઓમાં નવી રોશની મૂકી દીધી એ બળ કયું ? તથા જેમના શબ્દોને આજ દિવસ સુધી વીસ કરોડ મુસલમાનો નમન કર્યા કરે છે તે જ્ઞાન કયું ? હું એવું જ્ઞાન ને એવી શક્તિ માગું છું. મહાત્મા ઈશુખ્રિસ્ત સત્યને ખાતર ક્રૉસ ઉપર રિબાઇ રિબાઇને મૂઆ; એટલુંજ નહિ પણ તેમના નામે તેમની પાછળ તેમના હજારો શિષ્યો જગતના કલ્યાણને અર્થે તથા ધર્મના ફેલાવાને અર્થે મરેલા છે અને હજી પણ ત્રીસ કરોડ ખ્રિસ્તીઓમાં જેમના નામથી કાંઇક નવું બળ આવે છે અને જેમના નામથી પરમાર્થનાં ખાતાંઓ ચાલે છે, તે બળ કયું ? તે શક્તિ કઇ ? અને તે જ્ઞાન કયું ? મને તો એ બળ, એ શક્તિ ને એ જ્ઞાન જોઇએ છે. શા માટે હું મહાત્મા ઈશુખ્રિસ્તના જેવો ન થઇ શકું અને કદી એવો હમણાં ન થઇ શકું તોપણ એમને પગલે પગલે શા માટે ન ચાલી શકું ? બેશક, મારે એજ રસ્તામાં જવું જોઇએ. મહાત્મા જરથોસ્તે જગતના ભલા માટે કેટલું બધું કામ કરેલું છે ? મહાત્મા મુસાએ યહૂદીધર્મ ફેલાવવા માટે કેટલું બધું કામ કરેલું છે ? ભગવાન વ્યાસજીએ, મનુ મહારાજે અને એવા બીજા અનેક મહાત્માઓએ તથા ઋષિમુનિઓએ જગતના કલ્યાણ માટે અને પોતાની ફરજ બજાવવા માટે કેટલી બધી મહેનત કરેલી છે અને કેટલી બધી પોતાની જિંદગી એ ખાતે અર્પણ કરેલી છે, એ જ્યારે આપણે તપાસીએ ત્યારે આપણને અજાયબી તથા આનંદ લાગ્યા વિના રહે નહિ; માટે શા સારુ એમના જેવા ન થઇએ અને તેઓને પગલે ન ચાલીએ ? આવાજ વિચારો મહાત્માઓ કરે છે અને ગુરુ નાનક, કબીર, તુલસીદાસ, જ્ઞાનેશ્વર, સમર્થ રામદાસ, શિવાજી મહારાજ, અડગ ટેકવાળા મહારાણા પ્રતાપસિંહ, મહાન અકબર, હાફીઝ, ધન્વંતરિ, હઝરતઅલી, હાતીમતાઇ, નૌશેરવાન, અદલ ન્યૂટન, સ્પેન્સર, નેલ્સન, નેપોલિયન, વૉશીંગ્ટન, લ્યૂથર, એડીસન, કારનેગી વગેરે મહાત્માઓએ કેવાં કેવાં કામો કરેલાં છે, એ જરા જુઓ તો ખરા ! શા માટે આપણે તેઓના જેવા ન થઈએ ? આવી રીતે મહાત્માઓ પોતાની ભાવનાઓ બહુ ઊંચી રાખે છે અને પોતાના કરતાં સેંકડો દરજજે જે શ્રેષ્ઠ માણસો હોય તેઓની સામે જોયા કરે છે, તેઓની કામ કરવાની રીત સામે

જોયા કરે છે, તેઓની ફતેહ મેળવવાની યુક્તિઓ સામે જોયા કરે છે અને તેઓના જેવા કેમ થવાય એજ ખ્યાલમાં રમ્યા કરે છે, તેથી તેઓ આગળ જતાં તેવા થઇ શકે છે; કારણ કે જેવી ભાવના તેવું ફળ મળે છે, એ શાસ્ત્રનો સિદ્ધાંત છે અને એ કુદરતનો નિયમ છે; માટે યાદ રાખજો કે જેને મહાત્મા બનવાનો વિચાર હોય તેણે મહાત્માઓની સામે જોયા કરવું જોઇએ અને જેને વ્યાવહારિક ગામઠી લોકોના જેવા રહી જવું હોય, તેઓએ બુઠ્ઠી લાગણીવાળા ને જડ બુદ્ધિવાળા સાધારણ ગામઠી લોકોની સામે જોયા કરવું જોઈએ. આવી રીતે આપણી ભાવનાઓ નબળી છે, આપણા વિચારો હલકા છે અને આપણું નિશાન પાસેનું છે; એટલે આપણે જેવા વ્યવહારવાળા લોકોનું અનુકરણ કરીએ કે સરખામણી કરીએ તેઓના જેવા બની જઇએ છીએ, એટલે ઓછાં કામો કરી શકીએ છીએ; પણ જે ખરેખરા મહાત્માઓ છે તેઓ મહાત્માઓનું અનુકરણ કરે છે; માટે તેઓ કામ કરી શકે છે અને આગળ જતાં મહાત્મા બની શકે છે; માટે જો બરોબર રીતે ફરજો બજાવવી હોય અને મહાત્મા થવું હોય, તો ઉચ્ચ હેતુઓ રાખીને મહાત્માઓને સામે જોઇને તેઓને પગલે ચાલતાં શીખો અને તેઓનું અનુકરણ કરો, એટલે ધીરે ધીરે તમારામાં કાંઇક ખાસ પ્રકારનું બળ આવવા લાગશે.

૧૦—આપણે બહુજ ઓછું કામ કરી શકીએ છીએ અને મહાત્માઓ ઘણુંજ વધારે કામ કરી શકે છે, તેનું દસમું કારણ એ છે કે, જ્યારે આપણે કામ કરવા માંડીએ છીએ, ત્યારે થોડી વારમાં આપણને ઘણો થાક લાગી જાય છે, તેથી આપણે ઘણા વખત સુધી કામ કરી શકતા નથી એટલે થોડું કામ થાય છે. આપણે થોડું કામ કરીએ ને તેમ છતાં તેના પ્રમાણમાં વધારે થાક લાગી જાય તેનું કારણ એ છે કે, આપણા મનમાં અનેક જાતની બીજી ઉપાધિઓ ભરેલી હોય છે. આપણે અડચણોથી ડર્યા કરીએ છીએ અને ઉપરના નવ પ્રસંગોમાં જે જે મુશ્કેલીઓ, દુઃખ તથા ફિકરો બતાવી તે બધી આપણા અંતરમાં ભરેલી હોય છે, તેથી એ બધાનો થાક કામ કરવાને વખતે આવીને ઊભો રહે છે; એટલે યાદ રાખજો કે, આપણને ફરજ બજાવતી વખતે જે થાક લાગે છે તે થાક કાંઇ આપણા એટલાજ કામનો નથી, પણ આપણા મનમાં જે અનેક પ્રકારની ખટપટો ભરેલી છે ને અનેક જાતની જંજાળો ભરેલીછે

તથા અનેક જાતની હાયવોયમાં જીવ દિલગીર થયા કરે છે–તે બધાંનો એ થાક છે અને આપણે કામ કરવાની બાબતમાં તથા કામમાંથી ઉત્પન્ન થતા થાકના નિયમો સમજવાની બાબતમાં એટલા બધા ભોળા છીએ કે, કોઈના થાકનો બોજો કોઈકની ઉપર ઢોળી પાડીએ છીએ, એટલે કે ખરેખરી રીતે જોતાં ફરજ બજાવવા માટે જે કામો કરવાં પડે, તે કામોમાં જે થાક લાગે તે બધો થાક કાંઇ એકજ કામનો નથી; પણ એ કામનો થાક તો બહુજ થોડો હોય છે. બાકી ઘણો થાક તો આપણા મનમાં આગળ પાછળ જે ઉપાધિઓ ભરેલી છે તેનો હોય છે, આપણા મનમાં જે જે જાતની ચિંતાઓની હોળીઓ બળ્યા કરે છે તેનો એ થાક હોય છે, આપણે આપણા શરીર ઉપર અને આપણા મન ઉપર જે જે નકામા ઘા પડવા દીધા હોય તેનો એ થાક હોય છે, આપણી ઇન્દ્રિયોને આપણે ગમે તેવી રીતે રઝળવા દીધી હોય તેનો એ થાક હોય છે અને આપણા મન ઉપર આપણે કાબૂ ન રાખ્યો હોય, તેને લીધે તે ગમે તે ઠેકાણે ભટકતું ફરતું હોય તેનો એ થાક હોય છે. કાંઈ ફરજ બજાવવામાં ખરો થાક કદી પણ લાગતોજ નથી. બીજી આ વાત પણ સમજવા જેવી છે કે, થાકની બાબતમાં આપણે આપણા મનમાં કેટલીક જાતના ખોટા ભ્રમ ઠસાવી દીધેલા છે. જેમકે અમુક કલાક કરતાં વધારે કામ કરીએ તો થાક લાગે, ફલાણી ઋતુમાં કામ કરીએ તો થાક લાગે, ફલાણી જાતનું વધારે કામ કરીએ તો થાક લાગે, ભૂખ્યા હોઈએ તો થાક લાગે, ગરમી હોય તો થાક લાગે, આવી આવી રીતે થાક લાગવા માટે ઘણાં ઘણાં કારણો આપણે આપણા મનમાં અગાઉથીજ ઠસાવી દીધેલાં હોય છે. જો કે એ બધાં કારણોમાં કેટલુંક સત્ય હોય છે, એમાં કાંઇ શક નથી; છતાં પણ એ બધી બાબતોમાં આપણે આપણા મનની નબળાઇને લીધે અતિશયોક્તિ કરીએ છીએ અને તેને બહુ વધારી દઇએ છીએ; કારણ કે આસાએશને નામે એક જાતના આળસમાં પડયું રહેવું આપણને ગમે છે, તેથી ખરેખરો જેટલો થાક હોય તે કરતાં આપણે આપણી ભાવનાઓમાં ઘણોજ વધારી દઇએ છીએ. એટલે જે કામમાં આપણને બહુ થોડોકજ થાક લાગવો જોઈએ, તે કામમાં પણ આપણને ઘણો થાક લાગ્યા કરે છે; પણ મહાત્માઓને એ જાતનો થાક એટલો બધો લાગતો નથી; કારણ કે તેઓ એવી રીતે પોતાના મનને નબળું રાખતા નથી અને પોતાની શક્તિઓને

આડીઅવળી ગુમાવી દેતા નથી, તેથી તેઓને પોતાની ફરજો બજાવતી વખત આપણને જેટલો થાક લાગે તેનો પચાસમો કે સોમો ભાગ પણ લાગતો નથી; કારણ કે કુદરતનો એવો નિયમ છે કે જે કામ ફરજ બજાવવાનું હોય, જે કામ અંતરના ઉમળકાથી કરવાનું હોય, જે કામ આત્માના હુકમથી કરવાનું હોય અને જે કામ પ્રભુની પ્રેરણાથી કરવાનું હોય તે કામ કરવામાં થાક લાગતો નથી; પણ તે કામ કરવામાં તો ઊલટો અતિશય આનંદ થાય છે. એટલે જે થોડોઘણો થાક હોય તે આનંદની અંદર ઢંકાઇ જાય છે, તેથી એવી રીતે કામ કરનાર મહાત્માઓને થાકનું ભાન રહેતું નથી; પણ આનંદનુંજ ભાન રહે છે, એટલે પછી એ દશામાં તેઓ ગમે તેટલું કામ કરે તોપણ તેઓને ખરેખરો થાક લાગતો નથી; પણ જેમ કામ વધતું જાય છે તેમ તેઓનો આનંદ વધતો જાય છે અને આનંદ એ એવી અલૌકિક વસ્તુ છે કે, તે થાકને ક્યાંયનો ક્યાંય ડુબાવી દે છે અને થાકને પણ કાંઇક નવા રૂપમાં ને ઉત્તમ રૂપમાં રજૂ કરે છે; આનંદમાં એવું બળ છે અને એ આનંદ કર્તવ્ય બજાવવામાં રહેલો છે; માટે મહાત્માઓને પોતાનું કર્તવ્ય બજાવતી વખત થાક લાગતો નથી; પણ ઊલટો મહાઆનંદ થાય છે. થાક કોને લાગે છે એ તમે જાણો છો ? જેને પોતાના કામમાં શ્રદ્ધા ન હોય, તેને થાક લાગે છે; જેને પોતાના કામમાં રસ ન લાગતો હોય, તેને થાક લાગે છે; જેને વેઠિયાવાડની પેઠે કામ કરવું પડતું હોય તેને થાક લાગે છે; જેને પોતાના કામના ઊંચા બદલા માટે આશા ન હોય તેને થાક લાગે છે અને જેને પોતાનું કામ માલ વિનાનું લાગતું હોય તેને એ કામ કરતાં થાક લાગે છે તથા આપણાં કામો આવાંજ હોય છે માટે આપણને થાક લાગે છે; પણ મહાત્માઓ પોતાની ફરજ બજાવવાને ખાતર જે કામો કરે છે, તે કામોમાં તેઓની તન્મયતા હોય છે, એ કામોમાં તેઓને રસ હોય છે, તે કામોમાંથી તેઓને મહાન બદલો મળશે એમ પ્રત્યક્ષ દેખાય છે, તે કામો કરવાં એ દેવ પૂજવા બરોબર છે એમ તેઓને લાગે છે; એટલે કે કામ કરતી વખત તેઓને એવો આનંદ થાય છે કે, જાણે કોઇ પવિત્ર બ્રાહ્મણ ખરેખરા ભાવથી કોઇ માંગલિક દિવસે મહાદેવનું પૂજન કરતો હોય અથવા કોઈ ખરેખરો ભાવિક મુસલમાન પૂરેપૂરા પ્રેમથી મોટા દિવસે નમાજ પઢતો હોય, એ વખતે તેને જેવો આનંદ થાય છે અથવા કોઈ ગરીબડી ડોશી ઘણાં

વરસ થયાં ગંગાજીમાં નાહવા ઇચ્છતી હોય અને તે મહામહેનત પછી માંડમાંડ ગંગાજીએ પહોંચી હોય એ વખતે તેને જેવો આનંદ થાય, તેવો આનંદ મહાત્માઓને પોતાની ફરજ બજાવતી વખતે થાય છે અને એ આનંદ વખતે થાકના વિચાર આવી શકે ખરા કે? જે ડોશી ગંગાજી સુધી ચાલીને ઘણે વર્ષે માંડમાંડ ગંગાજી પહોંચી હોય અને હર્ષઘેલી બની ગઈ હોય એ વખતે ગંગાજીએ પહોંચતાં રસ્તામાં જે થાક લાગ્યો હોય, એ થાકની અસર એ વખતે તેના મનમાં રહે ખરી કે? નહિજ; તેમજ જે મહાત્માઓ જિગરની લાગણીથી ઈશ્વરપ્રીત્યર્થે સત્કર્મો કરે છે અને પોતાની ફરજો બજાવે છે, તેઓને પણ થાક લાગતોજ નથી; પણ તેઓને તો ઊલટો આનંદજ થાય છે, એટલે એ આનંદના ઊભરામાં તેઓ આપણા કરતાં ઘણું વધારે કામ કરી શકે છે અને આપણે થાકની પોલમાં પડયા રહીએ છીએ, તેથી ખરેખરાં કામો પણ કરી શકતા નથી; માટે આપણને કઇ જાતનો થાક લાગે છે, કામનો થાક લાગે છે કે આપણી ભૂલોનો થાક લાગે છે? એ વિચારવાની જરા મહેરબાની કરજો એજ અમારી વિનંતિ છે.

૧૧—આપણે આપણી પોતાની શક્તિ સામે જોયા કરીએ છીએ તથા આપણી આસપાસનાં સાધનો સામે જોયા કરીએ છીએ, તેથી આપણે ઘણુંજ થોડું કામ કરી શકીએ છીએ; પણ જે મહાત્માઓ હોય છે તેઓ દૈવીશક્તિની સામે ને ઈશ્વરી મદદ સામે જોયા કરે છે, એટલે તેઓ થોડામાંથી પણ ઘણું કામ કરી જાય છે. જેમકે જે ગામઠી ચિતારો પોતાની પીછી સામે, જાડા મગેટા રંગના ડાબલા સામે અને ચિત્ર દોરવાના રફ કાગળો સામે જોયા કરે તથા પોતાનો હાથ બરોબર ચાલી શકતો નથી ને ધ્રૂજી જાય છે, એમ માન્યા કરે છે તથા એ બધી બાબતો તરફ વારે વારે ભાર મૂકીને જોયા કરે છે, તે માણસથી સારાં ચિત્રો થઇ શકતાં નથી; પણ જે ચિતારો એવાં સાધનોનો તથા પોતાની શક્તિનો ખ્યાલ ન રાખતાં, પોતાના મનમાં જે જાતનો નમૂનો ઉઠાવવાની ઇચ્છા હોય તેજ જાતના નમૂના સામે સંપૂર્ણ ધ્યાન રાખે અને એમાંજ તદાકાર થઈ જાય તે ચિતારો થોડાં સાધનોએ પણ ઘણું વધારે સારું કામ કરી શકે છે. આવીજ રીતે જે લેખક ફૂટેલા ખડિયા સામે, ઠરડાયેલી કલમ સામે અને થોડીઘણી નાની ચોપડીઓ સામે જોયા કરે ને એ બધાં અધૂરાં અધૂરાં સાધનો માટે

નિસાસા નાખ્યા કરે અને મનમાં એમ સમજ્યા કરે કે આવાં સાધનો વડે તે ક્યાંથી સારું કામ થાય? તે માણસના હાથે સારાં પુસ્તકો બની શકે નહિ; પણ જે વિદ્વાન એવાં સાધનોની સામે જોયા વિના પોતાના મનમાં જે જે ભાવનાઓ રમતી હોય તેનીજ સામે જોયા કરે, એજ ભાવનાઓને પ્રત્યક્ષ કરવા માટે પ્રયત્ન કર્યા કરે અને પોતાના અંતરમાં જે સ્ફુરણાઓ થતી હોય તે સ્ફુરણાઓને પકડીને તે ઉપરથી લેખો લખ્યા કરે, તે વિદ્વાનનાં પુસ્તકો જગતમાં વંદનીય થઈ પડે છે.

આપણા લોકોમાં એવી કહેવત છે કે, હાજર તે હથિયાર, એટલે કે અમુક હથિયાર હોય તોજ કામ થાય એમ નહિ; પણ જે ટાણે જે વસ્તુ હાજર હોય તેને હથિયાર બનાવી દેવું એમાંજ ખૂબી છે અને જેને એવી રીતે કરતાં આવડે તે માણસ ખાખરાને ખાંડે ખેલી શકે છે ને તેમાંથી પણ ફતેહ મેળવી શકે છે. યાદ રાખજો કે, જે માણસો એવી રીતે ખાખરાને ખાંડે ખેલી શકે એટલે કે નજીવાં સાધનોમાંથી પણ મોટાં કામો કરી લે તેજ માણસ મહાત્મા થઇ શકે છે અને સાધનોની વાટ જોવામાં રહી જાય તે માણસ ઘડીકમાં સહેલાઇથી કાંઇ પણ કરી શકતા નથી; અને ગામઠી લોકો એવી રીતે સાધનોની વાટ જોવાવાળા હોય છે તથા મહાત્માઓ ખાખરાને ખાંડે ખેલનારા હોય છે, તેથી તેઓ આપણા કરતાં ઘણું વધારે કામ કરી શકે છે.

બંધુઓ! જે માણસો બહારની વસ્તુઓ સામે જોયા કરે, પણ અંદરનું તત્ત્વ સમજે નહિ, તેઓથી કાંઇ ઘણું કામ થઈ શકતું નથી. જેમકે વીજળી ઉત્પન્ન કરવાની બેટરી કોઇ ગામડિયાને બતાવી હોય અને કહ્યું હોય કે, આમાં કોલસા છે, ગંધક છે, જસત છે, રેશમની દોરી છે, ત્રાંબાનો તાર છે, કાચની શીશી છે, મીઠું છે અને પાણી છે. એમાંથી વીજળી પેદા થાય છે તો એ જોઇને તે ગામડિયાને એમ લાગે છે કે, અરે એમાં તે શું છે? લોઢાનો કટકો, કોયલાનો કટકો, ગંધકનું પાણી, એવી એવી વસ્તુમાં તે શું વળે? પણ એને બદલે જો કોઈ વીજળીના ચમત્કારો સમજનાર સારો વિદ્વાન માણસ હોય તો તે એ બધા તરફ જોતો નથી; પણ તેમાંથી જે વીજળી ઉત્પન્ન થાય છે તે તરફ જુએ છે અને એ વીજળીને કેમ વાપરવી તેનો વિચાર કરે છે, તેથી તે ઘણું વધારે કામ કરી શકે છે; તેમજ આપણે આપણી પોતાની શક્તિ અને આપણી

આસપાસનાં સાધનો સામે જોયા કરીએ છીએ, તેથી વધારે કામ કરી શકતા નથી; પણ જે મહાત્માઓ હોય છે, તેઓ લોખંડ ને કોલસાની સામે જોયા વિના તેમાંથી ઉત્પન્ન થતી વીજળીની સામે જુએ છે, તેથી તેઓ વધારે કામ કરી શકે છે. જેમકે આપણે ધર્મની બાબતમાં સુધારો કરવો હોય તો કહીએ છીએ કે, ધર્મ બગડેલો છે, રાજ્યોમાં અંધેર છે, લોકોના રીતરિવાજો બદલાઇ ગયા છે, જ્યાં જોઇએ ત્યાં પોલંપોલ ચાલે છે એટલે કે આજના વખતમાં અપણું કાંઇ ચાલી શકે તેમ નથી; કારણ કે જ્યાં બધું બગડેલું હોય ત્યાં આપણે એકલા શું કરી શકીએ? આપણું એકલાનું જોર તે કેટલુંક? આવી રીતે આસપાસનાં સાધનો સામે જોવામાં તથા પોતાની નબળાઇઓ સામે જોવામાં રહી જાય તે માણસોથી કાંઈ થઇ શકતું નથી; પણ એને બદલે જેઓ મહાત્માઓ હોય છે, તેઓ અંદરનાં સાધનો વડે કામ કરે છે. પ્રથમ પોતાના હૃદયનાં ચક્કરો બદલી નાખે છે અને પોતાની દૃષ્ટિને નવી જાતનાં ચશ્માં લગાડી દે છે, તેથી તેઓ ઘણું વધારે કામ કરી શકે છે; માટે જો વધારે કામ કરવું હોય અને મહાત્મા બનવું હોય તો, આપણી નબળાઇઓ સામે તથા આપણી આસપાસનાં હલકી પ્રતિનાં સાધનો સામે જોયા કરવામાં રહી જાઓ માં; પણ આપણામાં જે દૈવીશક્તિ રહેલી છે, આપણામાં જે આત્મિકબળ રહેલું છે અને આપણી ઉપર જે ઇશ્વરના આશીર્વાદો ઊતરેલા છે, તે સામે જોવાની ટેવ પાડો એટલે તમે પણ ઘણું વધારે કામ કરી શકશો.

૧૨–સાધારણ લોકોના કરતાં મહાત્માઓ ઘણું વધારે કામ કરી શકે છે, તેનું બારમું કારણ એ છે કે, ઉપર જણાવેલાં અગિયાર કારણો ઉપરથી સમજી શકાશે કે, વ્યાવહારિક ગામઠી લોકો આગળ વધે છે ખરા, પણ ધીમે ધીમે પગથિયે પગથિયે ચડે છે અને તેઓને મોટો ગોળ ચકરાવો લઇને ચાલવું પડે છે; પણ એને બદલે મહાત્માઓનો રસ્તો સીધો હોય છે અને એકએક પગથિયે ચડવાને બદલે તેઓ લિફ્ટમાં બેસીને ચડે છે, તેથી તેઓ જલદીથી આગળ વધી જાય છે અને જેને સીધો રસ્તો મળી જાય તથા લિફ્ટ મળી જાય તે વધારે આગળ વધી જાય અને ગોળ ચકરાવામાં ફરનારા તથા પગથિયે પગથિયે ચડનારા બહુજ પાછળ રહી જાય તેમાં કાંઇ નવાઇ નથી; માટે જો જલદીથી આગળ વધવું હોય અને

વધારેમાં વધારે કામ કરવું હોય તો ઉપર જે કારણો જણાવ્યાં છે અને જે અડચણો બતાવેલી છે, તે બધાનો હેતુ સમજીને સમય પ્રમાણે વર્તતાં શીખો, એટલે સીધે રસ્તે ચાલી શકશો અને પછી તમને પણ ઊંચે ચડવા માટે લિફ્ટ મળી જશે; માટે જે જે અડચણો તમને રોકી રાખે છે અને તમારી ચાલને ધીમી પાડી નાખે છે તેને દૂર કરવાની કોશિશ કરો.

"આ બધી બાબતો ઉપરથી હવે તમારી ખાતરી થઈ હશે કે, મહાત્માઓ કાંઇ નકામા બેઠા રહેતા નથી; પણ તેઓ તો આપણા કરતાં ઘણુંજ વધારે કામ કરે છે."

એ સાંભળીને તે સજ્જન પણ ગામડી જિજ્ઞાસુએ કહ્યું કે, "મહાત્માઓ આપણા કરતાં ઘણુંજ વધારે કામ કરે છે એ તો મેં આજેજ જાણ્યું; બાકી હું તો ઘણા માણસોની પેઠે એમજ સમજતો હતો કે, મહાત્માઓને કાંઇ કરવાનું હોયજ નહિ. તેઓ તો બધું કરી ચૂકેલા હોય છે. તેઓને હવે કાંઇ કર્તવ્ય કરવાનું બાકી રહેલું હોતું નથી, તેથી ગુફામાં બેઠા રહે ને ભજન કર્યા કરે એમજ હું તો સમજતો હતો; પણ તમારી આ બધી વાતો ઉપરથી હવે બરાબર રીતે સમજાય છે કે, મહાત્માઓ તો આપણા કરતાં ઘણું વધારે કામ કરે છે; પણ તેમ છતાં હજી એક શંકા મને રહે છે અને તે એ કે જેમ અમે દોડધામ કરીએ છીએ, જાતમહેનત કરીએ છીએ, ધમપછાડા મારીએ છીએ અને કામ કરવા સારુ હાયહાય કરીએ છીએ, તેવું મેં કોઇ મહાત્માઓને કરતાં જોયા નથી. મેં એકબે મહાત્માઓને જોયેલા છે પણ તેઓ સદાય શાંતિમાં દેખાય છે અને જ્યારે તેમની પાસે જઇએ ત્યારે પણ કાંઇ બહુ કામ કરતા હોય એમ દેખાતું નથી, તેનું કારણ શું ?"

એ સાંભળીને મેં કહ્યું કે, "ભાઈ! મહાત્માઓનું કામ બીજાઓની નજરમાં બરોબર દેખાતું નથી; કારણ કે તેઓનું કામ બહારના ધમપછાડા મારવાનું હોતું નથી; પણ તેઓનું કામ તો મગજનું હોય છે અને તેઓનું કામ તો હૃદયનું હોય છે. હૃદય તથા મગજમાં ચાલતી ક્રિયાઓનાં માપ કાઢવાનાં યંત્રો ગામડી લોકો પાસે હોતાં નથી , એટલે તેઓ મહાત્માઓના કામની કિંમત સમજી શકતા નથી; બાકી ખરી રીતે જોતાં મહાત્માઓ આપણા કરતાં સેંકડો ને હજારોગણું વધારે કામ કરે

છે અને એટલું બધું વધારે કામ કરી શકે છે એટલા માટેજ તેઓ મહાત્મા છે."

એ સાંભળીને તે જિજ્ઞાસુએ કહ્યું કે, "મહાત્માઓ આપણા કરતાં ઘણું વધારે કામ કરી શકે છે, એ હકીકત તો હું બરોબર રીતે સમજ્યો. હવે મને કહો કે મહાત્માઓ લગ્ન કરે છે કે નહિ? કારણ કે મને એમ લાગે છે કે, જેવી અમોને બાયડીઓ મળે છે, તેવી બાયડીઓ સાથે જો મહાત્માઓને પણ પરણવું પડતું હોય તો તે બિચારાઓના શું હાલ થાય ને તેઓ કેમ કામ કરી શકે, એ વિષે મને મોટી શંકા છે; માટે મહાત્માઓ લગ્ન કરે છે કે નહિ, તે કહેવાની મહેરબાની કરો."*

(તા. ૨૩-૬-૧૯૧૨, ચોરવાડ)



* આ લેખ આટલેથી અધૂરો રહ્યો છે.



# भक्तोनो महिमा

## ભક્તોનું ભૂંડું થાયજ નહિ

શ્રીકૃષ્ણ ભગવાને શ્રીમદ્‌ભગવદ્‌ગીતાની અંદર કોલ આપેલો છે કે, न मे भक्तः प्रणश्यति। એટલે કે મારો ભગત પડેજ નહિ અથવા તો મારા ભગતનું ભૂંડું થાયજ નહિ. આવો ભગવાને પોતે કોલ આપેલો છે અને યાદ રાખવાનું છે કે, શ્રીમદ્‌ભગવદ્‌ગીતા એ કાંઇ એકલા અર્જુનને માટેજ નહોતી; પણ એ તો આખા જગતને માટે છે અને તે પણ કાંઇ અમુક કાળને માટેજ નહિ, પણ અનંતકાળ સુધી ગીતાના સિદ્ધાંતો કામ લાગે તેમ છે. કારણ કે એ સિદ્ધાંતો કુદરતના નિયમ પ્રમાણેના, મનુષ્યના સ્વભાવ પ્રમાણેના, જગતની ઉન્નતિના કામ પ્રમાણેના અને પ્રભુની ઇચ્છા પ્રમાણેના છે.

## ગીતાની મહત્તા

શ્રીમદ્‌ભગવદ્‌ગીતાની મહત્તા જેવી સમજવી જોઇએ તેવી આજે આપણે સમજતા નથી; પણ યુરોપ, અમેરિકા વગેરે દેશોના લોકો ગીતાની મહત્તા સમજવા લાગ્યા છે અને દુનિયાની દરેક જાણીતી ભાષાઓમાં એટલે કે અરબી, ફારસી, ફ્રેંચ, ઇંગ્લિશ વગેરે ઘણી ભાષાઓમાં તેનાં ભાષાંતર થયેલાં છે. વળી એ ભાષાંતરો કાંઇ ગીતાને પૂજનીય માનનારા બ્રાહ્મણોએ કર્યાં નથી; પણ એ તો ગીતાને નહિ માનનારા એટલુંજ નહિ પણ કેટલીક બાબતમાં ગીતાથી તદ્દન વિરુદ્ધ સિદ્ધાંતને માનનારા પરદેશી ને પરધર્મી લોકોએ કરેલાં છે. આ અમૂલ્ય પુસ્તકમાં ભગવાન શ્રીકૃષ્ણે કહેલું છે કે, મારા ભક્તનું ભૂંડું થાયજ નહિ. આમ માત્ર કહેલું છે એમજ નહિ; પણ પ્રભુએ કોલ પણ આપેલો છે અને ભાર મૂકીને કહેલું છે કેઃ—

कौंतेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति।

અર્થાત્ અર્જુનને બહુ ભાર મૂકીને ભગવાન શ્રીકૃષ્ણ એમ કહે છે કે, "તું પ્રતિજ્ઞા કર કે મારા ભક્તનું ભૂંડું થતુંજ નથી." આ કાંઇ જેવીતેવી વાત છે ? આટલી એકજ બાબત ઉપર જો આપણે

આધાર રાખીએ ને તેની ઉપર વિશ્વાસ રાખીએ, તો એમાંથી પણ બહુજ મોટું કામ થઈ જાય તેમ છે. એ મહાન સિદ્ધાંત પૂરેપૂરો સમજી લેવાથી અજબ જેવું બળ આવી જાય છે અને ભક્તિ-માર્ગમાં બહુ જલદીથી આગળ વધી શકાય છે.

બંધુઓ! યાદ રાખજો કે, "ભકતોનું ભૂંડું થાયજ નહિ" એ કાંઇ માત્ર ખાલી બોલી નાખવાનાજ શબ્દો નથી; પણ એ ખાતરી-લાયક સિદ્ધાંત છે, એ ત્રિકાલાબાધ્ય ઠરાવ છે અને એ પ્રભુનો પોતાનો આપેલો કોલ છે, એટલે તેમાં કાંઈ પણ ફેરફાર હોયજ નહિ. કેટલાક કહે છે કે, એ તો બધું સતયુગમાં એમ થતું હશે, હવે કળિયુગમાં કાંઇ એમ થાય નહિ; પણ યાદ રાખજો કે સત-યુગમાં જે પ્રભુ હતા તેજ પ્રભુ આજે કળિયુગમાં પણ છે. કાળના બદલાથી કાંઇ પ્રભુના નિયમો બદલાતા નથી કે પ્રભુ પોતે બદ-લાતા નથી. પ્રભુ તો સદાકાળ એના એજ છે; એટલુંજ નહિ પણ કેટલાક મહાત્માઓ તો એમ કહી ગયા છે કે, સતયુગના ભગતોને તેઓની ઘણીજ ભક્તિથી જેટલો ફાયદો થતો, તે કરતાં કલિયુગના ભગતોને થોડી ભક્તિથી પણ ઘણોજ લાભ થાય છે; માટે ભગતોનું ભૂંડું થાયજ નહિ. એ ભગવાનના ત્રિકાલાબાધ્ય સિદ્ધાંતમાં વાંધો કાઢવો એ બહુ મોટી ભૂલ છે; માટે એવી ભૂલમાં નહિ પડયા રહેતાં, આપણી જિંદગી સુધારવા માટે અને આપણા-માં નવું બળ મેળવવા માટે, આપણે બહુજ ચોખ્ખી રીતે આ વાત જાણી લેવી જોઇએ કે, ભગવાનના ભગતનું ભૂંડું થાયજ નહિ.

### ભક્તોનું ભૂંડું થાય નહિ તેનાં કારણો

અસલના વખતમાં બહાદુર યોદ્ધાઓ જ્યારે લડવા માટે જતા, ત્યારે એવાં ઊંચી જાતનાં લોઢાનાં બખ્તરો પહેરીને જતા હતા કે, એ બખ્તરમાં તીર પેસી શકતું નહિ અને બંદૂકની ગોળી પણ કેટલીક વખત સુધી અસર કરી શકતી નહિ. એવાં બખ્તરો જૂની વસ્તુઓનાં સંગ્રહસ્થાનોમાં આજે પણ આપણે જોઇએ છીએ. જેમ રાજાઓ પોતાના બહાદુર યોદ્ધાઓને દુશ્મનોથી બચાવવા માટે બખ્તરો આપે છે, ઢાલ આપે છે અને બચવાનાં હથિયારો આપે છે, તેમજ પરમ કૃપાળુ પરમાત્મા પણ પોતાના ભગતોને આસુરી સૃષ્ટિમાંથી બચાવવા માટે, માયાની ઉપાધિમાંથી બાચાવવા માટે અને સંસારસાગર તારવા માટે ઘણી જાતનાં સાધનો તથા અભેદ્ય બખ્તરો આપે છે. જેમકેઃ–

## ૧–અભયપણાનું બખ્તર

જે સાચા ભગતો હોય છે, તેઓને દૈવી સંપત્તિનું સૌથી પહેલું અને સૌથી શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ અભયપણાનું બખ્તર આપે છે અને યાદ રાખજો કે જે ભગતને અભયપણું મળે તેના બધા ભય છૂટી જવાથી, તે બહુ આનંદમાં રહી શકે છે અને બીજાં ઘણાં જણથી જે કામો ન બની શકે તે કામો અભયપણાથી થઇ જાય છે; કારણ કે ઘણી જાતનાં સારાં કામો કરવાની ઘણાએ હરિજનોને ઇચ્છા થાય છે; પણ તેઓમાં અભયપણું હોતું નથી, એટલે તેઓ વાત વાતમાં ડરી જાય છે અને તેથી તેઓથી કાંઈ બની શકતું નથી. એને બદલે બીજા ઘણા માણસો એવા હોય છે કે જેઓની પાસે કાંઈ પણ સારાં સાધનો ન હોય, છતાં પણ તેઓ ઘણી બાબતમાં બહુજ ફાવી જાય છે; એનું કારણ એજ હોય છે કે, તેઓમાં અભયપણું હોય છે. મહાત્મા ગાંધીજીને મળવા માટે હું જ્યારે રાજકોટ ગયો હતો, ત્યારે મેં તેમનેએ સવાલ પૂછ્યો હતો કે, "આપની ફતેહની કૂંચી કઈ? આફ્રિકા જેવા મુલકમાં એટલા બધા વિરુદ્ધ સંજોગોમાં અને વિરુદ્ધ લોકોમાં આપને એટલી બધી મોટી ફતેહ મળી તેનું કારણ શું?' ત્યારે તેમણે કહ્યું કે, 'અભયપણું, ડરીએ નહિ તો ઘણું કામ થઇ જાય છે.' એ વખતે મને ગીતાનો દૈવીસંપત્તિનો–અભયપણાનો સિદ્ધાંત યાદ આવ્યો અને અભયપણું એ વ્યવહારમાં તેમજ પરમાર્થમાં કેટલી બધી મોટી ફતેહ આપી શકે છે એ વાત સમજાઇ. આવું અભયપણાનું બખ્તર ભગતોને મળેલું હોય છે તેથી તેઓ પડી જતા નથી; માટે જો સાચી ભક્તિ કરવી હોય તો અભયપણું રાખવું જોઇએ. એ માટે હરિજનો ગાય છે કેઃ–

"ભક્તિ શૂરવીરની સાચી, લીધા પછી મૂકે કેમ પાછી?"

આવાં ઘણાં ભજનો છે અને તે બધાંનો ભાવ એજ છે કે, નીડરપણું રાખવું; પણ વ્યાવહારિક લોકોમાં અને ભગતોમાં જે મુખ્ય ફેર હોય છે તે એજ છે કે, ભગતો જેવું નિર્ભયપણું રાખી શકે છે, તેવું નિર્ભયપણું વ્યાવહારિક લોકો રાખી શકતા નથી, તેથી વ્યાવહારિક લોકોને દરેક પ્રસંગોમાં જેવા ધક્કા ખમવા પડે છે, તેવા ધક્કા ભગતોને ખમવા પડતા નથી.

## ૨–પવિત્રતાનું બખ્તર

ભગતોની અંદર બીજો મહાન ગુણ એ હોય છે કે, તેઓમાં

એવી સાચી પવિત્રતા હોય છે કે, જેવી પવિત્રતાનો સામાન્ય સાંસારિક લોકોને ખ્યાલ પણ હોતો નથી. પવિત્રતાના બખ્તરને લીધે પરિણામ એ થાય છે કે, જે ઠેકાણે મોહવાદી જીવો લાલચમાં પડી જાય છે અને રૂપમાં તથા ધનમાં લોભાઇ જાય છે, તે ઠેકાણે ભગતો ભગવાને આપેલી પવિત્રતાની ઢાલના બળવડે ટકી શકે છે. એટલે કાયા તથા માયા સારુ પડી જનારા સાંસારિક લોકોની જેટલી ખરાબી થાય તેટલી ખરાબી ભગતોની થતી નથી. એથી પરિણામ એ થાય છે કે, વાત વાતમાં મોહમાં પડી જનારા સામાન્ય લોકોનું જેટલું ભૂંડું થાય, તેટલું ભૂંડું પવિત્રતાવાળા ભગતોનું થઇ શકતું નથી; કારણ કે તેઓને પવિત્રતાનું બખ્તર મળી ગયેલું હોય છે અને યાદ રાખજો કે, પવિત્રતાનું બખ્તર મળે એ કાંઇ નાનીસૂની વાત નથી; કારણ કે મહાત્માઓ કહે છે કેઃ—

પવિત્રતા એ પ્રભુની વહાલી વસ્તુ છે; પવિત્રતા એ આત્માનો સ્વભાવ છે; પવિત્રતા એ સ્વર્ગીય વસ્તુ છે; પવિત્રતા મેળવવા માટે મહાત્માઓ પ્રાર્થના કર્યા કરે છે; પવિત્રતા મેળવવા માટે ઋષિઓ તપ કર્યા કરતા હતા; પવિત્રતા મેળવવા માટે દેવો તલપી રહે છે અને પવિત્રતા મેળવવા માટે જગતના સૌ ધર્મો પોકારી રહ્યા છે; કારણ કે પવિત્રતા એ ઊંચામાં ઊંચી વાત છે. આવી ઉત્તમ પવિત્રતાનું બખ્તર ભાગ્યશાળી ભગતોને મળી જાય છે, એટલે તેઓ ઘણી જાતની આફતોમાંથી બચી જાય છે અને તેથી તેઓનો નાશ થતો નથી; માટે આ ઉપરથી આપણે સમજી શકીએ છીએ કે, આવાં ઉત્તમ સાધનોવાળા ભગતોનું ભૂંડું થાય નહિ તેમાં કાંઇ નવાઇ નથી. એ તો તદ્દન સાચી વાત છે અને ભગતોનું ભૂંડું થાયજ નહિ એ ગીતાનો સિદ્ધાંત અક્ષરે અક્ષર ખરો છે. આમ છતાં પણ અફસોસની વાત એ છે કે, આપણે પોતે જેવા જોઇએ તેવા સાચા ભગત હજી સુધી થયેલા નથી, એટલે ગીતાનો એ મહાન સિદ્ધાંત જેવા ઊંડાણથી આપણે સમજવો જોઇએ, તેવા ઊંડાણથી સમજાતો નથી; પણ આપણે ન સમજીએ તેથી કાંઈ પ્રભુના સિદ્ધાંતો બદલાતા નથી. માટે યાદ રાખજો કે, ભગતોનું ભૂંડું થાયજ નહિ, એ વાત તદ્દન સાચી છે અને સાચા ભગત થવા માટે એ ઉત્તમ વાત સારી પેઠે સમજી લેવા જેવી છે.

### ૩–દાનનું બખ્તર

ભગતોની અંદર જે જે ફેરફારો થાય છે; તેમાં આ વાત પણ

ધ્યાનમાં રાખવા જેવી છે કે, ભગતોનાં હૃદય વિશાળ થઈ જાય છે અને પ્રભુના જીવો ઉપર તેઓને અતિશય પ્રેમ આવી જાય છે, તેથી તે પ્રેમના ઊભરામાં તેઓમાં ઉદારતા આવી જાય છે. તે ઉદારતાને લીધે સામાન્ય લોકોથી ન બની શકે તેવી જાતનાં પરમાર્થનાં કામો તેઓ કર્યા કરે છે અને લોકોના આશીર્વાદો મેળવી શકે છે. એ આશીર્વાદ એવી અમૂલ્ય વસ્તુ છે કે, તે અગ્નિમાં બળતા નથી; પાણીમાં ડૂબતા નથી; હથિયારથી કપાતા નથી અને પવનમાં શોષાતા નથી. આવા અમૂલ્ય આશીર્વાદની મદદથી ભગતોની ભક્તિ બહુ વધી જાય છે; કારણ કે એક ભક્તરાજ મહારાજ એમ કહેતા હતા કે, ઘાટના મુલક ઉપર જ્યારે ઊંચાણમાં ટ્રેનને લઇ જવી હોય, ત્યારે કાંઇ એક એંજિનથી ગાડી ચાલી શકે નહિ; પણ એ વખતે ગાડીને પાછળથી ધક્કો મારવા માટે પછવાડે બીજું એંજિન લગાડવું પડે છે. એટલે એ બીજા એંજિનની મદદથી ઝપાટાબંધ ગાડી આગળ નીકળી જાય છે. તેવીજ રીતે ભગતોને પોતાનો પુરુષાર્થ એ આગલું એંજિન છે; પણ એક એંજિનથી ભક્તિના ઊંચાણના પ્રદેશમાં બહુ જોરથી ગાડી દોડી શકતી નથી; માટે તેને પછવાડેથી બીજા એંજિનની મદદની જરૂર છે. એ બીજું એંજિન તે ગરીબોના આશીર્વાદ છે. એ આશીર્વાદના બળરૂપી એંજિનથી ભક્તિના પહાડ ઉપર આત્મોન્નતિની ગાડી જલદીથી ચડી શકે છે, એટલે ભગતો પોતાના પ્રભુના રસ્તામાં બહુ જલદીથી આગળ વધી જાય છે અને તેમ છતાં આશીર્વાદોના અલૌકિક બળથી સલામત રહી શકે છે; પણ વ્યાવહારિક સામાન્ય લોકોને આવા આશીર્વાદના બળની મદદ હોતી નથી; કારણ કે તેઓનાં હૃદયમાં પ્રભુનો સાચો પ્રેમ આવેલો હોતો નથી, તેથી તેઓ પોતાની સ્થિતિના પ્રમાણમાં ભલાં કામો કરી શકતા નથી અને ગરીબના આશીર્વાદ મેળવી શકતા નથી. એટલે તેઓની ઉન્નતિની ગાડી પાછળ રહી જાય છે અને તેમને ઘણાં વિઘ્નો નડ્યા કરે છે. હવે વિચાર કરો કે જે ભગતોને આશીર્વાદની અલૌકિક મદદ હોય તે ભગતોનું કેમ ભૂંડું થઇ શકે ? નજ થાય; માટે શ્રીકૃષ્ણ ભગવાનનો જે મહાન સિદ્ધાંત છે કે, 'ભગતોનું ભૂંડું થાયજ નહિ' એ વાત તદ્દન સાચી છે.

### ૪–ઈન્દ્રિયનિગ્રહનું બખ્તર

ભગતોને ભગવાન જે ઘણી જાતના સદ્ગુણો આપે છે, તેમાં

ઇન્દ્રિયનિગ્રહનો સદ્ગુણ પણ અજબ જેવો હોય છે; કારણ કે આપણે જોઇએ છીએ કે, આ જગતમાં ઘણા માણસોની પાસે ઘણી જાતની વસ્તુઓ હોય છે; પણ ઇન્દ્રિયનિગ્રહની બક્ષિસ તો ભાગ્યશાળી ભગતોનેજ મળે છે; અને જેને પરમ કૃપાળુ પરમાત્માની એ મહાન બક્ષિસ મળે તેનું ઘણું કામ થઇ જાય છે. કારણ કે ઇન્દ્રિયનિગ્રહ એ એવી અમૂલ્ય વસ્તુ છે કે જેથી માણસો ઘણી જાતના કબજામાં આવી જાય છે અને ઘણી જાતનાં પાપથી બચી શકે છે. જેમકે જોવામાં, સાંભળવામાં, ખાવામાં, પીવામાં, સ્પર્શ કરવામાં, મોજશોખ કરવામાં અને એવી બીજી ઘણીજ બાબતોમાં સામાન્ય લોકો અંકુશમાં રહી શકતા નથી; પણ ઇન્દ્રિયનિગ્રહ કરનાર ભગતો એવી બધી બાબતોમાં પોતપોતાના સંજોગો પ્રમાણે અને પોતપોતાની શક્તિ પ્રમાણે અંકુશમાં રહી શકે છે, તેથી પરિણામ એ થાય છે કે, ઇન્દ્રિયોને છૂટી રાખનારા સામાન્ય લોકોને દરેક ઠેકાણેથી જેટલા ધક્કા ખાવા પડે છે, તેટલા ધક્કા ઇન્દ્રિયનિગ્રહ કરનારા ભગતોને ખમવા પડતા નથી. એટલે સામાન્ય વ્યાવહારિક લોકોને પડી જવાની અને દુઃખી થવાની જેટલી ધાસ્તી હોય છે, તેટલી ધાસ્તી ભગતોને હોતી નથી; કારણ કે ભગતોને પ્રભુકૃપાથી ઇન્દ્રિયનિગ્રહનું બખ્તર મળી ગયેલું હોય છે, એટલે એ બખ્તરના પ્રતાપે ઘણી જાતના ઘામાંથી તેઓ બચી શકે છે. તેમજ મોહવાદી સાંસારિક લોકોની જેટલી ખરાબી થાય, તેટલી ખરાબી ભગતોની થતી નથી. બંધુઓ ! ભગતોનું ભૂંડું થાયજ નહિ એમ જે ભગવાને કહેલું છે, તે કાંઇ ચમત્કાર છે એમ સમજવાનું નથી અથવા એમાં કાંઈ અતિશયોક્તિ છે એમ સમજવાનું નથી; પણ એ તદ્દન સાચી વાત છે અને સિદ્ધાંતની વાત છે, કારણ કે જે ભગતોને આવાં અમૂલ્ય બખ્તરો મળે તે ભગતોનું ભૂંડું થાયજ નહિ તેમાં કાંઇ નવાઇ નથી; પણ આ બધી વાતો જેવા ચોખ્ખા રૂપમાં સમજવી જોઇએ તેવા ચોખ્ખા રૂપમાં ઘણા લોકો સમજતા નથી; એટલે આવી ચોખ્ખેચોખ્ખી અને સાચેસાચી વાત ઉપર પણ જેટલો વિશ્વાસ રાખવો જોઇએ તેટલો વિશ્વાસ તેઓ રાખી શકતા નથી. એથી ભક્તિ મોળી પડી જાય છે; માટે એવી ભૂલ ન થાય તે સારુ ભક્તિનાં આ બધાં રહસ્યો સમજી લેવાં જોઇએ અને ભગતોનું ભૂંડું થાયજ નહિ, એ સિદ્ધાંત આપણા અંતઃકરણમાં કોઇ દિવસ પણ ભૂંસાય નહિ તેવી રીતે કોતરી રાખવો જોઇએ.

## ૫-ક્ષમાનું બખ્તર

ભગતોનું ભૂંડું થાયજ નહિ તેનાં ઘણાં કારણોમાં આ કારણ પણ જાણવા જેવું છે. ભગતોની અંદર તેઓની ભક્તિના પ્રતાપે અતિશય ક્ષમા આવી જાય છે, તેથી તેઓ પોતાનાં કુટુંબીઓના તથા બીજા માણસોના બહુ ગંભીર વાંકને પણ માફ કરી શકે છે; પણ સામાન્ય લોકો તેમ કરી શકતા નથી, તેથી તેઓના મનને કલેશ થયા કરે છે; કારણ કે આપણે જોઇએ છીએ કે જ્યારે સામસામા બે પક્ષ પડી જાય અને તેઓ ગમત ઉપર ચડે ત્યારે તેમાંથી ખરાબીજ થાય છે; પણ એને બદલે જો તેમાંથી કોઈએક પક્ષવાળા ઝૂકી જાય અને બીજા પક્ષવાળાના વાંક માફ કરે તો કજિયો વધતો અટકી જાય છે; પણ માફ કરવામાં મુશ્કેલી એ છે કે, જ્યારે હૃદયમાં કાંઈક સાચું બળ આવેલું હોય, ત્યારેજ સાચા ભાવથી માફ કરી શકાય છે; બાકી લાચારીથી કાંઈ ન કરી શકાય તેને લીધે માફ કરવું એનું નામ કાંઈ માફ કરવું નથી. પોતે શક્તિવાન હોય અને પોતાના અપમાનનો કે પોતાને થયેલા નુકસાનનો બદલો લઈ શકે તેમ હોય, છતાં પણ માફ કરવું તેનુંજ નામ સાચી માફી છે; અને એવી જાતની માફી આપવાનું પ્રભુ-પ્રેમી ભગતોથીજ બની શકે છે; કારણ કે તેઓ એમ સમજે છે કે, જો અમે અમારા બંધુઓના વાંક માફ કરીશું તોજ ભગવાન અ-મારા વાંક માફ કરશે. આમ સમજીને તેઓ બીજાઓથી માફ ન થઇ શકે તેવી વાતોમાં પણ માફી આપી દે છે અને બીજાઓને જે કડવો ઘૂંટડો ગળે ન ઊતરે, તેવો કડવો ઘૂંટડો પણ તેઓ પો-તાને ગળે ઉતારી દે છે; તેથી તેઓ સુખી રહી શકે છે અને તે-ઓનું ઘણુંએ ખરાબ થતું અટકી જાય છે. માટે ખાતરી રાખજો કે ભગતોને મળેલી ક્ષમાની ઢાલથી પણ તેઓનું ઘણું કામ થઇ જાય છે અને ભગતોનું ભૂંડું થતું નથી તેનાં ઘણાં કારણોમાં ક્ષમા એ પણ એક મુખ્ય કારણ છે; માટે આપણું ભૂંડું ન થાય એવી જો આપણી ઇચ્છા હોય, તો આપણે પણ ક્ષમાની ઢાલ મેળવી લેવી જોઇએ અને ક્ષમાનું બખ્તર પહેરી લેવું જોઇએ.

## ૬-અભિમાનરહિતપણું

શાસ્ત્રોમાં એમ કહેલું છે કે, અભિમાન એ બહુજ મોટો દુર્ગુણ છે અને ઘણા ભગતો તથા સાધુસંતોમાંથી બીજા ઘણી જા-તના દુર્ગુણો જાય છે, પણ અભિમાનનો દુર્ગુણ જતો નથી. ખરા

ભગતો ને સાધુસંતો ઉપરજ ભગવાનની એવી દયા ઊતરેલી હોય છે કે, તેઓમાં અભિમાનનો અવગુણ હોતો નથી; કારણ કે ભક્તિની શરૂઆતમાંજ પ્રથમ અધીનતા અને દીનતા (વિનય-નમ્રતા)-ના પાઠ શીખવવામાં આવે છે. એટલે જ્યારથી ભક્તિ શરૂ થાય ત્યારથીજ ભગતોમાં દીનતા આવતી જાય છે અને તેઓનું અભિમાન ઓગળતું જાય છે. એથી ઊલટું સાંસારિક લોકોને જેમ જેમ ધન વધતું જાય, સત્તા વધતી જાય; ઉંમર વધતી જાય, કુટુંબ વધતું જાય અને વૈભવો વધતા જાય, તેમ તેમ અભિમાન વધતું જાય છે; એટલે તેમાંથી પરિણામ એ થાય છે કે, અભિમાનને લીધે ઘણી જાતની મુશ્કેલીઓ ઊભી થતી જાય છે તથા ઘણી જાતની ખરાબી થતી જાય છે; કારણ કે અભિમાન એ એવો મોટો દુર્ગુણ છે કે તે છુપાવ્યો છુપાતો નથી અને દબાવ્યો દબાતો નથી. એ દુર્ગુણ તો આગળનો આગળજ રહે છે અને એ દુર્ગુણ બીજાઓથી પણ ખમાતો નથી, એટલે જ્યાં અભિમાન દેખાય ત્યાં સામા માણસોનાં મન તરતજ ઉશ્કેરાઈ જાય છે અને અભિમાનીનું અભિમાન તોડવાનું સૌને કુદરતી રીતેજ મન થઈ જાય છે. એટલે અણધાર્યા કજિયા થઇ જાય છે; કારણ કે અભિમાનીનો સ્વભાવ એવો હોય છે કે, વાત વાતમાં અને ઠેકાણે ઠેકાણે અભિમાન બતાવવું અને દુનિયાનો સ્વભાવ એવો હોય છે કે, જ્યાં જ્યાં લાગ મળે ત્યાં ત્યાં અભિમાનીને ને અભિમાનને ફટકો મારી લેવો. આમ હોવાથી અભિમાનીઓને ઠેકાણે ઠેકાણે હેરાન થવું પડે છે અને તેમ છતાં પણ તેઓ અભિમાનને છોડી શકતા નથી. પણ સાચા ભગતોની અંદર તો પ્રથમથીજ અભિમાન હોતું નથી અને જો કોઇ ભગતની અંદર અભિમાન હોય તોપણ તે અભિમાન કાબૂમાં આવી ગયેલું હોય છે; કારણ કે અભિમાન અને ભક્તિને બનતું નથી. ભક્તિનું પહેલું લક્ષણજ દીનતા (વિનય-નમ્રતા) છે, અધીનતા છે અને ભગવદાશ્રય છે; માટે જે ભગતોની એ જાતની ભાવનાઓ દૃઢ થઇ ગઇ હોય અને જેમનું અભિમાન ગળી ગયું હોય, એવા ભગતોની ઘણી જાતની ઉપાધિઓ ઓછી થઇ જાય છે ને ઘણી જાતની પંચાતીઓ મટી જાય છે, એમાં પણ કાંઈ નવીન નથી; અને જેની ઘણી જાતની પંચાતો મટી જાય તે ભગતો બીજાઓના કરતાં ઘણા વધારે સુખમાં રહી શકે એમાં પણ કાંઇ નવાઇ નથી; માટે અભિમાન ઓછું થઇ

જાય એ બખ્તર પણ કાંઈ જેવુંતેવું નથી. આ બધી વાતો ઉપરથી સમજી શકાય છે કે, ભગતોનું ભૂંડું થાયજ નહિ, એ ગીતાનો સિદ્ધાંત અક્ષરે અક્ષર માનવા જેવો છે અને હમેશાં બને તેટલો વધારે જીવનમાં ઉતારવા જેવો છે:—

## ૭–ભક્તો અફસોસ કરતા નથી

ભગતોની ઘણી ખૂબીઓમાં આ ખૂબી ખાસ યાદ રાખવા જેવી છે કે, જે જે બનાવો બની ગયા છે તથા હવે પછી જે જે બનાવો બનવાના છે, તેનો તેઓ અફસોસ કરતા નથી અને તેથી પણ તેઓને અજબ જેવો ફાયદો થાય છે; કારણ કે આ જગતમાં ઘણા માણસો ફોગટનો અફસોસ કર્યા કરવામાં પોતાની જિંદગીનાં તત્ત્વો બાળી દે છે અને પોતાના ધર્મનાં તત્ત્વોમાં પણ આગ લગાડી દે છે. એ માટે પ્રભુએ ગીતામાં બહુ સ્પષ્ટ રીતે કહેલું છે કે, અફસોસ ન કરવો જોઈએ. અફસોસ કરવાથી સ્વર્ગ જતું રહે છે, અફસોસ કરવાથી જિંદગીની મીઠાશ લૂંટાઇ જાય છે, અફસોસ કરવાથી ધર્મનાં તત્ત્વો ઢીલાં પડી જાય છે, અફસોસ કરવાથી શ્રદ્ધાનો પાયો ડગી જાય છે, અફસોસ કરવાથી પ્રભુનો મહિમા ઢીલો પડી જાય છે અને અફસોસ કરવાથી આત્માનું બળ ઓછું થઈ જાય છે તથા અફસોસ કરવાથી નરકનાં બારણાં ઊઘડી જાય છે, આવો અફસોસ ખરાબ છે; છતાં પણ દુનિયામાં હજાર માણસોમાંથી નવસો નવ્વાણું માણસો અફસોસ કરવામાંજ પોતાની જિંદગી ગુમાવી દે છે; પણ એ અફસોસની જાળમાંથી ભગતો બચી જાય છે, એટલે તેઓ બીજા સામાન્ય લોકોના કરતાં ઘણી બાબતોમાં બહુજ સુખી રહી શકે છે. બીજાઓને જ્યારે પછાડા મારવા પડતા હોય, હાયવોય કરવી પડતી હોય તથા આંસુઓ પાડવાં પડતાં હોય, ત્યારે સાચા ભગતો આનંદમાં મસ્ત હોય છે, પ્રભુનો ઉપકાર માનવામાં લાગેલા હોય છે અને અફસોસના પ્રસંગમાંથી પણ કાંઈક પ્રભુની કૃપા સમજી લે છે, એટલે તેઓનાં ઘણાં દુ:ખો ઓછાં થઇ જાય છે અને અફસોસમાં રહેનારા લોકોને વગર જખમે જખમી થવું પડે છે. હવે વિચાર કરો કે, જે ભગતોને અફસોસ ન થતો હોય, તે ભગતો અફસોસ કરનારા લોકો કરતાં સુખી રહી શકે તેમાં કાંઈ નવાઇ છે કે?

બંધુઓ! ભગતોનું ભૂંડું થાયજ નહિ, એમ જે ભગવાને કહ્યું છે તેનાં આ બધાં કારણો છે. આવી આવી બળવાન ઢાલ,

સાચાં બખ્તર અને મજબૂત સાધનો ભગવાન ભગતોને આપે છે, એટલે એ સાધનોના બળે તથા એ સદ્દ્ગુણોના બળે ભગતો ટકી શકે છે, તેથી એમાં કાંઇ અતિશયોક્તિ, ચમત્કાર કે નહિ બનવા જેવું નથી; પણ એ બધું તદ્દન સ્વાભાવિક છે. તેથી જો સાચા ભગત થવું હોય તો ભગતોનું ભૂંડું થાયજ નહિ, એ સિદ્ધાંત જેમ બને તેમ બહુ ઊંડાણથી સમજી લેવો જોઇએ અને જે જે જાતના સદ્દ્ગુણોથી ભગતોનું ભૂંડું થતું નથી, તે જાતના સદ્દ્ગુણો મેળવી લેવાની આપણે કોશિશ કરવી જોઇએ. આ બાબત બરોબર સમજાય તેમ વધારે સારું એમ હું ઇચ્છું છું; માટે ભગતોને મળેલાં બખ્તરોના હજી વધારે દાખલા આપું છું.

## ૮–ધીરજની ઢાલ

ધીરજ એ પણ બહુ મોટી વસ્તુ છે; કારણ કે ધીરજ એ શાંતિની બહેન છે અને એ બન્ને બહેનો હમેશાં સાથે રહે છે. એટલે જ્યાં ધીરજ હોય ત્યાં શાંતિ હોય છે અને જ્યાં શાંતિ હોય ત્યાં સુખ હોય છે; માટે ભગતોના જીવનમાં જે સુખ હોય છે, તે સુખ અપાવવામાં ધીરજદેવી પણ ઘણો અગત્યનો ભાગ ભજવે છે. ધીરજ એ સ્વર્ગનું ધન છે, ધીરજ એ ભગતોની ખૂબી છે, ધીરજ એ દેવતાઇ ગુણ છે અને ધીરજ એ સુખની ચાવી છે; માટે જેના અંતઃકરણમાં સત્ત્વગુણવાળી ધીરજ આવે તેનાં ધન્યભાગ્ય છે. આવી અમૂલ્ય ધીરજ ભગતોને ભગવાન તરફથી ભેટ મળે છે. એટલે ધીરજની ઢાલને લીધે ઘણા ભગતોનાં ઘણી જાતનાં દુઃખો ઓછાં થઇ જાય છે. આપણે જોઇએ છીએ કે, આ જગતમાં ઘણાં માણસોને ઘણી જાતની સગવડો હોય છે; પણ તેઓની પાસે ધીરજની ઢાલ હોતી નથી, તેથી જ્યાં ધીરજ રાખવી જોઈએ ત્યાં પણ તેઓ અધીરા થઇ જાય છે અને દુઃખી થયા કરે છે. અધીરાપણાને લીધે કેટલા બધા માણસો કેટલું બધું દુઃખ પામે છે, તે વર્ણવી બતાવવાની જરૂર નથી; કારણ કે આપણને પોતાને પણ એવા પ્રસંગો વીતેલા હોય છે. એટલે એ બાબત વિશેષ લંબાવવાની જરૂર નથી. ટૂંકામાં એજ કે અધીરાઇને લીધે આપણે હેરાન થઇએ છીએ અને ધીરજને લીધે ભગતોનાં ઘણાં દુઃખો ઓછાં થઇ જાય છે તથા ઘણી જાતની ખરાબી થતી અટકી જાય છે, એટલે જેને ધીરજની ઢાલ મળી ગઇ હોય તેવા ભગતોનું ભૂંડું થાય નહિ, તેમાં કાંઈ નવાઈ નથી.

## ૯–સંતોષ

ભગતના જીવનમાં જે મધુરતા છે, તેમાં સંતોષની ખૂબી પણ કાંઈ જેવીતેવી નથી; કારણ કે સંતોષ એ પણ દૈવી તત્ત્વ છે અને સંતોષ એ માહાત્માઓની વહાલી વસ્તુ છે. બંધુઓ ! ઘણા લોકોને ઘણી જાતની સગવડો છતાં પણ હાયવોય કરવી પડે છે, એ શા માટે ? ઘણા લોકોને વિના કારણ ઘણી જાતના ધમપછાડા મારવા પડે છે, એ શા માટે ? ઘણા લોકોને ખાસ કારણ વિના પોતાના લોહીનું પાણી કરવું પડે છે, તે શા માટે ? ઘણા લોકોને સુખે અન્ન ભાવતું નથી, એ શા માટે ? ઘણા લોકોને સૂઇ રહેવા છતાં પણ નિરાંતે ઊંઘ આવતી નથી, તે શા માટે ? અને ઘણા લોકોને ચિંતાની આગમાં પોતાનાં શરીરને બાળવાં પડે છે અને આંસુ સારવાં પડે છે તથા નિસાસા નાખવા પડે છે, એ શા શાટે ? એ બધું અસંતોપને લીધેજ થાય છે. મનમાંથી અસંતોષ મટી જાય તો એ બધાં દુઃખો બહુજ સહેલાઇથી એની મેળે મેળેજ મટી જાય છે. આ બધાં દુઃખો મટાડવાની ચાવી ભગતોને મળી ગયેલી હોય છે અને તે ચાવી એજ કે, પોતાની સ્થિતિમાં સંતોષ રાખવો અને ભગવદ્દઇચ્છાને આધીન થઈ જિંદગી ગાળવી અને કદી તેઓ ગરીબ હોય, તેઓના સગામાં મરણ થયેલાં હોય, તેઓના દેહમાં રોગ હોય અને તેઓને ધંધારોજગારમાં ખોટ ગયેલી હોય, છતાં પણ તેઓ સંતોષમાં રહી શકે છે, એટલે બીજા લોકોનાં જેવાં દુઃખો ભગતોને ભોગવવાં પડતાં નથી. તેઓ આનંદમાં રહી શકે છે અને અસંતોષી જિંદગીને લીધે જે ખરાબી થાય છે, તે ખરાબીમાંથી તેઓ બચી શકે છે, એટલે બીજા લોકોના જેટલું તેઓનું ભૂંડું થતું નથી. માટે ભગતોનું ભૂંડું થાય નહિ એ ભગવાનનો સત્ય સિદ્ધાંત મનન કરવા જેવો છે અને જિગરમાં કોતરી રાખવા જેવો છે.

## ૧૦–સત્ય જ્ઞાન

ભગતોનું ભૂંડું થાયજ નહિ, એ સિદ્ધાંતની મહત્તા અને સત્યતા સમજવા માટે આપણે ભગતોનાં જીવન જોવાં જોઇએ અને તેઓની અંદર કઈ કઈ જાતના સદ્ગુણો ખીલેલા હોય છે, તેનો વિચાર કરવો જોઈએ. એથી આપણને એમ દેખાઈ આવે છે કે, ઘણાએ ભગતોમાં બીજા લોકો કરતાં ધર્મના સિદ્ધાંતોનું ઘણું વધારે જ્ઞાન હોય છે. જો કે કેટલેક ઠેકાણે એમ પણ જોવામાં આવે

છે કે, કેટલાક વિદ્વાનોમાં તથા વ્યવહારચતુર માણસોમાં આજુબાજુનું જ્ઞાન વધારે હોય છે અને કેટલાક ભગતોમાં એ જ્ઞાન ઘણું ઓછું હોય છે; પણ તેમ છતાં યાદ રાખજો કે, એ બન્નેના જ્ઞાનમાં ઘણો તફાવત હોય છે; કારણ કે સંતો એમ કહે છે કે, ભગતોમાં જે જ્ઞાન હોય છે, તે જ્ઞાન અનુભવવાળું હોય છે; તે જ્ઞાન તેઓના જીવનમાં ઉતારેલું હોય છે અને તે જ્ઞાન તેઓને તેઓના દરરોજના વ્યવહારમાં કામ લાગે તેવું હોય છે અને પંડિતોમાં તથા બીજા વ્યવહારચતુર લોકોમાં જે જ્ઞાન હોય છે, તે જ્ઞાન માત્ર ઉપલકિયું અને પોપટિયું હોય છે, તેમજ તે જ્ઞાન નકશો જોવા જેવુ હોય છે. જેમકે કોઇ છોકરાને કહીએ કે, અરબસ્તાન બતાવ, વિલાયત બતાવ, અમેરિકા બતાવ, આટલાંટિક મહાસાગર બતાવ, ચીન બતાવ, જાપાન બતાવ, એટલે તે ઝટઝટ નકશા ઉપર આંગળી ચીંધીને બતાવી દે છે; પણ એ બધું કાંઈ તેણે જાતે જોયેલું હોતું નથી; તેવીજ રીતે પંડિતોનું જે જ્ઞાન છે, તે નકશો જોવા જેવું હોય છે. એટલે એ જ્ઞાનથી તેઓ વાતો કરી શકે અને બીજાઓને રીઝવી શકે ખરા, પણ પોતાના આત્માનો સંતોષ મેળવી શકે નહિ; ત્યારે ભગતોની અંદર જે જ્ઞાન હોય છે, તે જ્ઞાન તો તેઓના અનુભવોનું હોય છે, એટલે એ જ્ઞાનમાંથી તેઓ શાંતિ તથા આનંદ મેળવી શકે છે, આનંદમાં રહી શકે છે અને ઘણી જાતનાં દુઃખોમાંથી બચી શકે છે. બીજી આ વાત પણ ધ્યાનમાં રાખવા જેવી છે કે, ધર્મ સંબંધી ઘણા ઊંડા ખુલાસા ભગતોને થઈ ગયેલા હોય છે, એટલે તેઓના મનમાં એ સંબંધી કાંઇ શંકા હોતી નથી; પણ બીજા લોકોને જે જ્ઞાન હોય છે, તે જ્ઞાનમાં તેઓને વિશ્વાસ હોતો નથી, એટલે એ જ્ઞાનથી તેઓને જેટલો લાભ થવો જોઇએ, તેટલો લાભ થઇ શકતો નથી. યાદ રાખજો કે, જ્ઞાનનો લાભ એ કાંઇ જેવોતેવો લાભ નથી, એ મહાન લાભ છે, એ અલભ્ય લાભ છે અને એ જિંદગીની સાર્થકતા કરનારો લાભ છે. એ માટે શ્રીકૃષ્ણ ભગવાને પણ ગીતા જેવા અદ્ભુત ગ્રંથની અંદર એમ કહેલું છે કે, જ્ઞાન સમાન પવિત્ર કરનાર આ દુનિયામાં બીજું કાંઇ પણ નથી. જ્ઞાનરૂપી વહાણથી પાપરૂપી સમુદ્રને સહેજમાં તરી શકાય છે. આવી જ્ઞાનની મહત્તા છે; પણ યાદ રાખજો કે, એ જ્ઞાન કાંઇ વ્યવહારની ચતુરાઇનું નથી, પણ એ જ્ઞાન તો આત્માના કલ્યાણનું છે, એ જ્ઞાન તો ધર્મનું

છે, એ જ્ઞાન તો ઈશ્વરનું છે. આવું અલૌકિક જ્ઞાન, આવું જિંદગીની સાર્થકતા કરનારું જ્ઞાન અને આવું પ્રભુનું વહાલું જ્ઞાન ભગતોને મળે છે, તેથી એ જ્ઞાનના બખ્તર વડે ભગતોનાં ઘણાં દુઃખો ઓછાં થઇ જાય છે અને ઘણી જાતના અફસોસમાંથી તેઓ બચી જાય છે, એટલે બીજા સામાન્ય લોકોના જેટલી ખરાબી ભગતોની થઈ શકતી નથી. માટે આ ઉપરથી બહુ ચોખ્ખી રીતે સમજી શકાય છે કે, ભગતોનું ભૂંડું થાયજ નહિ, એ ભગવાનની વાત સાવ સાચી છે; માટે આપણું ભૂંડું ન થાય એવી જો આપણી ઇચ્છા હોય, તો આપણે પણ ભગત થવાની કોશિશ કરવી જોઇએ અને ભગતોમાં જિંદગીની સાર્થકતા કરનારું જે જાતનું ઈશ્વરી જ્ઞાન હોય છે, તે જાતનું ઈશ્વરી જ્ઞાન મેળવવાની કોશિશ કરવી જોઇએ. જો એવું જ્ઞાન મેળવીએ તો આપણે પણ ઘણી જાતનાં દુઃખોમાંથી બચી શકીએ, એમાં કાંઈજ શક નથી.

## ૧૧–શ્રદ્ધા

ભગતોને ભગવાનની કૃપાથી જે બખ્તરો મળેલાં હોય છે, તેમાં શ્રદ્ધાનું બખ્તર ખાસ અજબ જેવું હોય છે. એ બખ્તરને લીધે તેઓનું કામ થઇ જાય છે; કારણ કે જે ઠેકાણે બીજા સામાન્ય લોકોની કાંઇ પણ ગણુતરી પહોંચે નહિ, ત્યાં તેઓની ગણુતરી પહોંચી શકે છે અને તે સાચી પડે છે. જ્યાં સામાન્ય લોકોને કાંઇ પણ દેખાય નહિ, ત્યાં તેઓને શ્રદ્ધાના બળથી ને શ્રદ્ધાની આંખથી દૈવી વસ્તુઓ દેખાય છે અને જ્યાં જતાં સામાન્ય લોકો ડર્યા કરે, તેવે ઠેકાણે શ્રદ્ધાના બળથી ભગતો નીડરપણે ચાલ્યા જાય છે. આવું અજબ જેવું બળ શ્રદ્ધામાં છે અને એવી અલૌકિક શ્રદ્ધા ભગતોને મળેલી હોય છે, તેથી સામાન્ય લોકોથી જે કામો નથી થઇ શકતાં, તે કામો ભગતોથી બની જાય છે. એટલે બીજા ઘણા લોકો કરતાં શ્રદ્ધાના બળને લીધે ભગતો શ્રેષ્ઠ રહી શકે છે અને એ શ્રેષ્ઠતા તેઓને તેઓની જિંદગીના વ્યવહારમાં ઘણાં કામોમાં ઉપયોગી થઇ પડે છે, તેથી બીજા લોકોને પોતાનાં દુઃખ દૂર કરવા માટે જેટલી અનુકૂળતા મળે, તે કરતાં ભગતોને પોતાનાં દુઃખો દૂર કરવા માટે ઘણીજ વધારે અનુકૂળતા મળી શકે છે. આથી મોહવાદી જીવોની જેટલી ખરાબી થાય, તેટલી ખરાબી ભગતોની થતી નથી. બંધુઓ ! શ્રદ્ધાને માટે મહાત્માઓ એમ કહે છે કે, શ્રદ્ધા એ એક પ્રકારનો સાચો કીમિયો છે, શ્રદ્ધા એ

લોઢાને સોનું બનાવનાર પારસમણિ છે, શ્રદ્ધામાં એવું આકર્ષણ છે કે જેથી પ્રભુને પોતાને ખેંચાઇને આવવું પડે છે, શ્રદ્ધામાં જાદુ છે, શ્રદ્ધામાં ચિંતામણિ છે, શ્રદ્ધામાં કામધેનુ છે, શ્રદ્ધામાં કલ્પવૃક્ષ છે, શ્રદ્ધામાં દેવતાઇપણું છે અને શ્રદ્ધામાં સ્વર્ગ છે. આવી અલૌકિક શ્રદ્ધા પરમાત્માની કૃપામાંથી આવે છે અને તે ભગતોનાં હૃદયમાં ઠરે છે, તેથી ભગતોનાં ઘણી જાતનાં દુઃખો ઓછાં થઇ જાય છે અને કેટલીક જાતનાં દુઃખો વખતે તેઓ બહુ ઊંડા દિલાસા લઇ શકે છે. તેથી સામાન્ય લોકોને વાત વાતમાં જેવું દુઃખ લાગે છે, તેવું દુઃખ ભગતોને લાગતું નથી; કારણ કે દુઃખની આડે ધરવા માટે તેઓની પાસે શ્રદ્ધાની ઢાલ તૈયાર હોય છે. સાંસારિક લોકોની પાસે શ્રદ્ધાની ઢાલ હોતી નથી અને ગીતા જેવા પુસ્તકમાં શ્રીકૃષ્ણ ભગવાને પણ એમ કહેલું છે કે, જેનામાં શ્રદ્ધા ન હોય ને જે સંશયવાળો હોય તેનો નાશ થાય છે. संशयात्मा विनश्यति । આ પ્રમાણે ગીતાનો સિદ્ધાંત છે, એટલે શ્રદ્ધા વિનાના સાંસારિક લોકો પડી જાય તેમાં કાંઇ નવાઇ નથી. ભગતોને તો શ્રદ્ધાનું બખ્તર મળેલું છે, એટલે તેઓ બીજા ગામઠી લોકોની પેઠે પડી જતા નથી, તેથી તેઓનું ભૂંડું થતું નથી; માટે ભગવાને જે એમ કહેલું છે કે, મારા ભગતનું ભૂંડું થાયજ નહિ, એ વાત તદ્દન સાચી છે.

## ૧૨–સુખદુઃખમાં સમાનતા

બંધુઓ! ભગતોનું ભૂંડું થતુંજ નથી, એમ જે ભગવાને કોલ આપેલો છે, તેનાં કારણો જેમ જેમ આપણે જાણતા જઇએ, તેમ તેમ આપણને વધારે વધારે ખાતરી થતી જાય છે કે, ભગવાનની વાત તદ્દન સાચી છે. જુઓને, સામાન્ય લોકો સુખ વખતે ફુલાઇ જાય છે અને દુઃખ વખતે ગભરાઇ જાય છે તથા માણસોની જિંદગીની અંદર સુખ અને દુઃખ તો આવવાનાંજ, એટલે તેઓને બન્ને વખતે ધક્કો લાગ્યા કરે છે. સુખ આવે ત્યારે દિલગીરીનો ધક્કો વાગે છે, તેથી તેઓ સુખ પણ સરખી રીતે ભોગવી શકતા નથી અને દુઃખને પણ માથે ચડાવી શકતા નથી; પણ ભગતોની સ્થિતિ એ બન્ને વખતે સમતાવાળી હોય છે; કારણ કે તેઓ સુખને પણ ભગવદ્દઇચ્છા સમજે છે અને દુઃખને પણ ભગવાનની ઇચ્છા સમજે છે; એટલુંજ નહિ પણ તેઓ એથી આગળ વધીને એમ સમજે છે કે, સુખ પણ અમારા કલ્યાણ માટે આવે છે અને દુઃખ

પણ અમારા કલ્યાણ માટે આવે છે; માટે સુખદુઃખથી દિલગીર ન થવું જોઇએ. આળસ તજીને દિનપ્રતિદિન એ સિદ્ધાંતને તેઓ પોતાના જીવનમાં ઉતારતા જાય છે, એટલે તેઓને બહુજ ઓછા ધક્કા વાગે છે, તેથી પરિણામ એ થાય છે કે, જ્યારે માન મળે ત્યારે પણ તેઓ સમાનતા જાળવી શકે છે અને જ્યારે અપમાન થાય ત્યારે પણ તેઓ સમાનતા જાળવી શકે છે. જ્યારે કોઈ મોટો લાભ થાય ત્યારે પણ તેઓ શાંતિ રાખી શકે છે અને જ્યારે કાંઇ મોટું દુઃખ આવી પડે ત્યારે પણ તેઓ શાંતિ રાખી શકે છે; જ્યારે સારું ખાવાનું મળે ત્યારે પણ તેઓ પ્રભુનો ઉપકાર માને છે અને જ્યારે ઉપવાસ કરવો પડે ત્યારે પણ તેઓ પ્રભુનો ઉપકાર માને છે; જ્યારે રહેવા માટે સારી જગ્યા મળે ત્યારે પણ ખૂબ ભજનધ્યાન થશે એમ સમજીને તેઓ આનંદમાં રહે છે અને જ્યારે ખરાબ જગ્યા મળે ત્યારે એમ સમજે છે કે, એ પણ પ્રારબ્ધના ભોગ છે તે ભોગવવાજ જોઇએ; જ્યારે કોઇ કામમાં પોતાને ફતેહ મળે ત્યારે તેઓ પ્રભુને ધન્યવાદ આપે છે; કારણ કે એનીજ કૃપાથી ફતેહ મળી છે એમ તેઓ સમજે છે અને જ્યારે પોતાના કોઇ કામમાં તેઓ હારી જાય ત્યારે પણ તેઓ એમ સમજે છે કે, કાંઇક શુભ હેતુથી હારે તેને હરિ મળે. ભગવાને હરાવેલ હશે, એમ સમજીને હારથી પણ તેઓ દિલગીર થતા નથી. એજ પ્રમાણે જ્યારે કુટુંબમાં વૃદ્ધિ થાય એટલે કે ઘેર દીકરો આવે, ત્યારે પણ આનંદ અને જ્યારે બાપા ગુજરી જાય ત્યારે પણ બાપા સ્વર્ગમાં ગયા એમ સમજીને દિલાસોજ લેવાનો અને જ્યારે શરીર તંદુરસ્ત હોય ત્યારે પણ પ્રભુનો ઉપકાર અને જ્યારે બીમારી હોય ત્યારે પણ એવું વિચારે છે કે ઠીક ભજન થાય છે. ભજન કરવા માટે અને મનની લાગણીઓ સુધારવા માટે ભગવાને મંદવાડ મોકલ્યો, એ પણ અમારી ઉપર દયા કરી છે. આવી રીતે સારામાઠા બધા પ્રસંગોમાં સાચા ભગતો બહુ સમતા રાખી શકે છે અને દેવના મંદિરમાં જેવો આનંદ ભોગવી શકે, તેવોજ આનંદ તેઓ કેદખાનામાં પણ ભોગવી શકે છે અને લગ્ન વખતે જેવો આનંદ થાય તેવોજ આનંદ મરણ વખતે પણ તે ભોગવી શકે છે. આવી સમાનતાને શ્રીકૃષ્ણ ભગવાન ગીતાજીમાં યોગ કહે છે અને નાક પકડવાના યોગને બદલે આવો સાચો યોગ ભગતો પકડી શકે છે; માટે દુનિયાના બીજા સામાન્ય

લોકોનું આવી બાબતમાં જેટલું ભૂંડું થાય તેટલું ભગતોનું થઈ શકતું નથી; કારણ કે તેઓને સમાનતાની ઢાલ મળી ગયેલી હોય છે. માટે જો આવી રીતે અનેક જાતનાં દુઃખોમાંથી આ જિંદગીની અંદરજ બચવું હોય તો ભગત થવાની કોશિશ કરો, ભગત થવાની કોશિશ કરો.

## ૧૩–સત્યની ઢાલ

સામાન્ય લોકોમાં અને ભગતોમાં જે ઘણી જાતના ભેદ હોય છે, તેમાં આ ભેદ પણ જાણવા જેવો છે કે, ભગતોની અંદર સત્યતા હોય છે અને એ સત્યતા કાંઈ માત્ર લોકોને બતાવવા સારુ હોતી નથી; પણ પોતાના આત્માના સંતોષની ખાતર હોય છે અને પોતાના પ્રભુને રીઝવવા માટે હોય છે, એવી સત્યતાનો સામાન્ય લોકોને ખરો ખ્યાલ પણ હોતો નથી; કારણ કે આપણે જોઈએ છીએ કે, ઘણા લોકો બહુ હલકી જાતના પ્રપંચોમાંજ પોતાની જિંદગી ગુમાવી નાખે છે અને જ્યાં સીધી રીતે સરળતાથી કામ ચાલી શકે તેમ હોય, ત્યાં પણ તેઓ વિનાકારણ પોતાના સ્વભાવને આધીન થઇને કાંઇક ને કાંઇક ગોટાળો કર્યા કરે છે અને નાનામોટા પ્રપંચ કર્યા કરે છે. પણ આવા દરેક વખતે ભગતો સત્યતાને જાળવી શકે છે, તેથી તેઓના જીવનમાં ઘણી ઉચ્ચતા હોય છે અને અજબ જેવી મીઠાશ હોય છે; કારણ કે સત્યતાને લીધેજ સ્વતંત્રતા રહે છે, સત્યતાને લીધે હિંમત રહે છે, સત્યતાને લીધે આત્મિક બળ રહે છે અને સત્યતાને લીધે પ્રભુના આશ્રયનું બળ રહે છે, તેથી તેઓ ઘણી જાતના આનંદો ભોગવી શકે છે. સામાન્ય લોકોથી એમ બની શકતું નથી. તેઓ વાતવાતમાં પ્રપંચ કર્યા કરે છે, કોઇ કોઇ વખત તેઓના પ્રપંચ પકડાઈ જાય છે તેથી તેઓ દુઃખી થાય છે; પણ ભગતોના જીવનમાં એવું પ્રપંચીપણું હોતું નથી, એટલે તેઓને પડી જવાની બીક લાગતી નથી અને તેઓ પડી પણ જતા નથી; કારણ કે તેઓના હૃદયમાં સત્યતાની ઢાલ હોય છે, એટલે એ ઢાલથી ઘણે ઠેકાણે જાણ્યેઅજાણ્યે તેઓનો બચાવ થાય કરે છે, તેથી ભગતોનું ભૂંડું થઈ શકતું નથી.

## ૧૪–આસક્તિ નહિ

ભગતોના જીવનમાં જે ઘણા પ્રકારની ખૂબી હોય છે, તેમાં કોઇ પણ ચીજની આસક્તિ નહિ, એ ખૂબી પણ બહુ જબરી હોય

છે; કારણ કે લોકોને ફસાવવાની જગ્યા આસક્તિ છે, મોહની જગ્યા આસક્તિ છે, પડી જવાનું ઠેકાણું આસક્તિ છે અને ભયનું ઠેકાણું અથવા ચિંતાનું ઠેકાણું આસક્તિ છે. એવી આસક્તિ ભગતોનાં અંતઃકરણમાંથી નીકળી ગયેલી હોય છે, તેથી તેઓ આનંદમાં રહી શકે છે અને મોહવાદી આસક્તિવાળા માણસોને જે જે જાતનાં દુઃખ ભોગવવાં પડે છે તે તે જાતનાં ભગતોને ભોગવવાં પડતાં નથી. તેથી તેઓ પોતાના સ્થાનેથી પડી જતા નથી અને પોતાની ભૂમિકા ઉપરથી ઊતરી જતા નથી. કારણ કે તેઓની અંદર સમજણપૂર્વકની ત્યાગવૃત્તિ આવી ગયેલી હોય છે અને વ્યાવહારિક રીત પ્રમાણે બહારનો સંન્યાસ લીધા વિના પણ અંતરમાંથી તેઓ સાચા સંન્યાસી બની ગયેલા હોય છે. ભગવદ્ગીતાનો એ સિદ્ધાંત છે કે જે કર્મો તજી દે તે કાંઇ સાચો સંન્યાસી નથી; પણ જે અંતરમાંથી આસક્તિ તજી દે તેજ સાચો સંન્યાસી છે અને એનું મહાન કામ ભગતો કરી શકે છે. માટે ભગતોનું ભૂંડું થતું નથી, કારણ કે આપણે જોઈએ છીએ કે, ઘણી જાતની ખરાબીનું મૂળ આસક્તિ છે. એ મૂળજ ભગતોએ કાપી નાખેલાં હોય છે; એટલુંજ નહિ પણ એ આસક્તિના મૂળને તેઓએ બાળી દીધેલું હોય છે, તેથી તેઓ શાંતિ ભોગવી શકે છે અને દૈવેચ્છાથી જે જે કામો કરવાનાં આવી પડે, તે તે કામો કરવા છતાં પણ તેઓ નિર્ભય રહી શકે છે અને જે નિર્ભય રહે તેનું ભૂંડું થાય નહિ એમાં કાંઇ નવાઈ નથી.

## ૧૫–મોતનો ભય નહિ

આ દુનિયામાં પ્રાણીઓ ઉપર જે સૌથી મોટામાં મોટો ભય છે તે મોતનો છે. મોતની આગળ સૌ ઝૂકી જાય છે અને મોતના નામથી સૌ ડરી જાય છે, કારણ કે કોઈ પણ જીવને મોત ગમતું નથી. સૌને પોતાની જિંદગીની હયાતી ગમે છે અને સૌને અમરપણું ગમે છે, પણ અમરપણું મેળવવાના માર્ગો કાંઈ સૌને હાથ આવતા નથી અને એ માર્ગોની ખબર હોય તોપણ સૌ લોકો કાંઈ એ માર્ગોમાં ચાલી શકતા નથી. એ મહાન માર્ગે તો ઉત્તમ ભગતોજ ચાલી શકે છે, જેથી જે મોતનો આખી દુનિયાને ભય લાગે છે, તે ભયંકર મોત વખતે પણ ભગતો આનંદમાં હોય છે; કારણ કે ભગતોને અમરપણું મળેલું હોય છે અને તેઓ જીવતા છતાં મુક્ત બની ગયેલા હોય છે, એટલે તેઓને મરણનો ભય લાગતો

નથી. તેથી મોત વખતે તેઓની સ્થિતિ જોવા લાયક હોય છે. જેમ કોઇ શૂરવીર યોદ્ધો પોતાની ફરજો બજાવીને લડાઇ જીતીને પોતાના શહેનશાહની હજૂરમાં ઇનામો લેવા માટે જતો હોય તે વખતે તેનો જેવો આનંદદાયક દેખાવ હોય, તેવો આનંદદાયક દેખાવ મરતી વખતે ભગતોનો હોય છે. કારણ કે મોત એ બીજા મોહવાદી જીવો માટે યમના દૂતનો માર ખાવાનો દિવસ હોય છે અને નરકમાં જવાનો દિવસ હોય છે, ત્યારે ભગતોને એ દિવસ ઇનામ લેવાનો હોય છે. માટે ભગતો મોત વખતે પણ આનંદમાં રહી શકે છે. બંધુઓ! હવે વિચાર કરો કે જે ઉત્તમ ભગતોની આવી ઊંચી દશા હોય અને જેઓ મોત જેવા ભયંકર બનાવ માટે પણ એમ સમજતા હોય કે, એ તો નવાં વસ્ત્રો પહેરવાનો દિવસ છે, એ તો પ્રભુપિતાના દરબારમાં જવાનો દિવસ છે અને એ તો શહેનશાહોના શહેનશાહ પાસેથી ઇનામ લેવાનો દિવસ છે, તે ભગતોનું ભૂંડું થાયજ નહિ, તેમાં નવાઈ શું? કારણ કે આ જગતની અંદર મોત કરતાં વધારે મોટું બીજું કાંઇ દુઃખ નથી અને એ ભયંકર મોત તો ભગતોને ઊલટું આનંદ આપે છે, ત્યારે હવે બીજું કયું દુઃખ ભગતોને હેરાન કરી શકે અને તેની સ્થિતિમાંથી નીચો પાડી શકે? આ જગતમાં એવું એકે દુઃખ નથી કે જે ભગતોનું ભૂંડું કરી શકે. માટે આજથી યાદ રાખજો કે, ભગતોનું ભૂંડું થાયજ નહિ, એ ગીતાનો સિદ્ધાંત અક્ષરે અક્ષર સાચો છે અને એ પ્રભુનો કોલ વિચારવા જેવો છે. બંધુઓ! ભગતનું ભૂંડું થાયજ નહિ, એમ જે પ્રભુએ કોલ આપેલો છે, તે કાંઈ માત્ર માની લેવાની વાત નથી અથવા ભગતોને રાજી કરવા માટે જોડી કાઢેલી કે કોઈ અદૃશ્ય ચમત્કારની વાત નથી; અગર તો એ કાંઇ અસલી જમાનામાં બનતું, પણ હાલના જમાનામાં બની શકે નહિ તેવી વાત નથી; પણ ખાતરીપૂર્વક માનજો કે, ભગતોનું ભૂંડું થાયજ નહિ, એ તદ્દન સાચી વાત છે અને જો કોઇ માણસ એ વાતનો અનુભવ લેવા માગે તો ભગતોના જેવા નિયમો પાળવાથી તરત અનુભવ લઇ શકે તેમ છે; માટે ભાઇઓ અને બહેનો! જો સાચી ભક્તિ કરવી હોય તો આવી જાતના અનુભવોના લહાવા લેવા જોઇએ.

કોઇ કોઇ ભગતોને આપણે પાયમાલ થતા જોઇએ છીએ તેનું કારણ શું?

ભગતોનું ભૂંડું થતુંજ નથી, એ વાત સાંભળી ઘણા માણુસોને એમ લાગશે કે, અમે તો ઘણાએ ભગતોને પાયમાલ થતા જોયેલા છે. એના જવાબમાં પહેલી વાત તો એ છે કે, સામાન્ય લોકોની દૃષ્ટિમાં ઘણો મોટો તફાવત હોય છે, એટલે એક ને એક બનાવમાં મોહવાદી જીવોને જેટલું દુઃખ લાગે છે, તેટલું દુઃખ ભગતોને લાગતું નથી. દાખલા તરીકે સામાન્ય લોકો ગરીબાઇના દુઃખને બહુ મોટું દુઃખ સમજે છે અને તેથી હેરાન થયા કરે છે; પણ જેનામાં ભક્તિ આવે છે તે પોતાના વૈભવો અને રાજપાટ તજીને ચાલ્યા જાય છે. જેમકે ગોપીચંદ, ભર્તૃહરિ વગેરે રાજાઓએ મહાન રાજ્ય છોડીને દરિદ્રતાને અંગીકાર કરવામાં સુખ માન્યું હતું. બીજા પણ ઘણાએ શ્રીમંતોને જ્યારે વૈરાગ્ય આવે છે, ત્યારે પોતાની બધી મિલકત ધર્માદામાં આપી દે છે અને ગરીબીને પસંદ કરે છે; કારણ કે સામાન્ય લોકોને જે બાબતથી દુઃખ થાય છે, તેવી બાબતોથી ભગતોને દુઃખ થતું નથી. મોહવાદી લોકોનાં કુટુંબમાંથી જ્યારે કોઇ સગુંવહાલું મરી જાય, ત્યારે તેઓને અતિશય દુઃખ થાય છે અને તેઓની જિંદગી બગડી જાય છે; પણ નરસિંહ મહેતાની પત્ની જ્યારે ગુજરી ગઇ, ત્યારે નરસિંહ મહેતાએ ગાયું હતું કેઃ—

"ભલું થયું ભાંગી જંજાળ, સુખે ભજીશું શ્રીગોપાળ."

હવે વિચાર કરો કે આની અંદર સુખદુઃખનો મેળ ક્યાં મળે? કારણ કે ભગતોની ભાવનાઓ જુદી હોય છે અને સાંસારિક લોકોની ભાવનાઓ જુદી હોય છે. એટલે પહેલી મુદ્દાની વાત એ છે કે, સાંસારિક લોકોને તેઓની નજરે ભગતો જેટલા દુઃખી દેખાય છે તેટલા દુઃખી ખરેખરી રીતે જોતાં ભગતો હોતા નથી. બીજી વાત એ છે કે, ભગતોની ઉપર જે જાતનાં દુઃખો આવી પડ્યાં હોય, તે દુઃખોમાંથી પણ આપણું કલ્યાણ થવાનું છે એમ તેઓની ખાતરી હોય છે; એટલુંજ નહિ પણ અમારા કલ્યાણ માટેજ એ દુઃખો આવેલાં છે, એમ તેઓને દૃઢ શ્રદ્ધા હોય છે તેથી બીજા લોકો તેઓને જેટલા દુઃખી સમજે તેટલા દુઃખી તેઓ પોતે પોતાને સમજતા નથી. માટે યાદ રાખજો કે ભગતોનાં દુઃખોને આપણે સમજી શકતા નથી; એટલુંજ નહિ પણ ઘણી વખત તો એમ પણ બને છે કે, ભગતોની જે બાબતને આપણે દુઃખ સમજતા હોઇએ તે બાબતને તેઓ સુખ સમજે છે અને

આવું કાંઇ કોઈ અમુકજ બાબતમાં બને છે તેમ નથી; પણ ઘણી બાબતોમાં એમ બન્યા કરે છે. એ સમજવા માટે એક દૃષ્ટાંત મને યાદ આવે છે તે કહી બતાવું છું.

એક ગામડામાં એક ભગત હતા. તેમને ત્યાં એક ભેંસ હતી. તે ભેંસના દૂધ ઉપર તેઓના ગુજરાનનો આધાર હતો. એક દિવસ એમ બન્યું કે ભેંસ ચરવા ગઈ હતી. ત્યાં એક ખાડામાં તેનો પગ ભાંગી ગયો, તેથી સૌ લોકો ભગતની પાસે દિલગીરી બતાવવા માટે આવવા લાગ્યા અને કહેવા લાગ્યા કે, "ભગતરાજ! બહુ ભૂંડું થયું. હવે તમને બહુ મુશ્કેલી થશે." ત્યારે ભગતે કહ્યું કે, "પ્રભુ કરે તે સારુંજ કરે. માઠું થાય તે સારાનેજ કાજે. ભેંસનો પગ ભાંગ્યો એમાંથી પણ કાંઈક ભલું થવાનુંજ હશે." ભગતની એ વાત સાંભળીને કેટલાક જુવાનિયાઓ હસી પડ્યા અને કહેવા લાગ્યા કે, "ભગતો બિચારા કેવા ભોળા હોય છે, તેનો નમૂનો જોવો હોય તો આ ભગતને જોઇ લો. ભેંસનો પગ ભાંગ્યો એમાં શું ભલું થયું? તોપણ તેઓ કહે છે કે, એમાંથી પણ કાંઇક ભલું થશે, આવી વાતો તે કેમ મનાય?" એ પછી બેચાર દિવસની અંદર એ ગામમાં ધાડ પડી અને બહારવટિયાઓ આવીને ગામમાં ઘણાં ઢોરોને હાંકી ગયા. એ વખતે ભગતની ભેસંને પણ હાંકવા આવ્યા; પણ તેનો પગ ભાંગેલો હતો એટલે તેને મૂકી દેવી પડી.

એ પછી બીજે દિવસે કોનાં કોનાં ઢોર ગયાં તેની ગામના લોકો ગણતરી કરવા લાગ્યા, ત્યારે ખબર પડી કે, બધાંનાં ઢોર ગયાં પણ ભગતની ભેંસ રહી ગઇ છે. એ સાંભળીને ગામના સૌ લોકો ભગતને ઘેર ચાલ્યા અને કહેવા લાગ્યા કે, "તમે જે કહેતા હતા કે ભગવાન જે કરે તે ભલુંજ કરે છે, એ વાત આ બનાવ નજરે જોયા પછી સાવ સાચી લાગે છે." બંધુઓ! આ દાખલો આપીને હું તમોને એમ સમજાવવા ઇચ્છું છું કે આપણને અણગમતા જે કાંઈ બનાવ બને તેમાં પણ કાંઇક કારણ હોય છે અને હમણાં આપણને અંધારું દેખાતું હોય પણ તેની પાછળ અજવાળું હોય છે. એ અજવાળું આપણે જોઈ શકતા નથી અને અંધારું જોયા કરીએ છીએ, એટલે આપણને દિલગીરી લાગ્યા કરે છે; પણ ભગતો પોતાના વિશ્વાસના બળથી દૂરનું અજવાળું પણ જોઇ શકે છે, એટલે તેઓની ઉપર આવી પડતાં તરતનાં દુઃખોથી તેઓ દિલગીર થઈ જતા નથી. ભગતોનું ભૂંડું થતું દેખા-

ય છે પણ તેના હેતુઓ જુદા હોય છે. બાળકોને સુધારવા માટે માબાપો કોઇ વખત તેઓને ઇનામો આપે છે અને કોઇ વખત તમાચાનો કે નેતરનો ઉપયોગ કરવો પડે છે. એમાં જે ઇનામ આપવામાં આવે તે પણ તેના ભલા માટે હોય છે અને તમાચો મારવામાં આવે તે પણ તેના ભલા માટે હોય છે. કેટલાક દરદીઓ માટે બહુ ભલા ડૉકટરો પણ કેટલીક સારી સારી વસ્તુઓ ખાવાની ના પાડે છે; એટલુંજ નહિ પણ કેટલીક વખત નસ્તર મૂકે છે અને શરીરના અમુક ભાગને કાપી નાખે છે. વિચાર કરો કે, એ શું દરદીને હેરાન કરવા માટે કરે છે? એક તો તે બિચારો બીમાર હોય ને નબળો પડી ગયો હોય, તેમાં વળી નસ્તર મૂકવાનું કામ કરે, એ શું અજાણ્યા લોકોને ક્રૂરતા જેવું ન લાગે? પણ સમજુ માણસો તો જાણે છે કે, એવી જાતના દરદીઓને સજા કરવા માટે એજ ઉપાય વધારે સારો છે, બીજા ઉપાયોથી તેઓ સારા થઇ શકે નહિ અને કદી સારા થાય તોપણ બહુ વખત લાગે; પણ નસ્તરના ઉપાયથી જલદીથી આરામ થઇ જાય છે. તેવીજ રીતે માણસોને સુધારવા માટે અને તેની સ્થિતિમાં એકદમ જલદીથી ફેરફાર કરવા માટે કોઈ કોઈ વખત ભગવાનને પણ સખ્ત ઉપાય લેવો પડે છે અને દુનિયાદારીના લોકોને લાગે છે કે, આ તો બહુ ભૂંડું થયું. એવી જાતના ઉપાયો પણ લેવા પડે છે; પણ એ વખતે જે નુકસાન થાય તેને લીધે આગળ જતાં તેમાંથી શું ફાયદો થવાનો છે તે વાત આપણે સમજતા નથી; કારણ કે આપણા અજ્ઞાનને લીધે આપણે ભવિષ્યમાં થનારા બનાવોને જોઇ શકતા નથી તેથી આપણે બબડીએ છીએ અને દિલગીર થયા કરીએ છીએ. બંધુઓ! ઘણી વખત એમ બને છે કે, આપણે આપણાથી બહુ આગળ વધેલા મહાત્માઓના વિચારો અને ઇચ્છાઓ સમજી શકતા નથી, તેથી તેઓનાં કામો માટે પણ આપણને નવાઇ લાગ્યા કરે છે અને કેટલીક વાર તો તેઓનાં કામો માટે દિલગીરી પણ લાગ્યા કરે છે. જ્યારે આમ છે અને હમેશાં સાથે રહેનારા તથા બહારથી આપણા જેવુંજ જીવન જીવનારા સાધુસંતો કે મહાત્માઓની ઇચ્છાઓ પણ આપણે જાણી શકતા નથી ને તેઓના કામના ભેદો પણ સમજી શકતા નથી, ત્યારે જેના સંકેતો ગુપ્તમાં ગુપ્ત રહેલા છે, એવા અનંત બ્રહ્માંડના નાથના હેતુઓ તો કયાંથીજ સમજી શકાય? કારણ કે સામાન્ય માણસોની વૃત્તિની બહારની એ વાતો

છે; માટે પ્રભુનાં કામો કદી ન સમજાય તોપણ સાચા ભગતો પોતાના શુદ્ધ અંતઃકરણથી એવો વિશ્વાસ રાખે છે કે, ભગતોનું ભૂંડું થાયજ નહિ અને ખચીત તેઓની એ વાત સાચીજ હોય છે; માટે ભગતોનું કાંઇ બૂરું થયેલું જોઇને પણ તેને ખરેખરું બૂરું માની લેવું નહિ; પણ એમાંથી પણ કાંઈક સારું પરિણામ થશે એવી ખાતરી રાખવી.

મહાત્માઓનાં કામો પણ કેટલીક વખત ઊંધાં હોય છે અને સમજાય નહિ તેવાં હોય છે. એ વાત જાણવા માટે એક બહુ સરસ દાખલો મને યાદ આવે છે તે હું કહી બતાવું છું.

એક સંત હતા. તેમની સાથે એક શિષ્ય હતો. તે મહારાજના દરેક કામ માટે કાંઇ ને કાંઇ શંકા કર્યા કરતો હતો; કારણ કે તે મહારાજનાં ઘણાં કામોને સમજી શકતો નહિ. એ જોઇને મહારાજે તેને કહ્યું કે, "તું વિશ્વાસ રાખ, ન સમજાય એવી વાતમાં ફોગટ માથું માર્યા કર મા ને મને કંટાળો આપ્યા કર મા." ત્યારે તે કહેતો કે, "હવે કાંઈ નહિ બોલું." પણ વળી પાછો કાંઈ એવો પ્રસંગ આવે ત્યારે તે બોલ્યા વિના રહી શકતો નહિ. એક વખત એમ બન્યું કે, એ ગુરુમહારાજ બહારગામ જતા હતા, ત્યારે રસ્તામાં સમુદ્રની ખાડી વચ્ચે આવી. ખાડીમાં પગે જવાય એવો રસ્તો નહોતો, હોડીમાં બેસીને જવાનું હતું અને હોડીવાળો કાંઈક પૈસા લઇને ઉતારુને હોડીમાં બેસાડતો હતો. હોડીવાળો ભલો હતો, તેથી તેણે એ સાધુને બહુ આદરમાન સાથે બહુ સારી જગ્યાએ હોડીમાં બેસાડ્યા અને તેમની પાસેથી કાંઈ ભાડું પણ લીધું નહિ; એટલુંજ નહિ પણ ચડતી તથા ઊતરતી વખતે મહારાજનો સરસામાન પણ તેણે કિનારે ઉતારી દીધો અને ચડાવી દીધો. એ પછી હોડીમાંથી બધા માણસો ઊતરી રહ્યા, ત્યારે તે સાધુ મહારાજે હોડીમાં પડેલો કુહાડો ઉપાડી તે હોડીમાં પાંચદશ ઘા માર્યા અને ગાબડું પાડી નાખ્યું તથા હોડી જરા ભાંગી નાખી.

એ જોઇ તેની સાથેના શિષ્યે કહ્યું કે, "મહારાજ! આમાં તમે શું ડહાપણનું કામ કર્યું? જે માણસે આપણી આટલી બધી બરદાસ કરી ને ભાડું પણ લીધું નહિ, તેની હોડી ભાંગી નાખવાનું કાંઇ કારણ?" ત્યારે મહાત્માએ કહ્યું કે, "એનો ભેદ તું જાણી શકે નહિ." એ છતાં એ શિષ્ય બહુ આગ્રહ કરવા લાગ્યો, ત્યારે તે મહારાજે કહ્યું કે, "તેના ભલા સારુ એ હોડી ભાંગેલી છે.

તેણે આપણી ખાતર રાખી માટે તેને કાંઇ ફાયદો કરી આપવો જોઈએ તે સારુ તેની હોડી ભાંગેલી છે.” ત્યારે પેલા શિષ્યે કહ્યું કે, “એ વાત હું કેમ માની શકું? એની ખાતરી શું?” ત્યારે મહારાજે કહ્યું કે, “આજે આપણે અહીં રોકાઈ જઇએ, એટલે કાલે તું તેનું પરિણામ જોઇ લેજે.” તોપણ તે અધીરા શિષ્યને સંતોષ થયો નહિ. તે તો બહુ આગ્રહથી કહેવા લાગ્યો કે, “એ હોડીને ભાંગી નાખવાનું કારણ હમણાંજ મને કહો.”

ત્યારે તે દયાળુ મહાત્માએ કહ્યું કે, “રાજાને હોડીઓની જરૂર છે; માટે કાલે સવારે બધાની હોડીઓ વેઠમાં પકડાઈ જશે. એ વખતે આ હોડી ભાંગેલી હોવાથી લઈ જઈ શકશે નહિ, એટલે ગામમાં એ એકજ હોડી રહી જશે, તેથી તેને ઘણોજ ફાયદો થઇ જશે ને એટલું નાનું ગાબડું પૂરી લેવું તેમાં કાંઈ મોટી વાત નથી.” એ પછી બીજે દિવસે ટપાલમાં એ ગામના અમલદાર ઉપર એવો હુકમ આવ્યો કે, અમુક ઠેકાણે લડાઈ થાય છે ત્યાં સામાન મોકલવાનો છે, માટે ગામમાં જેટલી હોડીઓ હોય તે બધી મોકલી આપો. એ વખતે તરતજ હોડીઓ લેવા માટે સિપાઈઓ બંદર ઉપર દોડયા અને બધા હોડીઓવાળાને ભેળા કરી જેની હોડીઓ સારી હતી તે બધી હોડીઓ મોકલી દીધી. પેલા હોડીવાળાની હોડી લેવા ગયા, ત્યારે તે ભાંગેલી માલૂમ પડી એટલે તેને છોડી દીધી, તેથી તે બહારગામ વેઠમાં જતી બચી ગઇ. એ પછી તેમાં જે ગાબડું પડયું હતું તે તરતજ સુધરાવી લીધું અને ગામમાં એકજ હોડી હોવાથી ઉતારુઓ પાસેથી બહુ વધારે પૈસા મળવા લાગ્યા. બંધુઓ! આપણી હોડીઓ ભાંગે છે, તેમાં પણ આવા કાંઇક હેતુઓ હોય છે; પણ એ હેતુઓ આપણે સમજતા નથી, તેથી આપણે દિલગીર થયા કરીએ છીએ ને અફસોસ કર્યા કરીએ છીએ; પણ ભગવાનની કૃપાવાળા ભગતો પોતાની શ્રદ્ધાના બળથી એવા ખાતરીવાળા હોય છે કે, ભગવાન ભગતોનું ભૂંડું કરેજ નહિ. એવા વિશ્વાસને લીધે પોતાની હોડી ભાંગવાનો પ્રસંગ આવે ત્યારે પણ તેઓ બીજા સામાન્ય લોકો જેટલા દિલગીર થતા નથી; કારણ કે તેઓ જાણે છે કે, જેમ અંધારાની પાછળ અજવાળું હોય છે, તેમજ દુઃખની પાછળ સુખ છુપાઈ રહેલું હોય છે. એવા વિશ્વાસને લીધે તેઓ બીજા સામાન્ય લોકોના જેટલા દિલગીર થતા નથી.

બંધુઓ! આ તો મહાત્માઓનાં કામોની વાત થઇ; પણ કેટલીક વખત એવું બને છે કે, આપણી સાથે રહેનારા આપણા સગાઓના તથા આપણા નોકરચાકરોના હેતુઓ કે ભાષાઓ પણ આપણે નથી જાણી શકતા, એથી પણ અર્થનો અનર્થ થઈ જાય છે અને ગોટાળો થઇ જાય છે. હવે વિચાર કરો કે, જ્યારે આપણે સામાન્ય લોકોના વિચારો અને ભાષાઓ પણ ન સમજી શકીએ, ત્યારે અનંત બ્રહ્માંડના નાથના વિચારો, તેની ભાષા અને તેનાં કામો તો કયાંથીજ સમજી શકીએ? માટે સારી વાત એ છે કે, જ્યારે આપણી ઉપર દુઃખ આવી પડે, ત્યારે સમજવું કે એમાંથી આગળ જતાં કાંઈ રૂડુંજ થવાનું છે; કારણ કે ભગતોનું ભૂંડું થાયજ નહિ એમ ભગવાને કોલ આપેલો છે અને પ્રભુના એ કોલમાં કદી પણ ફેર પડેજ નહિ.

ઘણી વખત આપણે આપણી આસપાસના માણસોની ભાષા કે વિચારો પણ સમજી શકતા નથી. આ વાત ચોખ્ખી રીતે જાણવા માટે એક બહુ અજબ જેવો દાખલો છે.

એક મોટો રાજા હતો. તેને પોતાની રાણી ઉપર બહુ પ્રેમ હતો. એ રાજાએ પોતાનો બગીચો બહુ સુંદર બનાવ્યો હતો અને તેમાં પૃથ્વીના જુદા જુદા ભાગનાં ફળફૂલનાં ચમત્કારિક ઝાડો વવરાવ્યાં હતાં, તેથી તે રાણીને કહ્યા કરતો કે, "કોઇ વખત તમે બગીચો જોવા તો જાઓ." પણ રાણી બહાર નીકળતી નહિ એટલે તેણે ઘણો વખત થયાં બગીચો જોયો નહોતો.

એ પછી એક વખત રાણીને મન થયું કે, હું બગીચો જોવા તો જાઉં. તેથી તેણે બગીચામાં કહેવરાવ્યું કે, રાણીસાહેબ પધારે છે અને પોતાની સૌ સાહેલીઓ તથા અમીરોની સ્ત્રીઓને તેડીને રાણી એ બગીચો જોવા ગઇ. એ બગીચામાં ફરતાં ફરતાં એક બહુ સુંદર ફૂલ રાણીના જોવામાં આવ્યું. એ ફૂલ તેને બહુ ગમી ગયું, તેથી એ ફૂલ પોતાને હાથે તોડવા માટે રાણી એ ફૂલ પાસે ગઈ ને તે ફૂલ તોડયું. એ વખતે ત્યાં ઊભેલા પહાડી જાતના માળીએ પોતાની બોલીમાં કહ્યું કે, "રાણી સાહેબ! એ ફૂલ તોડો મા." પણ રાણી કાંઈ તેની ભાષા સમજયાં નહિ, તેથી તેમણે તે ફૂલ તોડયું અને તે ફૂલને સૂંઘવા જતાં હતાં એટલામાં પેલા પહાડી માળીએ રાણીના હાથમાંથી એ ફૂલ ઝૂંટવી લીધું અને તેને પોતાના જોડા તળે કચરી નાખ્યું. આ જોઇને રાણીને બહુ ક્રોધ ચડયો;

કારણ કે આવું મોટું અપમાન આખી જિંદગીમાં તેણે કદી પણ અનુભવ્યું નહોતું, તેથી તે એ માળી ઉપર તથા રાજા ઉપર અતિશય ખિજાઇ ગઈ ને ગુસ્સામાં ને ગુસ્સામાં બગીચો જોયા વિના મહેલમાં પાછી ફરી અને તરતજ રાજાને તેડાવ્યા. રાજા રાણીનો ગુસ્સો જોઇને તાજૂબ થયો; કારણ કે એ ભલી રાણી કદી પણ એવો ગુસ્સો કરતી નહિ. રાજાએ તેને ગુસ્સાનું કારણ પૂછ્યું, એટલે તે ઊલટી વધારે ચિડાઈ ગઈ અને કહ્યું કે, "બગીચામાંથી એક ફૂલ તોડવાની પણ મને સત્તા નહિ? ત્રણ બદામનો માળી મારા હાથમાંથી ફૂલ ઝૂંટવી લે? એટલુંજ નહિ પણ મારી સાહેલીઓ તથા અમીરોની સ્ત્રીઓના દેખતાં એ ફૂલને પોતાના જોડા તળે કચરી નાખે? આ અંધેર તે કયી જાતનું? જો મારું આવું અપમાન કરાવવું હતું, તો મને બગીચામાં મોકલી શા માટે?"

એ સાંભળીને રાજા બહુ વિચારમાં પડી ગયો અને કહ્યું કે, "એમ બનેજ નહિ. એમાં કાંઇક કારણ હોવું જોઇએ અને જો વગર કારણે એમ બન્યું હોય તો હું એ માળીને હમણાં તમારા દેખતાંજ ઘાણીમાં પિલાવી નાખું." એમ કહી તરતજ એ માળીને બોલાવવાનો હુકમ કર્યો. થોડી વારમાં માળી આવી પહોંચ્યો. તે હિમાલયના પહાડોમાં રહેનારી પહાડી જાતનો માણસ હતો. તે રાજાની ભાષા જાણતો નહિ તેથી રાજાએ તેની ભાષામાં દુભાષિયા મારફત પૂછ્યું કે, "તું રાણીને ઓળખે છે?" ત્યારે તેણે કહ્યું કે, "હા, આજે રાણી સાહેબ બાગમાં પધાર્યાં હતાં. રાણીએ ફૂલ તોડ્યું ને મેં તેમના હાથમાંથી એ ફૂલને ઝૂંટવી લીધું અને પછી એ ફૂલને મારા પગ તળે કચરી નાખ્યું, એ બધી વાત સાવ સાચી છે." ત્યારે રાજાએ કહ્યું કે, "આ ભયંકર ગુનાની તને શું શિક્ષા થશે એ તું કલ્પી શકે છે?" ત્યારે તેણે કહ્યું કે, "હા સાહેબ!" એ સાંભળીને ગુસ્સે થઇને રાજાએ કહ્યું કે, "ત્યારે હવે તને રિબાવી રિબાવીને મારું તે અગાઉ તું મને કહી દે કે, તેં શા માટે આવી ભયંકર ભૂલ કરી?" ત્યારે તે પહાડી માળીએ કહ્યું કે, "સાહેબ! એ ફૂલ અમારા મુલકનું છે; એટલે તેના ગુણ હું જાણું છું. રાણીસાહેબનું અપમાન કરવાનું મને કારણ નથી. મેં તેમને મારી ભાષામાં કહ્યું કે, એ ફૂલ ઝેરી છે માટે તોડવાની તસ્દી લેશો નહિ; પણ તેઓ મારી ભાષા સમજ્યાં નહિ ને તેમણે તે ફૂલ તોડ્યું એ ફૂલમાં એવો ગુણ છે કે, જો કોઇ એ

ફૂલને સૂંઘે તો તરતજ મરી જાય અને રાણીસાહેબ તે ફૂલ સૂંઘવાનાંજ હતાં, તેથી તેમને મરતાં બચાવવા સારુ મેં તેમના હાથમાંથી એ ફૂલ ઝૂંટવી લીધું અને એ ફૂલ એવું સુંદર છે કે, જો તે પડયું હોય તો કોઈને પણ ઉપાડીને જોવાનું ને સૂંઘવાનું મન થાય; માટે મેં એ ફૂલને કચરી નાખ્યું કે જેથી કોઇ પણ માણસને ઈજા ન થાય. હવે મને જે શિક્ષા કરો તે ભોગવવા હું તૈયાર છું; પણ રાણી સાહેબે એટલું જાણવું જોઇએ કે, તેમનું અપમાન કરવા માટે કાંઇ મેં તેમના હાથમાંથી ફૂલ ઝૂંટવ્યું નથી, તેમનો પ્રાણ બચાવવા માટેજ મેં તેમના હાથમાંથી ફૂલ ઝૂંટવેલું છે. હવે જેમ મરજી પડે તેમ કરો; આપ મુખત્યાર છો."

એ સાંભળીને રાજાએ હસતે મુખે રાણીને કહ્યું કે," બોલો, હવે તમારા હાથમાંથી ફૂલ ઝૂંટવીને તમારો પ્રાણ બચાવનાર આ ગરીબડા માળીને શું ઇનામ આપો છો ?" ત્યારે રાણીનો એજ વખતે ગુસ્સો ઊતરી ગયો અને થોડી વાર પહેલાં જેનું લોહી પીવા એ રાણી તલપી રહી હતી, તેને પોતાની ડોકમાંથી હીરાનો હાર કાઢીને ઇનામમાં આપ્યો.

બંધુઓ ! હવે જુઓ કે, માણસોની ભાષા અને હેતુઓ સમજવામાં પણ આવા ભયંકર ગોટાળા થયા કરે છે; ત્યારે અદૃશ્ય રહેલા પરમ કૃપાળુ પરમાત્માના ભેદો સમજવામાં માણસોની અક્કલ હારી જાય તેમાં કાંઈ નવાઇ નથી; માટે ઉત્તમ વાત તો એ છે કે, જેમ બને તેમ પ્રભુ ઉપરનો વિશ્વાસ વધારવો જોઇએ અને ભગતોનું ભૂંડું થાયજ નહિ એ સિદ્ધાંતને જેમ બને તેમ દૃઢ કરવો જોઇએ. ભાઇઓ અને બહેનો ! હવે વખત થઈ ગયો છે અને ભગતોનું ભૂંડું થાયજ નહિ, એ ભગવાનનો મહાન સિદ્ધાંત સમજવા માટે દાખલાદલીલો આપેલાં છે; અને મને આશા છે કે, તમને એ બાબત ઘણી સારી રીતે સમજાઇ હશે, માટે હવે આજનું ભાષણ સમાપ્ત કરું છું અને ભગતોનું ભૂંડું થાયજ નહિ, એવો આપણો વિશ્વાસ દૃઢ કરવાની પરમ કૃપાળુ પરમાત્મા આપણી ઉપર કૃપા કરે એમ પ્રાર્થના કરું છું.

ॐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ



# ભક્તિનો મહિમા

## ભક્તિ વિષે ઋષિઓના વિચારો

ભક્તિ માટે પ્રાચીન ઋષિઓના વિચારો કેવા હતા તે જાણવા માટે મહાત્મા વેદવ્યાસના જીવનમાંથી એક બનાવ ખાસ જાણવા જેવો છે અને તે એ કેઃ—

વ્યાસજી એક વખત શોકમગ્ન બેઠા હતા, ત્યારે ત્યાં નારદજી આવી ચડયા અને વ્યાસજીને ઉદાસ જોઈને પૂછ્યું કે, "હે વ્યાસજી! તમે દિલગીર કેમ દેખાઓ છો? તમે ઘણાં તીર્થો કરેલાં છે, ઘણાં વ્રતો કર્યાં છે, ઘણા સત્સંગ કર્યા છે, ઘણી વિદ્યા મેળવી છે અને સત્તર પુરાણો લખ્યાં છે; છતાં પણ આજે તમે દિલગીર કેમ દેખાઓ છો? કૃતાર્થ થઈ ગયા હો એવું તમારા ચહેરા ઉપરથી કેમ દેખાતું નથી?" ત્યારે વ્યાસજીએ કહ્યું કે, "હે નારદજી! તમે કહો છો એ બધી વાત સાચી છે. મેં ઘણાં વરસો સુધી ઘણી જાતનાં લૌકિક અને વૈદિક કર્મો કર્યાં છે, છતાં પણ હજુ સુધી મને તૃપ્તિ મળી નથી. મેં ઘણું જ્ઞાન મેળવ્યું છે, ઘણા ઈતિહાસો લખ્યા છે, ઘણી કવિતાઓ બનાવી છે અને મનુષ્યનાં તથાં સૃષ્ટિસૌંદર્યનાં ઘણાંએ સુંદર વર્ણનો કર્યાં છે; પણ હજી મને જે આત્મિક આનંદ મળવો જોઈએ તે મળ્યો નથી, તેથી હું દિલગીર છું; માટે કૃપા કરીને કહો કે, મારામાં શું ખામી રહી જાય છે કે જેથી કરીને મારી જિંદગીની સાર્થકતા થતી નથી, મારામાં કૃતાર્થપણું આવતું નથી અને જે જાતની સ્વાભાવિક તૃપ્તિ મહાત્માઓનાં અંતઃકરણમાં હોય છે, તેવી તૃપ્તિ હજી મને મળતી નથી." ત્યારે નારદજીએ કહ્યું કે, "તમે ઘણુંએ કર્યું છે એ વાત સાવ સાચી છે; પણ તેમ છતાં એ બધી વસ્તુઓ બહારની છે. આત્માને તૃપ્તિ આપવાવાળી અને કૃતકૃત્ય કરનારી વસ્તુઓ કાંઈક જુદીજ છે અને તે ભક્તિજ છે. માટે જ્યાંસુધી તમે શુદ્ધ અંતઃકરણથી પ્રેમપૂર્વક પ્રભુની ભક્તિ કરો નહિ અને પ્રભુના ગુણ તથા પ્રભુનો મહિમા ગાઓ નહિ,

ત્યાંસુધી જે જાતની તૃપ્તિ મળવી જોઇએ તે જાતની તૃપ્તિ મળી શકવાની નથી; માટે જો ખરેખરો ઉચ્ચ આનંદ મેળવવો હોય, તો જેમ બને તેમ અંતરના ઊંડાણમાંથી પ્રભુના ગુણ ગાઓ અને આત્મા તૃપ્ત થાય ત્યાંસુધી ભક્તિ કરો એટલે તમે કૃતાર્થ થશો."

નારદજીની એ વાત વ્યાસજીને સાચી લાગી, તેથી તેમણે ભક્તિ કરવા માંડી અને પ્રભુના ગુણ ગાવા લાગ્યા. તેથી વ્યાસજીનો શોક દૂર થયો અને તેઓને ભક્તિના પ્રતાપે મહાન ઈશ્વરી આનંદ મળવા લાગ્યો. ભક્તિ માટે પ્રાચીન ઋષિઓના આવા ઉત્તમ વિચારો હતા. એ માટે પુરાણોમાં બીજા પણ સેંકડો દાખલાઓ છે; પણ એ બધા દાખલાઓ બતાવવાની આ ઠેકાણે જરૂર નથી.

## આચાર્યોની ભક્તિ

પ્રાચીન ઋષિઓના જમાના પછી મહાન આચાર્યોની સામે જોઇએ તો તેઓમાં પણ ભક્તિનીજ પ્રબળતા દેખાય છે. મહાત્મા રામાનુજાચાર્યની ભક્તિની વાતો અજબ જેવી છે અને તેમનાં ભક્તિનાં વર્ણનો હૃદયને પિગળાવી નાખે તેવાં છે; તેમજ શ્રીમદ્ વલ્લભાચાર્યની ભક્તિ પણ અજબ જેવી છે. તેઓનો પ્રભુપ્રેમ આજે પણ વૈષ્ણવોની અંદર કેવો દોડી રહ્યો છે! એજ પ્રમાણે મધ્વાચાર્યની ભક્તિ પણ જાણવા જેવી છે અને મહાત્મા શંકરાચાર્ય જ્ઞાનનેજ મુખ્ય માનનારા હતા, છતાં તેમને પણ ભક્તિ માટે બહુ આગ્રહ હતો. આવી રીતે અસલના દરેક મહાન આચાર્યો ભક્તિ માટે બહુ ઊંચો મત ધરાવનારા હતા અને ભક્તિમાંજ જીવન ગાળનારા હતા; માટે આપણે પણ જો આપણી જિંદગી સુધારવી હોય તો ભક્તિની મહત્તા સમજવી જોઈએ અને ભક્તિમય જિંદગી બનાવવી જોઇએ.

## અસલના મહાન ભક્તોની ભક્તિ

જુદા જુદા દેશના જુદા જુદા ભગતોની ભક્તિ સામે જ્યારે જોઈએ છીએ, ત્યારે પણ આપણને અજાયબી લાગે છે અને બહુ આનંદ થાય છે. જેમકે પંજાબમાં ગુરુ નાનક સાહેબ બહુ સમર્થ મહાત્મા થયા છે. તેમની ભક્તિ અજબ જેવી હતી; એટલુંજ નહિ પણ આજે પણ લાખો શીખ લોકોની અંદર તેમની ભક્તિનો પ્રવાહ વહ્યા કરે છે. મહાત્મા તુલસીદાસજીની ભક્તિ કેવી બળવાન્ હતી એ વાત પણ હરિજનોથી અજાણી નથી. આખા

હિંદુસ્તાનમાં ઠેકાણે ઠેકાણે તેમનું રામાયણ વંચાયા કરે છે અને તેની મારફત ભક્તિ વધ્યા કરે છે.

હિંદુસ્તાનના મહાન ભક્તરાજ કબીર સાહેબની ભક્તિ પણ અજબ જેવી હતી. તે અને તેમની ભક્તિનો પ્રવાહ પણ હજી સુધી ઠેકાણે ઠેકાણે અનેક રૂપમાં વહ્યા કરે છે. વળી તે પણ કાંઈ એકલા હિંદુઓમાંજ નહિ પણ મુસલમાન, પારસી વગેરે બીજા ધર્મવાળા લોકો પણ કબીર સાહેબની ભક્તિના ઝરામાંથી પાન કર્યા કરે છે ને આનંદ લીધા કરે છે.

પંજાબમાં ને હિંદુસ્તાનમાં જેમ આવા મહાન ભગતો થયા છે, તેમજ ગુજરાતમાં પણ નરસિંહ મહેતાએ ચમત્કારિક ભક્તિ કરી હતી અને તે વખતના રાજાની તથા નાતજાતની પણ એ વિષે ખાતરી કરી આપી હતી; ઢેડને ઘેર ભજનો ગાઈને ભક્તિમાં કેટલો બધો અભેદ છે, એ વાત પણ સાબિત કરી આપી હતી તથા બીજા ઘણાએ ચમત્કારોથી ભક્તિનો મહિમા એટલો બધો વધાર્યો હતો કે આજે પણ પ્રાતઃકાળમાં ગુજરાત, કાઠિયાવાડ ને કચ્છમાં ઠેકાણે ઠેકાણે ભક્તિ વધારવા માટે નરસિંહ મહેતાનાં પ્રભાતિયાં ગવાય છે.

બંગાળામાં મહાત્મા ચૈતન્ય ભગત થયા, તે તો જાણે પ્રભુ-પ્રેમનોજ અવતાર હતા. તેમની આંખોમાંથી હમેશાં પ્રભુપ્રેમનાં અશ્રુ વહ્યાજ કરતાં હતાં અને તેઓ જે જે ઠેકાણે કીર્તન કરતા ત્યાં ત્યાં અદ્ભુત આનંદ છવાઈ રહેતો હતો; એટલુંજ નહિ પણ તેમની ભક્તિમાં એવું અજબ જેવું બળ હતું કે, જે જે માણસો તેમના સમાગમમાં આવે તે દરેક માણસો ગમે તેવા પાપી હોય, ગમે તેવા અજ્ઞાન હોય અને ગમે તેવા દુષ્ટ સ્વભાવના હોય, તો પણ તેમની ભક્તિના પ્રતાપથી તેઓ તરતજ દ્રવી જતા હતા અને ભગત બની જતા હતા. એવી રીતે એક ચૈતન્યની ભક્તિના બળને લીધે લાખો માણસો ભગત બની ગયેલા છે. આવું ભક્તિમાં બળ છે.

ગુજરાત અને બંગાળાના ભગતો જોયા પછી હવે આપણે દક્ષિણના ભગતો સામે જોઈએ. ત્યાં પણ આપણને અજાયબી લાગે છે. ભક્તરાજ મહારાજ તુકારામને ભક્તિમાં કેટલો બધો પ્રેમ હતો, એ વાત સમજવા માટે તેમના જીવનમાંથી એકજ વાત જાણવી બસ થશે અને તે એ કેઃ—

મહાત્મા તુકારામજી ભગવાનની પાસે એવી પ્રાર્થના કરતા હતા કે, "હે પ્રભુ! કૃપા કરીને તું મને ભગત બનાવજે અને જો કદી મારા નસીબમાં ભક્તિ ન હોય, મારાં એટલાં સુકૃત્યો ન હોય તો મને ભગતને ઘેર જન્મ આપજે અને તેમ પણ ન બની શકે તેવું હોય તો મને ભગતનો નોકર બનાવજે; એટલું પણ ન બની શકે તેમ હોય તો ભગતોનાં કામ કરનારા દાસનો મને દીકરો બનાવજે કે જેથી ભગતોના ઘરનું એઠું ખાવા મને મળે અને તેથી કોઈક દિવસ પણ મારું કલ્યાણ થાય. ભગતોના દાસનો દીકરો બની શકું એટલું પણ મારું ભાગ્ય ન હોય તો મને ભગતોના ઘરની ગાય બનાવજે, કે જેથી મારું દૂધ ભગતોના ઉપયોગમાં આવે; અગર તેમ પણ ન બને તો મને ભગતોના ઘરનો ઘોડો બનાવજે કે જેથી ભગતો મારી પીઠ ઉપર સવારી કરે અને એ સેવાથી મારું ભલું થાય. કદી તેમનો ઘોડો થવા જેટલાં પણ મારાં પુણ્ય ન હોય, તો હે પ્રભુ! મને ભગતોના ફળિયાનો કુતરો બનાવજે કે જેથી કોઇ કોઇ દિવસ ભગતોના એઠા ટુકડા મને ખાવા મળ્યા કરે અને ભગતોના ઘરની ચોકી હું કરી શકું; તેમજ જો એટલું પણ ન બની શકે તેમ હોય તો મને ભગતોના જખમનો કીડો બનાવજે કે જેથી ભગતોની કોઈક પણ ચીજ મને મળ્યા કરે એટલે કોઇક કાળે પણ મારો ઉદ્ધાર થાય."

બંધુઓ! ભક્તિની મહત્તા સમજવા માટે આ કેવી ઉત્તમ વાતો છે, તે ધ્યાનમાં રાખવા જેવું છે. આવી રીતે આપણા દેશના અસલના ભગતો ભક્તિનો મહિમા સમજતા હતા; કારણ કે તેઓને ખાતરી હતી કે, ભક્તિ વિના પ્રસન્ન થાય એવો આ જગતમાં કોઈ ગુરુ નથી, ભક્તિ વિના પ્રસન્ન થાય એવો આ જગતમાં કોઈ મંત્ર નથી અને ભક્તિ વિના પ્રસન્ન થાય એવો આ દુનિયામાં કોઇ દેવ પણ નથી; માટે ભક્તિ તો કરવીજ પડશે, તેથી ભક્તિનાં તત્ત્વો જાણી લેવાં જોઈએ અને આપણી હમણાંની જિંદગીમાં ભક્તિ ઊતરી શકે તેમ કરવું જોઇએ.

## ભક્તિનું બીજ કયું?

બંધુઓ! ભક્તિનું બીજ પ્રેમ છે; કારણ કે પ્રભુ પોતે પ્રેમસ્વરૂપ છે અને દરેક જીવો તેના અંશ છે; માટે દરેક જીવમાં પ્રભુનો પોતાનો પ્રેમ રહેલો છે અને એ પ્રેમને ખીલવવો તેનું નામજ ભક્તિ છે. ભક્તિને અર્થે બહારની જે જે જુદી જુદી જાતની

ક્રિયાઓ થાય તેનું નામ કાંઈ સાચી ભક્તિ નથી; પણ સાચી ભક્તિ તો પ્રભુપ્રેમમાં છે. જે જે સાધનોવડે બહારની ભક્તિ થાય છે તે બધાં સાધનો જેમકે કંઠી, માળા, તિલક, ચંદન, મૂર્તિ, તીર્થ, દાન, જપ, તપ, યજ્ઞ વગેરે દરેક બાબતો અને દરેક ક્રિયાઓમાં જગતની સ્થૂળ વસ્તુઓની જરૂર પડે છે; પણ ભક્તિનું મૂળ પ્રેમ છે, તે તો ખુદ પ્રભુમાંથીજ આવે છે અને એ પ્રેમ તો આત્માની અંદરજ રહેલો છે; માટે જો ખરેખરી ભક્તિ કરવી હોય તો પ્રભુના પ્રેમને ખીલવવો જોઈએ અને એ પ્રેમને ખીલવવાના ઉપાયો જાણવા જોઇએ.

## ભક્તિના બીજની વાવણી કયે ઠેકાણે થાય ?

કોઈ પણ ઝાડનું બીજ જ્યારે વાવવું હોય, ત્યારે એ માટે લાયક જમીન જોઇએ છીએ. આંબા વાવવા માટે, શેરડી વાવવા માટે, કપાસ વાવવા માટે, તમાકુ વાવવા માટે પણ સારી જમીન જોઇએ છીએ; તેમ ભક્તિનું બીજ વાવવા માટે સારી જમીન જોઇએ, એ વિચારવું કાંઇ મુશ્કેલ નથી. એ માટે મહાત્માઓ કહે છે કે, ભક્તિનું–પ્રભુપ્રેમનું ઝાડ વાવવા માટે વૈરાગ્યવાળું હૃદય જોઇએ. જ્યાંસુધી અંતરમાં સાચો વૈરાગ્ય ન આવ્યો હોય, ત્યાંસુધી ભક્તિનું બીજ ઊગી શકતું નથી; પરંતુ આપણે બહારની બાબતોનેજ વૈરાગ્ય સમજવાની ભૂલ કરીએ છીએ અને તેથી તો આપણી ખરાબીજ થાય છે; માટે વૈરાગ્યનો સાચો અર્થ સમજવો જોઇએ.

પોતાના સ્વાર્થને અંકુશમાં રાખવો અને સ્વાર્થ ઓછો કરવો, એટલોજ વૈરાગ્ય અત્યારે સામાન્ય લોકોથી પાળી શકાય તેમ છે; અને હાલના વખતમાં માત્ર એટલો વૈરાગ્ય પાળી શકાય તોપણ તેમાંથી ઘણું કલ્યાણ થઇ જાય તેમ છે; કારણ કે સ્વાર્થને લીધેજ ધણીએ કરવા જેવી બાબતો આપણાથી કરી શકાતી નથી; માટે સ્વાર્થને ઓછો કરવાથી ભક્તિ વધી શકે છે અને એ પણ યાદ રાખજો કે, જ્યારે હૃદય ખેડાયેલું હોય, જ્યારે મહાત્માઓના સત્સંગ થયા હોય, જ્યારે પૂર્વના સંસ્કાર ઉદય પામ્યા હોય, જ્યારે પ્રભુની કૃપા ઊતરી હોય અને જ્યારે આસપાસની ઘણી જાતની તૈયારીઓ થઇ હોય, ત્યારેજ સ્વાર્થને અંકુશમાં રાખી શકાય છે; માટે એવા ઉત્તમ અંતઃકરણમાં ભક્તિનું બીજ રોપાય તો તેમાંથી ઉત્તમ વૃક્ષ થાય એમાં કાંઈ નવાઇ નથી; માટે જો ભક્તિનું બીજ વાવવું હોય તો વૈરાગ્યવાળું

હૃદય જોઇએ અને એ વૈરાગ્યને કાંઇ બહારનો નહિ પણ પોતાના સ્વાર્થનો નાશ કરવાનો વૈરાગ્ય જોઇએ. આપણે જોઇએ છીએ કે, ઘણાએ માણુસો ભક્તિ કરવા જાય છે પણ તેઓથી જેવી જોઇએ તેવી ભક્તિ બની શકતી નથી; કારણ કે તેઓનાં અંતઃકરણમાં વૈરાગ્ય હોતો નથી, તેઓ પોતાના નાના નાના સ્વાર્થને પણ રોકી શકતા નથી અને તેથી તેઓની અંદર પ્રભુપ્રેમનાં બીજ ખીલી શકતાં નથી. આપણે જોઇએ છીએ કે, સારી જમીન વિના જડ ઝાડો પણ સારી રીતે ઊગી શકતાં નથી, ત્યારે પ્રભુના પ્રેમનું ઝાડ ખેડા-ચેલા–વૈરાગ્યવાળા અંતઃકરણ વિના કેમ ઊગી શકે ? માટે ભક્તિનું ઝાડ ઉગાડવા સારુ સૌથી પહેલી વાત એ છે કે, સ્વાર્થનાશનો વૈરાગ્ય મેળવવો જોઇએ અને વૈરાગ્યવાળી જમીનમાં એ ઝાડ વાવવું જોઇએ. સ્વાર્થનાશના વૈરાગ્ય વિના જો માણુસ ભક્તિ કરવા જાય તો તેની ભક્તિ ફળીભૂત થઈ શકતી નથી.

## ભક્તિના ઝાડને પાવાનું પાણી

આપણે જાણીએ છીએ કે, એકલું બીજ હોય તેથી કંઇ ફળ મળી જતું નથી; પણ બીજમાંથી ઝાડ બનાવવા માટે તેને પાણી પાવું પડે છે અને એ પણ જાણીતી વાત છે કે, જેમ ઊંચી જાતનું પાણી હોય તેમ જલદીથી ઝાડ ઊગી શકે છે અને વધારે ફળ મળી શકે છે. સામાન્ય ઝાડો માટે પણ આવો નિયમ હોવાથી સારા ખેડૂતો ફળફૂલના ઝાડનેતથા અનાજના છોડને પૂરતું પાણી પાય છે; ત્યારે ભક્તિનું ઝાડ ઉગાડવા માટે પણ પાણી પાવું પડે તેમાં કાંઈ નવાઇ નથી; પણ યાદ રાખજો કે, ભક્તિનું ઝાડ કાંઇ કૂવાતળાવનાં પાણીથી, નદીનહેરનાં પાણીથી કે વરસાદનાં પાણીથી ઊગતું નથી; પણ એ ઝાડને ઉગાડવા માટે તો ઇશ્વરકૃપાનું પાણી જોઇએ છે, ઈશ્વરકૃપાના જળ વિના ભક્તિનું વૃક્ષ ખીલી શકતું નથી. ત્યારે હવે એ કૃપાનું જળ ક્યાંથી કાઢવું ? વ્યાવહારિક માણુસોને ભગવાનની કૃપા સમજાતી નથી, તેથી તેઓને ઘણી જાતનાં સુખ હોય અને ઘણી જાતની સગવડો હોય છતાં પણ તેઓ દુઃખનાં રોદણાં રોયા કરવામાંજ રહી જાય છે. જેમકેઃ–

જેને ઘણું ધન હોય તેઓ ધનના સુખથી તૃપ્ત થતા નથી, પણ ધનના સુખ ઉપરાંત તેઓને માનનું સુખ પણ જોઇએ છે અને એ સુખ તેમને ખર્ચ કર્યા વિના જોઇએ છે, ભલાઇ રાખ્યા વિના જોઇએ છે અને સદ્‌ગુણો ખીલવ્યા વિનાજ જોઇએ છે,

એટલે પરિણામ એવું થાય છે કે, તેઓને જે માન મળવું જોઇએ તે મળતું નથી; તેથી તેઓ મનમાં અસંતોષી રહે છે અને મોઢેથી બડબડયા કરે છે કે, "ભગવાનને ત્યાં પણ અંધેર છે. મૂર્ખાઓને માન મળે છે અને અમારો કોઇ ભાવ પૂછતું નથી." જેઓ વિદ્વાનો છે તેઓ પણ વિદ્યામાંથી જેટલો આનંદ લેવો જોઇએ તેટલો આનંદ લઇ શકતા નથી; કારણ કે તેઓને વિદ્યાના આનંદ કરતાં ધનનો આનંદ વધારે સારો લાગે છે, તેથી તેઓ વિદ્યાના આનંદને છોડી ધન માટે ફાંફાં માર્યા કરે છે; પણ તેઓને ભાવના પ્રમાણે ધન પણ મળતું નથી; આથી તેઓ અસંતોષી રહે છે અને કહે છે કે, અમને તો કયાંય ઈશ્વરની કૃપા દેખાતી નથી. અધિકારીઓ અધિકારના મદમાં રહે છે, તેને લીધે ઘણા અધિકારીઓ ભલાઇ કરી લેવાને બદલે ગરીબો ઉપર જુલ્મ કરવામાં રહી જાય છે, એટલે તેઓની વિરુદ્ધમાં અરજીઓ થાય છે, ત્યારે તેઓ કહે છે કે, "અમારા નસીબમાં જશ નથી, અમારું ખાતુંજ અપજશિયું છે." આમ કહી તેઓ ઈશ્વરનો ઉપકાર માનતા નથી. ઉપકાર માનવાની બાબતમાં આપણા લોકોમાં એટલું બધું અંધેર ચાલે છે કે, એ જોઇને આપણને દિલગીરી લાગ્યા વિના રહેજ નહિ. જેમકે જે બાઇને ઘેર દીકરા હોય, ધન હોય, તંદુરસ્તી હોય અને લાડીવાડી હોય તેઓ એવી ફરિયાદ કરે છે કે, "મારા દીકરાના દીકરાની વહુને હજુ અધરણી આવતી નથી; પરણ્યે ચાર વરસ થઈ ગયાં ને વહુને પણ સત્તરમું વરસ ચાલે છે, પણ હજુ કાંઇ આશા જેવું નથી." આમ કહીને એ માટે તે અફસોસ કર્યા કરે છે અને એ માટે ફરિયાદ કર્યા કરે છે. કોઇ બાઇ પાસે કપડાંનાં કબાટ ભરેલાં હોય છે, એ માટે તેને ઉપકાર માનવાનું મન થતું નથી, પણ તેમાંથી એક ચોળી ખોવાઇ જાય તે સારુ રોયા કરે છે અને દિલગીરીમાં વખત કાઢે છે.

વેપારી ઘણાં વરસથી કમાણી કર્યા કરતો હોય ને એ કમાણી વધતી જતી હોય, તોપણ એ માટે તે ઈશ્વરનો ઉપકાર માનતો નથી; પણ એમ સમજે છે કે, એ કમાણી તો અમારી અક્કલહોશિયારીથી થાય છે; પણ જ્યારે કોઇ વખત થોડીઘણી ખોટ જાય ત્યારે દૈવનો વાંક કાઢે છે. ઘણા માણસો ઘણાં વર્ષો સુધી સારી તંદુરસ્તી ભોગવે છે એ માટે ઉપકાર માનતા નથી, પણ જ્યારે કોઇ દિવસ વધારે ખાવાથી માથું દુખે, પેટમાં દુખે અગર પોતા-

ની બેદરકારીથી માંદા પડે, ત્યારે તેઓ પ્રભુનો વાંક કાઢે છે ને અફસોસ કર્યા કરે છે અને તેમ છતાં તેઓ પોતાના મનથી પોતાને ભગત સમજ્યા કરે છે.

બંધુઓ! જે સાચા ભગતો છે, તેઓ ઈશ્વરનો ઉપકાર માનવાની બાબતમાં કેટલા બધા આગળ વધેલા હોય છે, એ તમે જાણો છો? એ માટે એક સંતનો દાખલો જાણવા લાયક છે.

એક સંત હતા. તે એક વખત કોઈ શહેરની ગલીમાંથી ચાલ્યા જતા હતા, તેવામાં ઉપર બારીમાંથી કોઈ ફૂવડ જેવી સ્ત્રીએ જોયાતપાસ્યા વિના કચરાનો ટોપલો ઊંધો વાળ્યો. કચરો ને રાખ તે મહાત્માના માથા ઉપર પડયાં, એટલે તે મહાત્મા થોડી વાર સુધી ત્યાં થંભી ગયા. એ જોઇને સાથેના માણસે કહ્યું કે, "મહારાજ! કેમ ઊભા રહ્યા?" ત્યારે મહારાજે કહ્યું કે, "જરા સબૂર કરો, પ્રભુની પ્રાર્થના કરી લઇએ ને તેનો ઉપકાર માની લઇએ." ત્યારે સાથેના માણસે કહ્યું કે, "આ જગ્યા કાંઇ પ્રાર્થના કરવા જેવી છે? અહીં તો ગંધાતી ગલી છે, બાજુમાં ગટર છે ને દુર્ગંધ આવે છે. તે ઠેકાણે વળી પ્રાર્થના કોની? અહીં કાંઇ તીર્થ છે? કે મંદિર છે? કે પવિત્રતા છે? કોઇ ફૂવડ રાંડે માથે રાખ નાખી એ માટે દિલગીર થવું જોઇએ કે ઉપકાર માનવો જોઇએ?" એ સાંભળીને તે સંતે કહ્યું કે, "અરે ભાઇઓ! પ્રભુની દયા તો જુઓ કે, તેણે શૂળીનું સંકટ સોયથી પતાવી દીધું. અહો! ધન્ય પ્રભુ! ધન્ય! તેં આજે મારી ઉપર બહુજ દયા કરી છે; માત્ર કચરાના ટોપલાથીજ મારી ઉપરની ઘાત વીતી ગઈ છે. અરે, કદી ઘરજ તૂટી પડયું હોત તો હું શું કરત? સાપ પડયો હોત તો હું શું કરત? વીજળી પડી હોત તો હું શું કરત? અને કદી જમીન ફાટી હોત અને હું તેમાં કદી બળી ગયો હોત તો હું શું કરત? એવી આફતોમાંથી તેં મને બચાવી લીધો અને માત્ર કચરાના ટોપલાથીજ મારો છૂટકો કરી નાખ્યો, એ માટે હું તારો જેટલો ઉપકાર માનું તેટલો થોડો છે." આમ કહેતે કહેતે તે સંત ગળગળા થઈ ગયા અને તેમની આંખમાં ઉપકારનાં આંસુ આવી ગયાં. એ પછી ત્યાંથી ચાલતે ચાલતે તે સંત પોતાની સાથેના હરિજનોને સમજાવવા લાગ્યા કે, "બંધુઓ! જુઓ, જરાક આપણી આંખો ખુલ્લી રાખીએ તો દરેક ઠેકાણે ને દરેક બાબતમાં ઉપકાર માનવાનુંજ છે; કારણ કે મને તો સૂર્યનાં કિરણોમાં

પણ પ્રભુનો ઉપકાર દેખાય છે; પવનની લહેરોમાં પણ પ્રભુનો ઉપકાર દેખાય છે; વરસાદનાં ટીપાંઓમાં પણ પ્રભુનો ઉપકાર દેખાય છે; ફૂલની સુગંધીમાં પણ પ્રભુનો ઉપકાર દેખાય છે; ફળની મીઠાશમાં પણ પ્રભુનો ઉપકાર દેખાય છે; આપણા ચાલવાના દરેક પગલામાં પણ પ્રભુનો ઉપકાર દેખાય છે, અને શ્વાસોચ્છ્વાસમાં પણ મને તો પ્રભુનો ઉપકાર, ઉપકાર ને ઉપકારજ દેખાય છે; માટે જો સાચી ભક્તિ કરવી હોય તો ઉપકાર માનતાં શીખો; કારણ કે જ્યારે પ્રભુની કૃપા સમજાય ત્યારેજ પ્રભુનો ઉપકાર માની શકાય છે અને પ્રભુની કૃપા સમજાય એ બહુજ ઊંચામાં ઊંચો ધર્મ છે; એટલુંજ નહિ પણ પ્રભુની કૃપા સમજવી એજ ધર્મનો પાયો છે; માટે યાદ રાખજો કે, ભક્તિનું ઝાડ પ્રભુકૃપાના પાણીથીજ ઊગી શકે છે અને જો ભક્તિ વધારવી હોય તો પ્રભુપ્રેમના બીજ ઉપર ઈશ્વરકૃપાનું પાણી જોઇએ.

## ભક્તિના ઝાડનું ખાતર

ખાતર વિના જેમ અનાજ અને ફળફૂલનાં ઝાડ કે છોડ સારી રીતે થતાં નથી ને પૂરતો લાભ આપતાં નથી, તેમજ યાદ રાખજો કે, ભક્તિના ઝાડને ફળીભૂત થવા માટે પણ કાંઈક ખાતર જોઇએ છે. એ ખાતર કયું ? એ માટે મહાત્માઓ એમ કહે છે કે, ભક્તિના ઝાડને વધવા માટે સત્સંગરૂપી ખાતર જોઇએ છે. કારણ કે સત્સંગથી અજબ જેવા લાભ મળી જાય છે. ઘણો વખત ગુમાવવા છતાં પોતાની મેળે જે લાભ ન મળી શકે તે લાભ સત્સંગથી મળી જાય છે; ઘણો ખર્ચ કરવા છતાં જે કામ ન થઈ શકે તે કામ સત્સંગથી વગર ખર્ચે થઇ જાય છે; ઘણી જાતની મહેનત કર્યા છતાં પણ જે ફાયદો ન થાય તે ફાયદો સત્સંગથી બહુજ થોડી મહેનતે થઇ જાય છે, એટલુંજ નહિ પણ હૃદયની જે ગાંઠો છૂટતી ન હોય તે ગાંઠો સત્સંગના પ્રતાપથી છૂટી જાય છે; મનની જે જે શંકાઓ પોતાની મેળે મટી શકે તેવી ન હોય, તેવી શંકાઓ સત્સંગથી મટી જાય છે. આવા આવા સત્સંગમાં અનેક લાભ છે; માટે સત્સંગ કરવાની ખાસ જરૂર છે; કારણ કે સત્સંગથી ચાળેલો, સાફ કરેલો અને અનુભવમાં આવેલો ખાતરીબંધ માલ તૈયાર મળી જાય છે; માટેજ જગતના દરેકે દરેક મહાત્માઓ સત્સંગની સ્તુતિ કર્યા કરે છે.

સત્સંગ એ ભક્તિના ઝાડનું ખાતર છે અને સત્સંગના ખાત-

રથી ભક્તિનું વૃક્ષ બહુ જલદીથી ખીલીને દઢ થાય છે; માટે ભક્તિના ઝાડને સત્સંગનું ખાતર આપજો, સત્સંગનું ખાતર આપજો.

## ભક્તિના ઝાડની વાડ

ખેતીમાં વાડ પણ બહુ અગત્યનો ભાગ ભજવે છે; કારણ કે જો વાડ ન હોય, રક્ષણ ન હોય, તો તૈયાર થયેલો માલ પણ ખવાઈ-ચવાઈ જાય છે કે લૂંટાઈ જાય છે; ત્યારે ભક્તિ જેવી જિંદગી સુધારનારી અને મોક્ષ અપાવનારી બાબતને વાડ જોઇએ, તેમાં કાંઈ નવાઇ નથી. ભગતો એમ કહે છે કે, ભક્તિનાં ઝાડોનું રક્ષણ કરવા માટે વિવેકની વાડની જરૂર છે; હવે એ વિવેકની વાડ એટલે શું ? એ માટે અનુભવી ભગતો કહે છે કેઃ—

જગત એટલે શું ? જીવ એટલે શું ? ઈશ્વરનું સ્વરૂપ કેવું હોય ? માયા એટલે શું ? જગતની વસ્તુઓ સાથે આપણને કેટલો સંબંધ છે? સગાંવહાલાંઓ કેટલી હદ સુધી કામનાં છે ? શરીરની સાથે જીવાત્માનો સંબંધ કેવા પ્રકારનો છે? આપણે આ દુનિયામાં શા માટે આવ્યા છીએ ? અને મોક્ષ કેમ મેળવી શકાય ? એ બધા સવાલોના મનમાનતા ખુલાસા થાય તેનું નામ જ્ઞાન છે, તેનું નામ સમજણ છે અને તેનુંજ નામ વિવેક છે. આવી જાતના વિવેકની વાડ જ્યારે કરતાં આવડે ત્યારેજ ભક્તિના ઝાડનું રક્ષણ થાય છે. જ્યાંસુધી એવી જાતની મજબૂત વાડ કરતાં ન આવડે ત્યાંસુધી ભક્તિના ઝાડમાંથી ઘણુંએ ફળફૂલ ચોરાઈ જાય છે; કારણ કે ભક્તિના ઝાડને તોડી પાડવાવાળા પણ જગતમાં ઘણા હોય છે. તેઓ જાણ્યેઅજાણ્યે ભક્તિના ઝાડ ઉપર પથરા ફેંક્યાજ કરે છે અને કુહાડા માર્યાજ કરે છે. એમ ન થાય માટે ભક્તિની આસપાસ વિવેકની વાડની જરૂર છે, તેથી જો ભક્તિ જાળવવી હોય તો વિવેકની વાડ કરજો, એટલે ભક્તિ ટકી શકશે.

## ભક્તિના વૃક્ષની ખિલવણી

વૈરાગ્યવાળા હૃદયરૂપી જમીનમાં ઈશ્વરી કૃપારૂપી પાણી, સત્સંગનું ખાતર અને વિવેકની વાડ હોય ત્યારેજ પ્રભુપ્રેમરૂપી બીજ ઊગી શકે છે. એ વાત જાણ્યા પછી હવે આપણે જાણવું જોઇએ કે, ભક્તિના વૃક્ષની ખિલવણી કેવી રીતે થાય છે. એ માટે અનુભવી ભગતો કહે છે કે, કોઇ પણ જાતનું બીજ વાવીએ ત્યારે પ્રથમ તેમાં અંકુર ફૂટે છે. એવી રીતે ભક્તિના ઝાડ માટે તેનું બીજ—પ્રભુપ્રેમને જ્યારે વૈરાગ્યવાળા હૃદયમાં વાવીએ, ત્યારે તેમાંથી પણ

પ્રથમ અંકુર ફૂટે છે. એની નિશાની એ છે કે, પ્રથમ જે વસ્તુ પોતાને પ્રિય લાગે તથા હિતકર લાગે તે તે વસ્તુ માટે મહેનત કરે છે અને તેમાં પોતાના એકલાનાજ સુખનો ખ્યાલ રહેલો હોય છે; પણ તેની સાથે ઘણી જાતના ધર્મના નિયમો પાળવાનું પણ મન થાય છે ને થોડાઘણા નિયમો પાળવા પણ લાગે છે.

એ પછી પાંદડાં દેખાય છે, એટલે કે પ્રથમ જે પોતાની ઉપરજ પ્રેમ હતો તે પ્રેમ હવે આગળ વધે છે અને કુટુંબમાં જાય છે; પણ યાદ રાખજો કે, તે કાંઇ મોહને લીધે નહિ પણ ભક્તિ વધારવા માટેજ અને ભક્તિમાં કુટુંબની મદદ ઉપયોગી થઇ પડે અને તેને લીધે વધારે ભક્તિ કરી શકાય તે સારુજ કુટુંબ ઉપર પ્રેમ વધારવાનો છે. કુટુંબની મદદથી કેવી રીતે ભક્તિ થઈ શકે એ સમજાવવા માટે મહાત્મા કબીરજીનો દાખલો જાણવા લાયક છે. એ માટે એક એવી વાત સાંભળેલી છે કે, કબીર સાહેબને કોઇએ પૂછ્યું કે, "તમે ઘરસંસારની જંજાળ ભોગવવા છતાં અને ધંધોરોજગાર કરવા છતાં આટલી બધી ભક્તિ કેમ કરી શકો છો?" ત્યારે કબીરે કહ્યું કે, "એનું કારણ તમારે જાણવું હોય તો ચાલો મારી સાથે." એ પછી કબીર સાહેબ તેને પોતાને ઘેર તેડી ગયા. એ વખતે ઉનાળાના દિવસ હતા અને બપોરના બાર વાગ્યા હતા, તેથી સૂર્ય ખૂબ તપતો હતો. એ વખતે કબીર સાહેબ પોતાની કપડાં વણવાની શાળ ચલાવવા લાગ્યા અને પોતાની સ્ત્રીને કહ્યું કે "દીવો લઇ આવો," એટલે તરતજ તે દીવો લઇ આવી. એ પછી પોતાના દીકરા કમાલને કબીરે કહ્યું કે, આ તાર ગૂંચવાઇ ગયો છે તેને છૂટો પાડવો છે; માટે તું અહીં દીવો ધર." એ પ્રમાણે દીવો ધરીને કમાલ ઘણી વાર સુધી ઊભો રહ્યો. એ પછી કબીરે પેલા બીજા ભગતને કહ્યું કે, "હવે જાઓ તમારા સવાલનો જવાબ યથાર્થ અપાઈ ગયો છે." પણ તે ભગતે કહ્યું કે, "હું કાંઈ સમજ્યો નથી." ત્યારે કબીરે કહ્યું કે, "ભાઇ! જુઓને અત્યારે સૂર્ય પોતાના પૂર બહારમાં છે, અત્યારે તાર જોવા માટે કાંઈ દીવાની જરૂર નથી; છતાં પણ મેં મારી બાયડીને કહ્યું કે દીવો લાવ, એટલે તે તરતજ લઈ આવી અને મેં મારા દીકરાને કહ્યું કે, દીવો ધરીને અહીં ઊભો રહે એટલે તે ઊભેલો છે. એ બેમાંથી કોઈ પૂછે છે કે અત્યારે દીવાની શું જરૂર છે? એ કામ કરવા માટે કાંઇ શંકા કરે છે કે બડબડાટ કરે છે? આવી રીતે મારી

બાયડી તથા મારાં છોકરાંઓ મારા વિચારોને આધીન હોવાથી તેમની મદદ વડે ધંધોરોજગાર કરવા છતાં પણ મારાથી વધારે સારી રીતે ભક્તિ બની શકે છે.” બંધુઓ! આવી રીતે ભક્તિનું ઝાડ વધારવામાં આપણું કુટુંબ પણ મદદગાર થઇ શકે, માટે આપણે પણ આપણા કુટુંબ ઉપર પ્રેમ વધારવો જોઇએ અને યાદ રાખજો કે, કુટુંબ ઉપર પ્રેમ વધે એ ભક્તિનાં અંકુરનાં પાંદડાં છે.

### ભક્તિના ઝાડની ડાળો

જ્યારે આપણાં સગાંઓ ઉપર, મિત્રો ઉપર, ગામ ઉપર અને દેશ ઉપર પ્રભુપ્રીત્યર્થે પ્રેમ વધે ત્યારે જાણવું કે, ભક્તિના ઝાડને ડાળો ફૂટવા લાગી. જ્યાંસુધી એવી રીતે સ્નેહીઓ, નાત અને ગામ ઉપર તથા દેશ ઉપર સાચો પ્રેમ ન આવે, ત્યાંસુધી ભક્તિના ઝાડની ડાળો ખીલેલી ગણાય નહિ; માટે ભક્તિના ઝાડને ખીલવવા સારુ અને તેને મોટું બનાવવા સારુ આપણા સ્નેહીઓ, પડોશીઓ, મિત્રો, ધર્મબંધુઓ, ગામ અને દેશ ઉપર પ્રેમ વધારવો જોઇએ; કારણ કે જ્યારે એ પ્રેમ વધે ત્યારેજ ખરી ભક્તિ વધી શકે છે.

### ભક્તિના ઝાડનાં ફૂલ

બંધુઓ! મહાત્માઓ એમ કહે છે કે, લૂખો પ્રેમ રાખવો અથવા શાસ્ત્રમાંથી સારાં વચનો મોઢે ગોખી રાખવાં એટલુંજ કાંઇ બસ નથી; પણ સૌની ઉપર શુદ્ધ અંતઃકરણથી જ્યારે સાચો પ્રેમ આવે અને એ અંતરના પ્રેમને બહાર પાડવા માટે જ્યારે પરમાર્થનાં કામો થવા લાગે, ત્યારે જાણવું કે હવે ભક્તિના ઝાડને ફૂલ આવવા લાગ્યાં છે. જ્યાંસુધી પોતાના ગજા પ્રમાણે પરમાર્થનાં કામો ન થાય ત્યાંસુધી ભક્તિના ઝાડને વાંઝિયું સમજવું. બંધુઓ! યાદ રાખજો કે, આ જગતમાં કોઇ પણ માણસ કાંઇક પણ શક્તિ વિનાનો હોતો નથી. દરેક માણસ જો ધારે તો કાંઇક પણ ભલાઇ કરી શકે, એવી તેનામાં શક્તિ હોય છે. પછી ગમે તો એ શક્તિ શરીરના બળની હોય, બુદ્ધિબળની હોય, વાણીના બળની હોય, ધનના બળની હોય, અધિકારના બળની હોય, કુળના બળની હોય, સદ્‌ગુણના બળની હોય અને ગમે તો એ શક્તિ પોતાની લાગવગની, રૂપની, ઉંમરની કે પવિત્રતાની હોય, પણ કોઇક પણ પ્રકારની શક્તિ દરેક માણસમાં હોય છે. એવી પોતાની શક્તિનો પરમાર્થમાં ઉપયોગ કરવો અને તે પણ કાંઇ

કોઇક વખતે નહિ અથવા અકસ્માતથી નહિ પણ સમજણપૂર્વક અને ઇરાદાપૂર્વક વારંવાર પરમાર્થના કામમાં પોતાની શક્તિ વાપરી વાપરીને રાજી થવું, તેનું નામ ભક્તિના ઝાડને ફૂલ આવ્યાં કહેવાય છે. મતલબ કે પ્રભુના જીવોને પોતાના બંધુઓ સમજી તેમના ભલા માટે શુદ્ધ અંતઃકરણના પ્રેમથી પ્રભુ પ્રીત્યર્થે તેઓની સેવા કરવી અને કાંઇ પણ બદલાની આશા રાખવી નહિ તેનું નામ ભક્તિનાં પુષ્પ છે. ટૂંકામાં એજ કે જગતના કલ્યાણ માટે પોતાની શક્તિ પ્રમાણે પરમાર્થનાં કામો કરવાં તેનું નામ ભક્તિનાં ફૂલ છે; માટે જો આપણા ભક્તિના ઝાડને ફૂલ લાવવાં હોય અને ભક્તિના ઝાડનું વાંઝિયાપણું મટાડવું હોય, તો આપણે આપણા બંધુઓના સુખ માટે પરમાર્થનાં કામો કરવાં જોઇએ અને યાદ રાખજો કે, એ કામ કરવાની કાંઇક પણ શક્તિ આપણામાં રહેલીજ છે; માટે એ શક્તિનો ઉપયોગ કરવો જોઇએ તથા તેનો લાભ આપણી આસપાસનાં તથા બીજાં પ્રાણીઓને આપવો જોઇએ.

## ભક્તિના ઝાડનાં કાચાં ફળ

જ્યારે ઉપર મુજબ ભક્તિના ઝાડને ફૂલ આવે તે પછી ફૂલમાંથી ભક્તિના ઝાડને કાચાં ફળ લાગવા માંડે છે. એ ફળ ક્યાં ? એ માટે અનુભવી ભગતો એમ કહે છે કે, માન એ ભક્તિના ઝાડનું કાચું ફળ છે, આબરૂ એ ભક્તિના ઝાડનું કાચું ફળ છે, સજ્જનનો મિલાપ એ ભક્તિના ઝાડનું કાચું ફળ છે, ચોતરફથી વખાણ અને વાહવાહ થાય એ ભક્તિના ઝાડનું કાચું ફળ છે, ઘણી બાબતોમાં ફતેહ મળતી જાય તથા ઘણા માણસોના આશીર્વાદ મળતા જાય એ ભક્તિનાં કાચાં ફળ છે. આવાં કાચાં ફળમાંજ જેઓ રાજી થઈ જાય અને એ ફળ તોડવામાંજ જેઓ રહી જાય, અગર એ ફળની સામે જોયાજ કરવામાં જેઓ રહી જાય, તેઓના એવા હાલ થાય છે કે, જરા ઉતાવળ સારુ તેઓને પાકી મીઠી કેરીને બદલે કાચી ખાટી કેરી ખાવી પડે છે અને કુદરતનો એવો નિયમ છે કે, પ્રથમ કાચાં ફળ થયા પછીજ પાકાં થાય છે; માટે બાળકો જેમ અધીરાં થઇને કાચાં ફળ તોડવા માંડે છે, તેમ હે હરિજનો ! તમે ઉતાવળા થઇને ભક્તિનાં આવાં કાચાં ફળ તોડી લેવાની લાલચમાં સપડાઇ જશો મા; કારણ કે ઘણાએ ભગતો આવાં કાચાંજ ફળમાં રહી જાય છે અને જે વખતે વહાણ કિનારે પહોંચવાનું થયું હોય તે વખતે ખાડીમાં ખૂંચી

બેસે છે; માટે એવી ભૂલ ન થાય એ સંભાળજો; કારણ કે ભક્તિના ઝાડમાં જો ફૂલ આવી ગયાં હોય તો એ પછી તેમાં માનમરતબાનાં ફળ થાય અને ગુરુ થવા માટે પૂજા થવા લાગે, વખાણનાં ગીતો ગવાવા લાગે અને ફૂલના હારો મળવા લાગે તથા મેવામીઠાઈઓના થાળ આવવા લાગે એમાં કાંઈ નવાઈ નથી; કારણ કે એ તો ભક્તિના ઝાડનાં કાચાં ફળ છે. જો ઝાડ બરોબર ખીલેલું હોય ને તેને ફળવાની મોસમ આવી ચૂકેલી હોય, તો તેમાં આવી જાતનાં ફળ થાય તેમાં કાંઇ નવાઈ નથી; પણ કમોસમે જે કાચાં ફળ આવે તેમાંજ ન રહી જવાય, એ સંભાળજો; કારણ કે જો કાચાં ફળથીજ રાજી થઈ જવાય ને એ ફળ તોડી લેવાય તો ભક્તિનાં પાકાં ફળનો આનંદ મેળવવો રહી જાય છે અને એમ થાય એ તો હાથમાં આવેલો હીરો ફેંકી દેવા જેવી વાત છે અને ટાંકણી સારુ રાજ્ય આપી દેવા જેવી વાત છે અને તેમ છતાં એ ઠેકાણે એવી ભૂલ થવા બહુ સંભવ છે; માટે એવી જાતની ભૂલ ન થાય તેની ખાસ સંભાળ રાખવી જોઇએ.

## ભક્તિના ઝાડનાં પાકાં ફળ

ભક્તિના ઝાડનાં ફળ જ્યારે પાકે છે, ત્યારે એ ભગતોની સ્થિતિ કેવી હોય છે? એ માટે શાસ્ત્રોમાં એમ કહેલું છે કે, જેને હમેશાં પોતાના અંતઃકરણમાંથી અખૂટ ઈશ્વરી આનંદ મળ્યા કરતો હોય તેની ભક્તિ ફળીભૂત થઈ છે એમ જાણવું; જેને મોતનો ભય મટી ગયો હોય અને જેને મરણ પણ ગમી ગયું હોય, તેને ભક્તિનાં પાકેલાં ફળ મળ્યાં છે એમ સમજવું. જે જીવતાં છતાં મુક્ત થઇ ગયેલા હોય, જેની આંખમાં સ્વર્ગનાં સુખો રમી રહેલાં હોય, જેના ચહેરા ઉપર અખંડ શાંતિ પ્રસરી રહેલી હોય અને મૂઆ પછી હરિની હજૂરમાંજ જઈશું એવી જેને સંપૂર્ણ ખાતરી થઇ ગયેલી હોય, તેને ભક્તિનાં પાકાં ફળ મળ્યાં છે, એમ સમજવું અને જેનાં નેણવેણમાં કાંઇક અલૌકિકતા આવી ગયેલી હોય તથા જેની અંદર કાંઇક અલૌકિક તત્ત્વ આવી ગયેલું હોય અને એ તત્ત્વ પણ સ્વાભાવિક થઇ ગયું હોય, તે ભગતને ભક્તિનાં પાકાં ફળ મળેલાં છે એમ સમજવું. મતલબ કે જ્યાં જ્યાં એવા ભગતોનું મન જાય ત્યાં ત્યાં તેમને ઈશ્વરી આનંદજ મળ્યા કરે એવી દશા જ્યારે થાય ત્યારે જાણવું કે, હવે ભક્તિ ફળીભૂત થઇ છે. બંધુઓ! આવી રીતે જ્યારે ભક્તિનું

ઝાડ ઊગે અને તેની અંદર ઉપર કહ્યા પ્રમાણે ફળફૂલ થાય ત્યારે સાચી ભક્તિ સમજવી. એ સિવાયની જે ભક્તિ છે તે ભક્તિ અધૂરી છે અને પોલંપોલવાળી છે; માટે જો આપણા આત્માની ઉન્નતિ કરવી હોય અને પ્રભુના સ્વરૂપનો આનંદ લેવો હોય, તો આપણે આવી જાતની સાચી ભક્તિ કરવી જોઈએ.

## ભક્તિનું માપ કાઢવાનો કાંટો

અત્યારે બરોબર તોલમાપ કરવાનો જમાનો છે. જેમ જગતની બહારની વસ્તુઓનાં ચોખ્ખેચોખ્ખાં તોલમાપ કરીએ છીએ તેમ ભાઈઓ ! હવે તો આપણે આપણી ભક્તિનું પણ સાચે સાચું તોલ કરવું જોઈએ અને એનું પણ ચોખ્ખું મિટર રાખવું જોઈએ. એ મિટર કયું ? તે જરા સ્પષ્ટરૂપમાં કહેવાની જરૂર છે અને તે એ કેઃ–

ભક્તિનું ઝાડ વાવવા માટે પ્રથમ જે પ્રભુપ્રેમનું બી જોઈએ, તે બી બરાબર છે કે નહિ તેની ખાતરી કરજો. એ પછી ભક્તિનું બીજ ઊગવા માટે વૈરાગ્યવાળું હૃદય જોઈએ અને તે વૈરાગ્ય માત્ર બહારનોજ નહિ પણ સ્વાર્થત્યાગનો વૈરાગ્ય જોઈએ; માટે એવું તમારું હૃદય થયેલું છે કે નહિ તેનો જરા વિચાર કરજો; કારણ કે અંતરના સાચા વૈરાગ્ય વિના કદી પણ ભક્તિ વધી શકતી નથી, માટે એવી અધૂરી ભક્તિમાં ન સડી જવાય એ સંભાળવું.

એ પછી ભક્તિના બીજને ઈશ્વરકૃપાનું પાણી જોઈએ છે, તેથી હે ભાઈઓ ! તમે ભગત થઈને ફરો છો પણ તમારા અંતઃકરણમાં જરા ઊંડા ઊતરીને તપાસ કરજો કે, તમે પ્રભુનો કેટલો ઉપકાર માની શકો છો અને પ્રભુની કેટલી કૃપા સમજી શકો છો ? કારણ કે પ્રભુકૃપારૂપી પાણીથીજ ભક્તિનું ઝાડ ઊગી શકે છે; માટે જો પ્રભુની કૃપા ન સમજાઈ હોય તો જાણી લેવું કે, હજી આપણામાં જેવી જોઈએ તેવી ભક્તિ આવી નથી, હજી તો માત્ર આપણે લિસોટા સાથેજ રમ્યા કરીએ છીએ.

એ પછી ભક્તિના બીજને સત્સંગનું ખાતર જોઈએ છે, માટે તમે તમારી ભક્તિના બીજને સત્સંગનું ખાતર આપો છો કે નહિ, તેનો વિચાર કરજો અને એ ખાતર જેટલા પ્રમાણમાં જોઈએ તેટલા પ્રમાણમાં અપાય છે કે નહિ તેની પણ તપાસ કરજો. જો વખતસર જરૂર જેટલું સત્સંગનું ખાતર ન મળતું હોય તોપણ યાદ રાખજો કે, ભક્તિનું ઝાડ ઢીલું પડી ગયા વિના રહેશે નહિ.

ભક્તિના બીજને ઉગાડતી વખતે વિવેકની વાડ કરવી જોઈએ

અને તેવી વાડ કરવા સારુ ચોખ્ખે ચોખ્ખી સમજણ મેળવી લેવી જોઇએ. એવી જરૂર જેટલી સમજણ તમારા અંતરમાં આવી ગઈ છે કે નહિ ? તેનો વિચાર કરજો અને ભક્તિ ડગી ન જાય એવી સાચી સમજણ જો અંતરમાં આવી ગઈ હોય તોજ એ ભક્તિને ઊંડાણવાળી સમજજો; પણ જો અંતરમાંથી ખરેખરા ખુલાસા ન થયા હોય અને શંકાઓ રહી ગઇ હોય, તો એવી ભક્તિ કોઇકિ વખત તમને દગો દીધા વિના રહેશે નહિ; એવી લોકલાજની ભક્તિ, એવી દેખાદેખીની ભકિત, એવી પોલંપોલની ભક્તિ અને એવી વંશપરંપરાના રિવાજોની ભક્તિ તો વખત આવતાં ઊડી ગયા વિના રહેશે નહિ; માટે જો એવી ઢીલીપોચી ભક્તિ હોય તો સમજી લેજો કે, એ ભક્તિ અધૂરી છે અને એ ભક્તિ તારી શકે એવી નથી; માટે સમજણપૂર્વક ભક્તિ થાય તેમ કરજો.

ઉપર મુજબ બીજ, જમીન, પાણી ખાતર અને વાડ એ બધું હોય તો પછી એ વિચાર કરવો જોઇએ કે ભક્તિના બીજમાંથી જે જાતના પ્રેમનો ફાંટો (અંકુર) ફૂટવો જોઇએ, તેવો પ્રેમનો ફાંટો ફૂટયો છે કે નહિ ? અને પ્રભુને અર્થેજ બધું વહાલું લાગે છે કે નહિ ?

એ પછી ભકિતનાં બીજના ફાંટામાં પાંદડાં દેખાય છે કે નહિ એટલે કે કુટુંબસ્નેહ આવ્યો છે કે નહિ અને એ પછી ભકિતના છોડને ડાળો થઈ છે કે નહિ તે જોજો. જયારે સૌ લોકો ઉપર, ગામ ઉપર તથા દેશ ઉપર અજબ જેવો પ્રેમ આવે ત્યારે જાણવું કે, ભક્તિના ઝાડને ડાળો ફૂટવા માંડી છે. જયાંસુધી એવો પ્રેમ ન આવે ત્યાંસુધી ભક્તિનું ઝાડ વધતું જાય છે એમ સમજવું નહિ.

એ પછી જયારે ભગવાનને અર્થે પોતાના ગજા પ્રમાણે પરમાર્થનાં કામો થવા લાગે, ત્યારે જાણવું કે, ભક્તિના ઝાડમાં ફૂલ આવેલાં છે. જયાંસુધી પરોપકારનાં કામો ન થાય ત્યાંસુધી ભક્તિના ઝાડને વાંઝિયુંજ સમજવું. માત્ર જરા અંતઃકરણ ઉપર હાથ મૂકી જોજો કે, તમે ભક્તિનો દાવો કરો છો પણ તમે તમારી શક્તિના પ્રમાણમાં તદ્દન નિઃસ્વાર્થપણે પ્રભુપ્રીત્યર્થે પરમાર્થનાં કામો કરી શકો છો ? અને જો કરી શકતા હો તો તે કેટલાં કરવાં જોઇએ અને તેના પ્રમાણમાં તમે હાલમાં કેટલાં કામો કરો છો એનો વિચાર પણ કરજો; અને જો એમ લાગે કે, હજી આપણાથી આપણી શક્તિના પ્રમાણમાં કાંઇ બનતું નથી તો તમારી એ ભક્તિને હજી અધૂરી સમજજો.

ભક્તિના ફૂલમાંથી કાચાં ફળ થયાં છે કે નહિ તેનો વિચાર કરજો; કારણ કે ફૂલ થયા પછી ફળ થવાંજ જોઇએ, એવો કુદરતનો નિયમ છે; માટે માન, આબરૂ, જાણીતા માણસોનો મેળાપ, ફતેહ અને કોઇક પ્રકારની નાની નાની સિદ્ધિઓ પણ મળવીજ જોઇએ, એમાં કાંઇ શક નથી; પણ એવી વસ્તુઓમાંજ ન રહી જવાય તે સંભાળવું જોઇએ. મને એમ લાગે છે કે, કેટલાક ભાગ્યશાળી ભગતો એ દરજ્જા સુધી પહોંચે છે પણ એ પછી તેઓ એવાં કાચાં ફળ ખાવામાં રહી જાય છે; માટે તમે એવી ભૂલ તો નથી કરતા એ વાતની ખાતરી કરજો અને એને માટે તમારા અંતઃકરણમાં મિટર મૂકી જોજો અને બહુ ઊંડા ઊતરીને તપાસ કરજો કે, ભક્તિને લીધે તો માનપાન મળે છે, જે માલમાલ મળે છે અને જે પૂજા થાય છે, તે બધું સારું સારું લાગે છે કે તેમાં કાંઈ ભય દેખાય છે? અને જો તેમાં ભય ન દેખાતો હોય તો જાણજો કે, હજી આપણી ભક્તિ એટલી અધૂરી છે, હજી એ ભક્તિમાં ખોટું તત્ત્વ રહી ગયેલ છે; માટે તેને કાઢી નાખવું જોઇએ ને ચોખ્ખી ભક્તિ કરવી જોઈએ; કારણ કે અંદરથી ગોટાળા થયા કરતા હોય અને બહારથી ભગત ગણાયા કરતા હોઇએ, તેવી ભક્તિથી કાંઈ ઇશ્વરની હજૂરમાં જઇ શકાતું નથી; માટે હવે તો જેમ બને તેમ આપણે ચોખ્ખામાં ચોખ્ખી, સાચામાં સાચી અને પવિત્રમાં પવિત્ર ભક્તિ કરવી જોઇએ. ભક્તિનાં કાચાં ફળ તોડી ન લે તેનેજ ભક્તિનાં પાકાં ફળ મળે છે, એટલે કે ઈશ્વરી આનંદ મળે છે; અને તે કાંઈ કોઈકજ વખતે નહિ પણ સદાને માટે નવી નવી જાતનો આનંદ આપ્યા કરે છે તથા પ્રભુના સાક્ષાત્કારના લહાવા લેવાયા કરે છે. જ્યારે આવી સ્થિતિ થાય, ત્યારેજ ભક્તિનાં પાકાં ફળ મળેલાં છે એમ સમજવું અને જ્યાંસુધી આવી સ્થિતિ ન થાય ત્યાંસુધી આપણી ભક્તિ હજી અધૂરીજ છે એમ સમજવું. ભાઇઓ અને બહેનો! હવે છેવટ જે કહેવાનું છે તે એજ કે, જેમ બને તેમ ચોખ્ખાઈથી અને સમજણપૂર્વક ભક્તિ થાય તેમ કરજો; પ્રભુનો મહિમા સમજીને ભક્તિ થાય તેમ કરજો; ભક્તિનું રહસ્ય સમજીને ભક્તિ થાય તેમ કરજો અને આત્માનું કલ્યાણ થાય તેવી રીતની ભક્તિ કરજો એજ મારી વિનતિ છે અને પરમકૃપાળુ પરમાત્મા સૌને એવી સાચી ભક્તિ આપે એવી મારી પ્રાર્થના છે.

ૐ શાંતિઃ ૐ શાંતિઃ ૐ શાંતિઃ



# पागल हरनाथनी जाणवा लायक वातो

(૧)

ગયા અઠવાડિયામાં જાણીતા બંગાળી મહાત્મા હરનાથ પાગલ મુંબઇમાં પધાર્યા હતા અને માધવબાગ પાસેની ધર્મશાળામાં ઊતર્યા હતા. એ વખતે તેમને મળવા માટે દરરોજ સેંકડો માણસો જતાં હતાં, ત્યારે પ્રસંગોપાત્ત કાંઇ કાંઇ વાતો તેઓ કર્યા કરતા હતા. તેમની દરેક વાતોમાં કાંઈ ખાસ ખૂબી હતી અને કેટલીક વાતો બહુ જાણવા જેવી હતી. એવી વાતોની થોડીક ટૂંકી નોંધ મેં કરેલી છે, તે જાણવાથી ઘણા લોકોને ફાયદો થશે એમ ધારી તેમાંની કેટલીક વાતો જણાવવાની રજા લઉં છું.

મહાત્મા શ્રીહરનાથ બાબુ મુખ્ય રાધાકૃષ્ણના ઉપાસક છે અને તેમાં પણ ખાસ કરીને રાધા ઉપર બહુજ ભાર મૂકે છે તથા આ બધું જગત રાધાનેજ આધારે છે, એમ તેઓ કહેતા હતા. તે સાંભળી એક જાણીતા ભક્તરાજે સવાલ પૂછ્યો કે:–

" મહારાજ ! તમે તો આ જગતને રાધાનું કહો છો, માતાનું કહો છો, પ્રકૃતિનું કહો છો; પણ અમે તો આ જગતને પિતાનું સમજીએ છીએ, ઇશ્વરનું સમજીએ છીએ; તો એમાં સાચું શું ?" ત્યારે ઠાકુર શ્રીહરનાથ પાગલે કહ્યું કે, " એકનું એક ઘર હોય તે માટે કોઇ માણસને પૂછીએ કે, આ ઘર કોનું છે ? ત્યારે તે ઘરના માલિકનું નામ આપે છે; બીજા કોઈ માણસને પૂછીએ, ત્યારે જો તે ઘરની ધણિયાણીનો ઓળખાણવાળો હોય તો તે એ બાઇનું નામ આપે છે અને ફળિયામાં રમતાં કોઇ છોકરાંઓને પૂછ્યું હોય કે, આ ઘર કોનું છે ? તો એ છોકરાંઓ કહે છે કે, એ ઘર ફલાણા છોકરાનું છે; મતલબ કે જેને જેની સાથે વધારે ઓળખાણ હોય ને જેનું નામ પોતાને યાદ હોય તેનું ઘર છે એમ તેઓ કહે છે;

તેમજ આ બાબતમાં સમજવું. મતલબ કે અમે માતાના પ્રેમી છીએ ને રાધાની ઓળખાણવાળા છીએ, તેથી આ બધું વિશ્વ માતાનું છે એમ કહીએ છીએ અને તમે ઈશ્વરની ઓળખાણવાળા છો માટે આ બધું બ્રહ્માંડ પિતાનું છે એમ કહો છો ? પણ ખરું જોતાં એમાં વાસ્તવિક ભેદ કાંઇ નથી. જેને જેની ઓળખાણ થઈ ગઇ હોય તેનું નામ તે આપે છે."

એ પછી રાધાકૃષ્ણમાં ભેદ નથી, તે બન્ને એકજ સ્વરૂપ છે, એ વાત સમજાવવા માટે તેમણે કહ્યું કેઃ—

"એક વખત નારદજી રાધાને ત્યાં ગયા. એ વખતે ત્યાં દરેક ચીજોમાં અને દરેક બાબતોમાં તેમને કૃષ્ણ, કૃષ્ણ અને કૃષ્ણજ દેખાયા. રાધાના મકાનમાં કોઇ પણ ઠેકાણે રાધાનું નામ દેખાયું નહિ. પણ દરેક ચીજોમાં તેમને કૃષ્ણજ દેખાયા. એ પછી નારદજી કૃષ્ણજીને ઘેર ગયા, ત્યારે ત્યાં દરેક બાબતમાં ને દરેક વસ્તુઓમાં રાધા, રાધા ને રાધાજ દેખાવા માંડી. કૃષ્ણના મકાનમાં કયાંય કૃષ્ણ દેખાયાજ નહિ પણ બધે ઠેકાણે રાધાજ નજરે પડી. મતલબ કે રાધા ને કૃષ્ણ કાંઇ એક એકથી જુદાં નથી, પણ રાધામાંજ કૃષ્ણ છે અને કૃષ્ણમાંજ રાધા છે." મહાત્મા શ્રીહરનાથ પાગલ જગતની બધી સ્ત્રીઓને માતારૂપે માનવાવાળા છે, એટલે સ્ત્રીઓની ઉપર તેમનો અતિશય પૂજ્યભાવ છે, તેથી સ્ત્રીઓના ગુણ સમજાવતાં તથા સ્ત્રીઓનાં વખાણ કરતાં તેઓને એટલો બધો આનંદ આવે છે કે, એ જોઇને આપણને આશ્ચર્ય લાગ્યા વિના રહે નહિ; એટલુંજ નહિ પણ તેમની સાદી સાદી વાતોમાંથી પણ ઘણીએ વિચાર કરવા જેવી બાબતો મળે છે. તેમની વાતોમાં સ્ત્રીઓના સદ્ગુણોની વાતો તથા સ્ત્રીઓને અતિશય માન આપવાની વાતો મુખ્ય હોય છે અને એનાં કારણોમાં તેઓ કહેતા કેઃ—

"સ્ત્રીઓ વિના પ્રેમ દેવાવાળી ચીજ જગતમાં બીજી કોઇ પણ નથી. પુરુષોની અંદર જે કાંઇ પ્રેમ હોય છે, તે પ્રેમ તેઓમાં સ્ત્રીઓમાંથીજ આવેલો હોય છે; કારણ કે સ્ત્રીઓ પ્રેમનુંજ સ્વરૂપ છે, માટે સ્ત્રીઓમાંથીજ પ્રેમ આવે છે. પુરુષોને નરમ બનાવવાવાળી સ્ત્રીઓજ છે, સ્ત્રીઓની મદદ વિના અને સ્ત્રીઓના પ્રેમ વિના પુરુષોની કઠોરતા મટી શકેજ નહિ; પણ સ્ત્રીઓના પ્રેમને લીધેજ પુરુષોમાં જોઇતી નરમાશ આવી શકે છે.

"શ્રીકૃષ્ણ પાસે જવું હોય તો રાધાની મદદ વિના જઇ શકા-

ગજ નહિ. મતલબ કે પ્રકૃતિની મદદથીજ ઇશ્વરની પાસે જઇ શકાય છે, પ્રકૃતિને ઉડાવી દઇને ઇશ્વર પાસે જઇ શકાય નહિ; કારણ કે સ્ત્રી વિના કોઇ નરમ બનાવી શકે કે પ્રેમ શીખવી શકે તેમ નથી અને દીનતા તથા પ્રેમ એ બન્ને વિના પ્રભુ પાસે જઇ શકાતું નથી, માટે જ્યારે રાધાની મદદ મળશે ત્યારેજ શ્રીકૃષ્ણ પાસે જઇ શકાશે.

"પુરુષો સમજી સમજીને દયા કરે છે, પણ સ્ત્રીઓ તો સમજ્યા વિના પણ દયા કરે છે. દયા કરવાને વખતે તેઓ ન્યાયની સામે જોતી નથી, પણ પુરુષો દયા કરતાં ન્યાયને વધારે પસંદ કરે છે અને સ્ત્રીઓ ન્યાય કરતાં દયાને વધારે પસંદ કરે છે; એટલુંજ નહિ પણ પોતાની ખરાબી થઇ જાય ને પોતે ભ્રષ્ટ થઇ જાય ત્યાં સુધી પણ તેઓ પુરુષોની ઉપર દયા કર્યાજ કરે છે; કારણ કે તેઓ પ્રેમનું સ્વરૂપ છે.

"સ્ત્રીઓ પ્રેમનો અવતાર છે, એ વાત સમજવા માટે તમારે શા માટે દૂર જવું જોઇએ? તમારા ઘરમંજ જુઓ કે, એક છોકરો હોય અને બીજી એક છોકરી હોય તેમાં તમારી ઉપર વધારે હેત કોણ રાખે છે? છોકરો કે છોકરી? એ બાબત તપાસશો તો તરતજ તમને જણાઇ આવશે કે, છોકરા કરતાં છોકરી તમારી ઉપર ઘણુંજ વધારે હેત રાખે છે; કારણકે છોકરીમાં જન્મથીજ—સ્વભાવથીજ પ્રેમ ભરેલો હોય છે, એટલે છોકરાઓના કરતાં છોકરીઓ માબાપની ઉપર, ભાઇભાંડુની ઉપર તથા બીજા સૌની ઉપર વધારે પ્રેમ રાખી શકે છે. ઘરમાંથી જ્યારે છોકરો બહારગામ જાય ત્યારે તેને ભાતું બાંધી આપવા માટે કોણ કાળજી રાખે છે? બાપ કે મા? યાદ રાખજો કે, બાપ કાંઇ છોકરાને ભાતું બાંધી આપવાની તજવીજ કરતો નથી, પણ ભાતું બાંધી આપવાનું કામ તો પ્રેમવાળી માતાઓજ કરે છે. એ ઉપરથી પણ સમજી શકાય છે કે, પુરુષોના કરતાં સ્ત્રીઓની અંદર વધારે પ્રેમ હોય છે.

છોકરો બીમાર હોય ત્યારે તેની બીમારીનું ખરું સ્વરૂપ બાપ સમજી શકતો નથી; એ વખતે પણ બાપ તો એમજ જાણે છે કે, એની બીમારી કાંઇ વધારે નથી, એમ સમજીને બીમારીના વખતમાં પણ બાપ પોતાના દીકરાને કામ બતાવે છે; પણ એવે વખતે મા વચ્ચે પડે છે અને કહે છે કે નહિ, હમણાં એને બહાર મોકલાય નહિ. દીકરાનો જરાક મંદવાડ પણ માને ઘણો લાગે છે અને

તેનો ઝાઝો મંદવાડ પણ બાપને થોડોક લાગે છે, આટલો બધો મા અને બાપની વચ્ચે ફરક છે; માટે ન્યાયદૃષ્ટિવાળા પિતા કરતાં સ્નેહવાળી માતાને ભજવાનું અમે વધારે પસંદ કરીએ છીએ; કારણ કે મા વિના સ્નેહનું બીજું કોઈ સાચું ઠેકાણું નથી; માટે જ્યારે રાધાને ભજશો ત્યારેજ શ્રીકૃષ્ણને મેળવી શકશો.

"રાધા અથવા શ્રીકૃષ્ણ,પુરુષ અથવા પ્રકૃતિ અને ઈશ્વર અથવા માયા કોઈ પણ વસ્તુની ઉપર પૂરેપૂરો પ્રેમ આવી જવો જોઇએ. જો એવો પ્રેમ આવી જાય તો કામ થઈ જાય છે. જેમકે જે સ્ત્રીને પોતાના પતિ ઉપર પૂરેપૂરો પ્રેમ આવી જાય, તેને પછી પોતાના પતિની દરેક ચીજ ગમી જાય છે ને વહાલી લાગી જાય છે. જેમકે પોતાના પતિની લાકડી હોય તે પણ ગમે છે, તેની પાઘડી પણ ગમે છે, તેની ચોપડી પણ ગમે છે, તેનો ડગલો પણ ગમે છે, તેની છત્રી પણ ગમે છે અને તેના બૂટ પણ ગમે છે. પતિના પ્રેમને લીધે પતિના ઉપયોગની આ બધી વસ્તુઓ પણ તેને વહાલી થઇ પડે છે. તેમજ જો રાધા ઉપર પૂરેપૂરો પ્રેમ આવી જાય, તો રાધાની દરેક ચીજ વહાલી થઇ પડે છે અને જો શ્રીકૃષ્ણ ઉપર પૂરેપૂરો પ્રેમ આવી જાય, તો શ્રીકૃષ્ણની દરેક ચીજ વહાલી થઇ પડે છે; એટલે રાધાને ભજતાં તેમાંથી શ્રીકૃષ્ણ ઉપર પ્રેમ આવી જાય છે અને શ્રીકૃષ્ણને ભજતાં તેમાંથી રાધા ઉપર પ્રેમ આવી જાય છે; માટે રાધા કે શ્રીકૃષ્ણ કોઇને પણ ખરેખરા પ્રેમથી ભજો, એજ કહેવાનું છે."

આ બધી વાતો સાંભળીને એક ભક્તરાજ મહારાજે કહ્યું કે, "મહારાજ! હવે જમવાનો વખત થઈ ગયો છે, તેથી ઘેર બૂમ પડશે; પણ તમારી વાતોમાં એવો આનંદ આવે છે કે, તે છોડીને જવાનું મન થતું નથી."

ત્યારે મહાત્મા શ્રીહરનાથ બાબુએ કહ્યું કે, "શ્રીકૃષ્ણ પાસેથી જવું કેમ ગમે? એ આનંદસ્વરૂપ પાસેથી જવું કેમ ગમે? ગોપીઓ જ્યારે યમુનાજીમાં પાણી ભરવા જતી ત્યારે જો ત્યાં શ્રીકૃષ્ણ હોય તો તેમને ઘેર જવું ગમતું નહિ, તેથી તેઓ કાંઇ કાંઇ બહાનાં કાઢીને ઘેર જવામાં બહુ વાર લગાડતી હતી. જેમકે કોઇ ગોપી જરા દૂર ચાલીને કહેતી કે, મારું પાણી કાગડે અભડાવી દીધું, એમ કહીને તે પાણી ઢોળી નાખતી ને ફરીથી ઘડો માંજવા

માટે રોકાઈ રહેતી, કોઈ ગોપી કહેતી કે, મને રસ્તામાં કોઇં અડી ગયું, એમ કહી ફરીથી યમુનાકિનારે આવતી. આવાં આવાં ઘણી જાતનાં બહાનાંઓ ગોપીઓ કાઢયા કરતી; કારણ કે તેમને કૃષ્ણ પાસેથી ખસવું ગમતું નહોતું; તેમજ જ્યાં રાધાકૃષ્ણની કથા થાય ત્યાંથી પણ ખસવું ગમતું નથી; કારણ કે ભગવાનની કથામાં પણ ભગવાનનો આનંદ હોય છે અને ભગવાનનો વાસ હોય છે; માટે જ્યાં ભગવાનની સાચી કથા ચાલતી હોય, ત્યાંથી પ્રભુપ્રેમીને ખસવું ગમે નહિ તેમાં કાંઇ નવાઈ નથી, એવું તો અસલથીજ બનતું આવ્યું છે.

(૨)

મહાત્મા શ્રીહરનાથ પાગલને એક સુપ્રસિદ્ધ મહાન ભક્તરાજે સવાલ પૂછ્યો કે, "આપ માતાને માનવાવાળા છો અને માતાને માનવાનું સૌને શીખવો છો; પણ અમે એમ સાંભળેલું છે કે, શક્તિ–સંપ્રદાયમાં તો મદ્યમાંસ ખાવાની છૂટ છે, તો એ બાબતમાં આપનો શું ખુલાસો છે?"

ત્યારે મહાત્માશ્રીએ કહ્યું કે, "મદ્યમાંસ એ સ્થૂલપ્રકૃતિને માટે છે અને મનુષ્ય પશુમાંથી થયેલો છે. જેમકે પ્રથમ વનસ્પતિ, પછી નાનાં જંતુઓ, પછી મોટાં જનાવરો, પછી પ્રાણીઓ અને તે પછી માણસ થયેલો છે; એટલે માણસોમાંથી પશુવૃત્તિ હજી ગઈ નથી અને પશુવૃત્તિવાળા માણસોને મદ્યમાંસ જેવી ચીજો ગમે તેમાં કાંઈ નવાઈ નથી; માટે એ બધી વસ્તુઓ તો તમોગુણી સ્થૂલપ્રકૃતિને માટે છે; પણ એમ કરતો કરતો જ્યારે શ્રીકૃષ્ણનો પ્રેમ માણસોમાં આવી જાય છે, ત્યારે પછી એવી વસ્તુઓ ખાવાપીવાનું મન થતુંજ નથી. જે ભગતોની અંદર રાધાકૃષ્ણનો પ્રેમ આવી જાય, તેની આગળ જગતની દરેક ચીજો નીચી પડી જાય છે અને જગતની બધી વસ્તુ તેને ફિક્કી લાગી જાય છે. સારામાં સારી વસ્તુઓ પણ ખાવાપીવાનો તેને મોહ રહેતો નથી. અરે, જગતની વસ્તુઓ તો બાજુએ રહી, પણ અમૃતનો પ્યાલો તેને મળતો હોય તો એ પીવાની પણ તેને રુચિ થતી નથી કે ફુરસદ મળતી નથી, તે વળી મદ્યમાંસ ખાવા કયાં જશે? માટે એ બધી બહારની વાતો છે અને સ્થૂલપ્રકૃતિની વાતો છે. જેમને ભક્તિનો ખરો રંગ લાગી જાય તેમને માટે એ કાંઇ નથી."

## યોગ કરતાં ભક્તિ શ્રેષ્ઠ છે

"શ્રીકૃષ્ણનો પ્રેમ એ એવી અલૌકિક વસ્તુ છે કે, એની આગળ યોગ પણ કાંઇ હિસાબમાં નથી; કારણ કે યોગીઓથી હસી શકાય નહિ. જો તેઓ હસે તો તેઓના યોગમાં હાનિ પહોંચે છે; માટે યોગીઓએ તો બહુજ ગંભીરતા રાખવી જોઇએ; પણ ભગતોનું જીવન તો હસવા માટેજ ને આનંદ માટેજ હોય છે. જેમ કોઇ ઠેકાણે કાંઇ મહાઆનંદ થઈ રહ્યો હોય, ગાનતાન ચાલી રહ્યાં હોય અને મોજમજા ઊડી રહી હોય, તેવે ઠેકાણે આસપાસમાં કોઇ રોનારાં માણસો હોય તો એ તેઓને ગમતું નથી અને આ રોનારાંઓ અહીંથી જલદી જાય તો સારું, એમ તેઓ ઇચ્છે છે. તેમજ જેઓ રાધાકૃષ્ણની ઉપાસના કરવાવાળા ભગતો હોય છે તેઓ હમેશાં આનંદમાંજ રહે છે; કારણ કે તેમનો પ્રભુ આનંદસ્વરૂપ છે અને તેમની દરેક ક્રીડા આનંદરૂપ છે, એટલે પછી ભગતોમાં નિરાનંદ આવેજ કયાંથી ? અને તેઓમાં નિરાનંદ રહીજ કેમ શકે ? તેઓ તો હમેશાં આનંદમાંજ રહે છે અને જે એવા આનંદી ભગતો હોય છે, તેઓને જેનાથી મુદ્દલ હસાય નહિ તેવા યોગીઓ તો શોકવાળા જેવા લાગે છે. જુઓને, બહાર શા માટે જવું જોઇએ ? તમારો પોતાનોજ દાખલો લો. તમે હવે ઘરડા છો, એટલે તમારી કાંઇ હસવાની ઉંમર નથી, છતાં પણ દહાડામાં તમે કેટલી બધી વાર હસો છો એ જુઓ. ભગતો જેટલું હસે છે તેટલું જુવાનિયાઓ પણ હસી શકતા નથી. આવો કૃષ્ણભક્તિમાં આનંદ છે અને યોગીઓને તો હસવાનુંજ નથી. જો તેઓ હસે તો તે યોગથી ભ્રષ્ટ થાય છે; માટે યોગ કરતાં ભક્તિ શ્રેષ્ઠ છે."

## મંત્રને ગુપ્ત રાખવો તેનું કારણ શું ?

એ પછી ભક્તરાજ મહારાજે મહાત્મા શ્રીહરનાથ બાબુને પૂછ્યું કે, "અમે તો 'શ્રીકૃષ્ણ શરણં મમ' એ મંત્રનો જાપ કરીએ છીએ અને 'રામ' નામનો જાપ પણ કરીએ છીએ. તમે કયો મંત્ર જપો છો, તે કહેવાની કૃપા કરો."

ત્યારે હરનાથ બાબુએ કહ્યું કે, "દરેક માણસે પોતાના ગુરુએ આપેલા મંત્રને ગુપ્ત રાખવો જોઇએ; કારણ કે જે મંત્ર છે તે એક જાતનો છૂપો સંકેત છે. જેમકે કોઈ છોકરાને પોતાના બીજા મિત્રની સાથે જવું હોય ત્યારે તેને કહે કે, તું જ્યારે ફરવા

જાય ત્યારે મને બોલાવજે; પણ પોતાનો છોકરો બીજા છોકરાની સાથે ફરવા જાય તે વાત એનાં માબાપને ગમતી નથી, તેથી જો પેલો છોકરો પોતાના દોસ્તને બોલાવવા જાય અને તેનું નામ લઇને બૂમ પાડીને બોલાવે તો પેલા છોકરાને તેનાં માબાપ જવા દેતાં નથી; એટલુંજ નહિ પણ જે છોકરો તેને તેડવા આવે તેને પણ ધમકાવે છે કે, તારે અમારા છોકરાને રખડવા માટે તેડી જવો નહિ. આવી સ્થિતિમાં તે છોકરો હવે શું કરે? તેને પોતાના દોસ્ત સાથે જરૂર જવું છે ને માબાપ પોતાની ખુશીથી તેને જવા દેતાં નથી. પછી તે છોકરો એક યુક્તિ શોધી કાઢે છે અને પોતાના દોસ્તને કહે છે કે, તારે જ્યારે મને બોલાવવો હોય ત્યારે મારું નામ લઇને બોલાવીશ મા; કારણ કે તું મારું નામ લઇને બોલાવે તે વાત મારી માને ગમતી નથી ને તે મને આવવા દેતી નથી; માટે હવે જ્યારે તારે મને બોલાવવો હોય, ત્યારે ફળિયામાં રહીને સીટી મારજે એટલે હું તારી પાસે ચાલ્યો આવીશ. આવી રીતે સીટીમાં કાંઈ ખાસ માલ નથી, પણ એ સંકેત બન્ને વચ્ચે નક્કી થઇ ગયો એટલે તે સીટી તેને બહુજ કામની થઇ પડે છે. એ સીટીમાં બીજા સાંભળનારાઓને કાંઇ વિશેષતા લાગે નહિ કે અર્થ સમજાય નહિ; પણ જે બન્ને દોસ્તોએ અગાઉથી સંકેત કરી રાખેલો હોય તેઓને તો એ સીટીથી ઘણોજ ફાયદો થઇ જાય છે. આવીજ રીતે મંત્રના શબ્દોમાં, તેના અર્થમાં કે તેના ઉચ્ચારમાં કાંઈ ખાસ વિશેષતા હોતી નથી; પણ તેની અંદર જે સંકેત રહેલો છે એજ મુખ્ય વાત છે. આવા સંકેતને લીધે શ્રીકૃષ્ણની બંસી સાંભળીને ગોપીઓ તેમની પાછળ પાછળ ચાલી જતી હતી. આવું સંકેતમાં ગુપ્ત બળ છે; માટે મંત્રને ગુપ્ત રાખવો જોઇએ; કારણ કે છોકરાંઓને તેના દોસ્તો બોલાવે એ જેમ તેમનાં માબાપને ગમતું નથી, તેમજ માયા આપણને કૃષ્ણ પાસે જવા દેતી નથી. આપણે કૃષ્ણ પાસે જઈએ તે માયાને ગમતું નથી. પ્રકૃતિ તેને રોકી રાખે છે કારણ કે સ્ત્રીઓનો સ્વભાવ એવો હોય છે કે, તેની ઇચ્છા હોય તો તે ધણી અપાવે છે અને જો તેની ઇચ્છા ન હોય તો તે ધણીને પાછો ખેંચી લે છે. આવી રીતે ધણી આપવો એટલે પ્રભુ સાથે જીવોને મેળવી આપવા, એ કામ પણ પ્રકૃતિ કરી શકે છે અને ધણીને ખેંચી લેવો એટલે કે જીવોને પ્રભુથી વિમુખ કરી નાખવા એ કામ પણ માયા કરી શકે છે; માટે જ્યાંસુધી માયા આપણને

અનુકૂળ થાય નહિ અગર તે મરી જાય નહિ, ત્યાંસુધી મંત્રને ગુપ્ત રાખવો જોઇએ. જે છોકરાને તેનાં માબાપો અડચણ કરતાં હોય તે માબાપો મરી જાય, એ પછી તેને કાંઇ સંકેત રાખવાની જરૂર પડતી નથી; તેમજ માયારૂપી મા મરી જાય ત્યાંસુધી મંત્રને ગુપ્ત રાખવો જોઇએ. એ પછી જ્યારે મંત્ર સિદ્ધ થઈ જાય, ત્યારે તો બધા લોકોમાં તેને જાહેર કરવો જોઇએ અને હજારો લોકોને એ મંત્રથી ખેંચવા જોઇએ; પણ એવું બળ આવે ત્યારે મંત્રને જાહેરમાં મૂકવો જોઇએ. ત્યાંસુધી તો તેને ગુપ્તજ રાખવો જોઇએ.

ગરીબ માણસો જ્યારે જાત્રા કરવા જાય છે, ત્યારે પોતાની પાસે જે કાંઈ થોડાઘણા પૈસા હોય છે, તેને બહુજ સાચવી રાખે છે અને બહુજ છુપાવીને રાખે છે; કારણ કે જો તે એમ ન કરે તો ઊલટા રસ્તામાં લૂંટાઈ જાય ને જાત્રા અધૂરી રહી જાય તથા દુ:ખી થઈ જાય. એમ ન થાય માટે તેઓ પોતાના ધનને છુપાવે છે; પણ એને બદલે જ્યારે કોઈ રાજા જાત્રા કરવા જાય છે, ત્યારે તે પોતાના ધનને છુપાવતો નથી; પણ ધનનાં ગાડાંઓ આગળ ચાલે છે, રૂપિયાના થેલાઓ ગણાય છે અને સૌ લોકો તેનો ઠાઠમાઠ તથા ખજાનો જોવા આવે છે. આવી રીતે તે રૂપિયાનાં ગાડાંઓ પોતાની સાથે જાહેર રીતે લઈ જાય છે; કારણ કે પોતાના ધનને સાચવવા માટે તેની પાસે એવી તૈયારી છે કે, તેને લૂંટાઇ જવાનો ભય નથી. એટલે તે પોતાના ધનને બીજાઓને સોંપે છે તથા જાહેરમાં લઇ જાય છે; પણ ગરીબોમાં પોતાના ધનને સાચવવાનું એટલું બળ હોતું નથી; તેથી તેઓને પોતાનું ધન છુપાવવું પડે છે. તેમજ જે શરૂઆતના ભગતો છે, જે કાચા ભગત છે અને જેમની માયારૂપી મા મરી ગઇ નથી, તેવા ભગતોએ પોતાના મંત્રરૂપી ધનને ગુપ્ત રાખવું જોઇએ, પણ જે ભગતોની ભક્તિ વધી ગઇ છે અને જે રાજા જેવા બની ગયેલા છે, તેમને પોતાનો મંત્ર છુપાવવાની કાંઇ જરૂર નથી; કારણ કે એનું ધન હવે કોઇ લૂંટી શકે તેમ નથી કે એને શ્રીકૃષ્ણ પાસે જતાં કોઈ અટકાવી શકે તેમ નથી, એટલે એ માટે એને કાંઈ ફિકર હોતી નથી. ટૂંકામાં એજ કે જ્યાંસુધી મન નબળું હોય અને માયાનું જોર હોય, ત્યાંસુધી મંત્રને ગુપ્ત રાખવો એ સારી વાત છે અને જ્યારે મંત્ર સિદ્ધ થઈ જાય ને ભક્તિ વધી જાય તથા માયા અનુકૂળ થઈ જાય અથવા મરી જાય ત્યારે પોતાના મંત્રને ફેલાવવો એ ઉત્તમ વાત છે,"

મંત્રનું રહસ્ય સમજાવવા માટે ઠાકુર શ્રીહરનાથ પાગલે બીજી એક વાત એ કહી કે, "મોટા માણુસોને મળવા માટે જે લોકો આવે છે, તે સૌની તેઓ પોતાના ઘરના આગલા ભાગના દીવાનખાનામાં મુલાકાત લે છે. એ દીવાનખાનામાં સૌને આવવાની રજા હોય છે; પણ એ શેઠિયાનો જે સૂવાનો ઓરડો હોય અને જ્યાં જનાનખાનું હોય ત્યાં તો કોઈક ખાસ માણુસનેજ જવા દે છે; તેમજ ખાવુંપીવું, નાચવુંકૂદવું, દેવદર્શન કરવાં, કથાવાર્તા સાંભળવી—એ બધી બહારની ભક્તિમાં બધા લોકોને ભેળવી શકાય છે; પણ પ્રભુ સાથેના પોતાના સંકેતવાળા મંત્રની બાબતમાં તો કોઈકની સાથેજ વાતો થઇ શકે છે; કારણ કે બહારની ભકિત ઘરના દીવાનખાના જેવી છે એટલે તેમાં સૌ આવી શકે; પણ જે મંત્રની વાત છે એ તો સૂવાના ઓરડાના જેવી અંદરની વાત છે, એટલે તેમાં તો બહુ વિશ્વાસુ કોઇકજ માણુસને બોલાવી શકાય છે."

આ પ્રમાણે ઘણા દાખલા દલીલોથી તેમણે મંત્રની ગુપ્તતાનું રહસ્ય સમજાવ્યું હતું.

તા. ૧૦–૯–૧૯૧૩ ને રોજ સાંજને વખતે મહાત્મા શ્રીહરનાથ પાગલ સાથે વાતો થતાં તેમણે કહ્યું કે, "માયાથી ડરો મા; કારણ કે માયા વિનાનું બીજું ઠેકાણુંજ ક્યાં છે ? જ્યાં જશો ત્યાં માયા તો છેજ. માયાથી ભાગીને ક્યાં જઈ શકશો ? માટે માયાથી ડરો મા; પણ એમ સમજો કે, માયા છે તે આપણને પ્રેમ શીખવવા માટે આપણો માસ્તર છે અને જે માસ્તર હોય તે તો જરાક સખ્ત હોયજ; કારણ કે જો માસ્તર સખ્તાઈ રાખે નહિ, તો વિદ્યાર્થીઓ શીખી શકે નહિ; પણ જે વિદ્યાર્થી માસ્તરનો પ્રેમ મેળવી લે તે વિદ્યાર્થીને સોટી ખાવી પડતી નથી; તેમજ જે માણુસો માયાનો પ્રેમ મેળવી લે અને માયાની સાથે કેમ વર્તવું એ વાત જાણી લે, તેને પણ માયા હેરાન કરતી નથી; પણ ઊલટી માયા તેને અનુકૂળ થઈ જાય છે. માટે માયાથી ડરો મા અને માયાની નિંદા કરો મા તથા માયાથી દૂર દૂર ભાગો મા; કારણકે જ્યાં જશો ત્યાં માયારૂપી માસ્તર તો છેજ, એટલે પછી નહિ શીખો તો ક્યાં જશો ? માટે માયાને મા સમજી તેની સાથે પ્રેમભાવથી વર્તો, એટલે તે તમને અડચણકારક થઈ પડશે નહિ.

"ભાઇઓ ! માને ઓળખવા માટે કાંઈ બીજે કોઇ ઠેકાણે શિક્ષણ લેવા જવું પડતું નથી. એ શિક્ષણ તો આપણા ઘરમાંથીજ

મળી શકે છે; કારણ કે ઘરમાંજ સ્કૂલ છે અને ગુરુ પણ ઘરમાંજ છે. જુઓને, તરતનું જન્મેલું છોકરું હોય છે, તે પણ પોતાની માને ઓળખે છે. ફક્ત બેત્રણ દિવસનું છોકરું હોય ને તે રોતું હોય, ત્યારે તેની મા તેની ઉપર હાથ ફેરવે તો તે રોતું અટકી જાય છે. એ છોકરાને કોણ શીખવવા જાય છે કે, આ તારી મા છે ? કુદરતી રીતે એ માટે તેને પ્રેરણા થાય છે અને તે પોતાના માને ઓળખી લે છે. માને ઓળખવા માટે કાંઇ મહેનત પડતી નથી. માની તરફ તો સૌનો કુદરતી રીતેજ પ્રેમ હોય છે; એટલુંજ નહિ પણ શીખવ્યા વિના પણ મા ઉપર પ્રેમ આવી શકે છે, તેથી અમે માને ભજીએ છીએ.

“ જેનું મન ખોટું હોય તે રાજાથી ડરે છે, પણ જેનું દિલ સાચું હોય તેને રાજાથી બીવાનું કાંઇ કારણ નથી. તેમજ જે માણસોનાં મન ખોટાં હોય છે તેઓ માયાથી ડરે છે; પણ જેનાં મન સાચાં છે, તેઓ કાંઇ માયાથી ડરતા નથી. માટે જો માયાથી ન ડરવું હોય તો સાચા મનવાળા થઈ જાઓ, દિલ ખોટું રાખશો ત્યાંસુધી તો ભય રહેશેજ; માટે જો માયાના ભયને મટાડવો હોય તો સાચા દિલવાળા થઈ જાઓ.

“ આ દુનિયા શા માટે છે, તે તમે જાણો છો ? યાદ રાખજો કે, પ્રેમ શીખવા માટેજ આ દુનિયા છે. આ જગતમાં જે કાંઈ છે તે બધું પ્રેમથીજ ભરેલું છે અને દરેક ચહેરામાં પ્રેમ રહેલો છે; માટે સો ઠેકાણેથી અને સો માણસોમાંથી પ્રેમ લેતાં શીખો; કારણ કે પ્રેમનું બળ કેટલું બધું છે, એ સમજવા માટે જુઓ કે, જશોદામાતા શ્રીકૃષ્ણને મારતાં હતાં અને દોરડા વડે બાંધતાં હતાં; છતાં પણ શ્રીકૃષ્ણની ઉપર તેમનો પ્રેમ હતો. એ પ્રેમને લીધે શ્રીકૃષ્ણને યશોદાનો માર પણ વહાલો લાગતો હતો. પ્રેમમાં એવી ખૂબી છે કે, તેથી માર પણ મીઠો લાગે છે અને જે બંધાઇ શકે તેવી વસ્તુ ન હોય તે પણ પ્રેમને લીધે બંધાઇ જાય છે; માટે સો ઠેકાણેથી પ્રેમ શીખો અને સૌની ઉપર પ્રેમ રાખો.

“ ભાઇઓ ! જેની ઉપર પ્રેમ રાખવાનું હું કહું છું, તે શ્રીકૃષ્ણમાં કેટલી બધી શકિત છે એ તમે જાણો છો ? ઇન્દ્ર જ્યારે કોપાયમાન થયો અને પ્રલયકાળના મેઘને તેણે છોડી મૂક્યા, ત્યારે એ પ્રલયનું પાણી તો શ્રીકૃષ્ણની આગળ એક બિંદુ સમાન

થઈ ગયું અને પ્રલયના પાણીથી એક પથ્થર પણ ભીંજાયો નહિ, એવી મહાન શક્તિ શ્રીકૃષ્ણમાં છે અને એ શક્તિ તો બહુજ સ્થૂલશક્તિ છે, એ તો બહુજ નાની શક્તિ છે, એની પારની બીજી અનંત મહાન શક્તિઓ શ્રીકૃષ્ણમાં રહેલી છે. એવી નજરે શ્રીકૃષ્ણને જોતાં શીખો, એમ મારી તમને ભલામણ છે. મતલબ કે તમે શ્રીકૃષ્ણને ઈશ્વર ન કહો પણ આવી પ્રેમની દૃષ્ટિએ શ્રીકૃષ્ણને જુઓ અને તેને પ્રેમરૂપ સમજો; ત્યારેજ ખરો આનંદ આવશે.

## એક પ્રેમી ભક્તની ને એક તપસ્વી ભક્તની વાત

"નારદજી એક દિવસ વૈકુંઠમાં ભગવાન પાસે જતા હતા, ત્યારે રસ્તામાં એક ગાંડો ભગત મળ્યો. તેણે નારદજીને પૂછ્યું કે, 'તમે ક્યાં જાઓ છો?' ત્યારે નારદે કહ્યું કે, 'હું ભગવાન પાસે વૈકુંઠમાં જાઉં છું.' એ સાંભળીને તે પ્રભુપ્રેમમાં મસ્ત થઈ ગયેલા અને ગાંડા બની ગયેલા ભગતે અધીરાઈ બેદરકારીથી કહ્યું કે, 'ભગવાનને કહેજો કે તું હમણાં બે દિવસ થયાં મારે માટે ગાંજો કેમ નથી મોકલતો? હવે ક્યારે મોકલીશ?' તેની એ વાત સાંભળીને નારદને તેની રીતભાત ઉપરથી હસવું આવ્યું; ને એમ લાગ્યું કે, આવા પણ મવાલીઓ પડ્યા છે ને! એને ગાંજો મોકલવા માટે ભગવાન નવરો થઈને બેઠો હશે! આવા પણ મૂર્ખાઓ પડ્યા છે ને! એમ વિચારતાં વિચારતાં નારદજી ચાલવા લાગ્યા, એટલામાં બીજો એક મહાતપસ્વી સાધુ તેમને મળ્યો. તે સાધુ ઊંધે માથે ઝૂલતો હતો ને નીચે અગ્નિ સળગાવ્યો હતો. એ અગ્નિ ઉપર તે ઊંધે માથે લટકતો હતો ને પ્રભુને મળવા સારુ આવું આકરું તપ કરતો હતો. તે તપસીએ નારદને જોઈને કહ્યું કે, 'નારદજી! તમે ભગવાન પાસે જાઓ છો ત્યારે કૃપા કરીને એટલું પૂછી આવજો કે, મારું તપ પ્રભુ પાસે પહોંચ્યું છે કે નહિ?' તેનું એ તપ જોઈને નારદજી બહુ રાજી થયા અને તેમને એમ લાગ્યું કે, આ તપસીનો સંદેશો ભગવાનને આપવો તે વાજબી છે. પેલા ગાંડા ગંજેરીના સંદેશામાં શું વળે? એમ વિચારતા નારદ વૈકુંઠમાં ગયા. ત્યાં તેમને જોઈને ભગવાને તરતજ કહ્યું કે, 'નારદજી! તમે અહીંથી જ્યારે જાઓ ત્યારે તરતજ પેલા ગાંડાને કહેજો કે, 'કાલે હું બહુ કામમાં હતો તેથી તને ગાંજો મોકલી શક્યો નથી.' ભગવાનની એ વાત સાંભળીને નારદજી બહુ અજબ થયા; કારણ કે તેમને એમ લાગ્યું કે, આવા ગાંડા

માણુસ માટે ભગવાન આટલી બધી કાળજી શાની રાખે છે? એ પછી નારદજીએ ભગવાનને કહ્યું કે, 'રસ્તામાં એક તપસી મને મળેલા હતા. તે અગ્નિ ઉપર ઊંધે માથે તપ કરતા હતા.....' આમ વાત કરવા જાય છે એટલામાં ભગવાને નારદજીને કહ્યું કે, 'હમણાં હું બહુ કામમાં છું. એ વાત સાંભળવાની હમણાં મને ફુરસદ નથી.' ભગવાનનો આવો જવાબ સાંભળીને નારદજી વિચારમાં પડી ગયા કે, આ તે છે શું? ભગવાન પણ ગાંડા બની ગયા કે શું? આમ સમજીને નારદે ભગવાનને કહ્યું કે, 'મહારાજ! એવું મોટું શું કામ છે કે આપ એટલા બધા મૂંઝાઈ ગયા છો?' ત્યારે ભગવાને કહ્યું કે, 'સોયના નાકામાંથી હાથીને ખેંચી કાઢવો છે ને તે નીકળતો નથી, એ કામમાં હું હમણાં રોકાઇ ગયેલો છું; માટે મને હમણાં તારી વાત સાંભળવાની ફુરસદ નથી.' એ સાંભળીને નારદને લાગ્યું કે, ભગવાન પણ બડો વિચિત્ર છે. આવાં ઊંધાં ઊંધાં કામોજ કર્યા કરે છે. સોયના નાકામાંથી હાથી કાઢવાની હમણાં તેને શું જરૂર હશે? એ પછી નારદજીને જવાનો વખત થયો, ત્યારે ભગવાને વળી ફરીથી કહ્યું કે, 'જો પેલા મસ્ત રખડતા ભગતને કહેજે કે, તારે માટે આજે હું ગાંજો મોકલી દઇશ' અને પેલા ઊંધે માથે લટકનારા તપસીની તો ભગવાને કાંઇ વાત પણ સાંભળી નહિ. એ પછી નારદ ત્યાંથી ચાલી નીકળ્યા, ત્યારે રસ્તામાં પ્રથમ તપસી બાવા મળ્યા. તેમણે પૂછ્યું કે, 'કેમ નારદજી! મારું તપ ભગવાન પાસે પહોંચ્યું છે કે નહિ, એ તમે ભગવાનને પૂછી આવ્યા?' ત્યારે નારદે કહ્યું કે, 'ભગવાન બહુ કામમાં હતા એટલે એમણે તમારી વાત સાંભળી નથી.' ત્યારે તે તપસીએ કહ્યું કે, 'ભગવાનને એવું તે શું કામ હતું કે મારા તપની વાત સાંભળવાની પણ ફુરસદ ન મળી?' ત્યારે નારદે કહ્યું કે, 'સોયના નાકામાંથી હાથીને ખેંચી કાઢવાનું કામ ભગવાન કરતા હતા ને એ કામ સહેલાઇથી થતું નહોતું, તેથી ભગવાન બહુ મહેનતમાં પડી ગયા હતા, એટલે તેમણે તમારા માટેની વાત સાંભળી નથી.' એ સાંભળીને તે તપસી સાધુએ કહ્યું કે, 'નારાયણ પણ પાગલ થઈ ગયેલો દેખાય છે; સોયના નાકામાંથી તે કાંઇ હાથી જાય? એવી ખોટી મહેનત ભગવાન શા માટે કરતા હશે?' એ પછી નારદજી ત્યાંથી આગળ ચાલ્યા, ત્યારે પેલો ગંજેરી મસ્ત ભગત મળ્યો. તેને નારદજીએ કહ્યું કે, 'ભગવાને

એમ કહેવરાવ્યું છે કે, હું કામમાં હતો તેથી કાલે ગાંજો મોકલી શક્યો નથી, પણ આજે જરૂર મોકલી દઇશ.' ત્યારે તે મસ્ત ભગતે કહ્યું કે, 'તમે ગયા પછી તરતજ ગાંજો તો આવી ગયો છે, પણ ભગવાન એટલા બધા શું કામમાં હતા એ તો જરા કહો.' ત્યારે નારદે કહ્યું કે, 'ભગવાન સોયના નાકામાંથી હાથીને ખેંચી કાઢવાનું કામ કરતા હતા અને એ કામ બનતું નહોતું તેથી તેમાં ભગવાન રોકાઇ રહ્યા હતા.'

"એ સાંભળીને તે મસ્ત ભગત હસી પડ્યો અને નારદને કહેવા લાગ્યો કે, 'નારદજી ! હું તો જાણતો હતો કે તમે ભગવાન પાસે જવાવાળા છો એટલે ભગવાનને ઓળખતા હશો ને તેમની શક્તિઓ જાણતા હશો; પણ અરે હાય ! હાય ! તમારી આ વાત સાંભળીને તમે પણ મને તો મૂર્ખ જેવા લાગો છો; કારણ કે જેણે અનંત બ્રહ્માંડો બનાવ્યાં અને આવું વિશાળ જગત બનાવ્યું, તે ભગવાનને સોયના નાકામાંથી હાથી કાઢવામાં વળી મુશ્કેલી શું ? એ તો તેને મન રમતની વાત છે; એ શું ન કરી શકે ? ભગવાન તો જે ધારે તે કરી શકે.' ભગવાનની શક્તિ માટે તે મસ્ત ભગતની આવી દૃઢ શ્રદ્ધા જોઇને નારદજી આશ્ચર્ય પામ્યા ને ખુશી થયા અને તેમને એમ લાગ્યું કે, આવા ઈશ્વરનો મહિમા સમજી ગયેલા ભગતો માટે પ્રભુ કાળજી રાખે તેમાં કાંઇ નવાઇ નથી; માટે જે કાંઈ સાધન કરો તે ઇશ્વરનો મહિમા સમજીને તેની ઉપરના પ્રેમને ખાતર કરો, એટલે થોડામાંથી પણ તે ઘણું માની લેશે ને પ્રેમ વિના ઘણું કરશો તોપણ તે એની હજૂરમાં પહોંચી શકશે નહિ; તે માટે ભક્તિની જે કાંઇ સાધના કરો તે પ્રેમપૂર્વક અને શ્રદ્ધા રાખીને કરો એજ મારી ભલામણ છે.

"ભાઇઓ ! તમે શાસ્ત્રની વાતો તો ઘણીએ સાંભળી હશે, પણ હવે જરા આ વાતો પણ સાંભળો; કારણ કે દૂધપાકપૂરી તો રોજ રોજ ખાતા હશો, પણ આજે જરા આ દાળરોટલી તો ખાઓ !"

એ પછી હરનાથ બાબુએ કહ્યું કે, "શરાબખાનામાં જેવી નહિ દેખેલી ને નહિ સાંભળેલી વાતો થાય છે, તેવી આ મારી વાતો છે; કારણ કે હું તો પાગલ છું, એટલે જેમ આવ્યું તેમ બોલી નાખું છું. એમાંથી જે તમને ઠીક લાગે તે લેજો એજ મારી વિનતિ છે."

મહાત્મા શ્રીહરનાથ પાગલનાં એક ભક્તરાજ મહારાજે બહુ

વખાણ કર્યાં અને કહ્યું કે, "તમે મુંબઇમાં પધાર્યા તેથી અમને સૌને બહુ લાભ થયો છે." એ સાંભળીને મહાત્મા શ્રીહરનાથજીએ કહ્યું કેઃ–

"હમણાં ગણપતિને પધરાવવા લઈ જાય છે. (તે દિવસ ગણેશને સમુદ્રમાં પધરાવવાની આઠમનો હતો, એટલે ગણપતિની પાલખીઓ નીકળતી જોઇને તેમણે આ દાખલો આપ્યો હતો) લોકો જેમની પૂજા કરે છે તે માટીના ગણપતિની કિંમત તો ચાર ચાર પૈસા છે; પણ તેમને પૂજનારાઓએ પોતાની ભાવનાથી તેમને મોટા સમજીને મોટા બનાવી દીધેલા છે; બાકી કંઈ એ માટીના ગણપતિમાં ખરેખરી મોટાઇ નથી. એ તો થોડી થોડી કિંમતના છે; તેમજ હું પણ એ ગણપતિના જેવોજ છું; પણ તમે સૌએ મને મોટો બનાવી દીધેલો છે."

આ સાંભળીને ભકતરાજ મહારાજે કહ્યું કે, "એમ કાંઇ કોઇના બનાવ્યાથી મહાન બનાય કે? એ તો તમારામાં કાંઇક છે માટે અમે તમને માનીએ છીએ; બાકી લોકો કાંઇ એમ ને એમ માને તેવા નથી."

ત્યારે મહાત્મા શ્રીહરનાથ ઠાકુરે કહ્યું કે, "જે માણસ બહુ ખરાબ હોય તેને પણ ઘણા માણસો મળીને હમેશાં એમ કહે કે, તમે બહુ સારા માણસ છો તો તે સારો માણસ બની જાય છે અને કોઇ બહુ સારા માણસને પણ જો ઘણાં માણસો મળીને વારંવાર એમ કહે કે, તમે ખરાબ માણસ છો તો તે સારો માણસ પણ આગળ જતાં ખરાબ બની જાય છે. આવું લોકોની ભાવનામાં બળ છે, તેથી ઊંચી ભાવનાવડે આપણે બીજાઓને ઊંચે પણ ચડાવી શકીએ છીએ અને આપણી હલકી ભાવના વડે સારા માણસોને પણ આપણે નીચા પાડી શકીએ છીએ. એ બાબત સમજવા માટે નેપોલિયન બોનાપાર્ટનો દાખલો જાણવા લાયક છે. તે જ્યાં જ્યાં જાય તે દરેક ઠેકાણે લોકો તેને વખાણતા અને તે જે જે કામ કરે તે દરેક કામ માટે લોકો તેની સાથે સામેલ થઇ જતા અને હમેશાં નેપોલિયનને સૌ લોકો એમજ કહેતા કે, તમે બહુજ ભારે છો અને તમે જે ધારો તે કરી શકો તેવા છો; તેથી લોકોની એવી મજબૂત ભાવનાવડે નેપોલિયન મોટો માણસ બની ગયો હતો.

"ભાઇઓ! હું તમારી આગળ આ જે કાંઈ વાતો કરું છું

તેમાં મારી કાંઇ ખૂબી નથી; કારણ કે હારમોનિયમ વગાડનાર જે ચાવી દાબે તેવો અવાજ નીકળે છે. એમાં હારમોનિયમની ખૂબી નથી; પણ તેના વગાડનારની ખૂબી છે. તેમજ હું તો હારમોનિયમના જેવો છું, એટલે મારામાં કાંઈ ખૂબી નથી; પણ મને બોલવાની જે પ્રેરણા કરનાર છે, તેનામાં ખૂબી છે."

## સૌ માણસો પ્રભુની નજરમાં સરખા છે તે વિષે

એક વખત મહાત્મા શ્રીહરનાથ બાબુએ એમ કહ્યું કે, "સૌની ઉપર પ્રેમ રાખો અને પ્રભુના રાજ્યમાં સૌને માન આપો, કારણ કે, પ્રભુ જેને જે કામ સોંપે છે, તે કામ તે કરી આપે છે. જેમકે કોઈને ગોવાળનું કામ સોંપ્યું હોય તો તે ગોવાળનું કામ કરી શકે; પણ તેને કહીએ કે હજાર રૂપિયા લઇ આવ તો તે ક્યાંથી લાવી શકે? પણ જેને ઝવેરાતનું કામ સોંપ્યું હોય તેને કહ્યું હોય કે, હજાર રૂપિયા લાવી આપ તો તે ખુશીથી લાવી આપે; તેમજ પ્રભુએ જેને જે કામ સોંપેલું હોય, એટલીજ તેની પાસેથી તે આશા રાખે છે, એટલુંજ નહિ પણ હલકું કે ભારે કામ સોંપે તેથી કાંઇ બાપની નજરમાં પોતાના દીકરા હલકા કે ભારે થઇ જતા નથી. બાપ પોતાના એક દીકરાને ખજાનો સાચવવાનું કામ સોંપે અને બીજા દીકરાને ગટર સાફ કરવાનું કામ સોંપે, તેથી કાંઈ ગટર સાફ કરવાવાળો દીકરો બાપની નજરમાં હલકો લાગતો નથી અને ખજાનો સાચવવાવાળો દીકરો કાંઇ મોટો લાગતો નથી; પણ બાપની નજરમાં તો તે બન્ને દીકરા ઉપર સરખુંજ હેત હોય છે; માટે જુદા જુદા ધંધારોજગાર સારુ કે જુદી જુદી કામગીરી જોઇને કોઇને હલકાભારે ન સમજવા જોઇએ. કારણ કે જગતમાં દરેક ચીજની જરૂર છે; જેમકે હારમોનિયમમાં જે બહુ જાડો સૂર હોય છે તે આપણને ગમતો નથી; પણ તેમ છતાં જો એ સૂરને હારમોનિયમમાંથી કાઢી નાખવામાં આવે તો કાંઈ એ વાજું સંપૂર્ણ ગણાય નહિ. આપણને એ સૂર ગધેડાના અવાજ જેવો લાગે છે, પણ જગતમાં એ સૂર પણ કામનો છે અને એ જાડા સૂર વિના પણ વાજું અધૂરું રહે છે. માટે કોઇને પણ ખરાબ સમજશો મા; પણ જેમ બને તેમ સૌની ઉપર નિર્મળ હૃદયથી ખૂબ પ્રેમ રાખજો."

જાતભાતને લીધે, ધંધારોજગારને લીધે તથા જ્ઞાન-અજ્ઞાનને લીધે કોઇને હલકા સમજશો મા; એટલુંજ નહિ પણ મહાત્મા

શ્રીહરનાથ પાગલ તો એમ પણ કહેતા કે, "જે બહુ મોટા પાપીઓ હોય તેમને પણ ખરાબ સમજશો મા; કારણ કે કદાચ તે આપણી પહેલાં તરી જાય અને આપણે પાછળ રહી જઈએ. એ માટે તેઓએ એમ કહ્યું કે, કેટલાક ચોર લોકો હતા. તેમને પકડવા માટે એક બાદશાહ ગયો, ત્યારે જે ઢીલાપોચા ચોર હતા તે બધા ભાગી ગયા; પણ જે બહુ બહાદુર બહારવટિયા હતા તે બાદશાહની સામે ચાલ્યા આવ્યા. એ જોઇને બાદશાહે તેમને માફી આપી અને ઊલટા તેમને પોતાના મોટા સરદારો બનાવી દીધા; તેમજ બહુ દુર્ગુણી માણસો પણ બહુ મોટા માણસ થઈ પડે છે. જેમકે ગૌરાંગ પ્રભુના વખતમાં જગાઈ, માધાઈ બહુ મોટા પાપીઓ હતા ને તરતજ બહુ મોટા ભગત થઇ ગયા હતા; તેવીજ રીતે અગાઉના વખતમાં કંસ, રાવણ વગેરે પાપીઓ પણ બહુ જલદીથી પ્રભુની હજૂરમાં પહોંચી ગયા હતા. માટે પાપીઓને પણ ખરાબ કે અધમ સમજવા નહિ ને તેઓની ઉપરથી પણ પ્રેમ ઓછો કરવો નહિ."

## સંસારને દુઃખરૂપ ન સમજો

ભાઇઓ ! આ સંસાર છે તેને દુઃખરૂપ ન સમજો; પણ તેને પ્રેમ શીખવાની સ્કૂલ સમજો અને એ સ્કૂલ પ્રભુની શાળા છે અને તે તેણે પોતાને ખર્ચે બનાવી છે એમાં તમારું કાંઇ પણ નથી. એમ સમજીને હું મોટો છું એવો ખ્યાલ ન રાખો, તેમજ હું દુઃખી છું એવો ખ્યાલ પણ ન રાખો; પણ એમજ સમજો કે, આ જગતમાં જે કાંઈ છે તે બધું પ્રભુનુંજ છે, એમ ખાતરીપૂર્વક સમજો ને એવીજ ભાવના રાખો, એટલે જ્યારે એ બધી વસ્તુઓને છોડવી પડે, ત્યારે દુઃખ ન થાય; કારણ કે સ્કૂલ તે કેટલાક દહાડા હોય; અંતે એ સ્કૂલને તો છોડવીજ પડશે, માટે છોડતી વખતે દુઃખ ન થાય એ સારુ એમ સમજી લેવું જોઇએ કે, અમારું કાંઈ નથી પણ જે છે તે બધું પ્રભુનુંજ છે, એમ સમજીને પ્રભુ ઉપર પ્રેમ વધે તેમ કરવું જોઇએ; કારણ કે આ સંસારની સ્કૂલમાં એમ શીખી શકાય છે કે, જે મા ઉપર પ્રેમ રાખ્યો તે મા મરી ગઈ, જે ધન ઉપર પ્રેમ રાખ્યો તે ધન સાથે આવ્યું નહિ, જે બાયડી ઉપર પ્રેમ રાખ્યો તે પ્રેમ પણ છેવટ સુધી ટક્યો નહિ, એ પ્રેમમાં પણ હાર્યો; જે દોસ્તો ઉપર પ્રેમ રાખ્યો તે દોસ્તો પણ ચાલતા થયા અને જે છોકરાં ઉપર પ્રેમ રાખ્યો તેમાં પણ કાંઈ વળ્યું નહિ. આ બધું જોઈ

જાઇને તેમાંથી અંતે એમ સમજાય છે કે, પ્રેમ રાખવા લાયક તો અંતે એક નારાયણુજ છે; માટે તેની ઉપર પ્રેમ રાખવો જોઇએ; કારણુ કે એ પ્રેમ કદી પણુ નાશ ન પામે એવો છે.

હમણાં આપણે પ્રભુને ભજીએ છીએ પણુ તે ભયને લીધે ભજીએ છીએ. જેમકે મનમાંથી એમ ડરીએ છીએ કે, જો પાપ થઈ જશે તો તેની શિક્ષા ખમવી પડશે. એવી રીતે ભયને લીધે ભગવાનને ભજીએ છીએ; પણુ જ્યાંસુધી એવી રીતે ભયથી ભગવાન ભજાય ત્યાંસુધી કાંઇ ખરો લાભ મળતો નથી; પણુ જ્યારે પ્રેમથી ભગવાનને ભજાય, ત્યારે તેની ખૂબી કાંઇક ઓરજ હોય છે. ભયથી ભગવાનને ભજીએ તેમાં બધી જાતના વિધિનિષેધ પાળવા પડે છે; પણુ જ્યારે પ્રેમથી ભગવાનને ભજીએ, ત્યારે કોઇ પણુ જાતના પાપનો ભય રહેતો નથી. જેમકે:—

કૃષ્ણુને માટે ફૂલની માળા બનાવવી હોય, ત્યારે કૃષ્ણુના મંદિર ઉપર ચડીને ફૂલ તોડીએ તોપણુ મનમાંથી પાપનો ભય લાગતો નથી; પણુ એને બદલે પોતાના સ્વાર્થને ખાતર, ભયને લીધે અગર પોતાનું કોઇ કામ સિદ્ધ કરવાને ખાતર જે માણુસો ભગવાનને ભજે છે, તેઓ મંદિરમાં આડાઅવળા બેસતાં પણુ ડરે છે; કારણુ કે તેઓનાં મનમાં પોતાના સ્વાર્થને લીધે પાપનો ભય રહ્યા કરે છે; માટે બધી જાતના ભયને દૂર કરવા સારુ પ્રેમથી પ્રભુને ભજતાં શીખવું જોઇએ; કારણુ કે પ્રેમલક્ષણુા–ભક્તિની વાત કાંઈક ઓર છે–જુદીજ છે. એ માટે મહાત્મા શ્રીહરનાથ પાગલે બીજો એક દાખલો આપ્યો કે:—

“ શ્રીકૃષ્ણુ ગોપીઓની સાથે વૃંદાવનની કુંજોમાં ફરતા હતા, ત્યારે એક ગોપીને પગમાં કાંટો વાગ્યો, તેથી કૃષ્ણુ તેને પોતાના ખભા ઉપર બેસાડવા લાગ્યા. ત્યારે તે ગોપીએ કહ્યું કે, ‘ મારા પગ કાદવવાળા છે તેથી લૂગડાં ખરાબ થશે.’ એ જોઇને શ્રીકૃષ્ણુ પોતાની પાસેની પિછોડીથી તેના પગ લૂછવા લાગ્યા. બંધુઓ ! પ્રેમમાં આવી ખૂબી છે કે, પ્રભુ પોતે પોતાના ભગતોના પગ લૂછવા મંડે છે, એમાં કયાંય વિધિનિષેધ નડતો નથી; માટે તમે કૃષ્ણુને ઈશ્વરરૂપે ન ભજો પણુ તેને મારૂપે ભજો, ગમે તો તેને પિતારૂપે ભજો, ગમે તો તેને પતિરૂપે ભજો, ગમે તો તેને સ્રીરૂપે ભજો, ગમે તો તેને મિત્રરૂપે ભજો અને ગમે તો તેને તમારા માલિક તરીકે ભજો; પણુ કોઇ રીતે તેને પ્રેમથી ભજો; કારણુ કે પ્રેમ એ બહુજ મોટી

વાત છે." આની આ વાત હજી વધારે ચોખ્ખી રીતે સમજાવવા માટે તેમણે કહ્યું કેઃ–

"શ્રીકૃષ્ણના રાજ્યમાં બધા નિયમો છે, પણ ખુદ શ્રીકૃષ્ણની પોતાની પાસે જો પહોંચીએ તો ત્યાં કાંઈ નિયમો નથી. જેમકે અહીં જેટલો આપણને હમણાં આપણા શહેનશાહનો ભય છે, તેટલો ભય જો તેની સાથે દોસ્તી થઈ જાય ને તેની પાસે વિલાયતમાં હોઇએ, તો ત્યાં કાંઇ તેનો એટલો ભય લાગતો નથી. અહીં રાજા માટે કાંઇક વાત કરતાં પણ આપણને વિચાર કરવો પડે છે; પણ ત્યાં રાજા સામો મળી જાય અને ત્યાં કદી ભીડાભીડમાં કોઇ માણસને જરા ધક્કો વાગી જાય તોપણ તે ગુસ્સે થતા નથી; તેમજ જ્યાંસુધી આપણે શ્રીકૃષ્ણને ઈશ્વર માની તેના રાજ્યમાં હોઇએ છીએ ને તેનાથી દૂર દૂર રહીએ છીએ, ત્યાંસુધી તેનો આપણને ભય લાગ્યા કરે છે; પણ જ્યારે આપણે શ્રીકૃષ્ણ ઉપર પ્રેમ રાખીએ અને તેની પાસે પહોંચી જઇએ ને તેના ઓળખાણવાળા બની જઇએ તથા તેના સ્નેહી બની જઇએ, ત્યારે પછી કોઈ જાતનો ભય રહેતો નથી કે ખોટી આદત રહેતી નથી; પણ એ પછી તો તેની સાથે તેના આનંદો ભોગવી શકાય છે. એટલા માટે આપણે પ્રેમથી પ્રભુને ભજતાં શીખવું જોઇએ."

પ્રેમનો પ્રકાશ બતાવવા માટે હરનાથ બાબુએ કહ્યું કે, "ભગવાનનું જે વિરાટસ્વરૂપ છે તે તેનું રાજત્વ છે એટલે એ સ્વરૂપ જોવાથી ઊલટો ભય લાગે છે. જેમકે અર્જુનને જ્યારે શ્રીકૃષ્ણે પોતાનું વિરાટસ્વરૂપ દેખાડયું ત્યારે તેને બહુ ભય લાગ્યો હતો, તેથી અર્જુને એમ પ્રાર્થના કરી હતી કે, હે પ્રભુ! હવે મને તમારું પાછું અસલનું સ્વરૂપ દેખાડો, કારણ કે શ્રીકૃષ્ણનું પોતાનું જે અસલ સ્વરૂપ છે તે પ્રેમરૂપ છે ને આનંદસ્વરૂપ છે; પણ તેનું જે વિરાટસ્વરૂપ છે તે ખ્યાલમાં ન આવે તેવું અને ભય ઉપજાવે તેવું છે. જેમકે રાજાની પોતાની અંદર કાંઈ ભય નથી અને તે જ્યારે પોતાના મહેલમાં પોતાના મિત્રોની સાથે બેઠેલો હોય, ત્યારે તેની પાસે કાંઇ હથિયારો હોતાં નથી, પણ રાજાનું જે રાજત્વ છે તેમાં તેની સત્તાનો ઉપયોગ થાય છે અને તેમાં કાયદા પાળવા પડે છે તથા તેમાં ભય રહેલો છે, પણ રાજાની પોતાની પાસે કાંઇ એ બધું હોતું નથી. તેમજ ભગવાનના વિરાટસ્વરૂપમાં બધા કાયદાઓ છે અને ભય છે, પણ પ્રભુના પ્રેમસ્વરૂપમાં કાંઈ એ

બધું નથી. ત્યાં તો સત્-ચિત્ ને આનંદજ છે, માટે આપણે પ્રેમરૂપે પ્રભુને ભજવા જોઇએ અને ખુદ કૃષ્ણની પાસે પહોંચવું જોઇએ."

વ્રજ માટે વાત થતાં તેમણે કહ્યું કે, "વ્રજની ભૂમિમાં હમેશાં આનંદજ રહે છે; કારણ કે ત્યાં હમેશાં જુગલકિશોર રહે છે, તેથી તેની અંદરથી આત્માને આનંદ મળ્યા કરે છે." બીજું વ્રજ માટે તેમણે એ કહ્યું કે, "જ્યાં પ્રભુ રહે ત્યાં ગોલોક છે .અને જ્યાં પ્રભુ રહે તે વૃંદાવન છે તથા પ્રભુ વ્યાપકરૂપે આખા બ્રહ્માંડમાં રહે છે માટે આખું વિશ્વ તે વૃંદાવન છે; પણ તેમાં એટલી વાત જાણવા જેવી છે કે જેમ ભગવાનની મૂર્તિ એ ભગવાનની છાયા છે, તેમજ અહીંનું જે વૃંદાવન છે તે અસલના વૃંદાવનની છાયા છે, પણ ખરું વૃંદાવન તો જ્યાં શ્રીકૃષ્ણ છે ત્યાંજ છે."

એ પછી નામસ્મરણ માટે તેમણે કહ્યું કે, "પ્રભુનું નામ પ્રેમપૂર્વક જો જરાવાર લેવાય તો બસ છે; ઉપાધિવાળા ગૃહસ્થ લોકોએ કાંઇ આખો દિવસ નામ લેવાની જરૂર નથી. માત્ર તેની ઇચ્છાને આધીન થઈને રહેતાં આવડે એજ બસ છે. નામ થોડું લેવાય તો કાંઇ ફિકર નહિ પણ જેટલી વાર નામ લેવાય તેટલી વાર ચિત્તની એકાગ્રતાથી અને પૂર્ણ પ્રેમથી લેવાવું જોઇએ."

એ સાંભળીને ત્યાં બેઠેલા ભક્તરાજ મહારાજે કહ્યું કે, "મહારાજ! લોકોને એવી છૂટ ન આપો તેઓને તો એટલુંજ જોઈએ છે; જો એમ કહેશો તો લોકો વધારે મહેનત નહિ કરે."

ત્યારે મહાત્મા શ્રીહરનાથજીએ કહ્યું કે," ઘણી ચીજો બહુ સારી હોય છે, પણ જેનો જેટલો અધિકાર હોય તેટલુંજ તેનાથી લઇ શકાય છે. જેમકે હું કદી હમણાં આખા શરીર ઉપર ખૂબ ઊંચા ઊંચા હીરાના દાગીના પહેરીને નીકળું અને રસ્તા ઉપર ઊભો રહીને લોકોને કહું કે, જુઓ, આ હીરાના દાગીના કેવા સારા છે? કેવા શોભે છે? અને કેટલા બધા કીમતી છે માટે તમે સૌ એવા દાગીના લઇને પહેરો તો ઘણુંજ સારું; પણ બધા લોકો એવા દાગીના લાવે ક્યાંથી ને પહેરે ક્યાંથી ? કારણ કે જેનો જેટલો અધિકાર હોય તેટલુંજ તેનાથી લઇ શકાય છે, માટે એમાં કાંઈ ખાસ ડરવા જેવું નથી."

મહાત્મા શ્રીહરનાથ બાબુ મુંબઇમાં આવેલા ત્યારે છેલ્લા ત્રણ દિવસમાં તેમની સાથે જે વાતો થઇ તેનો સારાંશ ઉપર મુજબ

જણાવેલો છે. એ સિવાય દરરોજ ઘણાં માણસો સાથે ઘણીએ જાણવા જેવી વાતો તેઓ કર્યાં કરતા હતા, પણ એ બધી વાતોની નોંધ લીધેલી નથી. જુદા જુદા ત્રણ દિવસની અંદર સવાર તથા સાંજે મળીને આશરે છ કલાક તેમની પાસે વાતો થઇ હશે, તેનો આ બધો સારાંશ છે અને તે લખવાનો હેતુ એ છે કે, જે માણસોને તેમના સમાગમનો લાભ ન મળ્યો, તેમને પણ એ મહાત્માના ઉપદેશનો લાભ મળી શકે, તે માટે આ બધી વાતો લખેલી છે.

છેવટે વાંચનાર બંધુઓને એજ વિનતિ કરવાની છે કે, જો કોઇ મહાત્મા કે મોટા માણસનો સમાગમ થાય અને તેમાં જે જે જાણવાલાયક વાતો થાય તેની નોંધ કરી રાખી હોય અને તે બહાર પાડી હોય તો ઘણા લોકોને તેનો લાભ મળે; માટે જેને જેને એવી તક મળે તેને બીજાં ભાઈબહેનોને તેનો લાભ આપવા વિનતિ કરું છું.

(૫)

મહાત્મા શ્રીહરનાથ બાબુ મુંબઈથી જે દિવસે જવાના હતા, તે દિવસે એક ભક્તરાજ મહારાજે તેમને કહ્યું કે, "મહારાજ! હવે તમે અહીંથી આજે જવાના છો, પણ અમારે શું કરવું તેનો કાંઈક ઉપાય બતાવતા જાઓ."

ત્યારે હરનાથ બાબુજીએ કહ્યું કે, "ભગવાનનું નામ લેવું એજ કરવા લાયક છે, ભગવાનનું નામ ભગવાન કરતાં પણ મોટું છે અને એમાંથી જે ધારીએ તે થઇ શકે તેમ છે."

એ પછી તે ભકતરાજ મહારાજે હરનાથ બાબુને પૂછયું કે, "હવે પાછા અમે સૌ આપની પાસે કયારે આવીએ?" ત્યારે હરનાથ બાબુએ કહ્યું કે, "જયારે આવવા માટે તમારું દિલ તલસે ત્યારે આવો અને જો તમારું દિલ આવવાનું ન થાય તો આવવાની જરૂર નથી. શ્રીકૃષ્ણે ગોપીઓને કહ્યું હતું કે, તમે મારી પાછળ જંગલમાં ટાઢતડકામાં ન આવો; પણ ગોપીઓનું દિલ શ્રીકૃષ્ણ માટે તરફડતું હતું એટલે તેઓ ત્યાં જવા માટે ટાઢતડકાથી કેમ અટકે અને જંગલથી પણ કેમ ડરે? તેમજ તેમને રોકવા માટે તેમના ઘર તરફથી જે જે અડચણો થતી હતી, તે બધી અડચણોને દૂર કરીને તેઓ શ્રીકૃષ્ણ પાસે જતી હતી; કારણ કે શ્રીકૃષ્ણ માટે તેમનું દિલ તરફડતું હતું. મતલબ કે મહાત્માઓ પાસે જવામાં

તથા મંદિરોમાં જવામાં દિલ તરફડે અને અંદરથી એવી સ્ફુરણા થાય તો તે કામનું છે; પણ જો પ્રેમ ન હોય-ઉમળકો ન હોય તો જવાથી કાંઇ ખાસ ફાયદો નથી."

એ પછી તે ભકતરાજ મહારાજે મહાત્મા શ્રીહરનાથ પાગલને કહ્યુ કે, "અમારામાં તો પ્રભુપ્રેમ આવે છે ને પાછો જતો રહે છે, પણ સદાય હૃદયમાં પ્રેમ રહે એવા તો તમે છો." ત્યારે હરનાથ બાબુએ કહ્યું કે, "એ બધું તમારા સંગથી; કારણ કે તમે પારસ છો અને હું તો લોઢું છું." હરનાથ બાબુ સમર્થ મહાત્મા છે છતાં પણ તેમનામાં આટલી બધી દીનતા છે અને તેઓ બીજાં લાયક માણસોને આટલું બધું માન આપે છે એ તેમની ખૂબી જોવાલાયક છે અને તેમને દીનતાની વાતો એટલી બધી આવડે છે કે, તેમની નમ્રતા જોઇને આપણને અજાયબી લાગ્યા વિના રહે નહિ.

એ પછી તે ભક્તરાજ મહારાજે કહ્યું કે, "મહાત્મા તો ઘણાએ જોઇએ છીએ પણ તમારી ખૂબી કાંઇ ઓરજ છે."

એ સાંભળીને હરનાથ બાબુએ કહ્યું કે, "એ ખૂબી મારામાં નથી; પણ એ ખૂબી તો તમારી આંખમાં છે." એ પછી હરનાથ બાબુ પાસે તે ભક્તરાજ મહારાજની મંડળીના તથા બીજા જે જે ભાવિક માણસો બેઠેલા હતા, તેમનો પ્રેમભાવ જોઇને બહુ રાજી થઇને હરનાથ બાબુએ કહ્યું કે, "અહીંના માણસો તો સ્વર્ગમાંથી આવેલા દેવો છે. મને તો એમ લાગે છે કે, આ બધા માણસો દેવોના જેવા છે." હરનાથ પાગલ એ પ્રેમની મૂર્તિ છે, એટલે તેઓ માણસોને જોવામાં કાંઇક જુદીજ દૃષ્ટિ વાપરે છે, એટલે તે-મના પ્રેમના દૂરબીનમાં જે વસ્તુ હોય તે કરતાં તેમને ઘણીજ મોટી દેખાઇ જાય છે, અથવા તો આપણામાં પ્રેમ ઓછો હોય તેને લીધે મોટી વસ્તુ પણ આપણને નાની નાની દેખાયા કરતી હોય, એ પણ બનવાજોગ છે.

એક વખત મહાત્મા શ્રીહરનાથ બાબુને ભક્તરાજ મહારાજ પગે લાગ્યા ત્યારે હરનાથ બાબુએ કહ્યું કે, "મને પગે લાગવાની જરૂર નથી, તમે પગે લાગવા જોગ છો." ત્યારે તે ભક્તરાજે કહ્યું કે, "આપ મોટા છો." ત્યારે હરનાથજીએ કહ્યું કે, "જેનું દિલ મોટું છે, તે મોટો છે ને તે અમીર છે. ઉંમર મોટી હોય તેથી કાંઈ પીર થવાતું નથી, પણ ગમે તો બાળક હોય છતાં પણ જો

તેનામાં પ્રભુપ્રેમ હોય તો તે પીર છે. મતલબ કે ઉંમર કાંઈ પૂજવા લાયક નથી, પણ પૂજવા લાયક તો પ્રભુપ્રેમ છે."

એ પછી હરનાથ બાબુને ભક્તરાજ મહારાજે કહ્યું કે, "મહારાજ! હવે આજે આપ અહીંથી જવાના છો, માટે અમને કાંઇક ઉપદેશ આપતા જાઓ."

ત્યારે હરનાથ બાબુએ કહ્યું કે, "આપણાથી ભૂલો થાય છે ને પાપ થાય છે; માટે પ્રભુનું નામ લેવાની જરૂર છે; કારણ કે પ્રભુના નામથી પાપ કપાઈ જાય છે; પણ જો ભૂલ ન થતી હોય તો નામ લેવાની પણ જરૂર નથી; કારણ કે જે ઘોડો સરખો ન ચાલે તેને ચાબુકની જરૂર છે; પણ જે ઘોડો સીધી રીતે બરોબર ચાલ્યો જાય, તેને ચાબુકની જરૂર નથી; મતલબ કે જ્યાંસુધી મન કાચું હોય અને માયાની ઉપાધિને લીધે ભૂલો થતી હોય, ત્યાંસુધી ભજન કરવાની જરૂર છે; પણ જ્યારે નિર્દોષ જીવન ગાળતાં આવડે, જ્યારે પ્રભુની અંદર પ્રભુમય થઈને જીવન ગાળતાં આવડે અને જ્યારે પોતાના સ્વરૂપમાં સ્થિતિ કરીને રહેતાં આવડે, ત્યારે બહારનું ભજન કરવાની જરૂર નથી; કારણ કે મનને વશ કરવા માટે ભજન કરવાનું છે, એટલે ભજન એ પણ મનને કબજામાં રાખનાર ચાબુક છે; માટે જેનું મન ઠરી ગયું હોય અને જેનું મન અંદરથી મરી ગયું હોય તેને ભજનની જરૂર નથી; કારણ કે તે ભજન કરતાં પણ વધારે ઊંચી દશામાં રહી શકે છે; પણ યાદ રાખજો કે, આ વાતો કાંઇ સામાન્ય માણસોને માટે નથી; પણ આ વાતો તો બહુજ આગળ વધેલા મહાત્માઓને માટે છે. દરેક માણસે પોતાની સ્થિતિના પ્રમાણમાં ધ્યાનભજન તરફ મનને વાળવું જોઇએ અને પવિત્ર જીવન ગાળવું જોઇએ."

કોઈ માણસ થોડું ભજન કરે તોપણ તે ઝાઝું ગણાય છે અને કોઇ માણસ ઝાઝું ભજન કરે તોપણ તે થોડું ગણાય છે; કારણ કે ભજનનો આધાર દરેક માણસની સ્થિતિ ઉપર છે એ વાત બરોબર રીતે સમજાવવા માટે તેમણે કહ્યું કેઃ—

"એક વખત નારદજીને એવું અભિમાન થયું કે, 'હું ઘણી વધારે ભક્તિ કરું છું અને મારાથી જેટલું ભજન બને છે, તેટલું ભજન બીજા કોઇથી બનતું નથી.' એમ ધારીને એક દિવસ તેમણે ભગવાનને પૂછ્યું કે, 'મારા કરતાં વધારે ભજન કરવાવાળો તમારો કોઇ પરમ ભક્ત છે?'

"ત્યારે ભગવાને કહ્યું કે, 'હા, એક ગામડિયો શૂદ્ર જાતિનો માણસ છે. તે તમારા કરતાં ઘણું વધારે ભજન કરે છે." એ સાંભળી નારદજીને બહુ અજાયબી લાગી અને મનમાં એમ લાગ્યું કે, 'શું એક અજ્ઞાન ગામડિયો મારા કરતાં વધારે ભજન કરી શકે? એ બનેજ કેમ? માટે મારે તેની ખાતરી કરવી જોઇએ.' પછી નારદજી તે ગામડિયા ખેડૂત જાટની પાસે ગયા. ત્યાં જઇને જુએ છે તો એ ગામડિયો જાટ ભગત બહુજ ઉપાધિમાં રહેલો દેખાયો. એક તરફ છોકરાંઓ 'બાપા, બાપા' કરતાં હતાં; બીજી તરફ ઘરમાં દાણા થઇ રહેવાથી બાયડી કહેતી હતી, 'આજે જુવાર થઈ રહી છે, લાવશો ત્યારે રોટલા ઘડાશે.' એક તરફ બળદો તથા ગાયોને સીમમાં લઇ જવાની ઉતાવળ હતી. આવી સ્થિતિમાં એ જાટ બિચારો ભગવાનનું જરા પણ સ્મરણ કરી શકતો નહિ. એ પછી રાતના જ્યારે તે જાટ સૂવા ગયો, ત્યારે ત્રણ વખત ભગવાનનું નામ લીધું. બાકી આખા દિવસમાં જરા વાર પણ તેણે ભગવાનને યાદ કર્યા નહોતા. એ જોઇને નારદને લાગ્યું કે, 'હું તો આખો દિવસ ભજન કરું છું અને આ ખેડૂતે તો આખા દિવસમાં માત્ર ત્રણજ વાર ભગવાનનું નામ લીધું છે; અને તેમ છતાં ભગવાન કહે છે કે તે ભગત બહુ મોટો છે; માટે હવે આ બાબતનો ખુલાસો મેળવવો જોઇએ.' એમ ધારીને નારદજી પાછા ભગવાન પાસે ગયા અને કહ્યું કે, 'એ ગામડિયો ખેડૂત કાંઈ મારા જેટલું તમારું ભજન કરતો નથી; એ તો આખો દિવસ બહુજ ઉપાધિમાં રહે છે ને તેમ છતાં તમે એને મોટો ભગત કહો છો તેનું કારણ શું?'

"ત્યારે ભગવાને નારદને કહ્યું કે, 'આ એક અમૃતનો પ્યાલો છે, તે હાથમાં લઇને અમુક ઠેકાણે જઇ આવો. એ પ્યાલામાંથી એક ટીપું પણ નીચે ન પડી જાય એ સંભાળજો.' એ પ્યાલો છલો-છલ ભરેલો હતો. જો જરાક પણ હાથ હાલી જાય તો તે પ્યાલા-માંથી અમૃત ઢોળાઇ જાય તેમ હતું, એટલે નારદજીને એ પ્યાલો સાચવવા માટે બહુજ ફિકર રાખવી પડી અને પોતાનું બધું ધ્યાન એ પ્યાલામાંજ રાખવું પડ્યું. એ પછી તે પ્યાલો લઇને નારદજી ભગવાન પાસે પાછા આવ્યા, ત્યારે ભગવાને પૂછ્યું કે, 'તમે એ પ્યાલો લઇ ગયા ત્યારથી હમણાં સુધીમાં કેટલીવાર તમે મારું નામ સ્મરણ કર્યું છે?'

"ત્યારે નારદે કહ્યું કે, 'મહારાજ! આજે તો એકે વખત તમારું નામ લેવાયું નથી; કારણ કે હું તે પ્યાલો સાચવવાની ઉપાધિમાં હતો, એટલે મારું બધું ધ્યાન તેમાંનું અમૃત ઢોળાઇ જાય નહિ તે ઉપરજ હતું, એટલે કાંઇ સ્મરણ બની શકયું નથી.'

"એ સાંભળીને ભગવાને નારદને કહ્યું કે, 'માત્ર એક પ્યાલો તમને સાચવવા આપ્યો તેમાં પણ તમને મોટી ઉપાધિ થઇ પડી અને તમે એકે વખત મારું નામ ન લઇ શકયા, ત્યારે એ ગરીબડો જાટ ભગત કેટલી બધી ઉપાધિઓમાં છે અને તેમ છતાં મારું નામ યાદ કરે છે એ શું થોડી વાત છે? તમારા જેવો ઉપાધિ વિનાનો માણસ વધારે વાર ભજન કરે તેમાં નવાઇ શું? પણ અનેક જાતની ઉપાધિ છતાં ભજન કરવું એજ મોટી વાત છે.' ભગવાનની એ વાત સાંભળીને નારદજીને પોતાની ભૂલ સમજાઈ અને 'હું સૌથી વધારે ભજન કરું છું' એ મોહ મટી ગયો."

## સિદ્ધદશામાં બહારનું ભજન બહુ ઓછું કરવું પડે છે તેનાં કારણો

આ વાત સાંભળીને ભક્તરાજ મહારાજે હરનાથ બાબુને કહ્યું કે, "મહારાજ! આવી વાતો અમને કહો મા; કારણ કે એક તો અમે ભજન કરવાની બાબતમાં આળસુ છીએજ અને તેમાં વળી જો તમે આવો ઉપદેશ દેશો તો તો ઊલટા લોકો મોળા પડી જશે."

ત્યારે મહાત્મા શ્રીહરનાથ બાબુએ કહ્યું કે, "જયાંસુધી પ્રભુનું નામ લેવાની બાબતમાં આપણે ગરીબ છીએ, ત્યાંસુધી તો તેના નામનું ખૂબ સ્મરણ કરવું જોઇએ; કારણ કે જયાંસુધી આપણે ગરીબ છીએ, ત્યાંસુધી થોડા ભજનથી તૃપ્તિ થાય નહિ. જેમકે ગરીબોને ઝાઝું ખાવા જોઇએ છે અને અમીરોને બહુ થોડું ખાવા જોઇએ છે. તેઓ બહુ થોડું ખાય તોપણ તેઓને તૃપ્તિ થઇ જાય છે અને ગરીબો ઘણુંએ ખાય તોપણ તેઓને અસંતોષ રહ્યા કરે છે; તેમજ જયાંસુધી નામસ્મરણનો ખૂબ ખજાનો આપણી પાસે ભરેલો નથી, ત્યાંસુધી એ બાબતમાં આપણે ગરીબ છીએ; માટે આપણે ખૂબ સ્મરણ કરવું જોઇએ, પણ એ ખજાનો જેની પાસે ખૂબ ભરેલો હોય તેને પછી એ માટે એટલી બધી કાળજી રાખવી પડતી નથી; કારણ કે જે નાનાં ઝાડ હોય તેને દિવસમાં બેચાર વખત પાણી પાવું પડે છે, પણ એજ ઝાડ

જ્યારે બહુ મોટાં થઇ જાય અને તેનાં મૂળ ઊંડાં જમીનમાં પાણી સુધી પહોંચી જાય, ત્યાર પછી તેને બહારથી પાણી પાવાની જરૂર રહેતી નથી; તેમજ જે શરૂઆતના ભગતો હોય, જે કાચા ભગતો હોય અને જે નામસ્મરણની મૂડી વિનાના હોય, તેવા ભગતોએ ખૂબ નામસ્મરણ કરવું જોઈએ; પણ જે ભગત પ્રભુ સુધી પહોંચી જાય તેને પછી એવી રીતે એટલે કે શરૂઆતના ભગતોની પેઠે નામસ્મરણ કરવાની જરૂર નથી; કારણ કે એવા સિદ્ધ થઇ ગયેલા મહાત્માઓની ભજન કરવાની રીતિ કાંઈક જુદીજ હોય છે. આવી રીતે મોટા ભગતોની વચ્ચે અને શરૂઆતના નામ લેનારાઓની વચ્ચે ઘણો તફાવત છે; માટે દરેક માણસોએ પોતાની સ્થિતિના પ્રમાણમાં પોતાનાથી જેટલું બની શકે તેટલું ભગવાનનું સ્મરણ કરવું જોઇએ. એ બાબતમાં જરા પણ આળસ ન રાખવું જોઇએ."

એ પછી ભકતરાજ મહારાજની મંડળી હરનાથ બાબુ પાસેથી ઊઠી હતી અને તેજ દિવસે રાતની ગાડીમાં હરનાથ બાબુ કલકત્તા તરફ પોતાને ગામ જવા મુંબઈથી રવાના થયા હતા.



# केटलीक प्रभुप्रार्थनाओ

૧–હે નાથ ! અમારા ધણી તમે છો, તમે અમારા સ્વામી છો અને અમે તમારા સેવક છીએ. પ્રભુ ! આ જગત તેમજ બીજાં અનંત જગતોમાં રહેલા અગણિત જીવોને તમે જેમ ચલાવો છો તેમ તેઓ ચાલે છે; માટે અમે પણ તમારા દાસો ઘણીજ દીનતાથી તમે જેમ રાખો તેમ રહેવાને તૈયાર છીએ.

૨–અમે અમારા કોર્ટના મુકદ્દમા માટે જેમ વકીલ ઉપર આધાર રાખીએ છીએ અને મંદવાડ વખતે જેમ દાક્તર ઉપર આધાર રાખીએ છીએ, તેમ અમારી આખી જિંદગી, હે હરિ! તમારે હાથ સોંપીએ છીએ; માટે જેમ તમારી કૃપાળુ નજરમાં આવે તેમ અમારું–શરણાગત જીવોનું કરો.

૩–લશ્કરના સિપાઈઓને જો તેઓનો સરદાર ચાલવાનું કહે તો ચાલે છે, દોડવાનું કહે તો દોડે છે અને ઊભા રહેવાનું કહે તો જેમ ઊભા રહે છે; તેમ હે પ્રભુ ! અમે પણ તમારા સિપાઇઓ છીએ અને તમે જેમ હુકમ કરશો તેમ હુકમ ઉઠાવવાને તૈયાર છીએ.

૪–અરે, આ તે શું કહેવાય ? ચંદ્રમાં શીતળતા ને મારા અંતરમાં અગ્નિ ? સૂર્યમાં પ્રકાશ ને મારી બુદ્ધિમાં અંધારું ? સમુદ્રની લહેરો પણ કિનારા તરફ દોડે અને હું કિનારાથી દૂર દૂરજ થતો જાઉં ? ધૂળનાં રજકણો પણ આકાશમાં ઊડે અને હું અહીંનો અહીં ? શું મારા વિચારમાં, મારા આચારમાં ને મારી ક્રિયામાં હું જરાએ આગળ વધી ન શકું ? જરાએ ઊંચે ન ઊડી શકું ? જરાએ મોટો ન થઇ શકું ? અને જરાએ અસલપણું ન મેળવી શકું ? ત્યારે મારો આત્મા મને શું કામનો ?

૫–હે પ્રભુ ! તેં સૂર્યને તેજ આપ્યું છે, તેવું તેજ મારી બુદ્ધિમાં આપ; તેં આકાશને વિશાળતા આપી છે એવી વિશાળતા આ દેહમાં પુરાઇ રહેલા મારા આત્માને આપ; તેં ચંદ્રને શીતળતા આપી છે એવી શાંતિ મારા અંતરમાં આપ; તેં પર્વતોને સ્થિરતા આપી છે એવી સ્થિરતા મારા મનને આપ; તેં પક્ષીઓને ઊડવા માટે પાંખો આપી છે તેમ મારા આત્માને સ્વર્ગમાં ઊડવાનું બળ આપ; તેં સમુદ્રને ગંભીરતા આપી છે તેવી મારી વર્તણુકમાં ગંભીરતા આપ.

૬–હે પ્રભુ! અમને અમારાં માબાપ, ભાઈબહેન, બાયડી-છોકરાં વગેરેના વિયોગથી જેવી લાગણી થાય છે ને જેવું રોવું આવે છે, તેવી તારે માટે લાગણી થાય અને તારા વિયોગ સારુ રોવું આવે એમ તે ક્યારે થશે? નજીવી ચીજોમાં ને મશ્કરીમાં અમને હસવું આવે છે, તેને બદલે તારે માટે અમે હસતા થઈએ તારે માટે અમારાં મોઢાં મલકાયા કરે અને તારે માટે અમારાં અંતર હસી રહે એમ તે ક્યારે થશે? નાટકોમાં ને રમતોમાં અમને જેવો આનંદ થાય છે, તેવો આનંદ તારા જ્ઞાનમાં ને તારી ભક્તિમાં થાય એવા દિવસ તે હવે ક્યારે આવશે?

૭–હે પ્રભુ! હું તે શું કરું? તારી ઉપર મારો જે પ્રેમ છે, તે પ્રેમની આસપાસ કામ–ક્રોધ વગેરે રાક્ષસો, સારુંનરસું વગેરે ઇચ્છાઓના જુસ્સાઓ, મોજશોખ તથા માનમરતબાની લાલચો, મારું–તારું કરનારી જુદાઈની લાગણીઓ, હું કાંઇક કરું છું એવું અભિમાન, તને પામવાના માર્ગમાં જુદા જુદા મતવાદીઓએ આડા મૂકી દીધેલા પથરાઓ, શાસ્ત્રની કેટલીક વાતો મનાય અને કેટલીક ન મનાય એવા મનમાં ઠસી ગયેલા સંસ્કારો અને વંશ-પરંપરાનું અજ્ઞાન તથા બગડેલી દુનિયાની સંગતિ વગેરે એટલી બધી અડચણો છે કે, એ ભીડાભીડમાંથી તારી પાસે આવવાનો મારી ઇચ્છાને પણ માર્ગ મળતો નથી. અરે પ્રભુ! મારો ઉદ્ધાર તે કેમ થશે?

૮–અરે! અમે તે શું અપરાધ કર્યો છે કે તું ઝાડમાં નાચે, પાણીમાં નાચે, આકાશમાં રમે ને અમારા અંતરમાં નહિ?



# सारां पुस्तको एटले शुं?

"બંધુઓ! સારાં પુસ્તકો એટલે શું, એ તમે જાણો છો? સારાં પુસ્તકોની કિંમત તમે સમજો છો? ભાઈ! હજી આપણે એ નથી સમજતા. જો સમજતા હોઈએ તો આપણી હાલત આવી ન હોય. મને તો લાગે છે કે જ્ઞાન એ આકાશ છે અને પુસ્તકો એ તેમાં શોભી રહેલા ચળકતા તારાઓ છે; જ્ઞાન એ સમુદ્ર છે અને પુસ્તકો તે એ સમુદ્રનો લાભ લઈ શકાય તેવાં વહાણો છે; જ્ઞાન એ સૂર્ય છે અને આપણા ઘરમાં આવી શકે એવો તેનો પ્રકાશ પુસ્તકો છે; જ્ઞાન એ સોનાની ખાણ છે અને પુસ્તકો તે તેમાંથી બનાવેલા આપણને બંધબેસતા થાય તેવા દાગીના છે; જ્ઞાન એ મોટામાં મોટી કીમતી નોટો છે અને પુસ્તકો તે આપણા રોજના ઉપયોગમાં આવી શકે એવા ચલણી સિક્કાઓ છે; જ્ઞાન એ વાયુ છે અને પુસ્તકો તે એ વાયુને ખેંચી લાવી ઠંડક આપનારા પંખાઓ છે; જ્ઞાન એ અગ્નિ છે અને પુસ્તકો તે એ અગ્નિવડે પ્રકટાવેલા દીવા છે; જ્ઞાન એ પૃથ્વી છે અને પુસ્તકો તે આપણને રહેવાલાયક મકાનો છે; જ્ઞાન તે અનાજનો ભંડાર છે અને પુસ્તકો તે રોટલા છે; જ્ઞાન એ મેઘ છે અને પુસ્તકો તે આપણા ઘરમાં રહી શકે તેવાં પાણીભરેલાં માટલાં છે; તેમજ જ્ઞાન તે સર્વશક્તિમાન પરમાત્મા છે અને પુસ્તકો તે એનો રસ્તો દેખાડનારા પૂજનીય દેવો છે. આમ હોવાથી મને એમ લાગે છે કે સારાં પુસ્તકોનો ફેલાવો કરવો એ સૌથી મોટામાં મોટું પુણ્યનું કામ છે; એ સૌથી ઉત્તમમાં ઉત્તમ ધર્મ છે; એ સૌથી મોટામાં મોટી સેવા છે અને બીજી ઘણી જાતની ઉકાંઠ કરતાં એ સૌથી સાચામાં સાચો રસ્તો છે; માટે હું તો સૌ ભાઈઓને એજ વિનતિ કરું છું કે જેમ બને તેમ સારામાં સારાં પુસ્તકો સસ્તામાં સસ્તી કિંમતે વેચાય તેમ કરો."

(પઢિયારકૃત 'સાચું સ્વર્ગ'માંથી)

ના પ્રેમની એવી લયલીનતા હોય છે કે, એવી લયલીનતાનો આ જગતના માયિક લોકોને ખ્યાલ પણ આવી શકે નહિ; કારણ કે એ નવી દુનિયામાં જે પ્રભુપ્રેમી ભગતો છે, તેઓની આંખમાંથી પ્રેમ ઝરે છે, તેઓની વાણીમાંથી પ્રેમ ઝરે છે, તેઓના ચહેરામાંથી પ્રેમ ઝરે છે, તેઓનાં મસ્તક ઉપર પ્રેમનાં કિરણો ફર્યાં કરે છે, તેઓના શ્વાસમાંથી પ્રેમ વહ્યા કરે છે, તેઓના સ્વાભાવિક આનંદમાંથી પ્રેમ વહ્યા કરે છે. ટૂંકામાં એજ કે તેઓ પોતેજ પ્રેમની પ્રતિમા જેવા બની ગયેલા હોય છે. આવા પ્રભુપ્રેમી ભગતોનાં દર્શન થાય એ પણ બહુ દુર્લભ વાત છે; પણ નવી દુનિયામાં તો એવાં દર્શન ઠેકાણે ઠેકાણે થયા કરે છે.

હે હરિજનો! આવા આવા અનેક આનંદો આસ્તિક ભગતોની નવી દુનિયામાં હોય છે અને તે બધું શ્રદ્ધાળુ ભગતો અંદરની આંખોથી બહુ ખુલ્લી રીતે જોઇ શકે છે, તેથી તેઓના આનંદનો કાંઇ પાર રહેતો નથી અને તેમાં વિશેષ ખૂબી એ છે કે, આ બધા પ્રસંગોમાં અને નવી દુનિયાનાં દરેક સ્થળોમાં અનંત બ્રહ્માંડના નાથ સર્વશક્તિમાન પરમાત્મા પોતે હાજર હોય છે તથા તે પોતાના આશીર્વાદથી, પોતાની કૃપાથી, પોતાના પ્રેમથી અને પોતાના જ્ઞાનથી શ્રદ્ધાળુ ભગતોને ભીંજવી નાખે છે અને તેને ઉપરાઉપરી અનેક જાતની અદ્ભુત બક્ષિસો આપીને પોતાના ઉપકારના સમુદ્રમાં ડુબાવી દે છે. આવો આનંદ પોતાની શ્રદ્ધાની નવીન સૃષ્ટિમાં આસ્તિક ભગતો ભોગવે છે; માટે બંધુઓ અને બહેનો! અમે તમને વિનતિ કરીએ છીએ કે, જો ભગવાનના આવા અલૌકિક આનંદો ભોગવવા હોય અને શ્રદ્ધાના બળથી નવી દુનિયાના દરવાજા ખોલી આવા મહાઆનંદોમાં દાખલ થવું હોય, તો જેમ બને તેમ સત્સંગમાં મચ્યા રહેજો અને ભગવાનમાંથી આવેલી સાચી શ્રદ્ધાનું બળ રાખજો, આત્મિક શ્રદ્ધાનું બળ રાખજો અને દિનપ્રતિદિન તેમાં વધારો થાય તેમ કરજો એજ અમારી પ્રાર્થના છે.



જ્યારે આપણો જીવ જાગે અને અંતરમાં ખરી તાલાવેલી લાગે; જ્યારે જગતની વસ્તુઓનું ખરું સ્વરૂપ સમજાઈ જાય ને તેનો મોહ ઓછો થઈ જાય; જ્યારે હું કોણ છું, અહીં શા માટે આવ્યો છું, મારે પાછું ક્યાં જવું છે અને હાલના વખતનું મારું કર્તવ્ય શું છે એ સમજાય; જ્યારે બ્રહ્માંડના નાથનો મહિમા સમજાય; તેની ખૂબી સમજાય, તેનું સર્વવ્યાપકપણું સમજાય, તેનું નિરાકારપણું સમજાય અને તે પોતેજ આપણા અંતરમાં રહેલો છે એમ સમજાય; જ્યારે તેનાં દરેક કામોમાં તેની દયા દેખાય અને તેથી સુખ વખતે તથા ખરેખરા દુઃખ વખતે પણ તેનો ઉપકાર મનાય; જ્યારે સંસારનું તથા આપણી જિંદગીનું બધું ચક્ર તેનાથી ચાલે છે એમ પ્રત્યક્ષ અનુભવાય, જ્યારે બીજાં બધાં તત્ત્વોને જુદાં પાડતાં આવડે અને છેવટના એક પરમતત્ત્વ સાથે એકતા અનુભવતાં આવડે, જ્યારે અંતરમાંથી બધી જાતના સંશયો મટી જાય, બધી જાતની વાસનાઓ બળી જાય અને બધી જાતની ઇચ્છાઓ પૂર્ણ થઇ જાય; જ્યારે એમ લાગે કે, આ જગતમાં જે મેળવવા લાયક તત્ત્વ છે તે મને મળ્યું, જે જાણવા લાયક તત્ત્વ છે તે મેં જાણ્યું અને આ જિંદગીનો જે હેતુ હતો તે પૂર્ણ થયો, હવે મારે કંઇ જાણવાનું કે કરવાનું બાકી રહ્યું નથી, એવી ખરેખરી છેક અંદરથી તૃપ્તિ થઈ જાય અને જ્યારે यत्र यत्र मनोयाति तत्र तत्र समाधयः એવી દશા થઇ જાય ત્યારે જાણવું કે, પરમ કૃપાળુ પરમાત્મા સાથે ખરી ઓળખાણ થઈ છે. હવે જે ભક્તને કે જે જ્ઞાનીને એવી ખરી ઓળખાણ થઈ ગઈ હોય, તેનાં લક્ષણો કેવાં હોય તે માટે મહાત્માઓ કહે છે કેઃ-

જેને પ્રભુ સાથે ઓળખાણ થઇ ગઈ હોય, તે ભક્તોનાં નેણવેણ બદલાઈ ગયેલાં હોય છે, તેના આચારવિચારમાં નિર્દોષતા, દૃઢતા તથા શાંતિ આવી ગયેલી હોય છે. તેની વાણીમાં સ્વાભાવિક રીતે શાસ્ત્રોના સિદ્ધાંતો ચાલ્યા આવે છે, તેના ચહેરા ઉપર એક જાતનું કુદરતી નૂર હોય છે, તેના અંતરમાં ઊંચા પ્રકારની કુદરતી શાંતિ હોય છે, વહેવારનાં મોટામાં મોટા સુખદુઃખના ધક્કાઓ પણ તેમને કાંઇ અસર કરી શકતા નથી. ગમે તેવા સંજોગો બદલાઈ જાય તોપણ તેઓના ઈશ્વરી જ્ઞાનમાં કાંઇ ખામી આવતી નથી. તે તો ઊલટું દિનપ્રતિદિન વધતુંજ જાય છે. મનુષ્યજાત સાથેની તથા જગતના જીવો સાથેની તેની બેહદ ભલાઇ હોય